# Table of Contents


સંપાદકીય

- સંપાદકીય
- સમર્પણ
- પ્રસ્તાવના
- ઉપોદ્ઘાત
- મા-બાપનો છોકરાં પ્રત્યે વ્યવહાર (પૂર્વાર્ધ)
- ૧. સિંચન સંસ્કારનાં...
- ૨. ફરજિયાતમાં ગાવાનું શું ?
- ૩. ન ઝઘડાય બાળકોની હાજરીમાં...
- ૪. અન્સર્ટિફાઈડ ફાધર્સ એન્ડ અન્સર્ટિફાઈડ મધર્સ
- ૫. સમજાવવાથી સુધરે સુપુત્રો
- ૬. પ્રેમથી સુધારો ભૂલકાંને
- ૭. 'અવળાં' આમ છૂટી જાય
- ૮. નવી જનરેશન, હેલ્ધી માઈન્ડવાળી
- ૯. મધર-ફાધરની ફરિયાદો
- ૧૦. શંકાનાં શૂળ
- ૧૧. વારસામાં છોકરાંને કેટલું ?
- ૧૨. મોહના મારથી મર્યા અનંતીવાર
- ૧૩. ભલું થયું, ન બંધાઈ જંજાળ...
- ૧૪. સગાઈ, રિલેટિવ કે રિયલ ?
- ૧૫. એ છે લેણ-દેણ, ન સગાઈ !
- છોકરાંનો મા-બાપ પ્રત્યે વ્યવહાર (ઉત્તરાર્ધ)
- ૧૬. ટીનેજર્સ સાથે 'દાદાશ્રી'
- ૧૭. પત્નીની પસંદગી

૧૮. પતિની પસંદગી
૧૯. સંસારમાં સુખ સધાય સેવાથી
'દાદા ભગવાન' કોણ ?
આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક
મા-બાપનો છોકરાં પ્રત્યે વ્યવહાર (પૂર્વાર્ધ)
(૧) સિંચન સંસ્કારનાં...
સંસ્કારી હોય તે જ સીંચે સંસ્કાર! મા-બાપનો પ્રેમ ન જવા દે બહાર!
વાતાવરણની અસર બગાડે છોકરાં; મા-બાપે ઊખેડવા દિનરાત ફોતરા!
ધર્મ શીખવાડે, ધર્મ સ્વરૂપ જે થાય; બાપનું જોઈને છોકરાંથી શિખાય!
મા-બાપ, માસ્તરો પડ્યા કમાણીમાં; નથી પડી, માસૂમ શું કરશે જિંદગાનીમાં?
આજનાં છોકરા ભણે, પણ ન ગણે; એકાંગી ચિત્ર ભણતરમાં, નવીશું લણે!
છોકરાઓ ભારતમાં ભણવા મૂકાય? મા-બાપ, છોકરાંના વર્તનથી મૂંઝાય!
મા-બાપ તપથી જીવે તો સંસ્કાર સીંચે; દારૂ-માંસ લેતા જોઈને બાળક ઢીંચે!
મા વિહોણા પ્રત્યે બન આદર્શ પિતા; જાગૃત રહેવું ને સિંચવી સંસ્કારિતા!
બાપની મૂંછ ખેંચે ત્યાં કર ડીસ્કેરજ; ભણવા માટે ઈનામ, કર એન્કરેજ!
પપ્પો કહે, જો બાબો ખીસામાં ઘાલે હાથ; મૂઆ, છોરાને ચોર થવામાં દીધો સાથ?!
ઘરમાં ફૂંફાડો મારવો એ છે અહિંસા! નહિ તો વંઠશે ઘરના, યે બાપ કૈસા?
ઘરમાં આરતી-પ્રાર્થના સીંચે સંસ્કાર! વાતાવરણથી શુદ્ધિ અંદર-બહાર!
(૨) ફરજિયાતમાં ગાવાનું શું ?
વીત્યાં વરસો વેગન વેંઢારવામાં; કાંદા-બટાકાના ભાવે વેચાવામાં!
ફરજો બધી છે ફરજિયાત; નહિ તો ખાશો સહુની લાત!
છોકરાં ભણાવ્યાં તે ડ્યુટી બાઉન્ડ! આત્માનો નહિ, સુણ્યો ફરજોનો સાઉન્ડ!
ફરજો ચૂકવી તે, ન બતાવાય ગણી; ખોળ મરજીયાત ને, લે આ ભવ લણી!
ફરજિયાતમાં શીરપાવ શાનો? સમભાવે કર નિકાલ તો તું શાણો!
સુખ આપ્યું તે ક્રિયા થઈ ફરજિયાત, આપવાનો ભાવ કર્યો, તે મરજિયાત!
ચેતીને ચાલ પહેલેથી છોકરાં સંગ; મેલ ઘાલમેલ, નહિ તો ખેલાશે જંગ?

ભણાવી ધંધે લગાડો એ ઘણું; ગાંઠ રાખી, રાખો વડીલપણું!
મતભેદ થતાં પૂર્વે થવું જુદા; ધાણીઓ ફૂટે ત્યાં ન રહે ખુદા!
સામાને ન થાય બાધક તે વ્યવહાર; જોડે ન જાય ચિતામાં, એવો આ સંસાર!
ધણી-બાળકોની સેવા કરતી; અણજાણે થાય પ્રભુની ભક્તિ!
કુદરત તો સહુને રાખે રાજાની જેમ! અક્કરમી ચિંતા કરે રહેવા હેમખેમ.
ફરજો બજાવતા ગતિ બંધ! અંદરના ભાવ સાથે સંબંધ!
(૩) ન ઝઘડાય બાળકોની હાજરીમાં...
આજે નાનું કુટુંબ છતાંય ચિંતા; મા-બાપનું જોઈ છોકરાં શીખતા!
બાળકો મા-બાપના ઝઘડાની કરે નોંધ! ન્યાયશક્તિથી ગુનેગારની કરે શોધ!
લઢો, પણ એકાંતમાં, ના છૂટકે; દેખે, બાળ પડે આંટી તે જ ઝટકે!
'પોતે' જ છે સર્વ દુઃખોનું મૂળ; ઘેર કચકચ કરી, ભોંકે શૂળ!
મા-બાપનું લગ્નજીવન જોઈ! પૈણવાની વૃત્તિ યુવાવર્ગે ખોઈ!
મૂંઝવણો પરદેશમાં બાળકો માટે; બાળકો પણ મૂંઝાય બે કલ્ચરોની વાટે!
(૪) અન્સર્ટિફાઈડ ફાધર્સ એન્ડ અન્સર્ટિફાઈડ મધર્સ
બાપ થઈને પડ્યા છોકરાંને માથે; કર પૂરી ફરજ, રાખી ધર્મને સાથે!
લાયકના છોકરાં પૂરાં સંસ્કારી; પૂજ્ય દ્રષ્ટિ રાખી મા-બાપ પર વારી!
ધીબે છોકરાંને જેમ કપડાં! આ તે બાપ, ગયો કૂતરાં કરતાં!
મા-બાપ તે કોને કહેવાય? પ્રેમે વંઠેલાંય વશ થાય!
કળિયુગમાં જન્મ્યા વાળવા વેર; લાવો નીવેડો, નવું અટકાવવા ઝેર!
ક્વૉલિફાઈડ મા-બાપના, કહ્યા પ્રમાણે ચાલે; દાદાઈ સ્કુલમેં સર્ટિફિકેટ પા લે!
રાજ ચલાવતાં ન આવડ્યું ભરતને; રામે આદર્શ રાજ્ય દીધું જગતને!
ન બોલાય, છોકરો નથી માનતો? નથી બાપ તરીકે છાજતો!
શીલવાન, શીલ સંસ્કારે; વાઘ પણ ત્યાં સલામો ભરે!
જ્ઞાની કંડારે મૂર્તિ! ફાધરોને આપે પૂર્તિ!
છાસીયામાંથી સો ટચ બનાવે દાદા! તપવે સોનાને, પણ અંતે ફાયદા!
(૫) સમજાવવાથી સુધરે સુપુત્રો
છોડને તે વઢીને ઉછેરાય? પ્રેમથી પાણો પણ પીઘળાય!

આત્મજ્ઞાન સાથે ખપે વ્યવહાર જ્ઞાન! શાંતિ માટે બન્યું તે વ્યવસ્થિત જાણ!
ખીલે ગુલશન, તું જો બને માળી! ગાડી ઊંધે પાટે, લે પ્રેમથી વાળી!
સુધરેલો કોને કહેવાય ? વઢે તો પણ પ્રેમ દેખાય !
છોકરાં સુધરે, કરો સારા ભાવ; વિફરે પ્રકૃતિ જો કરો દબાવ!
દારૂડિયો દીકરો, છતાં ન કિંચિત્ દ્વેષ; પ્રેમથી વળે, ને હિસાબે શૂન્ય શેષ!
દાદા ગ્રેટેસ્ટ ડૉક્ટર ઑફ માઈન્ડ! દરેક દર્દી પર સરખા કાઈન્ડ!
સોળ વર્ષે છોકરાંને રાખે, ફ્રેન્ડ તરીકે; ઉપરીપણું નહિ, તો બગડે ન જરાં કે!
દાદાએ આપી બધાં બાપાને ચાવી; છોકરાંને ગણ દાદો, તો જઈશ ફાવી!
(૬) પ્રેમથી સુધારો ભૂલકાંને
પ્રેમથી છોડવાં ય ઉછરે કાઠાં; અકળાયે સહુને લાગે માઠાં!
સત્તાથી ય ચઢે પ્રેમનો પાવર! હાર્ટ દેખે ત્યાં પ્રેમનો શાવર!
પહાડ પરથી પથરો પડે; કોના પર ગુસ્સો કરે?
દેવતાનો સંગ સીધો કે ચીપિયાથી? કેટલીક ગૂંચો, ઉકલો કીમિયાથી!
દાદાના કહ્યા મુજબ કરે; બોલ એ કે જેનો અર્થ સરે!
અશ્રુથી વ્યક્ત, નહીં ખરી લાગણી; ડ્રામેટિક રહ્યે, ખરી સાચવણી!
થાય છોકરાં સાથે અચૂક પક્ષપાત; આ તો છે લેણ-દેણની વસુલાત!
બાળકો દાદાના સત્સંગથી સુધરે; જાતે ઘેર આવીને સુધારે ખટપટે!
ઘડીમાં ગુસ્સો, ઘડીમાં ઊછાળો; એ છે આસક્તિ, છોકરાંને મુંજારો!
ન ઘટે-વધે, પરમાત્મ-પ્રેમ દાદામાં; ન જોવા મળે આજ કોઈ પ્યાદામાં!
(૭) 'અવળાં' આમ છૂટી જાય
દારૂ સ્વપ્ને ન પીવાય ક્યારેય; ખોટાંની પ્રતીતિ ક્ષણે ય ન ભૂલાય!
દારૂ-માંસાહારનું રી પેમાં જાનવર ગતિ; જ્ઞાનીનાં વચન, ખોશો માન મતિ!
ન ખવડાવો કદિ બાળકોને ઈંડાં; વધે વીર્ય કૈડ્યા કરે વિષયોના કીડા!
જો જાતે ચીકન તું શકે કાપી; તો જ હાર્ટે ખાવા માટે રજા આપી!
બાળકોને મીઠાઈનાં માઠાં પરિણામ; નાની વયે વિષયો મચાવે તોફાન!
દૂષણો દૂર કીધાં, નવી ફેશનનાં! નખ ને હોટલ-બારના જશનનાં!
છોકરાં સુધરાય સમજાવીને; હૃદય સ્પર્શે તેજવાણી ખરીને!
દાદા પ્રેમથી હૃદય પલટો ચોરનો; વશ કર્યાં મનના લાખો ચોરને!

(૮) નવી જનરેશન, હેલ્ધી માઈન્ડવાળી
ટી.વી.-સિનેમા જોવામાં શો સાર; ગંધાતો કાદવ, લ્હાયને ઠાર!
નવું પેન્ટ પહેરી જો જો કરે તકતામાં; ન કો' નવરું જોવાં, સહુ સહુની ચિંતામાં!
દેવલોકથી ઉતર્યા વાળછાવાળાઓ! પુણ્યૈથી બધું પોશ પામ્યા, ન દીઠાં ખાડાઓ!
ભીડ જ ભાળી જન્મથી જ જુવાનોએ; નથી જોઈ છૂટ કદિ સંતાનોએ!
વડીલોની કચકચ, ત્રણેય કાળમાં; ઊંધી ટોપી, તોય કહો, શોભે તારા વાળમાં!
હે બુઝર્ગો, તમે ફરો! ભૂલકાં વચ્ચેનું અંતર હરો!
૧૯૨૧-૨૨ની સાલનો સાંધો; આચાર-વિચાર, પહેરવાં-ખાવામાં!
તેજોદ્વેષ વધારે ઘૈડિયામાં; યુવાનોને ન પડી કોઈની દુનિયામાં!
આવી આ જનરેશન હેલ્ધી માઈન્ડવાળી; ન મારી-તારી તિરસ્કાર કે તરછોડવાળી!
પહેલાં વિષયોમાં હોય ચોખ્ખાં લોક; દસ વર્ષનાં ય દીગંબર, વિના રોક!
ડબલબેડ ન દીઠાં બાપ-દાદાએ; કોણ જાણે ભારતમાં પેઠા કયા કાયદાએ?
નથી મમતા કે બરકત યુવાનોમાં; સરળતા ને ચોખ્ખાઈ જીવનોમાં!
કેવો નિખાલસ આજનો યુવાવર્ગ! સચ્ચાઈમાં તો જાણે ઉતર્યાં સ્વર્ગ!
જરૂર છે યુવાવર્ગને દોરનારની; 'દાદા' જેવા કલાકમાં ફેરવનારની!
(૯) મધર-ફાધરની ફરિયાદો
મોડો ઊઠે તો મા-બાપની કચકચ; કહેવાનું બંધ કરો એ જ રસ્તો સચ!
રમતિયાળને વાળવા ભણવા; યોજના ઈનામની કાઢો જીતવા!
બાળક સાથે બાળક બની જાય; કાઉન્ટર પુલી મૂકી એડજસ્ટ થાવ!
ગાડીનું પંચર કરી, કેવું સંવારે? એમ ઘૈડિયાનું હૃદય ઠારે!
છોકરાં અંદરોઅંદર લઢે; જોયા કરે તો જ સંબંધ બઢે!
જે પહેલી કરે ફરિયાદ; તે જ ગુનેગાર રાખ યાદ!
રીસાય છોરું તો બાપ મૂંઝાય; બોલવાનું બંધ એ જ ઉપાય!
ક્રોધી છોકરાં સાથે શું થાય? પહેલાં પોતે બંધ કરે સદાય!

ગુસ્સો કરો છો કે થાય છે? એ છે વિકનેસ અંતે તો થાય છે!
છોરાંને વઢો સમજ્યા વગર ઈન્સીડન્સ; ભૂલી ગયાં નવ મહિનાનો રેસીડન્સ?
કેમ કાઢે આવો ટોન? વઢીને લે નવી લોન!
છોકરાં જયમ્ પાકેલાં ચીભડાં; અડતાં જ ફાટે ધૂઓ ઓરડાં!
શીખ, છોરાંને લઢવાની રીત; નાટકી લઢવું ને નાટકી પ્રીત!
દુઃખ થાય છોકરાંને, વઢવાથી; ચોખ્ખું થાય પ્રતિક્રમણ કરવાથી!
ક્રોધ કરે હિત માટે મા–બાપ! પુણ્યૈ બંધાય, નથી એમાં પાપ!
અવળા ચાલે ત્યાં કરવી પડે ટકોર; નહિ તો માને અમે છીએ બરોબર!
ગુસ્સે થાય તેની સામે સમતા; છાપ પડે જ્ઞાનની, ને વધે પૂજ્યતા!
નથી ભૂલમાં દીકરો કે ફાધર; લઢાઈ છે પૂર્વકર્મની ફાચર!
ડરાવીને કરવા જાય કંટ્રોલ; પ્રેમ સિવાય ન જીતાય, ડફોળ!
માર સહે બની બાપડાં; વેર બાંધી બને દીપડા!
મા–બાપની ધાક હોય માત્ર આંખથી; ક્યારેક દંડ કે સંકોરી પ્રેમ પાંખથી!
વંઠેલાને વાળો વીતરાગતાથી; નહીં તો સામો થશે નિર્દયતાથી!
જ્ઞાનમાં શું બને તે જુઓ; સાથે પ્રતિક્રમણથી ધૂઓ!
છોકરાં સાચવો ગ્લાસ વિથ કેર; આ છે ભારતના ભાવિ હેયર!
છોડીને મારવાથી વળાય? પારકી થાપણ, સોંપી દે 'દાદાય'!
સમજો શું છે કુદરતનો જવાબ; બાપ કરે મજૂરી ને દીકરો નવાબ!
માને, બુઢ્ઢાની બુદ્ધિ બહેર મારી; તોય પ્રેમથી તો સંબંધ સુધારી!
સામું છોકરાં આપે વણતોલ્યું; નોંધ જ ન રાખો ગમે તે બોલ્યું!
સ્વતંત્રતા આપી વાળ્યો સત્યાનાશ; ભૂલ સુધારો હવે, રાખી હળવાશ!
શું બેબીને સુધારવી છે કે; કશું ઓપરેશન કરવું છે?
ન ચલાવાય આપણી દ્રષ્ટિથી કોઈને; વીતરાગથી વિરુદ્ધ છે, કહે દાદા જોઈને!
ન કપાય બાવળીયો ઘણથી! કપાય એ તો કરવતની કળથી!
ભોગવે તેની ભૂલ એ ન્યાય; દારૂડિયો દીકરો નથી અન્યાય!
વહુની ગાળો કાનથી જાય સંભળાઈ; ભાંગો ભૂલ, ત્યાં હતા જ નહીં કરી!
છોકરાં જોડે કરો ડહાપણથી 'ડીલીંગ'; નહીં તો કરશે એ હાર્ટનું 'ડ્રીલીંગ'!

છોકરાંથી બગડે તો ય, ન કર દ્વેષ; જ્ઞાનથી ઉકેલો હિસાબો અંતે નિઃશેષ!
ગૂંચ પડતાં જ કરો તપાસ મહીં; રાખ જુદો ગૂંચાયો 'હું' નહીં!
ન કરાય ન્યાય કોઈના ઝઘડામાં; વિનંતી કરું છું કહી પડો રગડામાં!
છોકરાં-વહુ બાપને વારે વારે ટોકે; નાના થઈને ગુજારે તેને કોણ રોકે?
ભેગાં રહી સાસુ-વહુ કરે કકળાટ; પ્રેમથી સાચવો કરી જુદો વસવાટ!
ન કર દૂર વસેલા પુત્રની હાયહાય; સુખી સહુ ઘેર ન લગાડ લ્હાય!
છોકરાં પરદેશ વસે, ન ગમે બાપને; ક્ષેત્ર-કાળને આધીન બેઠક સંજોગ મા-બાપને!
સત્યુગમાં ઘર એટલે ખેતરાં એક સ્વભાવી; કળિયુગમાં ઘર બગીચો પ્રકૃતિઓ ઓળખાવી!
લાવેલા સંસ્કારનું માત્ર કર સિંચન; ન અપેક્ષા, ન વઢ, ન કર તું પીંજણ!
બાપ લોભી ને દીકરો નોબલ; પ્રકૃતિ ઓળખીને કર લેવલ!
નર્સરીનો કોર્સ કરી ઉછેરે છોડવાં; છોકરાં ઉછેરો એમ માંડો વિચારવા!
સમજાવનારો નિસ્વાર્થ ઘટે; સુધરેલો જ સુધારી શકે!

## (૧૦) શંકાનાં શૂળ

છોડી પર શંકા, મારી નાખે જાતને; શંકા પડતાં જ મૂળથી કાઢને !
છોડી નાસી ગઈ પરનાતમાં; સ્વીકારી લે, નહિ તો આપઘાતમાં !
કોલેજીયન છોડી પર કરે શંકા; 'છોડ' એ, યાદ કર દાદાઈ ડંકા !
કાળજી લો પણ શંકા ન કરાય; આસક્તિથી મુક્તિ એ જ ઉપાય !
છોડી મોડી રાત્રે આવે ઘેર; કાઢી ના મૂકાય, કળથી કર ફેર !
સામો કરે શંકા તો ન દેવું અડવા; ભોગવે તેની ભૂલ ને માંડ ભાંગવા !
મોક્ષ માર્ગમાં શંકા બહુ બાધક; 'સમભાવે કર નિકાલ' હે સાધક !
કોણ છોડી ને કોણ બાપ? નાટકનાં પાત્રો ન કો' સાચ !

## (૧૧) વારસામાં છોકરાંને કેટલું ?

છોકરાં માટે વાપર્યું, ન બંધાય ભાથું; પારકા માટે વાપરે તે પુણ્ય સાચું !
આત્મા માટે કરે, તે ખરો સ્વાર્થ; તે સિવાયનું બધું પરાર્થ !
ભણાવો, પૈણાવો, ધંધે લગાડો; બાકીનાં વાટખર્ચી કાજે ભેલાડો !
મોટો વારસો બનાવે દારૂડિયો; સંસ્કાર, ભણતર જ ખરો રૂપિયો !

ધંધે લગાડ દીકરાને લઈ વ્યાજે; શીખ બોધકળા દાદાની, સુખ કાજે !
બૈરી–છોકરાંને ક્યારેક ભીડ દેખાડો; નહીં તો વંઠશે ને કરશે ભેલાડો !
જો પૈસા જોડે લઈ જવાતા હોત; દેવું કરીને પોટલું લેત બહોત !
છોકરાને આપવું પદ્ધતસરનું વિલ; લોકહિતમાં વાપરી, લે ઓવરડ્રાફ્ટનું રીલ !
ન સોંપાય પહેલેથી બધી મિલકત; લાચારીને ઠેબાં મળે જાણ હકીકત !
રાખ લગામ હાથમાં એ બન્નેનું હિત; વખત પડે ત્યારે ખેંચ એ ખરી પ્રીત !
વિલ કરવું વ્યવહારથી; પછી જીવન જીવાશે પ્યારથી !
મિલકત વેચી દીકરાને ધંધે લગાડ્યો; હડધૂત જીવન બાપનું રે ભવ બગાડ્યો !
ઊઘાડી આંખે સાવધાનીપૂર્વક ચલાય; પછી અથડાય તો વ્યવસ્થિત મનાય !
બાપ ભણાવે દીકરો ઊડાવે; શાણો તો વ્યાજ સાથે ઊઘરાવે !
ગાદી માટે બાદશાહો મારતાં બાપને; દૂધ પાઈને ઉછેર્યાં ઘરનાં સાપને !
ઘરમાં વાપર્યા તે જરૂરી ગણાય; ઊંચું ક્યારે ? પારકાં માટે વપરાય !
આજના યુવાનો ન રાખે આશ; જાત કમાઈ પર આધાર ખાસ !
માગે પૈઠણ, આપવી કે નહીં? સંજોગ પ્રમાણે કરવી સહી !
ઘરજમાઈથી ભારે ફસામણ; ન કહેવાય–સહેવાય અથડામણ !
(૧૨) મોહના મારથી મર્યા અનંતીવાર
ન થાય દીકરો કદિ સગો; દેહ પણ અંતે દે છે દગો!
ત્રણ કલાક લઢે ત્યાં ફૂટે ટેટો; ન સંધાય પડે બાપથી છૂટો!
છોકરાં પ્રત્યે છે ઉછીનું સુખ; રિપે કરવાનાં ભોગવીને દુઃખ!
પગ પહોંચતા સુધી છોરાં પાંસરાં; પછી બનાવે બાપને બહાવરાં!
જેટલો મોહ હશે છોકરાં માટે; માર તેટલો જ પડે વ્યાજ સાથે!
મોહને લીધે લાગે મીઠો સંસાર; છોકરાં વઢે ત્યારે લાગે અસાર!
મા–બાપની આશા ઘૈડપણમાં ચાકરી; કોણ જાણે ચાકરી થશે કે ભાખરી?
વધારે કમાવાનું છોકરાં માટે? વઢો તો પહોંચાડે હલકી ઘાટે!
કલદાર માનીએ તો થાય આસક્તિ; ટેસ્ટીંગે બોદા, માટે કર 'સ્વ'ની ભક્તિ!
મિલકત માટે મારે, કોર્ટ જાય લઈ; રીયલ નહિ, આ તો રિલેટિવ સગાઈ!

લાગણી–મમતા એ બધું એબ્નોર્મલ; ઉપકારી ભાવ સદા, કર પ્રશ્નો હલ!
બાપને જોવા જાય બે વખત; સાઢુને દવાખાને બાર વખત!
મા વગર ન ફાવ્યું વર્ષ બાવીસ; ગુરુ આવતાં જ મા લાગી બાલિશ!
નવ માસ રહ્યો વગર ભાડાંની ખોલીમાં; ગુરુ આવતાં માને જલાવે સદા હોળીમાં!
વહુ વાળે વેર તે છે 'વ્યવસ્થિત'; ભોગવે તેની ભૂલ નથી આમાં પ્રીત!
રાગમાંથી વેર ને તેથી સંસાર; વીતરાગતા જ કરાવે ભવ પાર!
છોકરાંને મારીને સીધો કરાય? વેર વસુલ કરશે ગમ્મે તે ઉપાય!
છોકરાં પજવે તો થવું ખુશ મહીં; છોડાવે છે મોહમાંથી ઉપકાર લહી!
સ્થૂળ મોહથી સૂક્ષ્મતમ; જ્ઞાની સમજાવે, સમજ મોઘમ!
મમતા બચ્ચાની ગાય–ભેંસને છ માસ; મનુષ્યો તો સાત પેઢીની રાખે ખાસ!
જે મા–બાપ તેમને નભાવે! હવે નવાં જણી ક્યાંથી લાવો?
ગેરહાજરીમાં લાગણીઓ ઊભરાય; ખાલી સ્ટોક તેથી હાજરીમાં કષાય!
બધાં માટે બધું કર્યું જિંદગીભર; ખરે ટાણે કોઈ નહીં 'જ્ઞાની' વગર!
ભવિષ્યની ચિંતા બગાડે વર્તમાન; દૂર ડુંગરા છોડી, ઠોકર સંવાર!
ચિંતાથી પડે અંતરાય; માત્ર પ્રયત્નો જ કરાય!
મરતી વખતે જીવ, છોડી પૈણાવાવાળા; અક્કલનો કોથળો ન લે કોઈ ચાર આનામાં!
સોંપી દે દાદાને છોરાંઓનો ભાર; ગેરંટીથી પછી ચિંતા ન લગાર!
છોકરાં જ છે આપણું થર્મોમીટર; મોક્ષને લાયક બનાવે, છોડ ફીકર!
છોકરાં ઊડાડે, તેને જોયા કરો; મરીને જીવો એ સૂત્ર હ્દે ધરો!
(૧૩) ભલું થયું, ન બંધાઈ જંજાળ...
જ્ઞાનીની દ્રષ્ટિએ વાંઝીયા પુણ્યશાળી; ગત ભવે ઋણ ચૂક્વ્યાં હવે ખાલી!
પ્રજા માટે પૈણ્યા ઘડપણમાં બીજીવાર; દસ વરસની બીબી મળી તોય થઈ હાર!
દાદા, દાદા સાંભળતા મલકાય; આ તો સિગ્નલ પડ્યું, વધુ ના જીવાય!
ગત ભવ યાદીમાં, તો ન ખોળે બચ્ચાં; મોક્ષનું કર, નથી આમાં કોઈ સચ્ચા!

કઈ ગાદી દેવાની તે જુએ પુત્રની રાહ; પુત્રીઓની લાઈન લગાડે કેવી આ ચાહ!
કર્મ પ્રમાણે જ મળે સંતાન; જ્યોતિષના ચક્કરે થઈશ હેરાન!
કોણે ઘાલ્યું સરાવવાનું તૂત; પરણવું જ પડેનું ઘાલ્યું ભૂત!
કાચી સમજે નીકળે, હાય વરાળ; શાણો કહે, ભલું થયું ભાંગી જંજાળ!
ક્યાં ઋષિ-મુનિ પૈણે એક પુત્રદાન; વિષયાંધે સર્જાવ્યા ફેમિલિપ્લાન!
બાળ મરે દુઃખ પડે શું કારણ? હિસાબ પત્યે ન ટળે કો'થી મરણ!
અલ્લાની વાડીનું અમાનત ફળ; દીધાં લીધાંનો હર્ષ-શોક ન કર!
મર્યા તેની ન કરાય ચિંતા; જીવે છે તેનો ખરો બન પિતા!
મરે તેનો ન કરાય કલ્પાંત; દુઃખ પહોંચે પ્રિયને સમજ વાત!
મરણ પછીનું લૌકિક કરવાનું કહે; રડે બધાં, પણ અંદર નાટક રહે!
દેહ છોડી જવાની ઈચ્છા ન કોઈને! હજી આંખે દેખાય કરી જીવવું હોય ને!
જન્મીને બાળ તરત જાય મરી; પૂર્વભવનું વેર વસુલ કરી!
એક કલ્પાંતનું ફળ બંધાય; કલ્પના અંત સુધી રખડાય!
છોકરો કંઈ નિશ્ચયથી હોય? વ્યવહારથી, તેથી જોડે ન જાય!
'દાદા'ને દીકરો-દીકરી આવી ને ગયા; ગયાં ત્યારે પેંડાની પાર્ટી, ત્યારે જ્ઞાની થયા!
દાદા કહે, ગેસ્ટ આવ્યાં તે ગયાં! કેવી સમજ, છોકરાં જ્યારે મર્યાં!!
છોકરાંની ચિંતા બાંધે જાનવરગતિ; ગયા ભવની કરે તો ખરી ગતિ!
મર્યા પછી તો બધું મૂકી દેવાનું; જીવતાં મૂકે ત્યારે મોક્ષે જવાનું!
જાનવર ગતિ બંધાય કર્યે ગર્ભપાત; ભારે પ્રતિક્રમણથી ઘટે પાપ!
બે વર્ષનું બાળક મરે; બાકી રહેલાં કર્મોથી ફરે!
બાળકને કર્મ બંધાય ક્યારથી? અંતઃકરણ ડેવલપ થાય ત્યારથી!
(૧૪) સગાઈ, રિલેટિવ કે રીયલ ?
બાપ-દીકરાની સગાઈ 'રિલેટિવ'; 'રીયલ' હો તો જોડે જાય, એકસરખું જીવે!
રિલેટિવ છે માટે સાચવીને ચાલો; નહીં તો તૂટશે આ તો કાચનો પ્યાલો!
માછલાંની તો કહેવાય જાળ; મનુષ્યોનો સંસાર તો જંજાળ!

સાહજીક જીવન જીવે જનાવરો; મનુષ્યો માંડે વિકલ્પોની વણઝારો!
ભજવ પાત્ર નાટકનાં 'હું કોણ' જાણી! કહેવાય રાણીને 'ઘેર હેંડ', ખરી માની?
'દાદા' ભજવે નાટક દિનરાત; કર્મ કરે છતાં અકર્મ આત્મસાત્!
ફેમિલી વ્યવહાર માત્ર છે નિકાલી; ઉપલક રહી રાગ-દ્વેષ કરો ખાલી!
સોંપે છોરાંને કરી કમાણી કાળી! ઘરડાં ઘરે ઘાલે, મરે જીવ બાળી!
ઘાટવાળી સગાઈઓમાં શો સાર? સાચો સંબંધી આત્મા એ જ સંભાર!
(૧૫) એ છે લેણ-દેણ, ન સગાઈ
જેવો હિસાબ બંધાયો, તેવો ચૂકવાય; આપ-લેનો હિસાબ, નિરાંતે પતાવાય!
રાગ-દ્વેષથી મા-બાપ છોરાં મળ્યાં; દુઃખ વધુ ભોગવવા ખુદનાં કર્યાં!
ન બોલાય મા-બાપથી, પેટ પાક્યું; છોરાં કહે, મારા પગલે તમારું ચાલ્યું!
બાપ કહે, તને કશું નહિ મળે; છોકરો કોર્ટે જઈને સામો લઢે!
જરૂરી ઉપાધિ વહોરાય; બહારથી નકામી ના ખેંચાય!
ન હોય કદિ માને સહુ છોરાં સમાન; રાગ-દ્વેષ મુજબ અભાવ કે ખેંચાણ!
ચીકણાં કર્મે મા-બાપ રહે જોડે; નહીં તો દૂર વિદેશ ખોરડે!
પોતે પોતાનો દીકરો (!) થાય; કર્મની ગતિ ગજબ ગણાય!
આ ભવે બાંધેલું કરે કેરી ઓન; માટે ચેત, ન લે નવી લોન!
સરખું સીંચન છતાં ભિન્ન પ્રકૃતિ ; બીજ પ્રમાણે ફળ એ છે કુદરતી !
સંતના પાંચે, ક્યારે ન પાકે સંત; સ્વ સંસ્કાર પ્રમાણે, ન ચાલે ખંત!
આપણા વાંકે ભેગું થયું વાંકું; એમ ને એમ ન પાકે પેટે ડાકુ!
મળતાં પરમાણુઓ, જોડે જન્માવે; ત્યાં જ ગોઠે ને વસુલ કરાવે!
ફેર કેરી કેરીએ, પાંદડે ડાળે ડાળે; સ્પેસ ફેરે થયો ફેર, ભાવ દ્રવ્ય કાળે!
રાજા શ્રેણિકને દીકરાએ નાખ્યો જેલ; મહાવીર મળ્યા છતાં નર્કે, કર્મના રે ખેલ!
છોરાં મા-બાપ ચૂકવે ઋણાનુબંધ; ન કો' આપે કે લે, સહુ લાવેલા પ્રબંધ!
છોડ માયાજાળ પરભવ સુધાર; સરવૈયું જો, ગતિ છ પગની કે ચાર?
છોકરાંનો મા-બાપ પ્રત્યે વ્યવહાર (ઉત્તરાર્ધ)
(૧૬) ટીનેજર્સ સાથે 'દાદાશ્રી'

ભણવાનો ધ્યેય બાળપણથી; દાદા નામે પાશેર, ભાર મણથી!
ગમ્મે તેટલું મારે તોય ગમે મમ્મી; હિતમાં જ હોય જ્યારથી જન્મી!
ઘરમાં, સ્કૂલમાં જે રાખે સહુને રાજી; આદર્શ વિદ્યાર્થીએ, સહુની 'હા'એ હાજી!
જૂઠું બોલવાના નુકસાન તું ગણ; દુઃખી કરે ને ન રહે વિશ્વાસ કણ!
શાહુકારો ન કરે ચોરી ડરથી; પોલીસો ન હોય તો ઉપડે ધૂળથી!
હે આર્યપુત્રો, ન કરાય ભેળસેળ; નહિ તો જાનવર ગતિનો છે મેળ!
એક જીવ બનાવે, તેને મારવાનો રાઈટ; અહિંસક હોય તેનું, ઊંચું બુદ્ધિનું લાઈટ!
મા-બાપ રાખે છોકરાં સંગે મિત્રાચારી; ન ખોળે છોકરાં, પછી કોઈની યારી!
ન ભોગવાય અણહક્કના વિષયો; દાદા ધરે લાલબત્તી, જો જે લપસ્યો!
આવે કુવિચારો ત્યારે લે પ્રભુનું નામ; ન છોડીશ ઠેઠ સુધી, એ જ લાગે કામ!
પુત્રોને આપવી મૈત્રી પ્રેમ ને માન; મસ્કા મારી પાડોશીઓ, મચાવશે તોફાન!
મમતા મા-બાપની ભારે; છોડવી પડે, જશે ત્યારે!
સાચું સુખ કોને કહેવાય; જે આવ્યા પછી ક્યારે ન જાય!
ધાકથી નહિ, સમજાવીને લાવો ઉકેલ; આંટી દૂર કાઢવા મા-બાપે કરવી પહેલ!
મા-બાપ થાય ગુસ્સે તો શું કરવું? 'જય સચ્ચિદાનંદ' કહી ટાઢા પાડવું!
ઘરમાં જાણો બાળકનો મત; નાનો પણ નિર્દોષ, તેથી કહે સત્!
સુખ આપવાની કાઢો આજથી દુકાન; સુખનો વેપાર વધારો મતિમાન!
વેઢમીનો કેળવવો પડે લોટ; કેળવણી ન ફાવે, સમતાની ખોટ!
સાચો પ્રેમ ત્યાં ન હોય દ્વેષ-રાગ; વધે-ઘટે એ તો છે આસક્તિ અનુરાગ!
સામાના શુદ્ધાત્મા જુએ તો લાગે નિર્દોષ; પ્રકૃતિ જુએ તો દેખાય ખૂબ દોષ!
સ્કૂલમાં શીખવે ભણતર; પણ ક્યાં શીખવે ગણતર?
મશીનના મળે સવાસો રોજના; મનુષ્યનું ભાડું ચાલીસ, એમાં લોજના!
મા-બાપ ન મૂકે છોકરીમાં વિશ્વાસ; વ્યાજબી એ, કારણ સમજની કચાશ!
ગાળો દે તો સાચવીશ ફાધરને; ધન્ય તને ને તારી જણતરને!
બાપ લઢે મતભેદ કલેશ ઘરે; ભોગવે એની ભૂલ, કરી ચૂકતે કરે!
જૂની ગાડી થાય જલ્દી ગરમ; છોકરાં શાંત તો બાપ જલ્દી નરમ!

(૧૭) પત્નીની પસંદગી
પરણવું ફરજિયાત હરકોઈને; બ્રહ્મચારી વિરલો, પૂર્વનું લઈને!
ન થાય, ધારે તેવું હંમેશા; ના, ના કરતાં પૈણી જાય બધા!
પૈણીને જીતાય પ્રેમથી પત્ની; ઝઘડાથી કલેષ ઊંધી મતિ!
ન ચાલે પરણ્યા વિના સંસાર; જ્ઞાની જ નિરાલંબ, વિના આધાર!
યુવાવર્ગ દોડી આવે દાદા પાસ; મા-બાપનાં સુખ(?) જોઈ થાય ઉદાસ!
પાત્રની પસંદગીમાં ન ઘાલો હાથ; ન ફાવે તો આવે બાપને માથ!
ન વપરાય બુદ્ધિ પસંદગીમાં; સંજોગો, સાચી આપે જિંદગીમાં!
પત્ની, કુટુંબ માટે ન દે કરવા; ખાનગીમાં કરી, બેઉ સાચવવો!
નથી પાપ લવમેરેજમાં; પાપ છે દગા ને ફરેબમાં!
પુરાવા ભેગાં થતાં લફરું પેઠું! લફરું જાણતાં જ, પડે એ છૂટું!
મોઢું રૂપાળું પસંદ કરી લાવ્યો પૈણી; હવે નથી જોવું ગમતું કહે ધણી!
ન કરાય કદિ ભારતીયથી ડેટિંગ; વર્જીનને મળે વર્જીન કુદરતી સેટીંગ!
ફોરેન લેડી પહોંચે છૂટાછેડે છેક; ઈન્ડિયન રોજ લઢે તો ય એકના એક!
એક નાતનાનાં સરખા સ્વભાવ; પરનાતમાં ન બેસે મેળ સાવ!
રૂપાળી હાફુસ દેખી લાવ્યો ઘેર; એ ચાખે તો ખાટી, સિલેકશન ફેર!
વર્તજે અહીં નક્કી કર્યા પ્રમાણે; નાતનીને જ હા, પસંદગી ટાણે!
જ્ઞાન કહે પૈણ્યો, તે મુજબ કર્મ; વ્યવહારે નાતમાં જ કરે એ ધર્મ!
પરદેશમાં બહુ નાતની નહિ જરૂર; ગુજરાતીમાં જ કરે તો ય શૂર!
કુળ અને જાત બન્ને જોવા સિલેકશનમાં; સંસ્કારી બાળકો જન્મે કોમ્બીનેશનમાં!
કબીરને મળી તેવી મળે તો પૈણાય; નહિ તો કુંવારા રહી, આત્મા સધાય!
દેખતાં જ મહીંથી થાય આકર્ષણ; પસંદગીનું વૈજ્ઞાનિક આ ધોરણ!
છોકરીને ફેરવીને જુએ છોકરાં; ઘોર અપમાન, સ્ત્રીને માને ફોતરાં!
વાળશે બદલો સ્ત્રીઓ સ્વયંવરમાં; વારો આવશે એમનો ટૂંક સમયમાં!
પૈઠણીયા વર, આ કેવી સોદાબાજી?! ન પ્રેમ, ત્યાં જીવનમાં દગાબાજી!
જાતે પાસ કરી લાવ્યા હોંશે; પછી ના ગમે એ કોના દોષે?
(૧૮) પતિની પસંદગી

માંગ્યો મેં તો ધણી એક; આવ્યું લંગર વળગ્યું છેક!
સમજીને પેસો, દુઃખના દરિયામાં; તરાશે જો રાખે 'જ્ઞાન' હૃદિયામાં!
ફ્રાઈટ કરે એ અસભ્ય હિંસક; એનો નહિ અંત કોણ આપે મચક?
પાર્ટી ને ડાન્સ બગાડે સ્વ સંસ્કાર; એમાં કોઈ ચોર કરે દિલ બેકરાર!
પાર્ટી ને ડાન્સ મા-બાપને ન ગમે; મા-બાપની આજ્ઞામાં જ રહેજો તમે!
મા-બાપ ગુસ્સાથી સમજાવે; ઘવાય અહં, કરે મન ફાવે!
છોડીઓએ રહેવું મા-બાપના કહ્યામાં; એ જ પ્રેમ સમજી, મજા છે સહ્યામાં!
વહેલા પરણવામાં સેફસાઈડ; ફસાય ને કરે પછી સ્યુઈસાઈડ!
છોકરો હશે જન્મી ચૂકેલો; ટાઈમનો સંજોગ બાકી રહેલો!
પેટ્રોલ ને અગ્નિ ન રખાય કદિ સાથે; સળગે અચૂક, જોખમ ન રાખ માથે!
લગ્ન પહેલાં પૈણવાના વિચાર; આવતાં જ પ્રતિક્રમણથી ઊડાડ!
કોઈ ઝૂરે તેથી આપણે પીઘળાય? પ્રતિક્રમણ કરી બીજે પૈણી જવાય!
છોડીઓને છોકરાં લાગે બબૂચક; નથી પૈણવું કરી, આપે ન મચક!
સ્ત્રીનો મોહ પૈણવાનાં, જણવાનો; છૂટકો નથી લાવ્યા કરીને ભાવો!
પરણીને કાઢે તારણ; મોક્ષ વિના ન નિવારણ!
કોની જોડે પૈણીશ બેન; ઈન્ડિયન કે અમેરિકન?
અહંકાર બાંધે દાદા પ્રેમથી; સર્વસ્વ અર્પે દાદા કહે તેમથી!
એવો ખોળે કે મદદરૂપ ધ્યેયમાં; નથી હાથમાં ભલે ઈચ્છયું શ્રેયમાં!
ડિફેક્ટીવ ધણી ખોળે તો રહે ચલણ; દારૂ-માંસમાં ચોખ્ખો, તો ઝટ પરણ!
એકબીજાને હેલ્પ કરવા છે જગત; ઉનાળો ખેંચે વર્ષાને કેવી કુદરત!
જે તે એક ખોળીને જોડાય; દાદા કૃપાથી, મોક્ષસાથી કરાય!
લવ મેરેજ, પણ મા-બાપ મંજૂર; ઉત્તમ એરેન્જડ, સક્સેસ જરૂર!
ઘણાં મેળવે જન્માક્ષર; નહિ તો રહે મન પર અસર!
નાદાન છોડી છેતરાય લેતાં શાકભાજી; ધોળો વર ખોળે મહીં નીકળે પાજી!
પાત્રની પસંદગીમાં ઘરનાંને પૂછ; અનુભવીનો લે લાભ, ન ગણ એને તુચ્છ!
કાળો કહી કેન્સલ કરે; પછી પસ્તાય ખોયો અરે!
દાદાના જ્ઞાન સાથે લગન; એડજસ્ટ થા કર આત્મરમણ!
ડેટીંગ ભારતીયોથી કરાય? જંગલી જીવન ફ્રેન્ડ બદલાય!

મિત્ર પણ સિન્સિયર ઘટે! રૂપાળા પણ દગાબાજને શું કરે?
રૂપ કરતાં ચારિત્ર ઊંચું; સુખી થવા તું આ સમજ સાચું!
લગ્નજીવન હોય સિન્સિયર; હક્કની સિવાય ન ઊઠે બીજે નજર!
સારાને ના કહી, મારી તરછોડ; ભોગવ ફળ, મરે પૈણવાના કોડ!
પરણતાં પહેલાં, પૂછી જા દાદાને; સુખી થશે, જો પસંદગી સાદાને!
છોડી ગોઠવે વ્યૂહ પૈણતાં પહેલાં; તૂટે ચારિત્રબળ, ને તલ્લાક મળેલાં!
મોક્ષે પુગાડે એડજસ્ટ એવરીવ્હેર; આ સૂત્ર પકડી લે તો, બધે લીલા લ્હેર!
(૧૯) સંસારમાં સુખ સધાય સેવાથી
બ્રહ્મચારી પણ ઘટે વિનય; સેવા કરી રાખો સહુને નિર્ભય!
મા-બાપને સમજાવી લેવી સહી; તેને જ સાચી દીક્ષા મહાવીરે કહી!
બાપનો 'દી' અજવાળે એ દીકરો; ઝંઝટ છોડાવે બધી એ ખરો!
મા-બાપના કહ્યામાં જે રહે; સ્વાધીનતાનું સુખ અંતે લહે!
છોકરાનું કેરીયર કર્મ પ્રમાણે; છોકરાંનું ન ચાલે મા-બાપના દબાણે!
'પોતાનું' સુધર્યું તે જ અન્યનું સુધારે; કષાયોથી મૂંઝાયેલો અન્યનું શું ધોળે?
મા-બાપની કરવી સેવા ખૂબ; એ અવળું બોલે તો ય રહે ચૂપ!
મા ગમે તેટલી હોય કાળી; છોકરાંને લાગે સદા રૂપાળી!
પગ, માથું દબાવી દે તે સેવા; પૈણ્યા પછી છોડી દે તે કેવા?
વડીલોની સેવાથી ખીલે વિજ્ઞાન; શાંતિ અચૂક મળે જીવનમાં પ્રધાન!
મા-બાપની સેવાથી સુખસંપત્તિ; મળે ગુરુસેવાથી કાયમી મુક્તિ!
કર્મો પર ન છોડાય કદિ; કરી છૂટવી મદદ બનતી!
ભગવાન દેખાય ક્યાં? થાય મા-બાપની સેવા જ્યાં!
આદર્શ ઘરડાં ઘરની જરૂરિયાત; જ્ઞાન સાથે બાકીનું રહે શાંત!
જમાના પ્રમાણે ઘૈડાંએ ચાલવું; તો થવાય સુખી નહિ તો દાઝવું!
તમે રોજ દંડવત્ કરો મા-બાપને; છોકરાં શીખીને ઊઠાવશે લાભને!
છોકરાં નથી લાગતાં મા-બાપને પગે; ન ભૂલ ઋણ મા-બાપ ગુરુનું જગે!

www.dadabhagwan.org

દાદા ભગવાન પ્રરૂપિત

# મા-બાપ છોકરાંનો વ્યવહાર

## સંકલન : ડૉ. નીરુબેન અમીન


Publisher: Dada Bhagwan Aradhana Trust

# સંપાદકીય

## સંપાદકીય

કયા અવતારમાં છોકરાં નથી થયાં ? મા-બાપ વિના કોનું અસ્તિત્વ હોઈ શકે ? ભગવાનો પણ માને પેટે જ જન્મ્યા હતા !!! આમ મા-બાપ છોકરાંનો વ્યવહાર અનાદિ અનંત છે ! એ વ્યવહાર આદર્શતા કેમ કરીને આવે તે માટે બધા દિનરાત મથતા દેખવામાં આવે છે. તેમાં ય આ કળિકાળમાં તો વાતવાતમાં મા-બાપ

છોકરાં વચ્ચે મતભેદ ભાળવામાં આવે છે ત્યારે અરેરાટી વ્યાપી જાય ! સત્યુગમાં ય ભગવાન રામ અને લવકુશનો વ્યવહાર કેવો હતો ? ઋષભદેવ ભગવાનથી અળગો પંથ કાઢનાર મરીચિ કયાં ન હતા ? ધૂતરાષ્ટ્રની મમતા ને દુર્યોધનનો સ્વચ્છંદ કયાં જાણીતો નથી ? મહાવીરના વખતમાં શ્રેણીક રાજા અને પુત્ર કોણીક મોગલોની યાદ અપાવે તેમ હતું ! મોગલ બાદશાહો જગપ્રખ્યાત થયા ત્યારે એકબાજુ બાબર હતો કે જેણે હુમાયુના જીવન માટે પોતાના જીવનને સાટામાં આપવાની અલ્લાને બંદગી કરેલી ? ત્યારે બીજી બાજુ શાહજહાનને જેલમાં નાખીને ઔરંગઝેબ ગાદી પર બેઠેલો ! એ જ રામ બાપને ખાતર જ વનવાસ ચાલ્યા ગયા હતા ! શ્રવણે મા-બાપને કાવડમાં બેસાડી જાતે ઊંચકીને જાત્રા કરાવેલી ! (મુખપૃષ્ઠ) આમ રાગદ્વેષની વચ્ચે ઝોલાં ખાતો મા-બાપ અને છોકરાંનો વ્યવહાર દરેક કાળમાં હોય છે ! આ કાળમાં દ્વેષનો વ્યવહાર વિશેષ વિશેષ જોવામાં આવે છે.

આવા કાળમાં સમતામાં રહી આદર્શ વ્યવહાર કરી નીકળી જવાનો રસ્તો અક્રમવિજ્ઞાની સંપૂજ્ય શ્રી દાદાશ્રીએ અત્રે પ્રરૂપ્યો છે ! આજના યુવાવર્ગનું માનસ સંપૂર્ણપણે જાણી તેમને જીતવાનો રસ્તો સૂઝાડ્યો છે. પરદેશમાં વસતા ભારતીય મા-બાપો તેમ જ બાળકોની બે દેશના ભિન્ન ભિન્ન કલ્ચર વચ્ચે જીવન જીવવાની કઠીન સમસ્યાનો સુંદર ઉકેલ પ્રસંગે પ્રસંગે વાતચીત કરતાં ખુલ્લો કર્યો છે. જે સુજ્ઞ વડીલ વાંચકોને તેમ યુવાવર્ગને ખૂબ ખૂબ ઉપયોગી બનશે એમનાં આદર્શ જીવન જીવવા માટે !

પ્રસ્તુત ગ્રંથ બે વિભાગમાં સંકલન થઈ પ્રકાશિત થાય છે.

**પૂર્વાર્ધ : મા-બાપનો છોકરાં પ્રત્યે વ્યવહાર**

**ઉત્તરાર્ધ : છોકરાંનો મા-બાપ પ્રત્યે વ્યવહાર**

પૂર્વાર્ધમાં પરમ પૂજ્ય દાદાશ્રી મા-બાપ સાથે સત્સંગ કરે છે. મા-બાપની અનેક મૂંઝવણો દાદાશ્રી સામે અનેક પ્રસંગોએ રજુ થયેલી. જેના સચોટ સોલ્યુશન દાદાશ્રીએ આપ્યા છે. જેમાં મા-બાપને વ્યવહારીક ગૂંચવાડાના સમાધાન મળે, તેમનાં પોતાના અંગત જીવનમાં જાતને સુધારવાની ચાવીઓ મળે તેમ જ બાળકો

સાથે વ્યવહારમાં પડતી મુશ્કેલીઓમાં અનેક ઉકેલ પ્રાપ્ત થાય છે, અને જેથી સંસાર વ્યવહાર સુખમય પૂરો થાય. મા-બાપ અને છોકરાં વચ્ચે જે રિલેટિવ સંબંધ છે, તત્ત્વ દ્રષ્ટિએ જે જે વાસ્તવિકતાઓ છે એ સમજ પણ જ્ઞાની પુરુષ આપે છે જેથી મોક્ષ માર્ગે આગળ વધવામાં મા-બાપને મૂર્ચ્છા ઊડી જાય અને જાગૃતિ ખીલે. તે સર્વ ગ્રંથના પૂર્વાર્ધમાં સંકલિત થયું છે.

જયારે ઉત્તરાર્ધમાં પરમ પૂજય દાદાશ્રી બાળકો, યુવાન છોકરાઓ, છોકરીઓ જોડે સત્સંગ કરે છે અને તેમને પોતાના જીવનની અંગત મૂંઝવણોના સમાધાન મેળવ્યા છે. મા-બાપ સાથે કેવો વ્યવહાર કરવો તેની સમજણ પ્રાપ્ત થાય છે, પરણવાની બાબતમાં સમજ એવી સરસ પ્રાપ્ત થાય છે કે યુવાનો પોતાના જીવનમાં સાચી વાત સમજીને પછી વ્યવહારનો પૂરેપૂરો ઉકેલ લાવી શકે. બાળકો પોતાના મા-બાપની સેવાનું મહાત્મય અને પરિણામ સમજે તેની સમજણ ગ્રંથના ઉત્તરાર્ધમાં સમાવેશ થાય છે.

મા-બાપની મૂંઝવણો જેવી કે છોકરાં માટે આટલું બધું કર્યું, છતાં છોકરાં સામા થાય છે તેનું શું ? છોકરાં મોટાં થઈને આવા સંસ્કારી થશે તેવાં થશે વિ. વિ. સ્વપ્ના ભાંગી જતાં જુએ ત્યારે જે આઘાત અનુભવે તેનું સમાધાન કેવી રીતે લેવું ? કેટલાંક છોકરાં તો મા-બાપના લગ્નજીવનનું સુખ જોઈને પરણવાની જ ના પાડે ત્યાં શું કરવું ?! મા-બાપે કઈ રીતે સંસ્કાર સીંચન કરવું ? પોતે કઈ રીતે એનું જ્ઞાન મેળવવું ? કયાંથી મેળવવું ? બગડેલા બાળકોને કઈ રીતે સુધારવા ? વાતે વાતે મા-બાપ છોકરાં વચ્ચેની અથડામણોથી અટકાય શી રીતે ? છોકરાંને મા-બાપ બોસીઝમ કરતાં લાગે છે ને મા-બાપને છોકરાં વંઠી ગયેલા લાગે છે; હવે આનો રસ્તો શું ? છોકરાંને સારું શીખવાડવા કહેવું તો પડે જ તેને છોકરાં કચકચ માનીને સામો આર્ગ્યુમેન્ટસ કરે ત્યાં શું કરવું ? નાના છોકરાં, મોટાં છોકરાં સાથે કઈ રીતે જુદો જુદો વ્યવહાર ગોઠવવો ?

ઘરની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનો સાચો માળી કઈ રીતે બનાય ? એનો લાભ કઈ સમજણથી ઊઠાવી શકાય ? કોઈ લોભી તો કોઈ લાફો, કોઈ ચોર. તો કોઈ

ઑલિયો, આવી ભિન્ન ભિન્ન ઘરમાં છોકરાંઓની પ્રકૃતિઓ હોય તેનાં વડીલે શું સમજવું ને શું કરવું ?

બાપને દારૂ, બીડીનું વ્યસન પડી ગયું હોય ત્યાં કઈ રીતે તેનાંથી છૂટવું કે જેથી કરીને છોકરાં પર તેની ખરાબ અસરથી બચાવી શકાય ?

છોકરાં દિવસે, મોડી રાત સુધી ટી.વી. સિનેમા જોયા કરે ત્યાં કઈ રીતે તેમને બચાવવા ? નવી જનરેશનની કઈ સારી વસ્તુને ધ્યાનમાં લઈ તેનો લાભ ઊઠાવવો ! કાલના કષાયી અને વર્તમાનના વિષયી જનરેશનની ગેપ કઈ રીતે પૂરવી ? એકબાજુ આજની જનરેશનનું 'હેલ્ધી માઈન્ડ' જોઈ ગરદન ઝૂકી જાય તેમ લાગે ને બીજી બાજુ વિષયાંધ દેખાય, ત્યાં શું થઈ શકે ?

મોડા ઊઠનાર છોકરાંને કઈ રીતે સુધારવા ? ભણવામાં 'ડલ' છોકરાંને કઈ રીતે 'ઈમ્પ્રુવ' કરવા ? એમને કઈ રીતે ભણવામાં 'એન્કરેજ' કરવા ? છોકરાં જોડે વ્યવહાર કરતાં પટ્ટા તૂટી જાય તો કઈ રીતે 'કાઉન્ટર પુલીઓ' ગોઠવવી ?

છોકરાં અંદરોઅંદર લઢે તો કઈ રીતે તટસ્થ રહી ન્યાય તોળવો ? છોકરાં રીસાય ત્યારે શું કરવું ? છોકરાંના ક્રોધને બંધ કરવા શું કરવું ? છોકરાંને ટકોર કરાય ? છોકરાંને વઢાય ? વઢાય કે ટકોર કરાય તો કઈ રીતે ? છોકરાને વઢે તો કયું કર્મ બંધાય ? એમને દુઃખ થાય તેનો ઉપાય શું ? છોકરાંને મરાય ? મારી દેવાય તો શું ઉપાય ? કાચ જેવા બાલમાનસને કેવી 'કેર'થી 'હેન્ડલ' કરાય ? મા-બાપ કાળી મજૂરી કરી કમાય ને છોકરાં ઊડાવે તો શું એડજસ્ટમેન્ટ લેવું ? બાળકોને સ્વતંત્રતા અપાય ? અપાય તો કેટલી હદ સુધીની ? છોકરો દારૂડિયો હોય તો શું પગલાં લેવાં ? વહુ ગાળો દે તો શું કરવુ ? અધ્યાત્મ અને મા-બાપ છોકરાંનો વ્યવહાર એનો કઈ રીતે સમન્વય કરવો, ધ્યેય મોક્ષનો લક્ષમાં રાખીને ?! મા-બાપ છોકરાથી જુદા થાય તો ?

છોકરીઓ રાત્રે મોડી આવે તો ? લફરાંવાળી થઈ ગઈ હોય તો શું કરવું ? પરનાતમાં છોડી પૈણી ગઈ તો શું કરવું ? છોડી પર શંકા રહ્યા કરે તેનું શું ?

વિલ કરવું ? કેવું કરવું ? કોને કેટલું આપવું ? મરતા પહેલા આપવું કે પછી ? છોકરા પૈસા માગે તો શું કરવું ? ઘરજમાઈ કરાય ?

છોકરાં પર કેટલો મોહ રખાય ? લાગણી, મમતા એનું શું રહસ્ય છે ? કેટલી ફાયદાકારક ? 'ગુરુ' આવતાં જ દીકરો પાટલી બદલી દે ત્યારે શું કરવું ?

જેને છોકરાં ના હોય તેનું કર્મ કેવું કહેવાય ? છોકરાં ના હોય તો ? શ્રાદ્ધ સરાવી મુક્તિ કોણ કરાવે ? નાની ઉંમરમાં ભૂલકાં મરી જાય ત્યાં મા-બાપે કેમ કરીને સહી લેવું ? તેના માટે શું કરવું ? પૂજ્ય દાદાશ્રીનાં બાળકો મરી ગયા ત્યારે તેમણે શું કરેલું ? રિલેશન ફાટતાં હોય તો કઈ રીતે સાંધવું ? જ્ઞાનીઓ કયા જ્ઞાનથી સંસાર સાગર તરવાનો એ રસ્તો બતાવે છે !

કળીને ખીલવવાની કળા જ્ઞાનીની કેવીક હોય તે જોવા મળે છે અહીં બે વર્ષથી બાર વર્ષના ભૂલકાંને ખીલવતાં જોઈએ તો ખૂબ ખૂબ શીખવા મળે, પ્રેમ, સમતા ને આત્મીયતાનો રંગ !

છોકરાંને ભણતર, ગણતર ને ઘડતર ત્રણે ય કઈ રીતે અપાય ?

છોકરાં પરણવાલાયક થાય ત્યારે મોટો પ્રશ્ન આવીને ખડો થાય છે, પાત્રની પસંદગી કેવી ને કઈ રીતે કરવી ? પૂજ્યશ્રી, છોકરાઓને તેમજ છોકરીઓને ખૂબ જ સુંદર માર્ગદર્શન આપે છે જેથી મા-બાપ, છોકરાં વચ્ચે સુમેળ રહી પાત્રની પસંદગી થાય !

છોકરીઓએ સાસરીમાં બધાંને પ્રેમથી વશ કરવાની સુંદર ચાવીઓ દાદાશ્રી પૂરી પાડે છે.

મા-બાપની સેવા, વિનય, એમનો રાજીપો લેવો, તેનું મહત્વ શું ને કઈ રીતે લેવાય ?

અંતમાં ઘરડાંઓની વ્યથા ને તેના ઉકેલમાં ઘરડાંઘરની જરૂરિયાત ને અધ્યાત્મ જીવન કેમ જીવવું તેનું સુંદર માર્ગદર્શન પ્રસ્તુત ગ્રંથમાં સંકલિત થાય છે

જે વાંચીને સમજતા મા–બાપ અને છોકરાંઓ બન્નેને આદર્શ વ્યવહારમાં મૂકી દે છે !

**– ડૉ. નીરુબેન અમીન**

# સમર્પણ

અનાદિથી મા–બાપ છોરાંનો વ્યવહાર;

રાગદ્વેષના બંધને, મમતાનો માર!

ન સહેવાય, ન કહેવાય, શું થાય?

કોને પૂછે, કોણ બતાડે એનો ઉપાય?

મૂંઝાયેલા રામ, દશરથ ને શ્રેણિક;

શ્રવણને જોઈ, મા–બાપોના હૈયે ચીંખ!

પરણ્યા પછી પલે પલે પૂછે 'ગુરુ'ને;

ત્રિકોણ સર્જાય, ન સૂઝે કેમ કરું રે!

આજનાં છોકરાં ય મૂંઝાય મા–બાપથી;

મોટું અંતર, રે 'જનરેશન ગેપ'થી!

મોક્ષનો ધ્યેય, તેણે તરવો સંસાર;

કોણ બને સુકાની, મછવો મઝધાર!

આજ સુધીના જ્ઞાનીઓએ ચીંધ્યો વૈરાગ;

છૈયાંવાળાં અટક્યાં, કેમ થવું વીતરાગ?

ન કોઈએ દેખાડ્યો સંસાર સાથે મોક્ષ માર્ગ;

કળિકાળે અછેરું 'દાદા'એ દીધો અક્રમમાર્ગ!

સંસારમાં રહી, થવાય વીતરાગ;

પોતે થઈ, 'દાદા'એ પ્રગટાવ્યો ચીરાગ!

એ ચિરાગની રોશનીમાં પુગે મોક્ષે મુમુક્ષુ!

સાચા ખપી પામે નિશ્ચે અહીં દિવ્યચક્ષુ!

એ રોશનીના કિરણો પ્રગટ્યા 'આ' ગ્રંથમાં!

'મા-બાપ છોકરાંનો વ્યવહાર' ઉકેલે પંથમાં!

દીવાથી દીવા પ્રગટે પ્રત્યેક ઘટમાં;

જગને સમર્પણ આ ગ્રંથ, પામ ઝટમાં!

## પ્રસ્તાવના

મા-બાપ છોકરાંનો થયો વ્યવહાર;

અનંતકાળથી, ન તો ય આવ્યો પાર!

'મેં ઉછેર્યા, ભણાવ્યા', ન બોલાય;

'તમને કોણે ભણાવ્યા ?' ત્યાં શું થાય?

છોકરાંની ફરજો બધી છે ફરજિયાત!

તારું બધું કરનારો હતો જ ને બાપ?

અમસ્તો દબડાવીને ના આપ તાપ;

મોટાં થઈને છોકરાં કરશે તારું શાક!

છોકરાં આવાં હોય તેમ ખોળે;

પોતે કેવાં બન્ને ઝગડે, તે ન તોલે!

મા મૂળો ને બાપ હોય ગાજર!

છોકરાં સફરજંદ ક્યાંથી પ્રોપર!

એક બાળક ઉછેરવાની જવાબદારી;

ભારતના વડાપ્રધાન કરતાં ભારી!

'તારા કરતાં જોઈ મેં વધારે દિવાળી;

છોકરાં કહે, 'તમે કોડીયામાં ને અમે વીજળી'!

મા–બાપના ઝગડા, બગાડે બાળ માનસ;

પડે આંટીઓ, માને એમને બોગસ!

વઢીને ન સુધરે આજનાં છોકરાં કદિ;

પ્રેમથી વળી, ઉજાળશે બે હજારની સદી!

મારો વઢો તો ય ન ઘટે પ્રેમ;

પ્રેમથી જ થાય બાળ, મહાવીર જેમ!

નવી જનરેશન હેલ્ધી માઈન્ડવાળી;

છે વિષયી, ન કષાયી એવા માલવાળી !

ગુસ્સાના પડઘાં, ઝીલે છોકરાં;

બાપ કરતાં બને સવાયા, આકરાં!

ઘેર ઘેર પ્રાકૃતિક ખેતરાં સત્યુગમાં;

ભિન્ન ભિન્ન ફુલોનાં બગીચા કળિયુગમાં!

માળી બને તો બગીચો સુંદર સજે;

નહિ તો બગડી ગયા, કષાયો ભજે!

ન કરાય છોડી પર કદિ શંકા;

સાંભળી લે બરબાદીના ડંકા!

છોકરાંને વારસામાં અપાય કેટલું?

આપણને બાપ પાસેથી મળેલું તેટલું!

વધારે આપશો તો થશે ઉડાઉ;

દારૂડિયો થઈ કરશે તને જ મ્યાઉં!

જેટલો છોકરાં પર રાગ ઉભરાય;

એટલો જ દ્વેષ 'રિપે'માં ભોગવાય!

રાગદ્વેષથી છૂટવા થા વીતરાગ;

ભવપાર થવાનો આ એક જ માર્ગ!

મોક્ષ માટે વાંઝિયા મહાપુણ્યશાળી;

ખોળો નહિ પણ ચોપડો લાવ્યો ખાલી!

ક્યા ભવમાં ન જણ્યા બચ્ચાં;

હવે તો જંપ, બન મુમુક્ષુ સચ્ચા!

મા–બાપ છોકરાં છે રિલેટિવ સગાઈ;

વારસો ના આપે તો કોર્ટમાં તગાઈ!

ટૈડકાવે બે કલાક તો કાયમની કીટ્ટા!

સમજી જા સ્મશાન પુરતા આ છે બેટ્ટા!

આત્મા સિવાય ન કોઈ પોતાનો;

દુઃખે દેહ ને દાંત, હિસાબ ખાતાનો!

ન હોય કદિ દ્રષ્ટિમાં બધાં છોકરાં સરખાં;

લેણદેણ, રાગદ્વેષનાં બંધન મુજબ ફરકાં!

હિસાબ ચૂકવતાં ન જવાય ત્રાસી;

હવે સમજીને પતાવ, નહિ તો ફાંસી!

ઘણાં કહે, માને છોરાં સહુ સમાન;

રાગદ્વેષ એ લેણદેણના પ્રમાણ!

મા–બાપ એક ને છોકરાં ભિન્ન ભિન્ન;

વર્ષા સરખી છતાં બી મુજબ સીન!

'લૉ'થી એક કુટુંબમાં ભેળાં થાય;

મળતા પરમાણુઓ જ ખેંચાય!

થાય ભેગાં દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ;

ઘટે ઘટના 'વ્યવસ્થિત'નો સ્વભાવ!

શ્રેણિક રાજાને જેલમાં નાખ્યો દીકરાએ;

દીકરાના ડરથી હીરો ચૂસી મર્યા એ!

આત્માનો નથી કોઈ દીકરો;

છોડી માયા પરભવ સુધારો!

## *ઉપોદ્ઘાત*

# મા–બાપનો છોકરાં પ્રત્યે વ્યવહાર (પૂર્વાર્ધ)

## ૧. સિંચન સંસ્કારનાં...

દરેક મા–બાપને મહીંથી ઝંખના હોય જ કે મારું બાળક મોટું થઈને આવું થાય, આમ સંસ્કારી થાય, પ્રખ્યાત થાય વિ. વિ. પણ થોડાક સિવાય બધા ફેઈલ જાય છે ! સંસ્કારી થાય તેવી મહત્વકાંક્ષા રાખે પણ જોડે જોડે સંસ્કાર સિંચનનું જ્ઞાન, ભાન હોવું જોઈએ ને ? સંસ્કારી જ સંસ્કારી શકે બીજાને ! મા મૂળો ને બાપ ગાજર, છોકરાં સફરજંદ ક્યાંથી થાય ?! 'અન્સર્ટિફાઈડ ફાધર્સ એન્ડ અન્સર્ટિફાઈડ મધર્સ!' આવાં કડક વેણો મા–બાપ માટે જ્ઞાનીને કહેવાં પડે તે કંઈ અમસ્તું જ હશે ? આ કાળની આ મા–બાપની કચાશ હોવાને કારણે સંસ્કાર પૂરાતા નથી ! વળી 'જનરેશન ગેપ' બે પેઢીમાં અંતરને પૂરવા મા–બાપે જ પહેલ કરવી ઘટે. જે નહિ થવાને કારણે મતભેદ, મનભેદ ને ઘૈડપણમાં જુદા એવા કે ઘરડાઘરમાં જવું પડે ! મા–બાપ ને માસ્તરો કમાણીમાં પડ્યા, પછી સંસારે–વ્યક્તિત્વ ઘડતર માટે ખ્યાલ પણ ના રહે.

જે ઘરમાં નિયમિત આરતી, પ્રાર્થનાઓ થતી હોય, ત્યાં વાતાવરણ પવિત્ર હોય જ, જે બાળકોને સુંદર સંસ્કાર ને આત્મબળ અર્પે છે !

## ૨. ફરજિયાતમાં ગાવાનું શું ?

'તમને ભણાવામાં મોટા કરવામાં અમને કેટલી વીતી હશે જાણો છો ? તમને એની કંઈ કિંમત લાગે છે ?' આવું તો કંઈ કેટલીય વાર કેટલાંય મા–બાપોના મોઢે સાંભળેલું યાદ છે ? ત્યારે છોકરાં મોઢે ના બોલે પણ મનમાં તો જરૂર બોલે કે 'તમને તમારા મા–બાપે તમારા માટે આ બધું ન હતું કર્યું ? એમાં નવું શું ?' એમાં ય અમેરિકામાં તો છોકરાંઓ મોઢે જ કહી દે કે તો તમને અમને જન્મ આપવાનો

કોણે કહ્યો હતો ? 'વી આર બીકોઝ ઓફ યોર ફન' ત્યારે મા-બાપનું શું મોઢું રહે ? એના કરતા મા-બાપે ના સમજવું જોઈએ કે બાળકો માટે આપણે જે કંઈ કરીએ છીએ તે બધું ફરજિયાત છે ! ફરજિયાત કરીએ તેમાં શું કહી બતાવાય ? એ તો કહેનારની જ મૂર્ખાઈ છે ! અને બાળકો માટે ઉપકાર કરવા નથી કરતા પણ પોતાને પોતાના બાળકો માટે ખૂબ મોહ છે તે મોહ જ કરાવડાવે છે ! આ તો છોકરાં સામા થાય ત્યારે મોહનું આવરણ ખસે ત્યારે અવળું બોલાય !

## ૩. ન ઝઘડાય બાળકોની હાજરીમાં...

મા અને બાપ વચ્ચે રોજ કકળાટ થતો દેખે ને એકબીજાના દોષ દેખાડે ને તે ય છોકરાંઓનાં દેખતાં, એટલે છોકરાંના બાળમાનસ પર એ દોષોની પ્રીન્ટ થઈ જાય. તે જ મોટા થયા બાદ મા-બાપની સામે નીકળે ! આમાં કોનો વાંક ?

પતિને, 'તમને ઓછી સમજણ પડે, ચૂપ રહો' કહ્યું હોય, 'તારામાં અક્કલ જ નથી' એવું પત્નીને વારંવાર સંભળાવ્યું હોય, તે છોકરાં મોટાં થયાં પછી માને ને બાપને સંભળાવે ત્યારે પછી સહન નહીં થાય ! માટે પહેલેથી જ જાગૃત રહેવું જોઈએ. છોકરાના દેખતા એકબીજાનું કંઈ જ ના બોલાય ! આપણે જ એમને બગાડીએ છીએ. આજકાલ તો કેટલાંય છોકરાં એવા છે કે જે પરણવાની જ ના પાડે છે. કારણ શું ? તો કહે કે 'અમે અમારા મા-બાપનું લગ્નજીવનનું સુખ જોઈ લીધું !!!?

## ૪. અન્સર્ટિફાઈડ ફાધર્સ એન્ડ અન્સર્ટિફાઈડ મધર્સ

મોટાભાગના મા-બાપની ફરિયાદો હોય છે કે છોકરાં અમારું સાંભળતાં નથી, સામા થાય છે ! ત્યારે તેમને દાદાશ્રી ફટકારે છે, 'કઈ કોલેજમાંથી મા-બાપ થવાનું સર્ટિફિકેટ લીધું હતું ? અન્સર્ટિફાઈડ ફાધર્સ ને અન્સર્ટિફાઈડ મધર્સ ! પછી કહેવાનું કોને ?! મા-બાપ થવાની લાયકાત એટલે છોકરાંઓને કાયમ મા-બાપ પર પૂજ્યતા હોય ! સામું ના બોલે ! અને છોકરાં ય વશ વર્તે એવો તો મા-બાપનો પ્રેમ હોય !

સંપૂજ્ય દાદાશ્રી પાસે કેટલાંય યુવાનો આવતાં. એમના એક બોલ પર બધા પ્રાણ પાથરતા ! એ કંઈ ધાકધમકીથી નહીં પણ સંપૂર્ણ પ્રેમથી ! પ્રેમથી ઘડીને મૂર્તિને વંદનીય બનાવતાં !

# ૫. સમજાવવાથી સુધરે સુપુત્રો

ટોકવાથી બાળકો સુધરે ? બહુ ટોક ટોક કરવાથી 'કચકચ કરે છે' એવું એમને થાય, ને ઉલ્ટાં બગડે. હંમેશા મનુષ્યની સાયકોલોજી કેવી હોય કે જે આગ્રહ પૂર્વક ના કરવાનું કહે તે પહેલાં કરે. કારણ કે મહીં અહંકાર છંછેડાય છે ! વળી મા-બાપની એવી કેપેસીટી નથી હોતી કે બાળકને કન્વીન્સ કરાવીને વાળે. છોકરાં જયાં સુધી કન્વીન્સ ના થાય ત્યાં સુધી એને જુદી જુદી રીતે સમજાવવું પડે. આ તો મા-બાપને સમજાવતાં ફાવતું નથી અને છોકરાં છોડતાં નથી એટલે છેવટે ચીઢાઈને બોસીઝમ કરે એટલે અમુક હદ પછી છોકરાં ગાંઠે નહીં, સામા થાય કે ધાર્યું કરે જ. એટલે છોકરાંને આગ્રહપૂર્વક આમ જ કરો એમ કહેવાથી એનો અહંકાર છંછેડાશે. આગ્રહ એ ઊઘાડો અહંકાર છે. મા-બાપ અને છોકરાંના સામસામા અહંકાર ટકરાય છે જે સમાધાનને પામતા જ નથી. માટે મા-બાપે સમજીને છોકરાંના અહંકારને છંછેડ્યા વગર કામ લેવું. તે માટે પહેલાં પોતાનાં અહંકારને ઊભો ના થવા દેવો જોઈએ. મનમાંથી એ ગ્રંથી કાઢી નાખવી જોઈએ કે અમે કહીએ તેમ જ છોકરાઓએ કરવું જોઈએ, છોકરા શું સમજે ? આમ જ કરવું જોઈએ, આમ ના કરવું જોઈએ, વિ. વિ. કારણ જે કંઈ છોકરાં કરે કે મા-બાપ કરે તે સહુ સહુના કર્મના ઉદય મુજબ કરે છે. મા-બાપથી ટોક્યા વગર નહીં રહેવાય, માટે ટોકાઈ જાય કે બીજી જ ક્ષણે પોતે પોતાની જાતને સમજાવી દેવી જોઈએ કે છોકરાંને કહ્યું ખરું પણ કહ્યા પ્રમાણે થાય કે ના થાય, બન્નેની તૈયારીઓ રાખજો ! પછી જે બન્યું તે એક્સેપ્ટ સહજતાથી થઈ જશે.

સોળ વર્ષ સુધી મા-બાપ તરીકે કંઈક કહેવાય, સોળ વર્ષ પછી છોકરાં જોડે મિત્ર તરીકે રહેવું પડે.

દાદાશ્રીએ સુંદર ચાવી આપી છે મા–બાપને છોકરાં સાથે એડજસ્ટમેન્ટ કરવાની. બોસીઝમ ના હોવું જોઈએ. છોકરાં જોડે વ્યવહાર કરતાં મહીં પહેલેથી બટન દાબી રાખવું કાયમનું કે એ મારો બાપ ને હું એમનો બેટો.

# ૬. પ્રેમથી સુધારો ભૂલકાંને

બગીચો ખીલવવા પહેલાં માળી બન ! એક છોડવો ય પ્રેમથી ઉછેર્યો હોય તો બહુ સુંદર ઉછરે ! ને કષાયથી ઉછેરે તો કરમાયેલો લાગે ! સત્તા કરતાં પ્રેમની શક્તિ અનેક અનેક ગણી હોય ને તે વળી પોઝિટિવ સાઈડની. ઘણી ફેર કુટુંબમાં કોઈ વિચિત્ર પ્રકૃતિનું હોય તો તેની જોડે કળથી કામ કરવું પડે. ડાયરેકટ ડીલીંગ કરતાં દઝાવાતું હોય તો વચ્ચે ચીપીયાનો ઉપયોગ કરવો પડે, જેમ દેવતા પકડીએ તેમ ! વચ્ચે કોઈ મિડિયમ ખોળી રાખવું પડે.

બોલવું ક્યારે કે જે બોલ ઝીલાતા હોય ત્યારે ! જે બોલ નિરર્થક જાય તે બોલવામાં શો સાર ? ત્યાં મૌન રહેવું ઉત્તમ.

આપણે ગમે તેટલું પ્રેમથી કરવા જઈએ તો ય સામો ન સમજે તો ? તો પછી ત્યાં શાંત રહેવામાં માલ સમજી શાંત રહેવાય તો સારી વાત છે, નહિ તો પોલીસવાળા આગળ કેવા ડાહ્યા ડમરાં થઈ જઈએ છે ?! એવું કરવું પડે !

લગભગ બધાં જ મા–બાપો એમ કહેતાં હોય છે કે અમને તો અમારે મન બધાંય છોકરાં સરખાં. કોઈના ય માટે અમારે ઓછું વત્તુ ના હોય ! હવે આવું કહે પણ એમનાં કોઈ છોકરાને ગળે આ વાત ના ઉતરે ! કારણ એવું બની જ ના શકે ને ? ઓછું વત્તું તો હોય જ. કારણ વ્યક્તિએ વ્યક્તિ જોડેનો સંબંધ રાગ અને દ્વેષના લેણદેણના હિસાબ પ્રમાણે હોય છે ! તે બધાં જોડે સરખું કઈ રીતે હોઈ શકે ? એક આમલીના ઝાડને જો અતિ અતિ ઝીણવટથી જોવાય તો ખુલ્લુ થાય એમ છે કે આખા ઝાડમાં બે પાંદડા એક સરખા એકઝેકટલી ના મળે ! આટલું બધું સાયન્ટિફિકલી કરેકટનેસવાળું વિશ્વ છે !!!

ઘડીકમાં ઘટે ને ઘડીકમાં વધે એ ન્હોય પ્રેમ ! એ તો છે બધી આસક્તિઓ !!! છોકરો ફર્સ્ટ કલાસ લઈને આવે તો ખુશી ખુશી થઈને પાર્ટીઓ કરે ને માણસે માણસે છોકરાંની હોંશિયારીના વખાણ કરે અને એ જ છોકરો બીજે દહાડે સ્કુટર ઠોકીને કે ગાડી ઠોકીને આવ્યો હોય તો બાપ, 'અક્કલ વગરનો છે, જંગલી છે, ફરી ક્યારેય ગાડી અડવાની નહીં !' વિ. વિ. સંભળાવી દે ! ચઢેલો પ્રેમ ઊતરી ગયો ! એ આસક્તિ કહેવાય, રાગદ્વેષ સહિત હોય માટે ! અને જયાં કિંચિત્માત્ર રાગદ્વેષ નથી, સામા માટે ગમે તેવું થાય તો દોષિત દ્રષ્ટિ થાય જ નહીં તે સાચો પ્રેમ ! એને જ પરમાત્મ પ્રેમ કહ્યો ! જેનાથી સંસાર તરાય !

# ૭. 'અવળાં' આમ છૂટી જાય

બાપ વ્યસની હોય તો છોકરાં તેવાં થાય જ ! વ્યસનથી જાગૃતિ પર ખૂબ આવરણ આવે છે. તે છોડ્યા પછી પણ ઘણો કાળ રહે ! વ્યસનથી માણેલું સુખ રી–પે કરવા અચૂક જાનવરગતિમાં જવું પડે ! માટે વ્યસનથી દૂર રહેવું. વ્યસનીના સંગમાં ન રહેવું. વ્યસનથી છૂટવું હોય તો મહીં નિરંતર પ્રતીતિમાં તો રહેવું જ જોઈએ કે વ્યસન એ સો ટકા ખોટી વસ્તુ છે. અને 'એનો વાંધો નહિ' એમ માને કે એ ચોંટ્યા વગર રહે જ નહિ !

છોકરાંને ઈંડા, મીઠાઈ વિ. ના ખવડાવાય. એનાથી વીર્ય વધે ને પછી છોકરાં કંટ્રોલમાં ના રહે !

# ૮. નવી જનરેશન, હેલ્ધી માઈન્ડવાળી

આજકાલ મોટાભાગનો સમય છોકરાં ટી.વી. સિનેમા, રમતગમતમાં વેડફે છે. પા કલાક જુએ તો ચાલે પણ આ તો કલાકોના કલાકો કાઢે એમાં તેનો શો અર્થ ?! લ્હાય બળે ત્યારે ગંધાતો કાદવ શરીરે ચોપડીને ઠંડક લેવા જવું એના જેવું છે ટી.વી., સિનેમાનું !

પૂજ્ય દાદાશ્રીએ આજની જનરેશન માટેની સુંદર શોધખોળ કરેલી છે કે આજનો યુવાવર્ગ 'હેલ્ધી માઈન્ડવાળો' છે જાણે દેવલોકમાંથી સીધા જ ઊતરેલા ના હોય ! એમના ભાગે સુખસાહ્યબી આવી છે ભોગવવાની ! એમના ભાગે બસો, ટ્રેનો મોટરો ને પ્લેન આવ્યાં છે ! પહેલાં તો ગાડાં ને ટાંગા કે પગે ચાલીને જ ફરવું પડતું ! આ વાળછાવાળી (લાંબા વાળવાળા) નવી જ જાતનું ચોખ્ખું મન લાવ્યા છે. એમનામાં કષાયો ઓછા ને વિષયો વધારે છે ! મોહી પ્રજા, તે મોહમાં જ મસ્ત રહે. આપણા બાપદાદાઓએ ડબલબેડ ક્યાં જોયાં હતાં ? અરે, બેડરૂમ જ ક્યાં હતી પહેલાં ? અત્યારે વિષયોમાં ખૂંપ્યા તેથી વ્યવહારિક ચાલાકી ઘટી ! આજનાં છોકરાંમાં તેથી બરકત ઓછી જણાય ! મમતા ય બહુ ઓછી ! પણ જીવનમાં સરળતા અને ચોખ્ખાઈ ભારે ! ચોરી, છેતરપીંડી, તેજોદ્વેષ એવાં અપલક્ષણોથી ખાસ્સાં દૂર જોવા મળે આજના છોકરાં ? પહેલાં ગણતર હતું ને ભણતર ન હતું. આજે એનાથી અવળું જ જોવા મળે. ભણતર પણ ગણતર નહિ, છતાં હેલ્ધી માઈન્ડવાળાને ઘડવા હોય તો સરળતાથી ઘડાય !

# ૯. મધર–ફાધરની ફરિયાદો

મા–બાપોની એક ફરિયાદ આજકાલ બહુ જોવા મળે છે; છોકરાં મોડા ઊઠે છે ! રોજ સવારના એટલા માટે કષાયો ને કકળાટો થાય ! દાદાશ્રી રાહ બતાવે છે આનો કે ઘરનાંએ કહેવાનું બંધ કરી દેવું. ઉપરથી સવારના ઓઢાડી આવવું. એની મેળે સમયસર ઊઠતો થશે. અજમાવી જોવા જેવું છે ! નહીંતર ય કકળાટથી કંઈ વળતું તો નથી જ ને !

રમતીયાળ છોકરાંને, 'પરીક્ષામાં સારી ગ્રેડે પાસ થશે તો અમુક ઈનામ મળશે.' એવી રીતે એન્કરેજ ભણવામાં કરવાં.

નાના છોકરાંના ગ્રાસ્પીંગના 'રીવોલ્યુશન્સ પર મિનિટ' મા–બાપ કરતાં ઘણાં ઓછાં હોય. બન્નેના રિવોલ્યુશન ડિફરન્સને કારણે પટ્ટો ફટાફટ તૂટી જાય. હવે 'હાય' 'રિવોલ્યુશન'વાળો 'લૉ' કરી શકે પણ 'લૉ' વાળો 'હાય' ના કરી શકે ! એટલે મા–બાપે જ વચ્ચે 'કાઉન્ટર પુલી' મુકી 'લૉ' કરવા પડે. 'કાઉન્ટર

પુલી' એટલે શું ? આપણે ચાર કામ કરવાનાં છોકરાને સોંપીને બહાર ગયા હોઈએ ને પાછા આવીએ તો દોઢ જ કામ થયાં હોય તો તરત આપણી કમાન છટકે ને ? ત્યાં કાઉન્ટર પુલી ગોઠવવી પડે. છોકરાંને કામ સોંપતાંની સાથે જ ડબલ ચેક કરવું પડે કે જે જે આપણે સોંપ્યું તે એણે સાંભળ્યું છે ? સાંભળ્યું તો સમજ્યો છે ? સમજ્યો પણ કરવાની રીત એને આવડે છે ? આ બધી તપાસ કરતાં જણાશે કે આપણી વાત દોઢ પહોંચી એને તેથી દોઢ જ કામ થયું ! માટે સોંપતાં જ આપણે ધીરે ધીરે, શાંતિથી સમજાવીને કહેવું. કહ્યા બાદ ફરી પાછું તેને પૂછી લેવું કે ''તને શું શું કામ સોંપ્યું તે બોલી જા. એની કરવાની રીત બોલી જા !'' આમ પાકું કર્યા પછી જ એને છોડાય. આ તો આપણી ચંચળતા, ઉતાવળ, અને અધુરાપણું ઘણાં બધા ગૂંચવાડા ઊભા કરી દે છે ! માટે આપણે આ રીતે કાઉન્ટર પુલી ગોઠવવી પડે. છોકરાંના લેવલ સુધી આપણે જવું પડે ! તો જ મેળ પડે !

ઘૈડાં મા-બાપને બાળકોએ સંભાળી લેવાં જોઈએ. જેમ ગાડીમાં પંચર પડે તો કેવું તરત જ સંભાળી લે છે ! મા-બાપોએ પણ છોકરાં અંદરોઅંદર લઢે ત્યારે કોઈના ય પક્ષમાં બેઠા વગર સમતા રાખી 'જોયા' કરવાનું !

છોકરાંઓ અંદરોઅંદર લઢે અને પપ્પાને કે મમ્મીને ફરિયાદ કરે ! એમાં લગભગ મા-બાપો જે પહેલું આવીને ફરિયાદ કરે એના પક્ષમાં બેસી જાય અને બીજાને આરોપી ગણી લે ! આમાં સાચો માર્યો જાય ! તપાસ કરવા ય ના રહે વાસ્તવિકતાની ! સાચો ન્યાય થાય તો ગુનેગારી ઘટે ! પણ ન્યાયશક્તિ જ નથી ત્યાં ! કળિયુગમાં જે પહેલી ફરિયાદ કરે તે જ ગુનેગાર !

છોકરાં રીસાય તો મા-બાપ મૂંઝાઈ જાય ! અકળાઈ જાય અને ઘાંટાઘાટી કરી દે ! રીસાવાનું કારણ શું ? પોતાનું ધાર્યું કરાવવા ! છોકરાં રીસાય ત્યારે મા-બાપોએ સમતાથી, ધીરજથી જોયા કરવું. એની મેળે જ છોકરાં પાછાં પડશે ! પણ ધીરજ લાવે ક્યાંથી ? એના માટે સત્શાસ્ત્રનું જ્ઞાનીની વાણીનું વાંચન મનન કે આધ્યાત્મિક જીવન જરૂરી છે !

છોકરાં બહુ ગુસ્સો કરતાં થાય તે પહેલાં જ મા-બાપનો ગુસ્સો બંધ થવો જોઈએ. ગુસ્સો એ વિકનેસ છે.

છોકરાને વઢવાનો વાંધો નથી, પણ મહીં અસર થયા વગર વઢો. આ તો મહીં અકળાઈને વઢે, મોઢું બગાડીને વઢે ! તેથી કષાયો વધે છે ! કષાય વગર, ડ્રામેટિક વઢો તો છોકરાંને રીયલાઈઝ થાય ને સુધરે ! આ તો વાતે વાતે વઢે તે છોકરાં ય સમજી જાય કે મમ્મી પપ્પા બરકત વગરના છે ! દુષમકાળમાં જીવડાં પાકેલાં ચીભડાં જેવાં છે ! એને અડતાં જ ફાટી જશે, ઓરડો ગંધાશે ને છેવટે ધોવો પડશે !

આપણા લઢવાથી છોકરાંને દુઃખ થાય તો તેનું તુર્ત જ હાર્ટિલી પ્રતિક્રમણ કરી નાખવાનું. નાનાં છોકરાં હોય તો હૃદયથી મનમાં માફી માંગી લેવી.

કર્મનો ન્યાય શું કહે છે કે મા–બાપ છોકરાં પર ગુસ્સો કરે તેનું પુણ્ય બંધાય છે કારણ કે હેતુ એમાં ઊંચો છે ! મા–બાપ ને ગુરુ ગુસ્સો કરે ત્યાં પુણ્ય બંધાય છે, બીજે બધે પાપ !

છોકરાંને બહુ વઢવાથી તે કપટ કરતાં શીખી જાય બીકના માર્યા ! જે છોકરાંની મા બહુ કડક હોય તેનાં છોકરાંને વ્યવહાર ના આવડે.

ના છૂટકે છોકરાંને ટકોર કરાય, તે પણ સાધારણ, ચેતવણી પૂરતું કહેવાય જેથી અવળાને સવળું માનીને ના ચાલે ! છોકરાંના હાથે કશું તૂટી જાય, તો ના વઢાય.

મા–બાપ છોકરાં પર કંટ્રોલ કરવા જાય, ડિસિપ્લીનમાં રાખવા જાય ! અલ્યા, આપણે કેટલાં ડિસિપ્લીન્ડ છીએ ?! છોકરાંને કપડાંની જેમ ધીબી નાખે ! તે છોકરાં પછી વેર બાંધે !

'જ્ઞાન' તો શું બને તે 'જુઓ' કહે છે અને સામાને દુઃખ થાય તો પ્રતિક્રમણ કરી ધોઈ નાખો !

છોકરાંને ક્યારે ય મરાય નહીં. સંડાસ ગંધાતું હોય તેથી બારણાંને ચીઢાઈને લાતો મારવાથી શું વળે ? પ્રતિક્રમણ એ જ છે સાચો ઉપાય.

ગુનેગાર બાળકોને સમજાવીને કામ લેવું, નહીં તો વધારે વંઠી જાય ! છોકરાં તો ડાહ્યાં જ હોય, મા-બાપને હેન્ડલ કરતાં નથી આવડતું ! પાર્સલ પર 'ગ્લાસ વીથ કેર' એમ લેબલ શા માટે મારતા હશે ? તેમ છોકરાંની સાથે ગ્લાસની જેમ કાળજી રાખીને વ્યવહાર થાય.

બાપ રાતદા'ડો સખ્ત મહેનત કરીને પૈસા કમાય ને છોકરાં નવાબની જેમ ઉડાવે ! શા માટે ? એવા કુદરતના કાયદાને સમજે તો છે કંઈ ઉપાધિ ?!

છોકરાં શું માને કે બુઢ્ઢાંની બુદ્ધિ બહુ બહેર મારી ગઈ છે તેથી અમે કરતા હોઈએ તે ના કરવા દે ! પણ આપણે કંઈ લગાડ્યા વગર પ્રેમથી ફરજો બજાવ્યે રાખવી.

છોકરાં ગમ્મે તેટલું સામું બોલે તો ય એની નોંધ રાખ્યા કરીએ તો ચોપડો કેવોક તે ચીતરાય ?! 'સહુ સહુના ઉદયકર્મને આધીન છે' આટલું સમજાય તો કંઈ ડખો રહે ?

બાળકોને સ્વતંત્રતા આપી તેથી સત્યનાશ વળ્યો ! હવે શું ? હવે ખૂબ ધીરજથી ભૂલ સુધારવાની જ રહીને ! છેવટે પ્રાર્થનાનો ઉપાય કરવો ! ''હે દાદા ભગવાન, છોકરાને સદ્‌બુદ્ધિ આપજો' એ ય ઘણું કામ કરે છે !

નોબીલીટી અને ઓપન માઈન્ડથી પૂજ્ય દાદાશ્રી કાયમ ચાલેલા. આપણી દ્રષ્ટિથી સામાને કેવી રીતે ચલાવાય ? વીતરાગોની વિરોધી વાત થઈ એ તો !

છોકરાં જોડે કળથી કામ લેવાય. બાવળીયાને ઘણથી કંઈ કપાય ?! પોતાના ઘરનું તાળું પોતાને જ ઊઘાડતાં ન આવડે તો બીજો શું કરે ?

નવ મહિના મફતમાં ભાડે રહ્યા, પણ મા દવા પીવડાવે ત્યારે માના મોંઢા પર ફુઉઉ... કરે બધી દવા !!!

છોકરો દારૂડિયો હોય ત્યાં શું કરવું ? જોઈ લેવું કે બેમાં ભોગવે છે કોણ ? આપણે. માટે આપણી ભૂલ ! ભોગવે તેની ભૂલ !

વહુ આપણને ગાળો દે તો આપણે શો ઉપાય ગોઠવવો ?

છોકરાં સાથે ડહાપણથી કામ લેવું, નહીં તો સામા થશે ને ઘૈડપણ રોળશે ! આસક્તિનો જ માર પડે છે ! વીતરાગતાથી છૂટી જવાનું છે !

જ્ઞાનથી જ હિસાબોની પતાવટ કરવાની ! કંઈક ગૂંચ પડી કે તરત જ પોતાની મહીં જ તપાસ કરી લેવી કે ક્યાં ભૂલ થઈ ગઈ ? શોધીને ભૂલ ભાંગવી. 'હું શુદ્ધાત્મા છું.' 'બન્યુ તે જ ન્યાય' 'વ્યવસ્થિત' છે, એમ અક્રમ જ્ઞાનનો ઉપયોગ કરતાં જ નીવેડો તુર્ત જ આવી જાય તેમ છે !

કોઈના ઘરનાં ઝગડામાં ન ઘલાય હાથ. નહિ તો આપણા જ માથે આવશે ને પેલા બે એક થઈ જશે !

ઘરમાં વડીલોથી વડીલપણું છૂટી જાય, નાના થઈ જવાય તો ઘૈડપણ શાંતિથી જાય. નહીં તો છોકરાં વારંવાર દબડાય દબડાય કરશે ! સાસુ વહુને બહુ કકળાટ થાય તેના કરતાં પ્રેમથી જુદા રહેવું ઉત્તમ. છોકરાં પરદેશમાં હોય તો ય આસક્તિ મૂકી દેશમાં એકલા રહી આત્મકલ્યાણમાં રત રહેવું સારું.

ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ ભેગી થાય એટલે બગીચો કહેવાય, એક સરખી પ્રકૃતિઓ હોય તે તો ખેતરાં કહેવાય ! કળિયુગમાં ઘેર ઘેર બગીચો હોય. ગુલાબ, મોગરાં, ધંતૂરો, હોય ને થોરે ય હોય ! કોઈ ઉડાઉ, કોઈ લોભી, કોઈ વેદીયો ઘરમાં હોય. દરેકની પ્રકૃતિને ઓળખીને કામ લેતાં આવડે, માળી થતાં આવડે તો બગીચો કેવો દીપી ઊઠે ?!

# ૧૦. શંકાનાં શૂળ

છોડી રાત્રે મોડી આવે તો મા–બાપને શંકા પડે કે કોની જોડે રખડતી હશે ? પૂજ્ય દાદાશ્રી કહે છે કે શંકા ભયંકર આત્મઘાતી માન્યતા છે ! શંકાથી કશું વળે નહિ ને મારી નાખશે. શંકા ઊઠતાં જ મૂળમાંથી ઊખેડી નાંખવી.

છોડી પરનાતમાં પરણી ગઈ તો ડાહ્યા થઈ સ્વીકારી લેવું. છેક પરણી જતાં સુધી વિરોધ રાખવો પણ પરણી ગઈ પછી, બન્યું તે કરેક્ટ, આ જ એનો પાછલા ભવથી ભાવેલો ધણી, એમ વાસ્તવિકતાને સમજી સ્વીકારી લેવું તેને જ ડહાપણ કહેવાય.

છોડીની કાળજી રખાય પણ શંકા ના કરાય. કાળજી એટલે છોકરા જોડે એકલી ના જવા દેવાય, પેટ્રોલ ને અગ્નિ્ જોડે ના રખાય, રાત્રે કોઈના ઘેર ના મૂકાય વિ. વિ. તેમ છતાં કંઈ ગરબડ થાય તો તેને 'સમભાવે નિકાલ' કરવો. શંકા ના કરાય કે છોડીને કાઢી ના મૂકાય. શંકા તો મોક્ષમાર્ગનું મોટું બાધક કારણ છે ? કોણ બાપ ને કોની છોડી ? આ તો નાટકનાં પાત્રો છે, સમજીને નાટકની જેમ મહીંથી છૂટું રાખી નિર્લેપ રહેવું. નાટકમાં કર્મ બંધાય ?

# ૧૧. વારસામાં છોકરાંને કેટલું ?

વારસામાં છોકરાંને કેટલું આપવું ? કુદરતનો કાયદો શું કહે છે કે જેટલું તમને તમારા બાપા પાસેથી મળ્યું એટલું જ અપાય. અધધધ લક્ષ્મી આપીને જાય તો છોકરાં દારૂડિયા ને જુગારી થાય ! કાળા બજારની કાળી મજૂરી કરીને છોકરાં માટે કેશ મૂકી જાય તો છોકરાં બગડે નહીં તો શું થાય ?! છોકરાંને વારસામાં સંસ્કાર, ભણતર, ગણતર ને ઘડતર આપવું. નોકરી ધંધે લગાડવા. પછી પોતાના ઘૈડપણ માટેનું ભાથું રાખવું. પૈસા હતા ત્યારે છોકરાંને આપી દઈને છેવટે ઘૈડપણમાં હાથ લાંબો કરી છોકરાં પાસે લાચાર થવાનું એ તો મૂર્ખાઈ કહેવાય ! વળી પરભવનું

ભાથું ય બાંધવું પડે ને ? સારા રસ્તે પૈસા વપરાય તેનો ઓવરડ્રાફ્ટ મળે ને ! પારકા માટે વાપરે તેની જ પુણ્યૈ બંધાય. છોકરાંને આપે તે તો ફરજિયાત ગણાય.

છોકરાં ધંધા માટે પૈસા માગે તો આપવા પણ કહેવું કે વ્યાજે લાવેલા છે, વ્યાજ મહિને મહિને ચૂકવવાનું ને બે વરસમાં મૂડી ચૂકવી દેવાની ! તો છોકરાને જવાબદારી માથે રહે ને ધંધો વ્યવસ્થિત કરે !

આ પૈસા જોડે લઈ જવાતા હોત તો બધા જ બાપો દેવું કરીને, મિલ્કત વેચીને રોકડા કરીને પોટલું વાળીને જોડે લઈ જાત ! આ નથી જોડે લઈ જવાતું એ કાયદો કુદરતનો કેટલો સુંદર છે ?!

વિલ કરવું સારું. જેને જે આપવું હોય તે નક્કી કરીને આપવું અને બાકીનું ધર્મના રસ્તે વાપરવું. જીવતાં વપરાય તો ઉત્તમ. મિલ્કત બધી પહેલેથી છોકરાંને આપી ના દેવાય. 'ગુરુ' આવ્યા પછી બધું બદલાઈ જાય ! પછી વહુના ને છોકરાંના કકળાટ સાથે કલુષિત જીવન જીવવું પડે ! ગાદી માટે બાદશાહો બાપને મારી નાખતા !

ઘરજમાઈ કરાય ? એ ફસામણ ભારે થાય. ન કહેવાય કે ન સહેવાય ! છોકરાને વઢાય પણ જમાઈને કંઈ કહેવાય ? જિંદગીમાં જમાઈને ઘરમાં ના ઘલાય ! એમાં માલ નથી !

## ૧૨. મોહના મારથી મર્યા અનંતીવાર

છોકરાં પર કેટલો મોહ રખાય ? અરે આ દેહ જ દગો દે છે તો છોકરો કેટલો સગો થાય ?! ત્રણ કલાક ખૂબ વઢે તો છોકરો સામો થાય ને કોર્ટે હઉ જાય ? છોકરાંમાંથી જેટલું સુખ લીધું તે પાછું દુઃખ ભોગવીને 'રિપે' કરવું પડશે, એવો કાયદો છે. જેટલો રાગ એટલો દ્વેષ થવાનો જ. મોહને લીધે સંસાર મીઠો લાગે. નહીં તો ખારો દવ જેવો લાગે ! મા-બાપ આશા રાખે કે છોકરાં ઘૈડપણમાં ચાકરી કરશે ! પણ ચાકરી કરશે કે ભાખરી તેની કોને ખબર ?

માના બધાં જ ઉપકાર 'ગુરુ' આવતાં જ ભૂલાઈ જાય ને મા જ દોષિત દેખાય વહુ આગળ ! લાગણી મમતા એ આમેય દ્વેષમાં પરિણમે છે અને ઉપકારી ભાવ એ સમતામાં રાખે !

કળિયુગમાં છોકરાં વેર વસુલ કરવા આવેલાં હોય ! સ્નેહના હિસાબ બહુ ઓછા હોય ! તે મા-બાપને પજવી પજવી મારે. ચેલણા રાણીના ગર્ભમાં કોણીક પુત્ર હતો તેણે ગર્ભમાંથી જ મા દ્વારા બાપ (શ્રેણિક રાજા)નું માંસ ખાવાની ઈચ્છા કરી ! અને મોટા થયા પછી બાપ(શ્રેણિક રાજા)ને જેલમાં નાખ્યો ને રાજ કીધું ! કેવું વેર ?!

## ૧૩. ભલું થયું, ન બંધાઈ જંજાળ...

પરમ પૂજ્ય દાદાશ્રી કહેતા કે આ કળિયુગમાં જેને છોકરાં ના હોય તો મહાપુણ્યશાળી કહેવાય !!! બધા ઋણ ચૂકવીને ચોપડો ચોખ્ખો કરીને આવ્યા કહેવાય ! મોક્ષે જવા માટે એટલું વધારે કલીયર થયું કહેવાય ! હવે લોકસંજ્ઞા અને જ્ઞાનીની સંજ્ઞામાં કેટલો બધો ફેર ? કયા અવતારમાં બચ્ચાં ન હતાં ? ગાય, કૂતરાં, દૂધી, મનુષ્ય બધે બચ્ચાં, બચ્ચાં ને બચ્ચાં જ હતાં ને ?!

ગયો ભવ જો યાદ રહે તો દેખાય કે આ જ મા મારી વાઈફ હતી તો શું દશા થાય ? મોહ રહે ? છોકરો શ્રાદ્ધ સરાવે તો જ મુક્તિ થાય એવી માન્યતાના આધારે રાહ જુએ કાં તો બીજીને પરણે ! અલ્યા, એમ મુક્તિ થઈ જતી હોત તો ગીતાના જ્ઞાનની, ઉપનિષદોની શી જરૂર હતી ? આ સાધના વિ. કરવાની શી જરૂર ? છોકરાથી જ મુક્તિ થઈ જાય તો રસ્તો સીધો જ થઈ જાય ને ?

કેટલાંક તો છોકરાની રાહ જોતાં જોતાં પાંચ-છ છોકરીઓની લાઈન કરી દે ! આ તે કેવો મોહ !

નાના નાનાં ભૂલકાં નાની જ વયે મરી જાય ત્યારે મા-બાપને કેટલું બધું દુઃખ લાગે ?! પણ એ ય ઋણાનુબંધનો હિસાબ સમજી સહી લેવું ! ગયા તે ગયા હવે જીવતા છે તેને સાચવી લેવાનું સારી રીતે. મરી ગયા પાછળ કલ્પાંત ના કરાય નહિ

તો કલ્પના અંત સુધી ભટકવું પડે ! માટે તેના શુદ્ધ આત્માને નમસ્કાર કરી પ્રાર્થના પહોંચાડવી. એ સાર્થક થાય ! છોકરાં ઓછાં રીયલમાં હોય ? એ તો રિલેટિવમાં કહેવાય. પરમ પૂજ્ય દાદાશ્રીને ત્યાં દીકરો જન્મેલો. બધાંને પેંડા ખવડાવ્યા બે વરસ પછી પાછા પેંડા ખવડાવ્યા મિત્રોએ પૂછયું શેની પાર્ટી ? ત્યારે છેલ્લે કહ્યું, 'મહેમાન આવ્યા હતા તે ગયા તેની'!!! પાછા બેબીશ્રી જન્મ્યાં ત્યારે ય આમ જ કરેલું !!!

છોકરાં માટે બહુ હાય હાય કરે તો તેની જનાવર ગતિ બંધાય ! ગયા ભવના છોકરાંઓની કંઈ ચિંતા થાય છે ? અરે, એને તો યાદે ય કરીને કોઈ દુઃખી થાય છે ?

ગર્ભપાત કરાય ? ના. એનાથી જાનવરગતિ બંધાય. માટે પહેલાં અજ્ઞાનતાથી એવું થયું હોય તેના ખૂબ પ્રતિક્રમણ કરવાં પડે.

બાળક જન્મતાં જ મરી જાય એ શું ? એનું આયુષ્યકર્મ પ્રમાણે જ જીવે મરે ! આયુષ્ય પૂરુ થતાં જ ચાલવા માંડે ! આમાં કોઈનું ય ચાલે નહિ. માટે તેનો શોક ન કરતાં સ્વીકારી લેવું યોગ્ય !

## ૧૪. સગાઈ, રિલેટિવ કે રિયલ ?

મા-બાપ છોકરાંની રિલેટિવ સગાઈ છે, રિયલ નહિ. રિયલ હોય તો મર્યા પછી છોકરાં જોડે જ જાય ! કોઈ ગયેલો દીઠો ?! રિલેટિવ સગાઈ છે માટે સાચવીએ તેટલું સચવાય. નહિ તો તૂટી જતાં વાર નહિ લાગે. સામો ફાડ ફાડ કરે તો આપણે સાંધ સાંધ કરીએ તો જ સબંધ ટકે. કોઈને સુધારવા ના જવાય. નહિ તો કષાય થશે ને સામા થઈ દુશ્મન થશે ! કાયમનું હોય તો સુધારીએ. આ તો આ ભવ પૂરતું જ ને ?! આ માછલાની જાળ સારી પણ સંસારની તો જંજાળ કહેવાય ! આ તો પંખીઓનો માળો છે. સવાર થતાં ચકલાં જાય ઊડી ! આ પશુપક્ષીઓ સહજ જીવન જીવે છે ને મનુષ્યોએ વિકલ્પોની વણઝાર માંડી, બુદ્ધિને કારણે !

આ બધામાંથી પાર ઉતારવા તમામ જ્ઞાનીઓ એક જ સત્ય રસ્તો બતાડે છે કે પહેલું તો 'રિયલ'માં 'હું કોણ છું' એ જાણી લે અને સંસારરૂપી નાટક ભજવીને

મોક્ષે જા ચાલ્યો ! નાટકના પાત્રો ! નાટકનાં છોકરાં ને નાટકની રાણી ! ઉપલક રહી નાટક ભજવવાનું છે. રાગદ્વેષ વગર ! આ બધી સગાઈઓ ઘાટવાળી છે ! એમાં છે કંઈ સાર ?! જયાં કંઈ ઘાટ નથી તે સાચો સંબંધ.

# ૧૫. એ છે લેણ–દેણ, ન સગાઈ !

છોકરાં સાથે પૂર્વભવના ઋણાનુબંધના હિસાબે જ પ્રેમ કે વેર મળે છે એવું જ્ઞાન પચાવીને, જે આવે તેનો સમભાવે નિકાલ કર્યા વિના ક્યાં છૂટકો છે ? પોતાના જ હિસાબનું ફળ પોતાને પાછું મળે છે તેને શાંતભાવે રહીને શમાવી લો તો ઉત્તમ.

મા–બાપથી એમ ના બોલાય કે આ પેટ ક્યાંથી પાક્યું ! દીકરીઓ બધાં હિસાબ વસુલ કરવા આવે છે. કોઈ જયોતિષ કે બાવાઓ પાસે જવાનો કંઈ માલ નથી.

આ તો બધાં કર્મોના હિસાબ છે. બહુ ચીકણું કર્મ રાગનું કે દ્વેષનું બંધાયું હોય તે વસુલ દૂર રહીને થોડું થાય ? એ તો નજીકમાં જન્મીને વસુલ કરે ! આ કર્મની ગતિ એવી ચિત્રવિચિત્ર છે કે પોતે પોતાનો દીકરો થાય ! એવું બની શકે પણ અપવાદરૂપ !

ઘરમાં બધાં બાળકોને સરખાં સંસ્કાર સીંચાય છતાં પ્રકૃતિઓ દરેકની ભિન્ન ભિન્ન વર્તાય, તેનું શું કારણ ? વરસાદ બધે સરખો પડે પણ બીજ પ્રમાણે છોડવાં નથી ઊગી નીકળતાં ?! એક વડના બીજમાં જ આખો વડ ડાળાં, પાંદડાં સાથે સૂક્ષ્મમાં સમાયેલો છે ! સંત હોય તેનાં છોકરાં સંત જ પાકે એવું કંઈ ન હોય એ તો દરેક પોત પોતાનું લઈને આવેલા તે મુજબ જ ફળે. આ બધું કુદરતી છે. એમાં ભગવાન કશું કરતા કે કરાવતા નથી ! છોકરાં ખરાબ પાકે તે આપણો જ ફોટો છે ! કુદરતનો કાયદો કેવો છે કે અમુક અંશે મળતાં પરમાણુઓવાળા બધાં એક કુટુંબમાં ભેગા થાય. એમને બધાંને એ જ ટોળામાં ગોઠે અને એકબીજાનો હિસાબ વસુલ કરે ! બાકી આમાં મા–બાપ તો નિમિત્ત છે, ખાતર પાણી આપવામાં ! બીજનો સંયોગ મહત્વનો ભાગ ભજવે છે ! બાકી એક જ મા–બાપને ત્યાં કોઈ ચતુર તો કોઈ

મંદબુદ્ધિનો પાકે ! કોઈ ક્રોધી તો કોઈ શાંત પાકે ! એક ઝાડનું દરેક પાંદડું જુદું જુદુ હોય ! બે એક સરખાં ન જ હોય, જો ઝીણવટથી જોતાં આવડે તેને સમજાય ! કારણ દરેક વસ્તુ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને આધીન બને છે. એમાં ક્ષેત્ર દરેકનું જુદું જુદું હોય જ. એક એવિડન્સ બદલાતાં બીજા બધા જ એવિડન્સ બદલાય છે !

મા-બાપ છોકરાં વચ્ચે જે કંઈ આપ-લે થાય છે તે સહુ સહુનું લાવેલાં તે ચૂકતે થાય છે ! ''જગત જીવ હૈ કર્માધીના, કુછ નહીં કીસીસે લેનાદેના''! માટે આ બધી માયા-મમતા છોડીને પરભવનું ભાથું સંવારો ! આવતો ભવ બે પગનો કે ચાર પગનો કે છ પગનો આવશે તેની ચિંતા કેમ નથી થતી ? મોક્ષની તૈયારી કરવા મનુષ્યભવ મળ્યો છે તે સાર્થક થાય તે જ જોવાનું છે !!!

## *છોકરાંનો મા-બાપ પ્રત્યે વ્યવહાર (ઉત્તરાર્ધ)*

## ૧૬. ટીનેજર્સ સાથે 'દાદાશ્રી'

નાનાં નાનાં ભૂલકાંઓને સંપૂજ્ય દાદાશ્રી કેવી રીતે સંસ્કારતા હોય એ સમજવાનો ય એક લ્હાવો છે ! કલાકોના કલાકો સુધી ભૂલકાંઓ જોડે વાતો કરીને તેને ડેવલપ કરતાં હોય ! ભણવાનું તો સિન્સિયરલી, અને વાંચીને પાસ થવા આશિર્વાદ આપતા ! ''દાદાનું નામ લઈને વાંચજે, જા તને બધું યાદ રહેશે.'' એવું શીખવતા ! દસ મિનિટ ''દાદા ભગવાનના અસીમ જય જયકાર હો'' બોલીને પછી વાંચવા બેસવાનું ! વાંચેલું બધું એની મેળે યાદ રહી જાય !

મમ્મી મારે વઢે તો ય બાળકોનાં હીતમાં જ હોય. એને દ્વેષ લગારે ય હોઈ શકે કદિ ?

છોકરાં પર મમ્મી કે પપ્પા બહુ ગુસ્સે થાય ત્યારે અથવા એ બે અંદરો અંદર લઢે ત્યારે છોકરાને પરમ પૂજ્ય દાદાશ્રી એક ચાવી શીખવાડતા કે તે ઘડીયે મોટેથી ''મમ્મી, જય સચ્ચિદાનંદ'' બોલી દેવું ! મમ્મી હસી જ પડશે !

ઘરમાં, સ્કુલમાં, બધે બધાંને રાજી રાખવા એ જ ધ્યેય અંદરથી નક્કી રાખવો !

જૂઠું બોલતાં અટકાવતાં દાદાશ્રી સમજાવે છે કે જૂઠું બોલવાથી આપણા પર કાયમનો વિશ્વાસ ઊઠી જાય છે અને બધાંને દુઃખી કરે છે !

'તેં ચોરી કરેલી ક્યારેય ?' આવો પ્રશ્ન પૂછતા દાદા ને ભલભલો કબૂલી દેતો ! ને મુક્ત થતો એનાથી ! આર્યપુત્રો થઈને ચોરી, ભેળસેળ, અણહક્કના વિષયો, છેતરપીંડી કરાય ? કોઈ જીવને મરાય ? એક જીવ જેને બનાવતાં આવડે તેનાથી જ કોઈ જીવને મરાય. જેટલો અહિંસક થયો તેટલું તેનું બુદ્ધિનું લાઈટ વધે જ !

કોઈ દિવસ ઘરની વાતો પાડોશીને ત્યાં ન કરાય. ગમે તેટલી મા-બાપ પર મમતા હોય પણ એ જાય ત્યાર પછી છોડવી પડે ને ?

ખરાબ વિચારોથી કઈ રીતે બચવું ?! ભગવાનનું નામ લેવાથી !

નાના બાળક પાસેથી ઘરની એકેએક વ્યક્તિ માટેનો મત જાણી લેવો ! એ નિર્દોષ અને નિષ્પક્ષપાતી હોય હંમેશા !

આમ બાળકોને કેળવવા પડે !

સામાના શુદ્ધાત્મા જોવાય તો જ પ્રેમ રહે ! અને 'સમભાવે નિકાલ કરવાથી' બધાં જોડે સારી રીતે ઉકેલ આવે.

ભણતર અને એટલી જ ગણતર શીખવાની અગત્યતા છે ! ભણતર એટલે થીયરી અને ગણતર એટલે પ્રેક્ટીકલ !

બાપ ગમે તેટલો ગુસ્સે કરે તો ય છોકરા પ્રેમથી એને સાચવે તેની જનેતાને ય ધન્ય છે ?! 'ભોગવે એની ભૂલ' એ ન્યાયથી જબરજસ્ત સમતા રહે તેમ છે !!! મતભેદ ના રહે તો જ શાંતિ મળે.

ગાડી ગરમ થાય તો શું કરાય ? એને ટાઢી પાડવી પડે મશીન બંધ કરીને. નહીં તો એ સમૂળગી અટકી પડશે ! જે ગરમ થાય એ ગાડી નહીં તો બીજું શું કહેવાય ?!

# ૧૭. પત્નીની પસંદગી

પરણવું એ તો ફરજિયાત છે. માટે જે હોય તે ભલે હો, ધાર્યું થતું નથી માટે શું બને છે તે જોવું.

પરણવું એટલે પરવશ થવું. વીતરાગો સ્વવશ હતા. જેના ઉદયમાં બ્રહ્મચર્ય હોય તો તે ઉત્તમ, નહિતર પરણ્યા વગર ચાલે તેમ છે કંઈ ?

લવ મૅરેજ એ પાપ ગણાય ? ના. ટેમ્પરરી મૅરેજ એ પાપ ગણાય પણ આખી લાઈફનું પરમેનન્ટ મૅરેજ એ પાપ ના ગણાય.

ઘણાંને કૉલેજમાંથી લફરું વળગે, પણ જયારે એ લફરાનું બીજું લફરું છે એવું પકડાય ત્યારથી લફરું વળગ્યું છે એવું થાય ને પછી એ છૂટતું જાય !

છોકરાઓ ડેટીંગ કરે તે જ શું યોગ્ય ગણાય ? ડેટીંગ તો સંપૂર્ણ બંધ જ કરી દેવું જોઈએ !

ઊંચુ કૂળ અને ઊંચી જાત પહેલાં પાત્રની પસંદગી વખતે મા-બાપ ખાસ જોતા. તેનું આગવું મહત્વ દાદાશ્રીએ સમજાવ્યું છે.

દાદાશ્રીને કોઈ પૂછે કે મારે પૈણવું કે ના પૈણવું ? ત્યારે દાદાશ્રી કબીર સાહેબનો દાખલો આપતાં કહેતા કે કબીર સાહેબે ધોળે દહાડે બે દીવા મંગાવ્યા તો બીબી લઈને તરત જ આવ્યાં ! આવી મળે તો પૈણજે નહિ તો કુંવારો શું ખોટો છે ?

અમુક કોમમાં પૈઠણ અથવા દહેજનો રિવાજ. તે છોકરીના મા-બાપ જિંદગીભર દુઃખી થાય !

પોતે જાતે પાસ કરીને વહુ લાવ્યો તો ય ના ગમે એમાં કોનો વાંક ?

# ૧૮. પતિની પસંદગી

પાત્રની પસંદગીમાં આજકાલ છોકરાઓ મા–બાપને ખૂબ ગૂંચવ ગૂંચવ કરે છે. છોકરાંઓ કેટલીય છોકરીઓ જુએ ને નાપાસ કરે ! કેટલી બધીવાર જુએ અને ના પાડી દે ! તે છોકરીઓને કેટલું બધું દુઃખ થતું હશે !!! પહેલાંના વખતમાં સ્વયંવરમાં રાજકુંવરીઓ સેંકડો રાજાને ડોકા તાણીને વરમાળાની રાહ જોતા ઊભેલાનું આગળ ચાલી નીકળીને જે ભયંકર અપમાન કરતી હતી તેનો બદલો હવે છોકરાઓ વાળી રહ્યા છે ! હવે છોકરીઓ બદલો વાળે તેવો સમય પાકી ગયો છે ! પરદેશમાં તો આવી ગયો છે ! પરદેશમાં દેશી છોકરીઓ પણ છોકરાંઓ પસંદ કરવામાં ખૂબ ખેંચાખેંચ કરે છે ! અરે ત્યાંની છોકરીઓ તો એટલે સુધી કહે છે કે અજાણ્યા છોકરાને એકવાર જોઈને આખી જિંદગી કેમ કરીને જોડાઈ જવાય ? એના માટે તો છોકરાને બે વરસ સુધી ઓળખવો પડે. હરવું ફરવું પડે ! એવી છોકરીઓને કહ્યું કે બે વરસ હર્યા ફર્યા પછી છોકરો તને ના પાડી દે તો તારું શું થશે ?! અને તે તને ના પાડે, ને એવા ચાર પાંચ છોકરાંઓને તો તારી ઉંમર ત્યાં સુધી કેટલી થઈ ગઈ હશે ?! અત્યારે પચીસ ઉપર તો થઈ ગઈ !!! પછી ૩૨, ૩૫ વરસે કયો સારો વર મળશે ? પછી તો રહી ગયેલો 'સેલ'નો માલ જ તારે ભાગે આવે ને લેવા માટે !!! આ રીત ખોટી નથી ? બીજી સાઈડ પણ વિચારવી તો જોઈએ ને ? ચાર પાંચ છોકરા ના પાડ્યા પછી કયો છોકરો તારી પાસે આવવા પછી હિંમત કરે !! તારી છાપ પડી જાય ને કે આને તો ફક્ત છોકરા ફેરવવા જ છે, પૈણવાની દાનત નથી ! અને આટલી બધી ચકાસણી કર્યા બાદ ડાયવોર્સ વધારે થાય છે કે પહેલાં જોયા વગર કરતા હતા તેના વધારે થતા હતા ?! ત્યાં છોકરાઓ કેટલીય છોકરીઓને ફેરવે ને બધાંને હાથતાળી આપીને જાય ! કારણ કે પરણાય તો એકને જ ને ! જાનવર જેવું જીવન થઈ ગયું !!!

બ્રહ્મચારી રહેવાનો ઉદય આવે તેનું તો જીવન સર્વોત્તમ ! પણ પૈણવું તો પડે જ ને ! પરણતાં પહેલાં છોકરીઓ નક્કી કરે કે આપણે તો એક ધણી એકલો જ જોઈએ પણ પૈણ્યા પછી ખબર પડે કે કેટલું મોટું લંઘર સાથે આવે છે !!!

પૈણ્યા એટલે ધણીના, સાસુના બધાનાં અંડરહેન્ડ રહેવું પડે ! તેના કરતાં 'આત્મા'માં રહેતા થઈ જઈએ તો છે કોઈ ઉપરી ત્યાં ?! છે કશા ઝગડા ત્યાં પછી ?

છોકરાં છોકરીઓનાં ડાન્સ, પાર્ટી, ડેટીંગ બધાય સંસ્કાર બગાડે છે અને મા–બાપને કેટલું બધું ટેન્શન રહે ?! પેટ્રોલ અગ્નિ્ બે જોડે રખાય ? ત્યાં મા–બાપની આજ્ઞામાં જ રહેવું જોઈએ. નહીં તો એકવાર ફસાયા પછી બહુ મોટું ડીપ્રેશન આવે ને મગજ બગડી જાય !

પરદેશમાં આપણા ભારતીય છોકરાં અમેરિકન્સ જેવી છૂટવાળી જિંદગી જીવતા થઈ ગયા છે ! મા–બાપ કશું કહેવા જાય તો કહે કે અહીંના છોકરાંની જેમ અમારે જીવવું જ પડે ! નહિ તો અમે પછાત ગણાઈએ ! હવે ત્યાં છોકરાંઓ એ નથી જોતા કે અમેરિકન છોકરાં થવું છે તો મા–બાપ તો તમારે ઈન્ડિયન માનસના જ જોઈએ. જેમ કે છોકરો પરણે ધંધે લાગે ત્યાં સુધી બાપ જ બધો ખર્ચો કરતો હોય. જયારે ધોળીયાઓ તો ૧૮ વર્ષે જવાબદારીઓથી છૂટા ! ત્યાં કેમ અસલ ભારતીય રિવાજ બાપ તરીકેનો યોગ્ય છે ?!

જલ્દી પરણી જવામાં સેફસાઈડ છે ! પછી બગાડે નહીં બીજે. પહેલાના વખતમાં જલ્દી જ પૈણાવતા હતા ને !

મા–બાપ છોડીને પૈણાવાની ચિંતા કરે ! અલ્યા એના માટેનો છોકરો જન્મી ચૂકેલો હશે કે જન્મવાનો બાકી હશે ?!

પૈણતા પહેલાં વિષયોના વિચારો આવે તો તુર્ત જ પ્રતિક્રમણ કરી તેને ઊખેડી નાખવું. કોઈ છોકરી ગળે પડે, ઝૂરે, રડે, આપઘાત કરી નાખવાનો ભય પેસાડે, તેથી કંઈ તેને ઓછું પૈણી જવાય ? ઠંડા કલેજે ઠેલવાનું હોય ? રીસ્પોન્સ જ ના અપાય ને કડક રહેવાનું ?

આજકાલ છોકરીઓ છોકરાંઓને બબૂચક જ સમજે છે ! તેથી મચક જ ના આપે એમને ! છોકરીઓ છોકરાંઓ કરતાં દસ વરસની ઉંમરે આગળ હોય છે !

એટલે છોકરાં એમના મગજમાં જ નથી બેસતા !

પૈણવાનો મોહ, ઘર માંડવાનો મોહ, છોકરાં જણવાનો મોહ... બધો પાર વગરનો મોહ છે ! પુરુષને ય એકવાર ડીલીવરી આવે તો ફરી ક્યારે ય વિષય ના કરે ! આ તો તરત જ મોહ ફરી વળે ! છતાં ય છૂટકો નથી. હસબંડ પણ કરવા પડશે.

પરદેશમાં દાદાશ્રી દરેક છોકરીને વ્યક્તિગત વાતચીત કરી પાકા પાયે ઠસાવી દેતા કે અમેરિકન જોડે પૈણવામાં શું નુકસાન અને ઈન્ડિયન જોડે પૈણવામાં શું ફાયદો ! એટલે છોકરી જ ઈન્ડિયન સાથી ઈચ્છતી થઈ જાય ! એમાં ય ગુજરાતી ગુજરાતીમાં જ કરાય. વિચાર સંસ્કાર ને રહેણી કરણી સરખી આવે એટલે લગ્નજીવન સુખી જાય ! અને હિન્દુસ્તાનમાં રહેનારાંને તો નાતમાં જ કરવું ઉત્તમ, જેથી આચાર વિચાર મળતા આવે.

દાદાશ્રી છોકરીઓને મીઠી ગમ્મતમાં કહે કે છોકરો એવો ખોળજે કે જે તારા કહ્યામાં રહે, મોક્ષના ધ્યેયમાં સહાયક બને ! તે એક જ નાતના હોય તો બને ! વળી થોડોક ડીફેક્ટીવ ધણી ખોળી કાઢે તો ખૂબ જ આજ્ઞામાં રહે ! દારૂ માંસમાં ચોખ્ખો ધણી જોઈએ ! થોડોક આપણાથી ઉતરતા માર્કવાળો હોય તો સારું. થોડીક ડીફેક્ટ હોય તો આપણા વશમાં રહે ! નહીં તો રોજ કકળાટ થાય ! આપણને ધર્મમાં રસ હોય તો તે કરવા દે ! માટે ડીફેક્ટીવ હશે તો આપણાથી ડીક્ટેટરશીપ થાય. નહીં તો એ હીટલર થઈને ફરે !

ધણી ધણીયાણી એકબીજાને હેલ્પીંગ હોવા જોઈએ ! ઉનાળો ચોમાસાને હેલ્પીંગ છે ! ઓબ્ટ્રક્ટીવ નથી ! એવું આ બધા મોક્ષે જવા હેલ્પીંગ જ છે. સંસાર દુઃખરૂપ થાય તેમ મોક્ષ વહેલો આવે !

અત્યારે સતિ સીતા ખોળવા જાય તો ક્યાંથી મળે ? રામ હોય તેને જ મળે !

'લવ મૅરેજ' કરાય કે નહિ ? કરાય ને ! કેમ નહિ ? પણ મા-બાપની સહમતિ હોય તો જ આશિષ મળે ને સુખી થવાય !

ઘણા પૂછે દાદાશ્રીને કે પસંદગી વખતે જન્માક્ષર મેળવવા જરૂરી કે નહિ ? ત્યારે દાદાશ્રી કહેતા કે કોઈને જન્માક્ષર જોતા જ નથી આવડતાં ને ? જો જન્માક્ષર મેળવવામાં માનતા હોય તો તેની સાયકોલોજીકલ ઈફેક્ટ રહે અને વહેમ મહીં ગૂંચવે. માટે માનતા હો તો મેળવજો ને ના માનતા હો તો એમાં પડશો નહિ !

શાક લેવા મોકલીએ તો આજની છોકરીઓને કે છોકરાંને શાક ઓળખાતું નથી, લાવતા આવડતું નથી, અને ધણી ખોળવા નીકળ્યા છે ? પસંદગી કરવાની શી સમજ પડે ? બહારથી રૂપાળી બંબ કેરી જોઈને લાવે પણ ચાખે ત્યારે ખાટી ચૈડ લાગે ! પછી શું ? કાપ્યા પછી કોણ પાછી લે ! માટે પાત્રની પસંદગી ટાણે અનુભવીની સલાહ માનવી જરૂરી. બીનઅનુભવી ભીંડા લેવામાં ય છેતરાય તો આમાં શું ના છેતરાય ? અરે, રસ્તે જતા ચાર રસ્તા આવે ને આપણને ખબર ના પડતી હોય તો જાણકારને, અનુભવીને નથી પૂછવું પડતું ? તો આમાં પૂછવામાં શો વાંધો ? ત્યાં આજના છોકરાંઓના મગજમાં ભરાઈ ગયું કે મા-બાપને શી સમજ પડે ? અમારે એની જોડે જિંદગી કાઢવાની છે તો અમને જ ખબર પડે ને ? તે જાત પસંદગીવાળાના વધારે ડાયવોર્સ થાય છે કે મા-બાપોનાં ગોઠવેલાનાં ?! છોકરાં માટે ધડધડ ના પાડી દે ને પછી પસ્તાય કે આનાં કરતાં પહેલો સારો હતો, ખોટી ના પાડી ! અને ઉપરથી ગમે તેટલું રૂપાળું હોય પણ સિન્સિયર ના હોય તો તેને શું કરવાનું ? પરણ્યા પછી બાહ્યરૂપનું મહત્વ રહેતું નથી, પછી તો અંદરનું રૂપ કામ લાગે છે જીવનમાં સુખશાંતિથી જીવવા માટે ! પરણતાં પહેલાં ચશ્માવાળી છોકરીને કેન્સલ કરે ને પૈણ્યા પછી વહુને જ ચશ્મા બનાવીને બધાંને જુએ ! ને જરાક વહુને આંખમાં નંબર આવે તો વઢી વઢીને પહેરાવે ! માટે ઊંચા ચારિત્રને વધારે મહત્વ આપવું જોઈએ બાહ્ય રૂપ કરતાં !

લગ્નજીવનમાં એકબીજાને સિન્સિયર, એટલે હક્કની સિવાય બીજે ક્યાંય દ્રષ્ટિ પણ ના બગાડે !

સારા સારાને ના પાડી દે, તે તેને તરછોડ વાગે ને તેનું રીએક્શન પોતા પર આવ્યા વગર ના રહે ! માટે પહેલાંનું પ્રતિક્રમણ કરી ધોઈ નાખવું. જો સુખી થવું હોય તો પરણતાં પહેલાં ગુરુને કે મા-બાપને પૂછીને કરવું.

પૈણતાં પહેલાં ધણીને આમ કંટ્રોલ કરીશ, ને સાસુને, નણંદને આમ નહીં ગાંઠુ એવું બધું ગોઠવે પણ તેનું પરિણામ શું આવે ? તલ્લાક, ટુંક સમયમાં જ ! તેના કરતાં મૌન અને સમતાથી જે બધાં વશ વર્તે તેની તો વાત જ ઓર ! સમતામાં રહે તો તેનું ચારિત્રબળ ઉત્પન્ન થાય અને તેનો પ્રભાવ કંઈ ઓર જ હોય ! ક્રોધ કરનાર કરતાં ક્રોધ ના કરનારનો તાપ વિશેષ પ્રકારનો હોય ! કષાય વગરનાં જે થઈ ગયા એવા વીતરાગો, તીર્થંકર ભગવંતોને આજે હજારો વર્ષ પછી ય નામ પડતાં જ શીશ ઝૂકી જાય છે !!! કેવો એનો પ્રભાવ !!!

## ૧૯. સંસારમાં સુખ સધાય સેવાથી

મા-બાપની સેવા વિનય અને રાજીપો લેવો એ તો અધ્યાત્મમાં આગળ જવા પાયાની માંગ છે ! બ્રહ્મચારી હોય કે પૈણેલા હોય, મા-બાપને તરછોડીને કોઈ પ્રગતિ ના થઈ શકે ! હા, એમને સમજાવી, મનાવી, ધીમે ધીમે કામ લેવું. પ્રતિક્રમણે ય ખૂબ કરવાં.

મા-બાપ છોકરાં પર દબાણ કરે કે ડૉક્ટર થા, છોકરો કહે મારે એન્જીનીયર થવું છે ! હવે દબાણથી ના થાય, કર્મ પ્રમાણે જ થાય ! ઘરમાં એક છોકરો ના ભણતો હોય તો મા-બાપ એની ચિંતા કરી કરીને જાનવર ગતિ બાંધે ! અલ્યા બધાં જ સરખું ભણતર લાવ્યા હોય ? એકાદનું કર્મ ભણતર ના હોય તો ગણતર હોય, ધંધામાં હોંશિયાર હોય તો તેને તેવું સીંચન કરવું.

જીવનભર મા-બાપનો ઉપકાર ભૂલાય શી રીતે ? ગમે તેટલું તે બોલે તો ઉપકાર યાદ કરી સહી લેવું ! અને આપણાથી મા-બાપને દુઃખ થઈ જાય તો તેનું તુરત જ પ્રતિક્રમણ કરી લેવું.

મા કોને ના ગમે ? ગમે તેવી કાળી હોય તો ય મા સહુને રૂપાળી જ લાગે !

પપ્પાને રાજી રાખવા, એમની સેવા કરવી, પગ દાબવા, પૈણ્યા પછી પપ્પાની સેવા પૂરી ના કરાય, છેક સુધી કર્યે રાખવાની ! દુનિયામાં સેવા કરવા જેવી

હોય તો સૌથી પહેલી મા-બાપની કરવાની ! મા-બાપની સેવાથી ખૂબ સુખશાંતિ મળે ! અને ગુરુની સેવાથી મોક્ષ મળે !

જે ઘરમાં મા-બાપની સેવા થાય ત્યાં ભગવાનનો વાસ હોય જ !

અત્યારે સૌથી દુઃખી હોય તો પાંસઠ વર્ષની ઉંમરના લોકો ! ઘરમાં બધાંના ઠેબા મળે ! શરીરે ય દગો દે, ના કહેવાય ન સહેવાય ! ન છોકરાં રાખે ને ન સમાજની ડરે ઘરડાંઘરમાં રહેવા જવાય ! આ ઘરડાંઘરની વ્યવસ્થા એ આ કાળને માટે યોગ્ય છે ! ઘૈડાંઓએ પણ જમાના પ્રમાણે એડજસ્ટ થવું પડે. જૂના જમાનાની માન્યતાઓને તિલાંજલિ નહીં આપીએ તો ક્યાં સુધી આ માન્યતામાં રહીને દુઃખી થઈશું ?! પરમ પૂજ્ય દાદાશ્રી ઘૈડાં મા-બાપને દરરોજ નીચા નમીને પગે અડીને નમસ્કાર કરવાનું શીખવે છે ! એનાથી બન્ને વચ્ચેનું અંતર ઘટે અને દોષ થયેલા ધોવાઈ જાય ! ઊંચામાં ઊંચો આ વિનય છે ! એનું પરિણામ એ આવે છે કે એમને એમનાં છોકરાં ય નમસ્કાર કરતા શીખી જાય છે ! ઘર સ્વર્ગ જેવું બની જાય છે ! મા-બાપનું ય ચારિત્રબળ એવું હોવું જોઈએ કે છોકરાંઓને મહીંથી પગે લાગવાનું મન થાય અને એ ચારિત્રબળ વધારવા માટે સંપૂજ્ય દાદાશ્રી વર્ષોથી અધ્યાત્મની સાચી સમજણ બધાંને આપ આપ કરે છે જેનાથી લાખો લોકોનાં જીવન આદર્શતાને પામ્યાં છે !

મા-બાપ અને ગુરુ આ ત્રણનો ઉપકાર આખી જિંદગી ભૂલાય તેમ નથી ! જે ભૂલ્યો તે દગાખોર બને ને ક્યારેય સુખી ના થાય !!!

જય સચ્ચિદાનંદ.

- ડૉ. નીરુબેન અમીન

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન'

સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્‌ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ૧૯૫૮માં તેમને આત્મજ્ઞાન પ્રગટ થયા પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. પૂજ્ય નીરુમાની હાજરીમાં એમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોના ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે પૂજ્ય નીરુમાના દેહવિલય

બાદ ચાલુ જ છે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# મા-બાપનો છોકરાં પ્રત્યે વ્યવહાર (પૂર્વાર્ધ)

## (૧) સિંચન સંસ્કારનાં...

### સંસ્કારી હોય તે જ સીંચે સંસ્કાર! મા-બાપનો પ્રેમ ન જવા દે બહાર!

**પ્રશ્નકર્તા :** છોકરાઓની ચિંતા થાય છે.

**દાદાશ્રી :** છોકરાઓની શું ચિંતા થાય છે ?

**પ્રશ્નકર્તા :** બધી ય, આપણને એમ લાગે કે એમના સંસ્કાર બરાબર નથી.

**દાદાશ્રી :** હા, એ તમારી વાત બહુ સુંદર છે કે છોકરાને સારા સંસ્કાર મળે એવું હોવું જોઈએ. પણ ચિંતા કરવાથી તો સંસ્કાર સારા થાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો શું કરવાથી થાય ?

**પ્રશ્નકર્તા :** શિખામણ આપીએ થોડી-ઘણી, બીજું તો શું કરીએ ?

**દાદાશ્રી :** શિખામણ આપવાથી ના વળે.

**પ્રશ્નકર્તા :** તો નાના છોકરાને સંસ્કાર આપવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** કેટલા વર્ષની ઉંમરના છે ?

**પ્રશ્નકર્તા :** આ લગભગ દસ-બાર વર્ષ સુધીના છે.

**દાદાશ્રી :** હા, પણ સંસ્કાર તે આખા ગામમાં એકાદ માણસ સંસ્કારી હોય ત્યાં લઈ જવાનું કે ભાઈ, આને સંસ્કારરૂપી દવા કરો, કહીએ. પણ પેલા મા-બાપ તો એમ જાણે કે આપણે છીએ ને, વળી પાછા કો'કને ત્યાં શું કરવા જવું ?

**પ્રશ્નકર્તા :** આ દેશની અંદર (અમેરિકામાં) છોકરાં ઉછેરવાં બહુ કઠિન છે.

**દાદાશ્રી :** બધે જ, ત્યાં ય કઠિન છે. આ તો અહીંના છોકરાં સારાં. અહીં મા-બાપ જો સંસ્કારી હોય ને તો અહીંનાં છોકરાંની બીજી હરકત આવે એવી નથી. જરા મુશ્કેલી છે ખોરાક-બોરાક પેસી જાય, બહારનું વાતાવરણ અડે, પણ તે જો મા-બાપ સારાં હોય ને તો છોકરાં સારાં થવાનાં, ડાહ્યાં થવાનાં.

**પ્રશ્નકર્તા :** અહીંયા આજુબાજુ અમેરિકામાં પૈસો છે, પણ સંસ્કાર નથી અને અહીંનું આજુબાજુનું વાતાવરણ એવું છે, તો તે માટે શું કરવું ?

**દાદાશ્રી :** પહેલાં મા-બાપે સંસ્કારી થવું જોઈએ. એ છોકરા બહાર જાય જ નહીં. મા-બાપ એવાં હોય કે પ્રેમ જોઈને અહીંથી ખસે જ નહીં. મા-બાપે એવું પ્રેમમય થવું જોઈએ. છોકરાં જો સુધારવાં હોય તો તમે જવાબદાર છો. છોકરાંની જોડે તમે ફરજથી બંધાયેલા છો. તમને સમજણ ના પડી ?

**પ્રશ્નકર્તા :** પડી.

**દાદાશ્રી :** તમારે સંસ્કારની ઈચ્છા છે એટલે આપણા છોકરા સુગંધીવાળા હોય, આટલા તમારા વિચાર જ હાઈ લેવલનાં છે, એટલું સારું છે, છોકરાના સંસ્કાર ખોળો છો તમે !

# વાતાવરણની અસર બગાડે છોકરાં; મા-બાપે ઊખેડવા દિનરાત ફોતરા!

**પ્રશ્નકર્તા :** ધર્મ કર્યા કરે પણ છોકરાઓનું ધ્યાન ના રાખે.

**દાદાશ્રી :** ક્યાં ?

**પ્રશ્નકર્તા :** આપણા દેશમાં, ઈન્ડિયામાં. અહીંયાં ય એવું કરે છે.

**દાદાશ્રી :** અહીંયા ય ક્યાં ધ્યાન રાખે છે ? અહીંયાએ બધું આડે રસ્તે ચઢી જાય છે. ધ્યાન તો શું રાખવાનું ? આપણે સંસ્કારી થવાની જરૂર છે. આપણે સંસ્કારી થઈએ તો એ એની મેળે જોઈને શીખે એ. આપણામાં સંસ્કારનો છાંટો મળે નહીં પછી એ છોકરાઓ શું કરે ?

આપણા લોકોએ છોકરાંઓને સંસ્કાર બહુ ઊંચી જાતના આપવા જોઈએ. ઘણાં માણસો અમેરિકામાં કહેતાં હતાં કે અમારા છોકરાં છે તે માંસાહાર કરે છે અને એ બધું કરે છે. ત્યારે મેં એને પૂછ્યું, તમે કરો છો ? ત્યારે કહે, હા, અમે કરીએ છીએ. ત્યારે મેં કહ્યું, તે તો હંમેશાં છોકરાઓ કરશે જ. આપણા સંસ્કાર ! અને છતાં આપણે ના કરતાં હોય તો ય કરે, પણ એ બીજી જગ્યાએ. પણ આપણી ફરજ આટલી, આપણે જો સંસ્કારી બનાવવા હોય તો આપણી ફરજ આપણે ચૂકવી ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપણે માંસાહાર ના કરતાં હોઈએ, તો ય એ છોકરાંઓ માંસાહાર શાથી કરે ?

**દાદાશ્રી :** હા. એને બહારથી તો બહારના સંસ્કાર આવે ને ! એ બધું લઈને આવેલો છે. આ જગતમાં જે દેખાય છે, એમાં નવું કશું બનતું નથી. આપણે તો આપણી ફરજ છે, બાકી એ તો લઈને આવેલા છે બધું. આ એમ ને એમ ગપ્પું નથી આ જગત. એક્સિડન્ટે ય નથી. ઈન્સીડન્ટ જ છે આ જગત !

જે દેખાય છે, એ પોતાની અણસમજણને લઈને દેખાય છે અને બાકી આ જગતમાં એક્સિડન્ટ જેવી વસ્તુ જ નથી. અને 'એન ઈન્સીડન્ટ હેઝ સો મેની કૉઝિઝ, એન એક્સિડન્ટ હેઝ ટૂ મેની કૉઝિઝ.' પણ તે બધું એક જ છે, ઈન્સીડન્ટ જ છે આ. એટલે વાત જ સમજવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** આવાં છોકરાઓ આપણા દેશમાં નથી હોતાં, અહીં આવાં બની જાય છે.

**દાદાશ્રી :** વાતાવરણ મળે છે અહીં. દરેક વસ્તુને વાતાવરણની અસર થાય.

**પ્રશ્નકર્તા :** એટલે મા-બાપ ધારે એવાં તો બાળકો થાય જ નહીં. તો તો પછી મા-બાપનું કશું ચાલતું નથી આમાં ?

**દાદાશ્રી :** ના. અહીં આગળ આપણે લોખંડ મૂકીએ એમાં ફેર જુદી જાતનો પડે અને આપણે દરિયા કિનારે મૂકીએ તો ફેર. બેઉ વાતાવરણની અસરો થાય. ત્યાં જબરજસ્ત કાટ ચઢી જાય. અહીં સાધારણ જરાક લાગે. એટલે બધી અસરો છે, આ જગત અસરવાળું છે. મા-બાપની ફરજ એટલી કે છોકરાંને ખરાબ રસ્તે ન જાય, એવી એક સંસ્કાર આપવાને માટે ભાવના રાખવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** છતાંય પછી જે પરિણામ આવે એ પછી આપણે....

**દાદાશ્રી :** પછી પરિણામ તે તો આપણો પોતાનો હિસાબ છે. ખેતીવાડી હંમેશાં કરનારો માણસ એને સંસ્કાર નહીં આપતો હોય ?

**પ્રશ્નકર્તા :** આપે.

**દાદાશ્રી :** આમ ખેડ કરે અને કેવા સંસ્કાર આપીને કેવું સરસ કરે છે. એ પછી વરસાદ ના આવે અને ના પાકે, ઈટ ઈઝ ડિફરન્ટ મેટર. અગર તો કંઈ રોગ પડ્યો અને બગડી ગયું, તે બીજું !

હવે છોકરાઓને તો બીજી રીતે, સારી રીતે આપણે એ આવું તેવું અહીંનો ખોરાક ન ખાય એ બધું આપણે એનું છે તે ધ્યાન રાખવાનું. અને આપણે જો ખાતા હોઈએ તો હવે આ જ્ઞાન મળ્યા પછી એ આપણે બધું બંધ કરી દેવું જોઈએ. એટલે એમને આપણા સંસ્કાર દેખે એવું એ કરે.

પહેલાં આપણા મા-બાપ સંસ્કારી કેમ કહેવાતા હતાં ? એ બહુ નિયમવાળા હતા અને ત્યારે સંયમ હતો બધો. આ તો સંયમ વગરના હોય.

મા-બાપે સંસ્કારી થઈ જવું જોઈએ, જેટલાં કુસંસ્કાર હોય તે એમની ગેરહાજરીમાં થવા જોઈએ. કુસંસ્કાર હોય, જે છોકરાને દુઃખ લાગે એવા સંસ્કાર આપણા ના હોય.

## ધર્મ શીખવાડે, ધર્મ સ્વરૂપ જે થાય; બાપનું જોઈને છોકરાંથી શિખાય!

**પ્રશ્નકર્તા :** આ છોકરાઓ બધા મોટા થાય તો એ લોકોને આપણે ધર્મનું જ્ઞાન કેવી રીતે આપવું ?

**દાદાશ્રી :** આપણે ધર્મ સ્વરૂપ થઈ જઈએ એટલે થઈ જાય. આપણા જેવા ગુણ હોય ને તેવા છોકરા શીખે. એટલે આપણે જ ધર્મિષ્ઠ થઈ જવાનું. શીખે આપણું જોઈ જોઈને. જો આપણે સિગારેટ પીતા હોય તો સિગરેટ પીતા શીખે, આપણે દારૂ પીતા હોય તો દારૂ પીતા શીખે. માંસ ખાતા હોય તો માંસ ખાતા શીખે, જે કરતા હોય એવું શીખે એ. એ જાણે કે એનાથી સવાયો થઉં એવું કહે. છોકરાની ઈચ્છા શું હોય ?

**પ્રશ્નકર્તા :** બાપથી સવાયો થઉં.

**દાદાશ્રી :** મારા ફાધરથી સવાયો થઉં ત્યારે ખરો. એ દારૂમાં ય સવાયો થાય ને માંસાહારમાં ય સવાયો થાય. તો આપણે જે કરીએ છીએ એ કરશે. છોકરાઓને સુધારવાની ઈચ્છા બહુ છે, નહીં ? તમે માંસાહાર કરો છો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** દારૂ-બારૂ પીઓ છો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે વાંધો નહીં, તો છોકરાઓ બગડે નહીં. છોકરાને એક જ કહેવાનું કે ભઈ, મારાથી સવાયો થજે, હું કરું છું એમાં. છોકરાની

ઈચ્છા શું હોય કે મારા બાપથી સવાયું થવું છે. એવું કરતા નથી ને, એવું લફરું નથી ને કશું ?

**પ્રશ્નકર્તા :** ના, બીજું કંઈ નથી.

**દાદાશ્રી :** ત્યારે સારું છે. નહીં તો છોકરાઓ સવાયા થશે. આપણને જોઈને શીખે એ કે ઓહોહો, મારા ફાધર તો કશું જો.... બ્રાન્ડી નથી લેતા, સીગરેટ નથી પીતા, એ જોઈને શીખે અને પેલો ફાધર બ્રાન્ડી લેતો હોય ને, છોકરાને કહે, જો દારૂને અડીશ નહીં. એટલે છોકરો સમજે કે આમાં ટેસ્ટ છે ને મને લેવા નથી દેતા. છોકરાને શંકા પડે કે પોતે સુખ ભોગવે છે અને મને ભોગવવા નથી દેતાં. હું તો પીશ જ. તે ના પીતો હોય તો ય પીવે. એટલે આપણે સંસ્કારી થવું જોઈએ. આપણે ઈન્ડિયન બ્લડ, આપણે આર્યપ્રજા, અનાડી જેવા થઈએ, એ કેમ પોસાય ?

**પ્રશ્નકર્તા :** આપણા બાળકોને ડિસીપ્લિનમાં લાવવા માટે આપણે શું કરવું જોઈએ, મા-બાપે ?

**દાદાશ્રી :** એમને ડિસીપ્લિનમાં લાવવા માટે આપણે ડિસીપ્લિન્ડ થવું જોઈએ. જો હું ડિસીપ્લિન્ડ થઈ ગયો છું તમને બધાને દેખાય છે કે નથી દેખાતું. જો મારામાં કોઈ વ્યસન નથી. કોઈ હરકત રહી નથી મારામાં. અને નો સીક્રેસી, આખું જગત સીક્રેસીવાળું ! અહીં નો સીક્રેસી, એટલે તમે કેવાં ડાહ્યા થઈ ગયા છો બધા ! આ ડૉક્ટર કેવા ડાહ્યા થઈ ગયા છે ! એટલે તમારે ડાહ્યા થવાનું તો છોકરા તમારા ડાહ્યા, પહેલાં છોકરાંને ડાહ્યા કરીને પછી તમે ડાહ્યા થાવ એવું ના ચાલે. તમારું જોઈને શીખે છે છોકરાઓ તો ! એમની સ્વતંત્ર ગાંઠો લાવ્યા હોય, પણ એ આગળ બહારનું જોઈને જ તૈયાર થાય. બહારનું સારું દેખાય અને પોતાની પાસે અવળી હોય તો મનમાં એમ લાગે કે સાલું આ આવું કેમ, મારામાં ખરાબ છે, એવું સમજી જાય. એ ફેરફાર કરી જુઓ, ડૉક્ટર ને તમે બેઉ જણા, છોકરાં તો આમ ઓલરાઈટ થઈ જાય. હવે વાંધા જેવું નથી ને ?!

**પ્રશ્નકર્તા :** અહીંયા અમેરિકામાં તો અડધો વાંક મા-બાપનો ને અડધો વાંક આ ટેલિવિઝનનો. આ ટેલિવિઝન એમાંથી છોકરાઓ બધું ઘણું ઊંધું-ઊંધું શીખી જાય છે.

**દાદાશ્રી :** ટેલિવિઝનનો દોષ નથી. ટેલિવિઝન તો એ ઊંધું શીખવાડવા આવ્યું છે ને, તે પણ છતું શીખવાડવામાં ય જોર કરશે. એક બાજુ ફરશે પહેલાં ને છત્તું શીખવાડશે. એ વસ્તુ જુદી વસ્તુ છે, એ આપણી ઇચ્છા ન હોવા છતાં આવી પડ્યું છે. પણ આ તો આપણે ઘેર તો સુધારીએ ને !

**પ્રશ્નકર્તા :** આ છોકરાઓ ઈંડાં અને માંસને બધું નથી ખાતા, પણ... એમની માઓ પણ એવું કહે કે ના ખાશો, પણ જ્યારે સ્કૂલમાં જાય, ત્યારે સ્કૂલમાં એ લોકોને ખાતાં શીખવાડી દે છે અને પછી ખાતાં થઈ જાય છે.

**દાદાશ્રી :** ના, પહેલી માથાકૂટ આ ઘરની ટાળો. આ તો સંજોગો ગૂંચવે છે, તેનો ઉપાય થઈ રહેશે પાછળ, પણ તમે જો પહેલું તમારું ઘર સુધારો તો બધું સુધરે. આ તો સંજોગો ગૂંચવે એમાં તો ઉપાય જ નથી ને. જેનો ઉપાય ના હોય, તેને આપણે શું કરીએ ! તે ય પછી ઉપાય છે. મેં અહીં કેટલા ય છોકરાંઓને માંસાહાર છોડાવી દેવડાવ્યું. કારણ કે શીખી ગયો એટલે પછી મને કહેતાં આવડે છે. હું કહું એટલે છોડી દે બિચારા.

## મા-બાપ, માસ્તરો પડ્યા કમાણીમાં; નથી પડી, માસૂમ શું કરશે જિંદગાનીમાં?

**પ્રશ્નકર્તા :** આ પબ્લિક નર્સરીમાં છોકરાંઓ જાય છે એટલે આવું થાય છે ?

**દાદાશ્રી :** તેને લીધે નથી થતું. મા-બાપની નર્સરી નથી. સંસ્કાર મા-બાપના જોઈએ. બહારના સંસ્કાર શું કરવાનાં ! બહાર ગયા વગર છૂટકો જ નથી. એમાં આપણને ચાલી શકે એમ નથી. આપણા હાથમાં નથી. પણ ફર્સ્ટ મા-બાપના સંસ્કારની જ જરૂર છે છોકરાંને, પહેલી નર્સરી ઘરમાં હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** સારી સ્કૂલમાં મૂકવાથી સારા સંસ્કાર નથી આવતા !

**દાદાશ્રી :** પણ એ બધા સંસ્કાર નથી. છોકરાંને સંસ્કાર તો, મા-બાપ સિવાય કોઈના સંસ્કાર ના પામે. સંસ્કાર મા-બાપનાં, ગુરુનાં. અને એનું સર્કલ થોડું ઘણું હોય, ફ્રેન્ડસર્કલ, સંયોગો એના. બાકી મોટામાં મોટા સંસ્કાર મા-બાપનાં ! મા-બાપ સંસ્કારી હોય તો તે છોકરાં સંસ્કારી થાય. નહીં તો સંસ્કાર હોય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** આપણે સ્કૂલ ચલાવતા હોઈએ, તો શું કરવું જોઈએ કે જેથી છોકરાંઓને સારા સંસ્કાર પડે ?

**દાદાશ્રી :** ત્યાં સારા સંતોને બોલાવવા જોઈએ. માસ્તરો સારા હોય તો જ એવા વિચાર આવેને. જે ખ્યાતિવાળા હોય એવા સારા સંતોને બોલાવવા જોઈએ. ખ્યાતિવાળા, પ્રોપેગન્ડાવાળા નહીં.

**પ્રશ્નકર્તા :** દરેકને સ્કૂલમાં મોટામાં મોટો સવાલ છે કે કઈ રીતે છોકરાને સંસ્કાર આપવા સ્કૂલોમાં.

**દાદાશ્રી :** હા, એ ભાવ બહુ છે લોકોનાં, પણ શું થાય એનો રસ્તો ? અત્યારે તો માસ્તરો ય સંસ્કારી નથી પાછાં. માસ્તરો ય છે તે પૈસા ભેગા કરવામાં પડ્યાં છે. એટલે સહુ કોઈ બધામાં એ પેસી ગયું છેને ! એ સંસ્કારી લોકો હતાં તે ય કુસંસ્કારી થઈ ગયાં, પછી રહ્યું જ શું ? એટલે આનાં માટે હવે કુદરત આવી રહી છે. કુદરત આમને રાગે પાડી દેશે. આ હવે જે બગડી ગયું છેને, એને કુદરત સિવાય કોઈ સુધારનાર નથી. એટલે કુદરત આવી રહી છે. તે કુદરત મારી ફટકારીને સીધું કરી નાખશે !

## આજનાં છોકરા ભણે, પણ ન ગણે; એકાંગી ચિત્ર ભણતરમાં, નવીશું લણે!

આ તો હમણે કુદરતી આફતો આવશે, તે રાગે પડી જશે બધું હડહડાટ. અને એ કુદરત સીધું કરી આપશે તમે તમારે ભાવના કર્યા કરો. એ થાય છે ને રોજ ?

આજના છોકરાંઓને ભણતર કેમ આવડે છે ? કારણ કે બીજું કોઈ પણ પ્રકારનું ધ્યાન નથી. એકાંગી થઈ ગયાં છે. ઘરનું શું ચાલે છે, બહારનું શું ચાલે છે, બીજું શું કરવાથી ઘેર ફાયદો થાય, ને શું નહીં ? એ કશું વિચાર જ નથી. એકલો વાંચ વાંચ કરેને, ભણભણ કર્યા કરે, બસ અને બીજો મોહ પાર વગરનો એટલે ભણતા આવડે છે. નહીં તો ભણતાએ ના આવડે.

**પ્રશ્નકર્તા :** ભણવાનો શું ધ્યેય હોવો જોઈએ ?

**દાદાશ્રી :** ઊંધે રસ્તે ના જાય તે. અભણ હોય તે ક્યાં ક્યાં જતો હોય ? અભણને ટાઈમ મળે, તે કઈ બાજુ જાય ? એ ભાંગફોડિયામાં પેસી જાય બધું. એટલે ભણવાથી આપણી આટલી સ્થિરતા રહે છે અને થોડુંક એમનામાં ય ભણવાથી વિનય તો સહેજ આવે જ છે. હાઉ ટુ એડજસ્ટ વિથ પબ્લીક એ આવે છે અને પોતાના મોહની જ પડેલી. કોઈ જાતની એને કુટુંબને ફાયદો થાય કે એવું તેવું કંઈ જ પડેલી નથી, સહેજે ય. હું બધાને તપાસ કરું ને, બધું મારા હિસાબમાં આવી જાય.

એકલું ભણભણ કરવાની દાનતમાં હોય એને વેદિયો કહે છે. વેદિયો શબ્દ આપણામાં કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** બૂકવર્મ, ચોપડીનો કીડો કહે છે.

**દાદાશ્રી :** ના, બૂકવર્મ જુદાં ને વેદિયા જુદા પાછા. વેદિયો એટલે શું ? જે એક કામ ઝાલ્યું તેમાં જ મુંઓ હોય અને બૂકવર્મ એટલે બૂકમાં જ હોય એ. આ વેદિયો તો બધામાં વેદિયો હોય અને જગત શું માગે છે ? સાત હમાલિયો માગે છે, વેદિયો નહીં. એવરી ડાયરેકશનવાળા માગે છે. બધી ડાયરેકશનમાં જાગૃતિ જોઈએ.

ત્યારે પહેલાનાં લોકોને ભણતા આવડતું નહોતું અને બહુ ઓછા માણસો પાસ થતા હતા અને આજે ગમે તે નાતનાં, ગોલાનાં, ઘાંચીના બધા છોકરાંઓ ગ્રેજ્યુએટ થાય છે, ડૉક્ટરો થાય છે.

તે મને એક જણે પૂછયું કે 'શું છોકરાઓ હોંશિયાર થયાં છે, આ જમાનો કેવો આવ્યો છે !' ત્યારે મેં કહ્યું, 'પહેલાં ડફોળ છોકરાંઓ હતા એવું તમે કહો છો ? અને તેમાંના અમે હતા ! આજના છોકરા હોશિયાર અને અમે નાપાસ થયા એટલે ડફોળ ?' પણ આજના છોકરાઓને ભાન જ નથી, એક જ ભણવાનું, ભણવાનું ને ભણવાનું જ, બીજું કશું ગણવાનું તો સમજ્યા જ નથી. એ ભણે જ છે. એ ગણેલા નથી અને અમારા વખતમાં તો ગણતર અને ભણતર બન્ને સાથે ચાલતું અને અત્યારે તો ભણતર, તે ય એક જ લાઈન, પછી આવડી જ જાયને ! એમાં શું કરવાનું બીજું ? ભણતર એ બધું થિયેરીટકલ છે, એ પ્રેક્ટિકલ નથી. પ્રેક્ટિકલ થાય ત્યારે સાચું, ગણતર એ પ્રેક્ટિકલ છે !

## છોકરાઓ ભારતમાં ભણવા મૂકાય? મા-બાપ, છોકરાંના વર્તનથી મૂંઝાય!

**પ્રશ્નકર્તા :** આપણે છોકરાંઓને 'ઈન્ડિયા' ભણવા મોકલી દઈએ, તો આપણે આપણી જવાબદારી નથી ચૂકતાં ?

**દાદાશ્રી :** ના. ચૂકતાં નથી. આપણે એનો ખર્ચો-બર્ચો બધો આપીએ, ત્યાં આગળ તો, ત્યાં તો એવી સ્કૂલો છે કે જ્યાં હિન્દુસ્તાનનાં લોકો ય છોકરાને ત્યાં મૂકે છે. જમવા કરવાનું ત્યાં અને રહેવાનું ય ત્યાં. એવી સરસ સ્કૂલો છે !!!

**પ્રશ્નકર્તા :** માની ફરજ હોય કે, છોકરું માંદું-સાજું થાય ત્યારે માએ એની કાળજી લેવી. પણ એ હવે ત્યાં હોય તો, એ પછી ફરજ ચૂક્યા ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. બધું એના હિસાબો જ ગોઠવેલા હોય છે. તમારે ગભરાવવાનું કોઈ કારણ નથી. અહીંથી ગયો એટલે એનો બધો હિસાબ હોય છે જ. તમારે એને માટે પ્રેમ રાખવો. 'ડોન્ટ વરી'. એનું બધું લઈને આવેલો હોય છે. તમારે 'વરી' કરવાની હોય નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે છોકરાઓને ત્યાં રહેવા મોકલીએ, એ પણ કર્મની યોજના જ હશે ને ?

**દાદાશ્રી :** હા. યોજના જ છે. એટલે આપણા મનમાં એક જાતનો અહંકાર છે કે મેં મોકલ્યો. એ યોજના જ છે બધી અને એ યોજનામાં હાથ

ઘાલવો નહીં. એની મેળે સેફસાઈડ જ હોય છે. આ તો વધુ પડતા વિચાર કરીએ. આ ડૉક્ટર 'નોર્મલ' કોને કહે ? નાઈન્ટીએઈટ ડિગ્રી ઈઝ ધી નોર્મલ. એવું કહોને તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને '100' એ 'એબોવ નોર્મલ' કહે. એટલે 'એબોવ નોર્મલ' વિચાર કરવા એ 'ફીવર' છે અને 'બિલો નોર્મલ' વિચાર કરવા તે ય 'ફીવર' છે. તમને 'ફીવર' આવે છે, આ વિચારનો ફીવર ?

**પ્રશ્નકર્તા :** ઘણો.

**દાદાશ્રી :** ડૉક્ટર દવા કરજો એમની. આપણા ડૉક્ટરોને જ 'એબોવ નોર્મલ'ના 'ફીવર' આવે છે ને !!

**પ્રશ્નકર્તા :** બધાને વિચાર તો આવે જ ને ?

**દાદાશ્રી :** નહીં, વિચાર કરવાની 'નોર્માલિટી', નાઈન્ટી એઈટ ઈઝ ધ નોર્મલ. નાઈન્ટીનાઈન ઈઝ ધ એબોવ નોર્મલ. નાઈન્ટી સેવન ઈઝ ધ બિલો નોર્મલ. એમ ગપ્પે ગપ્પા ચાલતાં હશે ?! ત્યારે આપણા લોકો ઠોકાઠોક, ઠોકાઠોક કરે છે.

કેટલાય વર્ષથી મારી બેગ છે ને, તે એની મહીં શું છે એ હું જાણતો નથી. એનો શું અર્થ ? શી રીતે ચાલતું હશે મારું ?

**પ્રશ્નકર્તા :** તમને મોહ નથી, માયા નથી એની.

**દાદાશ્રી :** ના, પણ મારું શી રીતે ચાલે ?

**પ્રશ્નકર્તા :** કર્મની યોજના હશે.

**દાદાશ્રી :** એ બધું હિસાબ છે. પદ્ધતિસર. આ દુનિયા 'એક્ઝેક્ટ' છે. તેને આપણા લોકો ડખો કરે છે ઊલટો.

આ લોકો 'વાઈઝ' રહે તો ય સારા. 'વાઈઝ' રહે તો બહુ સારું કહેવાય. પણ 'ઓવરવાઈઝ' થાય છે પાછા. તમે ડૉક્ટર, જોયેલા કોઈને 'ઓવરવાઈઝ' થયેલા ?

**પ્રશ્નકર્તા :** ઘણાં જોયા છે.

**દાદાશ્રી :** આ 'ઓવરવાઈઝ' થયેલા તે તેનાં દુઃખ છે બધાં. એને ગુજરાતીમાં શું કહે 'ઓવરવાઈઝ'ને, બેન ?

**પ્રશ્નકર્તા :** દોઢડાહ્યો.

**દાદાશ્રી :** હા. દોઢડાહ્યો કહે. પાછો ડાહ્યો હતો, તેનો હવે દોઢડાહ્યો થયો, તેના દુઃખ છે આ બધાં !

બાબો તમારી પાસે છે, ત્યાં સુધી બાબાના વિચાર તમારે કરવાના. બાબો અહીંથી તમે દેશમાં મોકલો એટલે બાબાના વિચાર તમારે છોડી દેવાના અને પછી કાગળ લખવો. તો લખવું કે ભઈ, તું એનો જવાબ આપજે અમને, તેટલું જ. બીજી ભાંજગડમાં નહીં ઊતરવાનું અને તારે શું શું જોઈએ છે, અમને લખી મોકલજે. કોઈ જાતની 'વરીઝ' રાખીશ નહીં. એ તો આપણી ફરજો બજાવવાની છે. તો એનો પ્રેમ રહે, આપણી ઉપર ! પછી તમારે વહુને હઉ ઘેર રાખવી છે અને છોકરાને ઘેર રાખવો છે ? પાછો તે બાપો થાય ત્યાં સુધી ? એક છ મહિનામાં કકળાટ ઊભો થશે ! એવી વસ્તુ જ ના કરશો. મોટો થાય તો આપણે આ ફોરેનવાળાની પેઠ રાખવું, અઢાર વર્ષનો થાય બાબો, એટલે પછી તું જુદો રહે, કહીએ. આપણું ડિલિંગ બહુ ઊંચું છે ફોરેનવાળા કરતાં. જુદો રહ્યા પછી એકતા જેવું જ ડિલિંગ રાખીએ છીએ. પેલા ફોરેનવાળા નહીં રાખતા બરાબર. આ જમાનો જુદી જાતનો છે. જમાના પ્રમાણે ના વર્તીએ તો મૂર્ખ થઈએ.

**પ્રશ્નકર્તા :** પણ અહીંયા એ મા-બાપ રહે અને છોકરાં ત્યાં આગળ ઈન્ડિયામાં રહે, તો એમાં શું ફેર પડી જાય ?

**દાદાશ્રી :** અહીંના મા-બાપોને તો છોકરું વશ જ રહેતું નથી, કારણ કે બહારના સંસ્કાર જ એવા મળી આવે છે. બહારના સંસ્કારના આધારે જ છોકરો મોટો થાય છે. પોતાના મા-બાપનાં સંસ્કાર જેવા જોઈએ એવા છે નહીં. એટલે બહારના સંસ્કાર છે. બહારના છોકરાઓ જે આધારે ઉછરે છે, એ આધારે જ ઉછરે છે આ અને આપણે ત્યાં તો બહારના સંસ્કારી છોકરાઓ... ખોરાક-બોરાક બીજી બધી રીતે ખરાબ નહીં ને ! આમ અમુક બાબતમાં ખરાબ ખરા અને આ અમેરિકામાં જડ થતા જાય છે અને પેલા ઈન્ડીયામાં છે તે ખરાબ વિચારના થતા જાય. પણ ખરાબ વિચાર એ સારા કરી શકાય, જડને સારો કરવો મુશ્કેલ છે.

**પ્રશ્નકર્તા :** પણ એ લોકો ખાય નહીં એવું, પીએ નહીં એવું, અને એવું જ આપણા ઈન્ડીયાના જેવું જ ખાય તો એ લોકો એવા જ રહેવાના છે !

**દાદાશ્રી :** થોડી હવાની અસર છે, એટલી રહેશે. બાકી બીજું બધું ખાવાની જે અસરો, બીજી બધી અસરો નહીં થાય. એમ અહીં કેટલાય અમને ભેગા થાય છેને છોકરાઓ, એમની લાઈફ બગડી ગયેલી હોય, એટલે છોકરા અમે સુધારી આપીએ છીએ !

**પ્રશ્નકર્તા :** અમારા છોકરાંઓ ચર્ચમાં જવા માટે જીદ કરતા હોય છે, તો શું કરવું એમને જવા દેવા કે નહીં ?

**દાદાશ્રી :** છોને જાય એમાં વાંધો શું છે !

**પ્રશ્નકર્તા :** પછી આપણો ધર્મ ના પાળે તેનું શું ?

**દાદાશ્રી :** આપણો ધર્મ જ ક્યાં છે તે ! એના કરતાં જે ચર્ચમાં જતા હોય તો જવા દો ને ! આપણો ધર્મ તો અંદર છે, તે કો'ક સારો માણસ ભેગો થશે, તે ઘડીએ ઊગી નીકળશે. પણ ચર્ચમાં જશે તો ચોરીઓ તો ના કરે ને, ચર્ચમાં જઈને ! છોને જાય ! બોધરેશન ના રાખીશ. મીટ ખાતો નથી ને ?

**પ્રશ્નકર્તા :** ખાય છે.

**દાદાશ્રી :** ત્યાર પછી મીટ ખાતો થયો, તો ત્યાં ચર્ચમાં જ જાય ને ! તું ખઉં છું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હું પણ ખઉં છું.

**દાદાશ્રી :** ત્યાર પછી એ તો શું રહ્યું ? તો તું એના કરતાં ચર્ચમાં જતી હોઉં તો શું ખોટું છે ! જેને મર્યાદા જ નથી કોઈ જાતની, લિમિટ જ નથી.

**પ્રશ્નકર્તા :** આપણા બાળકો ઘણી વખત આપણા ધર્મની બાબતમાં પૂછે તો એ બાળકોને સારી સમજ કેવી રીતે આપવી ?

**દાદાશ્રી :** બાપા જાણતા હોય તો વાત કરે. બાપ કશું જાણતો ન હોય તો ધર્મ વિશે વાત કરે જ નહીં ને ! એમને પછી બીજી બાબતનું અવળું શીખી જાય એની નાની ઉંમરમાં. આપણે જો સારી સમજ પાડીએ નહીં તો અવળું તો ભર્યા જ કરે. વેપાર તો કંઈ કરે જ ને ! આ વેપાર ના કરે તો પેલો કરે.

**પ્રશ્નકર્તા :** પણ એમને ધાર્મિક શું સમજાવવું ?

**દાદાશ્રી :** જ્ઞાન વગર શું સમજાવો તે ?

**પ્રશ્નકર્તા :** અહીંયા બાળકોને ધર્મ સમજાવવા માટે એક તો લેંગ્વેજનો પણ ભાગ છે અને બીજું ધર્મની સમજ મા-બાપને પણ ઘણી ઓછી છે, તો આવા સંજોગોમાં બાળકોને ધર્મનું માર્ગદર્શન કેવી રીતે આપવું ? તો એનો ઉકેલ બાળકો સાથે કઈ રીતે લાવવો ?

**દાદાશ્રી :** કેમ કરીને આવે, આ બાળકનો ઉકેલ જ ના આવે ને ! એક તો પોતે સંસ્કારી થવું જોઈએ, બાળકોની જોડે ફ્રેન્ડશીપ કરવી જોઈએ. આ બે બાળક હોય, એમની જોડે ફ્રેન્ડશીપ કરવામાં શું નુકસાન છે ? એને આપણા વગર ગમે નહીં એવું કરવું જોઈએ અને માંસાહાર ઉપર ચઢે નહીં. માંસાહારથી પછી માણસના મન ઉપર

આવરણ ફરી વળશે ને તે પછી સારાસારનો વિચાર રહેતો નથી. આ હિતકારી કે અહિતકારીનું બિચારાને ભાન રહેતું નથી. આવરણ ફરી વળે. માંસાહારનું મોટું ગાઢ આવરણ છે. એટલે બ્રાન્ડી, માંસાહાર ઉપર ન ચઢે એ જોવું જોઈએ અને તે બદલ આપણે પણ ચેતતા રહેવું જોઈએ. આપણે પણ એને અડાય નહીં. હવે આપણે લઈએ ને છોકરાને ના પાડીએ એ ખોટું છે. એટલે બધું પોતે સંયમમાં હોય તો પછી આગળ વધાય. સંયમ સિવાય ચાલે નહીં. હું બીડી પીતો હોઉંને લોકોને કહું કે ના પીવી જોઈએ, એ ચાલે નહીં. આ વર્લ્ડમાં કોઈ ચીજ હું લેતો ના હોઉં, મને કોઈ પણ એ ના હોય. વિષયનો વિચાર થતો ના હોય અમને, લક્ષ્મીનો વિચાર અમને ના હોય. લક્ષ્મી અડીએ નહીં, અબજો રૂપિયા આપો તો ય મારે કામનાં નહીં. ત્યારે અમારા એક એક શબ્દથી બધી આખી મિલ આમ ધરી દેનારા હોય પણ અમારે જરૂર જ નહીં ને !

બાકી તમારે બંને જણાએ, તમારા વાઈફ અને તમારે બન્નેએ સંયમમાં આવી જવું જોઈએ. કંઈક ભોગ ના આપવો જોઈએ છોકરાઓ માટે !!

**પ્રશ્નકર્તા :** અહીંયા જે ભાષાના પ્રશ્ન છે, બાળકો નાનપણથી પેલું અંગ્રેજીમાં શીખે. એટલે આ આપણો આ ધર્મ છે તે લોકોને શીખવા માટેનું આપણું ભાષાનું માધ્યમ એમની પાસે રહેતું નથી. તો એ પ્રશ્ન કેવી રીતના સોલ્વ કરવો ?

**દાદાશ્રી :** એમને ગુજરાતી શીખવાડી દો. લોકો ફોરેનવાળા બધા ગુજરાતી શીખવા આવ્યા છે અમારી પાસે. આ ગુજરાતી શીખશો તો આ વિજ્ઞાન સમજશો. આ વર્લ્ડનું ભારે અજાયબ વિજ્ઞાન છે–'અક્રમ વિજ્ઞાન', આખા વર્લ્ડનું કલ્યાણકારી છે. એને સમજો ! અવિરોધાભાસ છે, સિદ્ધાંતિક છે. બુદ્ધિને ગાંઠતું નથી. ભલભલા બુદ્ધિશાળીઓની બુદ્ધિનાં પડીકાંઓ વાળી દેવડાવ્યા છે, ધૂળધાણી કરી નાખ્યા આ વિજ્ઞાને તો.

**પ્રશ્નકર્તા :** આપણા ભારતમાં પણ, મુંબઈમાં જોઈએ તો ૭૦ ટકા જૈનના છોકરાઓ ઈંગ્લીંશ મીડીયમમાં ભણે છે.

**દાદાશ્રી :** હા, તે એ બધું નુકસાન જ થઈ જાય છે ને ! પોતપોતાને સુધારો, મારું કહેવાનું એમ છે. બીજો આમ કરે છે તેથી, બીજો કૂવામાં પડતો હોય તો આપણે કૂવામાં પડવું એવું કંઈ લખી આપ્યું નથી ! પોતપોતાને સુધારવામાં વાંધો નથી. આ તો પહેલેથી આવું ચાલે છે, આ આજનું નથી, મહાવીરના વખતમાં ય આવું હતું. પોતે પોતાનું સુધારવું. પોતાને માથે જે જોખમદારી છે, એટલી સમજી લેવી.

**પ્રશ્નકર્તા :** અહીંયા અમેરિકામાં આપ ફરી આવો ત્યારે હું બધાને ભેગા કરીશ. ત્યારે આપ એવું કંઈક જ્ઞાન બધાને આપો કે જેથી કરીને બધાના જીવનમાં પરિવર્તન થઈ જાય.

**દાદાશ્રી :** એ હું ફેરફાર થાય એવું કરી આપીશ. ઘણાં ખરામાં ફેરફાર થઈ ગયો, ઘણાં માણસોમાં ફેરફાર થઈ ગયો.

એવું છોકરાને માટે એવી હાઈસ્કૂલ ને કોલેજ બાંધો અને ત્યાં આગળ બધું રહેવાનું કરવાનું વ્યવસ્થા કરો, તો બધું આપણા ઈન્ડિયાથી આવીને બધું કરાવે અને જ્યાં છોકરાઓને રહેવાનું હોય તો ખોરાક પણ દેશી આપણો ઈન્ડિયન ફૂડ લાવીને કરવું પડે. પણ તે કંઈ કરે ત્યારે ને !

## મા-બાપ તપથી જીવે તો સંસ્કાર સીંચે; દારૂ-માંસ લેતા જોઈને બાળક ઢીંચે!

જેને ઘેર ક્લેશ થાય એટલે ભગવાને ય કહેશે, 'બળ્યું, આ ઘરમાં તો અવાય નહીં, હેંડો બીજી જગ્યાએ જઈએ.' એટલે ઘરમાં પછી બરકત આવે નહીં કશી બાબતમાં. પછી કહેશે, આટલું આટલું કમાયો પણ કંઈ બરકત આવતી નથી. એ તો મહીં ઘરમાં કલેશ-કંકાસ ના થાય તો લક્ષ્મીદેવી રાજી થાય. ડૉલર નહીં લાવતા ? કેટલા ડૉલર લાવું છું તું ? રોજના સો ડૉલર લાવે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે તો પછી શું અડચણ છે ? કશી અડચણ છે નહીં. તું કંઈ લાવું છું થોડું ઘણું ? કેટલું લાવું છું ? પચ્ચીસ ડૉલર ?

**પ્રશ્નકર્તા :** હા, એટલું જ.

**દાદાશ્રી :** હવે, સવાસો ડૉલર આવે, પછી હવે તો શું ! બધું ખઈ-પી અને આનંદ કરો, છોકરા ડાહ્યા બનાવો અને છોકરાને એવો ખોરાક આપો કે બહારનો પેલો ખોરાક ખાય નહીં. ના ખવાય કહીએ.

અહીં અમેરિકામાં ડૉલર મળે, પણ છોકરાઓની ભાંજગડ છે ને ?

**પ્રશ્નકર્તા :** એ તો બધાને રહેવાનો જ અહીંયા. આ દેશમાં બધાને એ પ્રશ્ન રહેવાનો. પૈસા-ડૉલર મળવાના પણ છોકરા ગુમાવાના.

**દાદાશ્રી :** મારી પાસે કેટલાક છોકરાઓએ નિયમ લીધો ને, તે નથી મીટ કે કશું ખાતા. મારી પાસે ત્યાં ન્યુજર્સીમાં કેટલાય છોકરાં લઈ ગયા.

એ મારી પાસે નિયમ લઈ લે તો છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** આ પ્રશ્ન બધા અહીંયા પૂછતા હોય છે. આ છોકરાઓનો પ્રશ્ન જે છે, એ બધાને આ પ્રશ્ન છે. પણ જો આ જ્ઞાનીપુરુષનાં આશિર્વાદ લઈ લે, તો આ પ્રશ્ન રહેતો નથી કોઈને.

**દાદાશ્રી :** ના, એ તો અમુકને જ આશિર્વાદ ફળવાના. એ કંઈ બધાનાં કર્મમાં લખેલું ન હોય એ. એ કંઈ કાયદો નથી એવો.

ખોટા સંસ્કારમાં રહેવું, એ બગડવાનું જ સાધન. સારા સંસ્કારમાં જ જવું જોઈએ. છતાં ના જવાય તો હરકતે ય નહીં રાખવી. જો જવાય તો ઠીક છે ને ના જવાય તો હરકત નહીં રાખવાની. જે બન્યું એ કરેક્ટ.

ન્યાય ખોળશો નહીં કે ભઈ આ આમ થયું અને તેમ થયું, કશું ન્યાય આ જગતમાં ખોળશો નહીં. ન્યાય જે થઈ રહ્યો છે એ ન્યાય. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સંસારમાં હઉ રહેવાનું ને !

**દાદાશ્રી :** પણ એ તો એની મેળે જ જોશેને દુનિયા ! બગડી ગયેલું હશે તો બગડી ગયેલું કહેશે અને સુધર્યું હશે તો સુધરેલું કહેશે. મા-બાપ ટેબલ ઉપર આમ રેડીને પીતા હોય ને છોકરાને કહેશે, તું પીશ નહીં ! પછી એમાં દારૂવાળા થાય ને ! મા-બાપે તો બહુ સંસ્કાર બતાવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, ઘરસંસાર બધો શાંતિથી રહે ને અંતરાત્માનું સચવાય એવું કરી આપો.

**દાદાશ્રી :** ઘરસંસાર શાંતિથી રહે એટલું જ નહીં, પણ છોકરાં પણ આપણું જોઈને વધારે સંસ્કારી થાય એવું છે. આ તો બધું મા-બાપનું ગાંડપણ જોઈને છોકરાં પણ ગાંડા થઈ ગયાં છે. કારણ કે મા-બાપના આચાર-વિચાર પદ્ધતિસર નથી. ધણી-ધણિયાણી ય છોકરાં બેઠાં હોય ત્યારે ચેનચાળા કરે એટલે છોકરાં બગડે નહીં તો શું થાય ? છોકરાને કેવા સંસ્કાર પડે ? મર્યાદા તો રાખવી જોઈએ ને ? આ દેવતાનો કેવો ઑ પડે છે ? નાનું છોકરું ય દેવતાનો ઑ રાખે છે ને ? મા-બાપનાં મન 'ફ્રેકચર' થઈ ગયાં છે. મન વિહ્વળ થઈ ગયાં છે. વાણી ગમે તેવી બોલે છે, સામાને દુઃખદાયી થઈ પડે તેવી વાણી બોલે છે, એટલે છોકરાંઓ ખરાબ થઈ જાય. આપણે એવું બોલીએ કે ધણીને દુઃખ થાય ને ધણી એવું બોલે કે આપણને દુઃખ થાય. હિન્દુસ્તાનના મા-બાપ કેવા હોય ? તે છોકરાને ઘડે તે બધા સંસ્કાર તો તેને પંદર વર્ષમાં જ આપી દીધા હોય.

**પ્રશ્નકર્તા :** હવે એ જે એનું આ સંસ્કારનું છે ને, પડ ઓછું થવા માંડ્યું છે. એની આ બધી ભાંજગડ છે.

**દાદાશ્રી :** ના, ના. સંસ્કાર જ ઊડી જવા માંડ્યા. આમાં પાછાં દાદા મળ્યા એટલે ફરી મૂળ સંસ્કારમાં લાવશે. સત્યુગમાં હતાં એવાં સંસ્કાર પાછાં. આ હિન્દુસ્તાનનું એક છોકરું આખા વિશ્વનું વજન ઊંચકી શકે એટલી શક્તિ ધરાવે છે. ફક્ત એને પોષણ આપવાની જરૂર છે. આ તો ભક્ષક નીકળ્યા, ભક્ષક એટલે પોતાનાં સુખને માટે બીજાને બધી રીતે લૂંટી લે ! જે પોતાનું સુખ ત્યાગીને બેઠો છે, એ સર્વસ્વ બીજાને સુખ આપી શકે !

પણ આ તો શેઠ આખો દહાડો લક્ષ્મીના ને લક્ષ્મીના વિચારોમાં ઘૂમ્યા કરે ! એટલે મારે શેઠને કહેવું પડે છે કે, 'શેઠ, તમે લક્ષ્મી પાછળ પડ્યા છો ? ઘર બધું ભેલાઈ ગયું છે ! છોડીઓ મોટર લઈને આમ જતી હોય, છોકરાઓ તેમ જાય ને શેઠાણી આ બાજુ જાય. શેઠ, તમે તો બધી રીતે લૂંટાઈ ગયા છો !' ત્યારે શેઠે પૂછ્યું, 'મારે કરવું શું ?' મેં કહ્યું, 'વાતને સમજો ને કેવી રીતે જીવન જીવવું એ સમજો. એકલા પૈસા પાછળ ના પડો. શરીરનું ધ્યાન રાખતા રહો. નહીં તો હાર્ટ-ફેઈલ થશે. શરીરનું ધ્યાન, પૈસાનું ધ્યાન, છોકરીઓના સંસ્કારનું ધ્યાન, બધા

ખૂણા વાળવાના છે. એક ખૂણો તમે વાળ વાળ કરો છો, હવે બંગલામાં એક જ ખૂણો ઝાપટ ઝાપટ કરીએ ને બીજે બધે પૂંજો પડ્યો હોય તો કેવું થાય ? બધા જ ખૂણા વાળવાના છે. આ રીતે તો જીવન કેમ જિવાય ?' માટે એમની જોડે સારું વર્તન, ઊંચા સંસ્કારી બનાવો. આ છોકરાઓને ઊંચા સંસ્કારી બનાવો. આપણે પોતે તપ કરો. પણ સંસ્કારી બનાવો.

## મા વિહોણા પ્રત્યે બન આદર્શ પિતા; જાગૃત રહેવું ને સિંચવી સંસ્કારિતા!

**પ્રશ્નકર્તા :** જો ઘરમાં મધર ના હોય, મરી ગયાં હોય અને ફાધર એકલાં જ હોય અને એને આદર્શ પિતા તરીકે, એની પુત્ર માટેની બધી ડ્યુટી, ફરજો શું ? એ કહો.

**દાદાશ્રી :** હા, એ ફરજો બધી એક્ઝેક્ટ હોવી જોઈએ. છોકરાની જોડે ક્યાં આગળ એને એન્કરેજ કરવો, ક્યાં આગળ ડિસ્કરેજ કરવો, કેટલાં પ્રમાણમાં ડિસ્કરેજ કરવો, કેટલા પ્રમાણમાં એન્કરેજ કરવો–આ બધું એણે સમજવું જોઈએ. અત્યારના આ સમજણ છે નહીં. તેને લીધે છોકરાં બધા એવી ઘરેડમાં પાકે છે, પછી છોકરાને કોઈ સંસ્કાર જ નથી મળેલા, એટલે બિચારાંની આવી દશા થઈ છે હિન્દુસ્તાનમાં.

**પ્રશ્નકર્તા :** છોકરાં તો જે પોતાનાં સંસ્કાર લઈને આવેલાં છે તે તો છે જ, હવે એ સંસ્કારમાં પણ....

**દાદાશ્રી :** છોકરાં એનાં તો સંસ્કાર લઈને આવે. પણ હવે તમારે ફરજો બજાવવાની રહી.

**પ્રશ્નકર્તા :** એમાં આદર્શ પિતાની શું ફરજો ?

**દાદાશ્રી :** હા, તે કયા કયા સંસ્કાર એનાં ખોટા છે, એ આપણે જાણી લેવું જોઈએ. ક્યાં સારા છે ? એમાં વખતે ત્યાં આગળ ઊંઘીશું તો ચાલશે, પણ જ્યાં

ખરાબ હોય ત્યાં જાગૃત રહેવું જોઈએ. અને એને કેમ કરીને હવે ફેરવવો જોઈએ, એ બધું આપણે લક્ષમાં રાખવું જોઈએ. પૈસાની પાછળ પડ્યાં છે લોકો !

**પ્રશ્નકર્તા :** આપણે પ્રયત્નો તો બધાં કરીએ છીએ, એને સુધારવા માટે તેમ છતાં ય પેલો ના સુધરે, તો પછી એનું પ્રારબ્ધ કરીને છોડી દેવું, આદર્શ પિતાએ ?

**દાદાશ્રી :** ના, પણ પ્રયત્ન તે, તમે તમારી રીતે કરો છો ને ? સર્ટિફિકેટ છે તમારી પાસે ? મને દેખાડો ?

**પ્રશ્નકર્તા :** અમારી બુદ્ધિમાં જેટલાં આવે એવા પ્રયત્નો કરીએ.

**દાદાશ્રી :** તમારી બુદ્ધિ એટલે જો હું તમને કહી દઉં કે એક માણસ જજ પોતે હોય, આરોપી પોતે હોય, અને વકીલ પોતે હોય, તો કેવો ન્યાય કરે ?

બાકી છોડી ના દેવું જોઈએ, કોઈ દા'ડો ય. એની પાછળ ધ્યાન રાખ્યા કરવું જોઈએ. છોડી દઈએ તો તો પછી એ ખલાસ થઈ જાય.

પોતાનાં સંસ્કાર તો લઈને જ આવે છે છોકરું. પણ એમાં તમારે હેલ્પ કરી અને આ સંસ્કારને રંગ આપવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** હા, તો એ કરીએ છીએ પછી લાસ્ટ સ્ટેજે, એ પ્રારબ્ધ પર છોડી દેવું જોઈએ ?

**દાદાશ્રી :** ના, છોડાય નહીં. એ છોડવાનું થાય ત્યારે મારી પાસે તેડી લાવજો. હું ઓપરેશન કરી આપીશ. છોડી ના દેવાય, જોખમદારી છે.

## બાપની મૂંછ ખેંચે ત્યાં કર ડીસ્કેરજ; ભણવા માટે ઈનામ, કર એન્કરેજ!

એક બાપને તો છોકરો મૂછો ખેંચતો હતો, તે બાપા ખુશ થઈ ગયા. કહે છે, કેવો બાબો ! જુઓને, મારી મૂછો ખેંચી ! લે ! પછી એનું કહેલું કરીએ તો છોકરો

મૂછો ઝાલે ને ખેંચ ખેંચ કરે તો ય આપણે કશું ના બોલીએ, ત્યારે શું થાય પછી ? બીજું કશું ના કરીએ, તો જરા ચૂંટી ખણીએ, ચૂંટી ખણવાથી એ જાણે કે આ વાત ખોટી છે. હું જે કરી રહ્યો છું આ વર્તન, 'એ ખોટું છે' એવું એને જ્ઞાન થાય. બહુ મારવાનું નહીં. સાધારણ ચૂંટી ખણવાની.

એટલે એને જ્ઞાન થવું જોઈએ કે આ મૂછો ખેંચીએ છીએ ત્યારે એક બાજુ આ ચૂંટી વાગે છે. એ જ્ઞાન ખોળે છે. આવું કરવાથી જ્ઞાન શું થાય છે ? જો ત્યાં આગળ એન્કરેજ કરે કે બહુ સરસ, બાબા કેવા સરસ, એન્કરેજમેન્ટ થઈ ગયું. પછી વધારે ખેંચશે ફરીવાર કે !

આપણે દરેક બાબતમાં છોકરાંઓને સમજણ પાડવી જોઈએ કે આ

ખોટું છે. એ એમને ખ્યાલમાં આવવું જોઈએ. નહીં તો એ બધા શું માની લે છે કે હું કરું છું એ બધું ખરું કરું છું. એટલે પછી અવળે રસ્તે ચઢે છે. એટલે છોકરાંને કહી દેવાનું.

આ અમારી જોડે જે બધા રહે છે ને, તે બધાંને અમારે વઢવાનું. એ તો હું ના સમજું ? શું કરવા આત્મા બગાડું ? પણ વઢવાથી શું આત્મા બગડી જવાનો છે ? ના વઢું તો મારા પર જોખમદારી છે. અને સારું કરતો હોય તો આપણે કહેવું કે ભઈ..., થાબડવો આમ. તો એને એન્કરેજમેન્ટ મળે.

**પ્રશ્નકર્તા :** એટલે આપનું કહેવું એવું છે કે દરેકને શાબાશી આપીને કરાવવું ?

**દાદાશ્રી :** ખોટા કામમાં શાબાશી ન અપાય. એને સમજાવવું જોઈએ કે આમ ન હોવું જોઈએ. આપણે કોણ છીએ, તું કોનો છોકરો ?

**પ્રશ્નકર્તા :** સારું કામ એણે કર્યું હોય તો ?

**દાદાશ્રી :** સારું કામ એણે કર્યું હોય, તો એને શાબાશી આપવી જોઈએ અને તે કંઈ આગળ ઠોકવાનું ? આપણે પાછળ ટપલો મારીએ છીએ ને ત્યારે અહંકાર એન્કરેજ (ઉત્સાહ) થાય એટલે પછી સારું કામ કરે ફરી.

શાબાશ બાબા, પાછળ નીચે આપીએ ને, તો જ્યાં આગળ ટપલી મારે છે ને, ત્યાં અહંકાર છે. એટલે અહંકારને ત્યાંથી ઉત્તેજન મળે છે. તેથી આપણા લોકો પાછળ ટપલી મારે છે. પણ મારતા આવડતી નથી. કઈ જગ્યાએ છે એ ખબર નથી રહી હવે.

નાના છોકરાને અહંકાર સુષુપ્ત દશામાં હોય. અહંકાર તો હોય પણ તે કોમ્પ્રેસ થઈને રહેલો હોય. એ તો જેમ જેમ મોટો થતો જાય તેમ ફુટે. નાનાં છોકરાંને ખોટા અહંકારનાં પાણી ના પાઈએ તો જ ડાહ્યા થાય. તેમના અહંકારને પોષવા તમારા થકી ખોરાક ના મળે તો છોકરા સુંદર સંસ્કારી થાય.

# પપ્પો કહે, જો બાબો ખીસામાં ઘાલે હાથ; મૂઆ, છોરાને ચોર થવામાં દીધો સાથ?!

મા-બાપ તરીકે કેમ રહેવું તેનું ય ભાન નથી. હવે એક બાપ તો એવું કહેતો હતો, એનાં છોકરાંએ શું કર્યું ? પગ ઊંચા કરી, પગની એડીઓ ઊંચી કરી અને કોટના ગજવામાંથી પચ્ચીસ પૈસા કાઢ્યા એણે. પચ્ચીસ પૈસાનો સિક્કો આવે છે ને, ત્યાં હિન્દુસ્તાનમાં, તે કાઢ્યા એણે. એટલે એનો બાપ બેઠો હતો તે જોઈ ગયો કે હવે શું હોશિયાર થઈ ગયો છોકરો તો ! એટલે એના બાપે બાબાની મમ્મીને બોલાવી. ત્યારે પેલી રોટલી વણતી હતી. તે કહે છે, 'શું કામ છે ? હું રોટલી વણું છું.' 'તું અહીંયા આય, જલ્દી આય, જલ્દી આય, જલ્દી આય.' પેલી દોડતી દોડતી આવી. શું છે ? ત્યારે કહે, 'જો, જો, બાબો કેટલો હોશિયાર થઈ ગયો. જો પગની એડીઓ ઊંચી કરી અને મહીંથી આ પચ્ચીસ પૈસા કાઢ્યા'. એટલે બાબો જોઈને કહે, 'સાલું, આ સરસમાં સરસ કામ મેં આજે કર્યું. આવું કામ હું શીખી ગયો હવે.' એટલે પછી ચોર થયો, પછી શું થાય ?! ફરી 'ગજવામાંથી કાઢવું એ સારું છે' એવું એને જ્ઞાન પ્રગટ થઈ ગયું. તમને કેમ લાગે છે ? કેમ બોલતાં નથી ? આવું કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આવું ને આવું બધું કેમ ચાલે તે ! તે બાબો શું આમ જોયા કરે. ઓહોહો, કે મેં એવું શું સરસ કામ કર્યું છે. આ મારા પપ્પાજી ને મમ્મી વખાણ કરી રહ્યાં છે. મેર ચક્કર, છોકરાંને ચોર બનાવી રહ્યો છે આ. તે મૂઆ, આવું સમજણ વગર શું કામ પૈણ્યો ? સમજણ જોઈએ આ તો. આવા લોકોને પૈણાવવા ય ના જોઈએ. છોકરાંનો બાપ થઈ જઉં છું તું ? આ તે કંઈ રીત છે ?

મેર ચક્કર, ઘનચક્કર આવા કંઈથી પાક્યા ! આ બાપ થઈ બેઠા ! શરમ નથી આવતી ? આ બાબાને કેવું ઉત્તેજન મળ્યું એ સમજાય છે ? બાબાએ જોયા કર્યું કે આપણે બહુ મોટું પરાક્રમ કર્યું ! આવું આવું લૂંટાઈ જાય તે શોભે આપણને ? શું

બોલવાથી છોકરાંને સારું 'એન્કરેજમેન્ટ' થાય ને શું બોલવાથી તેને નુકસાન થાય, એનું ભાન તો હોવું જોઈએ ને ?

આ તો, 'અન્ટેસ્ટેડ ફાધર' ને 'અન્ટેસ્ટેડ મધર' છે. બાપ મૂળો ને મા ગાજર. પછી બોલો, છોકરાં કેવાં પાકે ? કંઈ સફરજન ઓછાં થાય ?

'ગજવામાંથી પૈસા કાઢ્યા. કેટલો હોશિયાર થઈ ગયો છે.' આ વાત હેલ્પીંગ છે કે નુકસાનકારક છે ? હવે આમાં 'હેલ્પીંગ' શું હશે ? બાબો ચોરી કરતાં શીખે. અને આવાં લોકો, આવું બાપ થવાનું અને આવી મા ! અલ્યા મૂઆ, માર, લાફો તો માર એક. એટલે એ સમજે કે આ ગજવામાંથી પૈસા કાઢ્યા એ ખોટું જ્ઞાન છે. અને પછી સારું કામ કરે. તો પછી એને એન્કરેજ કર. તો આ તો એવું બોલતાં હશે ખરાં ? કે મારી જોડી કાઢેલી વાત હશે ?

**પ્રશ્નકર્તા :** હકીકત છે !

**દાદાશ્રી :** પગ ઊંચા કરીને પૈસા કાઢે ? કે મેં જોડી કાઢેલું છે ?

**પ્રશ્નકર્તા :** ના, જોડી કાઢેલું નહીં.

**દાદાશ્રી :** આવો માલ છે આ. બધો માલ રબીશ માલ છે, તે ય આ ચારે કાળનો. પહેલો સત્યુગમાં ચાળેલો અને પછી જે ના ચળાયેલો (ચઢે એવો) માલ, એ નાખ દ્વાપરમાં. દ્વાપરમાં ચાળ્યો. તે પછી ના ચળાય, તે ત્રેતામાં નાખ. ત્રેતામાં ના ચળાયો તે કળિયુગમાં આવ્યો. આ ચળામણ છે, આમાંથી આપણે આ ચાળણો મૂક્યો છે, જેટલું ચળાયું એટલું સાચું, પછી રામ તારી માયા ! આપણા ચારણે એ ચળાશે, એ એક અવતારી થશે. બે અવતારે, પાંચ અવતારે પણ કંઈ ઉકેલ આવશે !

આ હું જેટલી વાત કરું છું એટલી બધી મને જાગૃતિ હશે ને નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** હોય જ.

**દાદાશ્રી :** બધી જ જાગૃતિ હોય. હજુ તો બધી બહુ જાગૃતિ. આ જેટલા માથાના વાળ છે ને એટલી જાગૃતિ મને વર્તે છે. પછી શી રીતે ફસાય ? જેને ચોગરદમની બધી જાગૃતિ વર્તે છે ! લોકોને તો જરા પવન આવે ને, તો ય આ લોકો ઊંઘી જાય !

એટલે આ કળિયુગનાં મા-બાપને તો બધું આવડતું ય નથી આવું તેવું. એને ખોટું એન્કરેજમેન્ટ આપે છે કેટલુંક તો. લઈ લઈને ફરે છે. પેલી બઈ કહે ને આમને કે, બાબાને ઊંચકી લો. ભઈને કહે, તો બાબાને લઈ લે. શું થાય તે ? અને એ તે પાછો કડક હોય ને ના લેતો હોય. તે બઈ કહેશે, 'કંઈ મારાં એકલીનાં છે કે ત્યારે ? સહિયારાં રાખવાનાં'. એવું તેવું બોલે. તે પછી બાબાને ઊંચકી લેવો જ પડે ને, પેલાને. છૂટકો છે ક્યાં જાય તે ? જાય ક્યાં ? ઊંચકી ઊંચકીને સિનેમા જોવાના, દોડધામ કરવાની તે ! છોકરાંને શી રીતે સંસ્કાર પડે ?

## ઘરમાં ફૂંફાડો મારવો એ છે અહિંસા! નહિ તો વંઠશે ઘરના, યે બાપ કૈસા?

તમારા ઉશ્કેરાટથી છોકરાં અવળે રસ્તે ચઢ્યા. ખરી કે નહીં જવાબદારી ? માટે દરેકમાં 'નોર્માલિટી' લાવી નાખો. એક આંખમાં પ્રેમ ને એક આંખમાં કડકાઈ રાખવી. કડકાઈથી સામાને બહુ નુકસાન નથી થતું, ક્રોધ કરવાથી બહુ નુકસાન થાય છે. કડકાઈ એટલે ક્રોધ નહીં, પણ ફૂંફાડો. અમે પણ ધંધા પર જઈએ એટલે ફૂંફાડો મારીએ, 'કેમ આમ કરો છો ? કેમ કામ નથી કરતાં ?' વ્યવહારમાં જે જગ્યાએ જે ભાવની જરૂર હોય, ત્યાં તે ભાવ ઉત્પન્ન ના થાય તો એ વ્યવહાર બગાડ્યો કહેવાય.

એક બેન્કનો મેનેજર કહે છે, દાદાજી, હું તો કોઈ દહાડો ય વાઈફને કે છોકરાને કે છોડીને એક અક્ષરે ય બોલ્યો નથી. ગમે તેવી ભૂલો કરે, ગમે તે કરતાં હોય, પણ મારે બોલવાનું નહીં.

એ એમ સમજ્યો કે દાદાજી, મને એવી પાઘડી પહેરાવી દેશે સરસ ! એ શું આશા રાખતો હતો, સમજાયું ને ?! અને મને એની પર ખૂબ રીસ ચઢી કે તમને કોણે બેન્કના મેનેજર બનાવ્યા તે આ ? તમને છોડી-છોકરાં સાચવતાં નથી આવડતાં ને વહુ સાચવતાં નથી આવડતી ! તે એ તો ગભરાઈ ગયો બિચારો. પણ મેં તેમને કહ્યું, 'તમે છેલ્લામાં છેલ્લા પ્રકારના નકામા માણસ છો. આ દુનિયામાં કશા કામના તમે નથી.' પેલો માણસ મનમાં સમજે કે હું આવું કહીશ એટલે આ 'દાદા' મને મોટું ઈનામ આપી દેશે. મેર ગાંડિયા, આનું ઈનામ હોતું હશે ? છોકરો ઊંધું કરતો હોય, ત્યારે એને આપણે 'કેમ આવું કર્યું ? હવે આવું નહીં કરવાનું.' એમ નાટકીય બોલવાનું. નહીં તો બાબો એમ જ જાણે કે આપણે જે કંઈ કરીએ છીએ તે 'કરેક્ટ' જ છે. કારણ કે બાપાએ 'એક્સેપ્ટ' કર્યું છે. આ ના બોલ્યા, તેથી તો ઘરનાં ફાટી ગયાં છે. બોલવાનું બધું પણ નાટકીય ! છોકરાઓને રાત્રે બેસાડી સમજાવીએ, વાતચીત કરીએ. ઘરનાં બધા ખૂણામાં પૂંજો તો વાળવો પડશે ને ? છોકરાઓને જરાક હલાવવાની જ જરૂર હોય છે. આમ સંસ્કાર તો હોય છે, પણ હલાવવું પડે. તેમને હલાવવામાં કશો ગુનો છે ?

## ઘરમાં આરતી-પ્રાર્થના સીંચે સંસ્કાર! વાતાવરણથી શુદ્ધિ અંદર-બહાર!

નાનાં છોકરાં-છોકરીઓને સમજાવું કે સવારે નાહી-ધોઈને ભગવાનની પૂજા કરવી, ને રોજ ટૂંકામાં બોલે કે, 'મને તથા જગતને સદ્બુદ્ધિ આપો, જગતકલ્યાણ કરો.' આટલું બોલે તો તેમને સંસ્કાર મળ્યા કહેવાય, અને મા-બાપનું કર્મબંધન છૂટ્યું. બીજું છોકરાંને આ તમારે *'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો'* રોજ બોલાવવું જોઈએ. એટલા બધાં હિન્દુસ્તાનનાં છોકરાં સુધરી ગયા છે કે સિનેમામાં જતા નથી. પહેલું બે-ત્રણ દહાડા જરા વાંકા-ચૂકાં થાય, પણ પછી બે-ત્રણ દહાડા પછી રાગે પડ્યા પછી મહીં જો સ્વાદ ઉતર્યા પછી એ ઊલ્ટાં સંભારે.

**પ્રશ્નકર્તા :** ઘેર આરતી કરીએ તેનું મહત્વ શું ?

**દાદાશ્રી :** આરતી કરીએ, એનું મહત્વ બીજું કંઈ નહીં, આરતીનું ફળ મળે તમને. આરતીનું ફળ, અહીં મારી હાજરીમાં જે મળે ને એવું ફળ કોઈ જગ્યાએ ના મળે. પણ પેલું તો આપણું ગોઠવણીવાળું. પણ તો ય આરતીનું ફળ બહુ ઊંચું મળશે, ઘરે કરશે તો ય. એટલે બધાએ ગોઠવી દીધેલું બધું. આખો દહાડો દૂષિત વાતાવરણ ઊભું ના થઈ જાય ને. નર્યા ક્લેશના વાતાવરણવાળા ઘરો છે. હવે તેમાં આરતી ગોઠવાઈ ગયેલી હોય ને, તો આખો દહાડો કંઈક છોકરાં, બધામાં ફેર પડી જાય. અને આરતીમાં છોકરાં-બોકરાં બધાં ઊભાં રહે. એ છોકરાંનાં મન સારાં રહે પછી. અને

અકળાયેલાં છોકરાં હોય ને, તે છોકરાંને શું ? આ તાપ, અકળામણ અને બહારનાં કુસંગ. તે કુચારિત્રના જ વિચાર આવ આવ કરે. એમાં આપણું આ છે ને, તે ઠંડક આપે, તે પેલા વિચાર ઉડાડી મેલે. બચાવવાનું સાધન છે. આ, બહુ સુંદર છે. કેટલાંક તો બે વખત કરે છે. સવારમાં ને સાંજે, બે વખત. છોકરાં ઊભાં રહે ને ? અને મોટાઓને ક્લેશ ના થાય. નર્યું ક્લેશનું જ વાતાવરણ છે. અત્યારે તો ના ઊભો કરવો હોય, પૈસા હોય, બધું ય સાધન હોય, તેને ક્લેશ તો મહીં પેસી જ જાય. ટેબલ ખખડાવે, જમવા બેઠા પછી. ખખડાવે કે ના ખખડાવે ? તમે આમ કર્યું ને તમે આમ કર્યું, ચાલ્યું પછી. ના ચાલે ? એટલે કેટલાંકે ઘરમાં એવું નક્કી કરેલું કે આપણે જમ્યા પછી ૃબધાં, બે છોકરાં–બૈરી અને ધણી બધાં સાથે બોલવું. આપણી 'વિધિ–આરતી–અસીમ જય જયકાર હો' એ બધું. એટલે છોકરાં બધાં રેગ્યુલર થઈ જાય ને ! ડાહ્યાં થઈ જાય ! બીજે દહાડે બહાર ફરવા જવાનું કહેતો હોય ને, તો કહે, 'આપણે પેલું બોલો, પેલું બોલો.' એવું કહે. ફરવા જવાનું રહેવા દે અને સંસ્કાર પડે.

# (૨) ફરજિયાતમાં ગાવાનું શું ?

## વીત્યાં વરસો વેગન વેંઢારવામાં; કાંદા–બટાકાના ભાવે વેચાવામાં!

**દાદાશ્રી :** કેટલી ઉંમર થઈ તમારી ?

**પ્રશ્નકર્તા :** પચાસ.

**દાદાશ્રી :** હવે સો વર્ષનું આયુષ્ય, તેમાં પચાસ તો, અડધાં તો વપરાઈ ગયાં, અડધાં રહ્યાં હવે. અને (દીકરાને) તારે તો બધાં બહુ, બાકી સિલક. એટલે તારે પપ્પાજીને રાજી રાખવા. સિલકમાં પચાસ તો વપરાઈ ગયાં. તે પૂછયું નહીં કે શેમાં વાપરી ખાધાં, પપ્પાજી ?

**પ્રશ્નકર્તા :** નથી પૂછયું.

**દાદાશ્રી :** એ શેમાં વાપરી ખાધાં હશે એટલાં બધાં ?

**પ્રશ્નકર્તા :** મોટા કરવામાં.

**દાદાશ્રી :** આ નાનાથી મોટા કરવામાં ?

**પ્રશ્નકર્તા :** એ જવાબદારી....

**દાદાશ્રી :** હા.... આ જવાબદારી ! તેથી તો કાળાના ધોળા થઈ ગયાં બળ્યાં ! ઉપાધિને બળી આ તો બધી ! એ તો પૈણ્યા પછી ખબર પડે; પહેલું તો બહુ મીઠું મીઠું લાગે. પછી વેગન ખેંચવાનું થાયને, ત્યારે ઈન્જીનને ખબર પડે બધું આ. પૈણ્યા પછી બધું ખબર પડે સંસારનું તો! પહેલા તો આમ ઝગમગાટ લાગ્યા કરે ! એને ય પૈણાવવો પડશેને હવે!

## ફરજો બધી છે ફરજિયાત; નહિ તો ખાશો સહુની લાત!

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારમાં ફરજનું પાલન ખરું ?

**દાદાશ્રી :** ફરજિયાત જ છે આખો. ફરજનું પાલન કરવાનું નથી, ફરજિયાત જ છે. વ્યવહાર જો તમે પાલન ના કરો તો આડોશી-પાડોશી કહેશે, 'આ છોકરાની ફી નથી આપતા ? ફી આપો ને ! છોકરાં બિચારાં ક્યાં જાય ?' ત્યારે આપણે તેમને કહીએ, 'તમે અમારામાં ડખલ શું કરવા કરો છો ?' ત્યારે કહે, 'ડખલ ના કરીએ, પણ છોકરાની ફી તો આપવી પડે ને !' એટલે ફરજિયાત છે આ. લોકો કહેતાં આવશે. હા, અને છોકરાને બહુ ધીબી નાખ્યો હોય ને, તો ય લોક કહેતાં આવશે.

**પ્રશ્નકર્તા :** આપણા બાળકો પ્રત્યે આપણી ફરજ તો ખરી ને ?

**દાદાશ્રી :** ફરજ બજાવવી. એ ફરજ બજાવવાથી કંઈ તમે એની ઉપર ઉપકાર કરો છો ?

એટલે ફરજિયાત છે. તમે ના કરો ને તો બધા કહેશે, 'કઈ જાતના છો ? છોકરાને પૈણાવતા નથી કે ?' ત્યારે તમે કહો કે 'મારી પાસે પૈસા નથી.' ત્યારે લોક કહેશે, 'વ્યાજે લાવીને પૈણાવો. છોકરાને પૈણાવો, મોટી ઉંમરનો થઈ ગયો હવે.' એટલે મારી-ઠોકીને તમારે કરવું પડશે. કંઈ ઉપકાર કરતા નથી. કેટલી ફરજો છે તમારે ? હા, જેટલી ફરજ છે ને, એ બધી ફરજિયાત છે.

## છોકરાં ભણાવ્યાં તે ડ્યુટી બાઉન્ડ! આત્માનો નહિ, સુણ્યો ફરજોનો સાઉન્ડ!

**પ્રશ્નકર્તા :** એટલે આ વ્યવહારની ભ્રાંતિમાં જ રહેવું પડે છે.

**દાદાશ્રી :** એવું છે ને, આપણે બેન્કોની સાથે જે ઓવરડ્રાફ્ટ લીધા છે તે તો પૂરા ચૂકવવાં જ પડે ને ! આપણે રૂપિયા લાવ્યા હોય ત્યાંથી જ પ્રોમિસ આપ્યું હોયને કે 'ભઈ, મારી જે દશા થશે, કાં તો મોક્ષનો અધિકારી થઈ જઈશ તો ય આપીને જઈશ; કાં તો મોક્ષનો અધિકારી નહીં થાઉં તો ય તમારું પેમેન્ટ પૂરું કરીશ.' એવું આપણે પ્રોમિસ આપીને આવેલાને ! એવું આ બધું વ્યવહારમાં પ્રોમિસ પતાવવાનાં છે અને આ ફરજિયાત છે પાછું. મરજિયાત તમે કશું કરતા જ નથી. ફરજિયાત, બિલકુલ 'ડ્યુટી બાઉન્ડ' !

આ મા-બાપ બધાં શું કરે છે ? છોકરાંને મોટાં કરે છે, ભણાવે છે ને જે બધું કરે છે, એ બધું ડ્યુટી બાઉન્ડ છે, નોટ વિલ બાઉન્ડ ! એને આ લોકો વિલ બાઉન્ડ માને છે એ જ ભ્રાંતિ છે !! 'ડ્યુટી બાઉન્ડ'માં તો આપણાથી કેમ કોઈની ઉપર ઉપકાર ચઢાવાય ? આ હું 'ડ્યુટી બાઉન્ડ' છું. એટલે મને મનમાં એવું તમારી ઉપર ઉપકાર ચઢાવવાનો ભાવ જ ઉત્પન્ન ના થાય ને ! હું જાણું છું કે આ 'ડ્યુટી બાઉન્ડ' છે, પરસત્તા જ છે !

## ફરજો ચૂકવી તે, ન બતાવાય ગણી; ખોળ મરજીયાત ને, લે આ ભવ લણી!

મા–બાપે પાંચ હજારનું દેવું કરીને છોકરાને ભણાવ્યો હોય તેમ છતાં કોઈ દિવસ છોકરો ઉદ્ધતાઈ કરે તો, બોલી ના બતાવાય કે અમે તને ભણાવ્યો. એ તો આપણે 'ડ્યુટી બાઉન્ડ' હતા, ફરજિયાત હતું. ફરજિયાત હતું તે કર્યું. આપણે ફરજ બજાવવી. ફરજિયાત એટલે 'ડ્યુટી બાઉન્ડ' અને મરજિયાત એટલે 'વિલ બાઉન્ડ'. લોકો ફરજિયાતને મરજિયાત માને છે. અલ્યા, તારી વિલીંગનેસ જે બાજુ હોય તે બાજુ સંસાર વીંટાઈ રહ્યો છે. ફરજિયાત છે તેમાં મરજિયાતનું ચિતરામણ ચીતરી રહ્યા છે. જે ફેરવી શકાય છે તે વિલ બાઉન્ડ છે. ઘણાં છોકરાં બાપની સામા થઈ જાય છે ત્યારે બાપ ગુસ્સે થાય છે અને બધું કહી બતાવે છે કે મેં તને ભણાવ્યો, ગણાવ્યો, મોટો કર્યો. અલ્યા, ફરજિયાત હતું. તારું મરજિયાત જે હોય તે કહી બતાવ ને ! ફરજિયાત જે બંધાયેલા છે આપણી જોડે આવવા માટે તેની માળા શું કરવા ગણું છું ?! મરજીયાતને ખોળી કાઢ.

## ફરજિયાતમાં શીરપાવ શાનો? સમભાવે કર નિકાલ તો તું શાણો!

તમે કોઈ કામ મરજિયાત કરેલું ખરું ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** તો ફરજિયાત કરેલું ? ફરજિયાતનું ઈનામ હોય ?

**પ્રશ્નકર્તા :** ના હોય.

**દાદાશ્રી :** હં. મરજિયાતનું ઈનામ હોય. એક ભઈ ફરજિયાતનું ઈનામ ખોળવા માંગતા હતા ! આખું જગત ઈનામ ખોળે છે ને કે 'મેં આટલું આટલું કર્યું, તમને ભાન નથી, તમને ગુણ નથી મારો.' અલ્યા મૂઆ, શાનો ગુણને ખોળે છે, આ તો જે કર્યું, એ તો ફરજિયાત તેં કર્યું ! એક જણ છોકરાંની જોડે બોલતો હતો. કૂદાકૂદ કરતો હતો, હું વઢ્યો પછી. પેલો કહેતો હતો, 'દેવું કરીને મેં તને ભણાવ્યો. નહીં તો હું દેવું ના કરત તો તું શું ભણવાનો હતો, રખડી મરત.' મૂઆ, શું કરવા બોલ બોલ કરે છે અમથો વગર કામનો ! એ તો ફરજિયાત છે, આવું બોલાય નહીં !

એટલે છોકરો ડાહ્યો છે ને ? તમને કોણે ભણાવ્યા એમ પૂછે તો શું કહું ? ગાંડું બોલે છે ને, લોકો ? અભણ લોકો, સમજણ નહીં, ભાન વગરનાં. આ બાબતમાં ભાન નહીં. વૈજ્ઞાનિક બાબતમાં ભાન નહીં, આ સ્વાર્થમાં ભાન, બધે જ્યાં ને ત્યાં સ્વાર્થ આવડે એને. હવે એ સ્વાર્થ તે પરાર્થ છે પાછો.

'મને ફી આપો છો, તો તમને કોણે આપી હતી ? એમાં શું નવાઈ કરો છો ?' કહેશે. એ તો ફરજિયાત છે, એમાં શું આપ્યું તમે. ફરજો બજાવતાં નથી, આ તો ફરજિયાત છે. સમભાવે નિકાલ કરો આ ફાઈલોનો, તો આબરૂ રહેશે, નહીં તો આબરૂ નહીં રહે. એટલે ફાધરથી એવો અહંકાર ના કરાય કે મેં તને ભણાવ્યો. કારણ કે આ ભણાવવું એ બધું ફરજિયાત છે.

# સુખ આપ્યું તે ક્રિયા થઈ ફરજિયાત, આપવાનો ભાવ કર્યો, તે મરજિયાત!

એક મોટા માણસ મને કહે છે, બધી જાતની ફરજો, મેં તો ઓફીસની ફરજો બધી... શું બજાવો છો તે કહીએ ? ફરજનો અર્થ શું સમજો છો ? ત્યારે કહે, ના, આપણે કરવું જ પડે ને, એ છૂટકો નહીં. કામ કરવું જોઈએ આપણે. મૂઆ શાથી કરો, કહું ? ડ્યુટી બાઉન્ડ નહીં ? ત્યારે કહે, હા, ડ્યુટી બાઉન્ડ. અલ્યા, તું અર્થ તો કર, ફરજીયાત એટલે ! શબ્દો ખોટાં નથી હોતાં ને ?! લોકોને સમજણ પડવી જોઈએ ને !

ફરજો બજાવેલી કે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને તેમાં એનો પછી મનમાં એ માને કે ઘણી ફરજો બજાવી મેં ! સંતોષ લે ! અલ્યા, પણ શેનો સંતોષ, આ તો ફરજિયાત હતું ! કંઈ મરજિયાત શું કર્યું એ મને ખોળી લાવ ? આ તો બધું ફરજિયાત. નાહ્યા-ધોયા એ ફરજિયાત કર્યુંરૂં કે મરજિયાત કર્યું ? શું શું મરજિયાત કર્યું છે તમે ?

**પ્રશ્નકર્તા :** શોધવું પડશે ! દાદા, પોતાનું સુખ બીજાને આપે છે, એ આમ તો ફરજિયાત કહેવાય ને ?

**દાદાશ્રી :** એ ફરજિયાત, આપી દીધું એટલે ફરજિયાત અને આપી દેવાનો ભાવ એ મરજિયાત છે. હા, તમે આ કઢી ખારી હોય તો એ શાંત ભાવે ચલાવી લેવી, એવો ભાવ છે તમારો. તે તમારું મરજિયાત છે, પણ ફરજિયાતમાં શું બન્યું કે 'કઢું ખારું છે' બોલી ઊઠ્યાં. એ ભાવ એટલે શું ? બીજ કહેવાય. એને ડુંડું આવે ત્યારે ! આ પહેલાનું ડુંડું અત્યારે આવ્યું. પહેલાં બીજ નાખેલું તેનું. સમજાય છે વાત કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** સમજવામાં કાચું પડી જાય છે.

**પ્રશ્નકર્તા :** ના, ના. ચાલે છે, બરાબર સમજાય છે.

**દાદાશ્રી :** કાચું પડે તો બંધ રાખજો ત્યાં આગળ.

અમને ય એમ લાગે કે અમારો ટાઈમ સારે રસ્તે ગયો. એ ચોપડીઓમાં ખોળે, શી રીતે જડે ? ચોપડીઓમાં, ફરજો બજાવજો ને આમ તેમ. અલ્યા મૂઆ, ચોપડીવાળાએ લખ્યું, એના લેખકોએ લખ્યું અને પેલા પ્રવચન કરનારા કહેશે, ભઈ, ફરજ આપણે બજાવવી જોઈએ. સારી રીતે ફરજ બજાવજો. અલ્યા મૂઆ, શું શીખવાડે છે, તું અમથો ગાંડો. તું ય ગાંડો અને મને ય ગાંડો બનાવું છું ? એ બજાવાની જ ક્યાં રહી ? આને આ ગરબડ ચાલે છે આ બધું.

## ચેતીને ચાલ પહેલેથી છોકરાં સંગ; મેલ ઘાલમેલ, નહિ તો ખેલાશે જંગ?

અમારા મામાના એક દીકરા કંટ્રાક્ટર હતા. તે છોકરાની બહુ ઘાલમેલ ઘાલમેલ કર્યા કરે. મેં કહ્યું, 'અમારા મામાનો ફોટો તમે રાખતા નથી ?' ત્યારે કહે, 'છે ને ફોટો.' મેં કહ્યું, 'તો પૂજા કશું કરો છો ?' ત્યારે કહે, 'પૂજા તો કંઈ નથી કરતા.' ત્યારે મેં કહ્યું, 'તો આ છોકરાં આપની પૂજા કરશે, હવે ?' ત્યારે એ કહે, 'એ તો કોઈ ના કરે.' મેં કહ્યું, 'જરા જંપોને, આ શું કરવા મોહનો માર ખાવ છો ? જરા પાંસરા પડો ને !' ત્યારે કહે, 'હવે મને સમજણ પડી. નહીં તો મને તો એમ જ લાગતું હતું કે આ તો આપણે કરવું જ પડે ને !' પછી મેં સમજણ પાડી કે, છોકરાને ભણાવીએ નહીં તો ખોટું દેખાય. પૈણાવીએ નહીં તો ય લોક કહેશે, 'એને પૈણવું છે તો ય પૈણાવતા નથી ?' પૈણાવ્યા પછી નોકરીએ કંઈ રાગે પડી ગયો, પછી આપણે લેવાદેવા નહીં. પછી આપણે ઘાલમેલ કરીએ ત્યારે લોક કહેશે, 'હજુ આ ડોસા છોડતા નથી. એ ત્યાં ને ત્યાં ટળ્યો રહે છે.' અલ્યા ભાઈ, પહેલાં આવું એના પક્ષમાં બોલતા હતા તે હવે ય એના પક્ષમાં બોલો છો ? પણ એ લોકન્યાય

કહેવાય. આ સમજવા જેવું છે. બધા માર ખઈને પરાર્થ કરે છે અને તેને જરા ય ઉપકાર જેવું છે નહીં. છોકરાં ઉપકાર જો માનતા હોય કે મારા બાપે બહુ ઉપકાર કર્યો...

**પ્રશ્નકર્તા :** એ પણ નહીં માને.

**દાદાશ્રી :** રામ તારી માયા.

પછી લોક કહે, હવે આટલો દાદાનો ધર્મ પામ્યા તો ય મહીં છોકરામાં ને છોકરામાં વૃત્તિઓ રહે છે. લોક આવું કહે, ત્યારે ના સમજીએ આપણે કે લોક ફર્યું છે. કાયદેસર કહે છે, નહીં તો કશું ય તમને કહે નહીં. હવે આપણે એને રાગે પાડી દીધો. તે પછી તમારે કશું એ છોકરો હકદાર છે નહીં. એટલે આપણે આપણી ચલાવી લેવી પછી. પૈસો બધું હોય તે ય આપણું એ ય છોકરાનું નહીં. એટલે છોકરા પ્રત્યેની ફરજો ક્યાં સુધી મેં કહી ? કહો.

**પ્રશ્નકર્તા :** એ ભણી રહે અને કમાતો થાય ત્યાં સુધી.

**દાદાશ્રી :** એ કમાતો થાય અને રાગે પડે ત્યાં સુધી આપણે જરા ધ્યાન દેવાનું. અને પછી એની પાસે જઈને વારે ઘડીએ જઈને, 'તું ધંધો બરોબર સમો કરતો નથી.' એવું કહે કહે કરે તો શું થાય ? વહુ શું કહે ? કે 'આ સસરા બહુ ખરાબ છે.' એવું અહીં આવીને અમને કહી જાય છે. છૂટાં રહીએ છીએ તો ય જંપીને રહેવા નથી દેતા. લે, તું તો છોકરાનું સમું કરવા ગયો ત્યારે વહુએ ઈનામ(!) આપ્યું ! તે પોતે એવો માર ખાય છે. છોકરો જ્યારે એમ કહે છે કે 'હવે કશો વાંધો નહીં.' અલ્યા, તને મુક્ત કરે છે; તમને કેમ લાગે છે ? લોકો ય કહે કે 'દાદાનું જ્ઞાન પામ્યા છો ને હવે છોકરાનું શું કામ વધારે કરો છો ?' લોક તો આમે ય કહે ને આમે ય કહે ! જો ફી ના આપતા હોય તો તેમે ય કહે. એટલે લોકનું માનવું પડે આપણે. કેટલી છોકરાંની ફરજો તે આપણે સમજી લેવાની ! એ રાગે પડી ગયા પછી કહીએ, 'અડચણ હોય તો અમને કાગળ લખી જણાવજે.' પછી એ ના કહે કે 'હું બાપુજી બહુ ખુશી છું.' પછી મહીં સળી નહીં કરવી.

## ભણાવી ધંધે લગાડો એ ઘણું; ગાંઠ રાખી, રાખો વડીલપણું!

આપણી ગાંઠ આપણી પાસે મૂકી દેવી. ગાંઠને (મૂડીને) આપીએ કરીએ નહીં. નહીં તો આપ્યા પછી 'આપ, આપ' કરીએ તો એ પાછા ના આપે. પછી આપણે કહીએ કે 'દસેક હજાર આપ જોઈએ, મને.' ત્યારે એ કહેશે, 'હં, મારે ભીડમાં અત્યારે ક્યાંથી આપું ?' ત્યારે આપીને હવે ડચકાં મારે છે ? અંધારી રાતે બળદીયા છોડીએ અને પછી 'આવ આવ' કરીએ તો આવે ? એ તો આપણી ગાંઠ આપણી પાસે મૂકી રાખવાની. અને એમને છોકરાને કહેવાનું કે 'તમે તમારું ચલાવી લો. મારું ચાલશે.' ગાંઠ મૂકી દેવાની.

**પ્રશ્નકર્તા :** તો એમાં આપણો સ્વાર્થ ન લાગે ?

**દાદાશ્રી :** વળી સ્વાર્થ ને પરમાર્થ ક્યાં જોવા ગયા તે ! આ સ્વાર્થ તો છે જ નહીં, નર્યો પરાર્થ છે. પારકાં હારું જીવી રહ્યા છે. પરાર્થ ! નથી પરમાર્થ, નથી સ્વાર્થ ! સ્વાર્થ તો કોનું નામ કહેવાય ? અમે 'જ્ઞાની પુરુષ' સ્વાર્થી કહેવાઈએ. અને તમને બધાને સ્વાર્થી બનાવ્યા. તે આત્માર્થે જીવવું એનું નામ સ્વાર્થ ! 'સ્વ' કોણ ? 'આત્મા' ! આ તો 'ચંદુભાઈ'ને 'હું' કહે છે. અલ્યા, આ તો પરાર્થ ! સ્મશાનમાં એ ટાઈમે છોકરો નિરાંતે નાસ્તા-પાણી કરશે ! ને તમે જાણો કે છોકરાં આપણા હારું કંઈ કરશે, નહીં ?!

અરે, આપણે એને બે લાખ રૂપિયા આપ્યા. પછી આપણે કહીએ, 'એક દસેક હજાર કાલે જરા મારે પેલાને ત્યાં આપવાના છે, તે લાવ જોઈએ.' ત્યારે કહેશે, 'મારે ભીડમાં હાથ ઘાલશો નહીં. તમારે જોઈતા હોય તો સો-બસો લઈ જાવ.' આપણે સમજી જાવ કે જય સચ્ચિદાનંદ. આવતે અવતાર તો હવે ભૂલું નહીં. મેં ગાંઠ વાળી દીધી, કહીએ. મેં તો ગાંઠો વાળેલી છે આ, તે ગાંઠો મને યાદ છે આ બધી. ફરી ભૂલવાનું હોય ? એક ફેરો 'જય સચ્ચિદાનંદ' કહીને આપણે જાણીએ કે આ છેતરાયા એ છેતરાયા. બાકી હવે છેતરાઉ નહીં. તમને કેમ લાગે છે ? છોકરાં પર એ બહુ રાખવાનું નહીં. એને અડચણ આવી હોય તો પછી આપણી પાસે હોય

તો આપવાનું. પણ છોકરાની મહીં અમથા વગર કામનાં ઘાલમેલ કરીએ, એનો અર્થ શો છે તે ?

ડોસો સવારમાં ત્યાં જઈને ઊભો રહે. વહુને કહેશે, 'કેમનો ધંધો બરાબર ચાલતો નથી. આ અત્યારે કંઈ કમાયા દેખાતા નથી.' ત્યારે વહુ કહેશે, 'એ સંડાસ ગયા છે. હમણે આવે ત્યારે કહેજો.' હવે છોકરાને કહીએ ત્યારે એ ચીઢાયા કરતો હોય કે 'બાપુજી, તમારે ચા પીવી હોય તો પીઓ નિરાંતે. મને જંપીને બેસવા દો ને !' એટલે આપણે સમજી જઈએ કે હું બાપુજી છું કે આ બાપુજી ? આ સંસારમાં આટલો આટલો માર ખાધો તો હજુ આ જતું નથી ! ભયંકર માર ખાધાં છે ! કોનાં ? બચ્ચાનાં જ ! કંઈ પારકાં માર દેતા હશે ? બચ્ચાં જ માર માર કરે. છતાં એમના તરફથી બૂમ નહીં આવવી જોઈએ. એ ફરજો છે. ફરજ, ને ફરજિયાત છે પાછી. એ ય કંઈ એવું ગપ્પું નથી. લોકો શું સમજે કે મરજિયાત છે. સમજજો બધું આ કે નહીં સમજો ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે.

**દાદાશ્રી :** ત્યારે સારું છે. સમજે ને તો ઉકેલ આવે. અનંત અવતાર ગયા છે બધા. તમને સમજાયું ને બધું ? ગાંઠ વાળી કે નહીં ? તે વાળજો ગાંઠ મોટી. અમે કેવા ગાંઠ વાળીને બેઠા છીએ.

તમને તો એટલી શ્રદ્ધાને કે મારા છોકરા જેવો કોઈ છોકરો નહીં ? પણ એ તો જ્યારે ચાખશો ત્યારે ખબર પડશે.

પચ્ચીસ વર્ષનો છોકરો, ને પચાસ વર્ષનો પિતા, તો બે અહંકારનું શું થાય ? ટકરાય પછી ? કે એકતાર થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ના. પણ આપણે અહંકાર રાખીએ નહીં તો ના ટકરાય ને !

**દાદાશ્રી :** એ ના રાખીએ તો ય નિયમ છે કુદરતનો કે એક દહાડો ટકરાયા સિવાય રહેશે નહીં. તે દહાડે વૈરાગ આવશે. તેનાં કરતાં પહેલેથી જ ચેતીને જ વૈરાગ આવે એ શું ખોટું ? આ તો તે દહાડે વૈરાગ આવે, કે હવે આ લોકોની જોડે ઊભું ના

રહેવાય; ત્યારે પહેલેથી જ ચેતવું હતું ને. દાદાએ શીખવાડ્યું હતું ત્યાંથી ચેતવું હતું ને કે ભાઈ આપણી ફરજ કેટલી ?

## મતભેદ થતાં પૂર્વે થવું જુદા; ધાણીઓ ફૂટે ત્યાં ન રહે ખુદા!

હા, છોકરાં બધાંને છે, પુત્ર છે, પણ બધા વ્યવહારનાં છે. નિશ્ચયનો

કોઈનો છોકરો હોતો હશે ખરો ? કેમ બોલતાં નથી ? નિશ્ચયનો છોકરો હોય તો ઠેઠ સુધી એનું કરવું. ટકરામણ થાય તો ય વાંધો નથી, પણ નિશ્ચયનો છે ? એટલે કાયમનો છે ને, આપણો જ છે ને ?!

**પ્રશ્નકર્તા :** પણ હોતો જ નથી ને એવો.

**દાદાશ્રી :** આ તો ઘડી પછી, યે ક્યા હો ગયા ?! એટલે સહુ સહુને કર્મના ઉદયે નીકળી જવાનું બધું.

આ તો કહેશે, એટલો બધો સંપ છે કે અમે જુદા થઈએ એવાં છીએ જ નહીં. મેં કહ્યું, કરાર લખી આપો મને. ને સહીઓ લઈ આવો બધાંની. આ તો સારી રીતે નાણું આવે જાય છે ને ત્યાં સુધી. નાણું ખૂટ્યું એટલે શું થાય ? આ કહેશે, 'તમે બગાડ્યું.' એટલે પેલો ભાઈ કહેશે, 'તે મારા હારું કરતો હતો ? આ બધા હારું જ કરતો હતો.' 'પણ તમે આ બધું બગાડ્યું, તમને અક્કલ નહીં ને !' આ સંપ(!) માટે ચેતીને ચાલીએ કે ઉંમર લાયક થાય કે તમારે જુદું થઈ જાવ. કારણકે સંપનો વળી નિયમ હોય, એની બાઉન્ડ્રી હોય, લિમિટ હોય. ને નહીં તો પછી ઝઘડાં કર્યા પછી જુદા થઈએ. પછી સામાસામી મોઢાં ના જુએ, એના કરતાં આપણે સમજીએ કે હવે ધાણીઓ ફૂટવા માંડી. તાવડો ઉતારી દો, હડહડાટ ! નહીં તો આ ફૂટી ફૂટીને ફૂટમ્ ફૂટા થઈ જશે ! એટલે તાવડો ઉતારી દેવાનો.

વ્યવહારમાં ય ચોખ્ખું રહ્યા સિવાય મોક્ષ પામે નહીં. વ્યવહાર ચોખ્ખો જોઈશે, આદર્શ જોઈશે. આ તો સત્યુગની આપણી આદત હતી કે બધાએ સંપમાં રહેવાનું. કારણ કે સત્યુગમાં કંઈ ભાંજગડ હતી જ નહીં. દાદો બેઠો હોય ને તે દાદો કહે એ પ્રમાણે બધાં કર્યા કરે. પણ અત્યારે તો આ ? આ જીવાત તે કાંઈ પાંસરી રહેતી હશે ? એના કરતાં સહુ સહુનું છૂટું. કારણ કે દરેકનો અહંકાર હોય ને, ટકરાયા વગર રહે નહીં. ટકરાય ત્યારે મજા આવે, નહીં ? ટકરાય ત્યારે તો તણખા ઝરે ! ચકમકને આમ મારોને ત્યારે તણખા ઝરે, એવા તણખા ઝરે, ટકરાય ત્યારે. એટલે બધું પ્રમાણસર સારું. આપણા આત્માનું કરી લેવું. આ શા હારું શિખવાડું છું ?

**પ્રશ્નકર્તા :** આત્માનું કરવા માટે.

**દાદાશ્રી :** હા. છોકરાનું બધું ય કરવું જોઈએ. પણ છોકરાં કહે કે ના, બાપુજી હવે બહુ થઈ ગયું. તો ય બાપો છોડે નહીં પાછો. તો શું થાય ? છોકરાં લાલ વાવટો ધરે તો આપણે ના સમજવું જોઈએ ? તમને કેમ લાગે છે ?

પછી એ કહેશે, મારે ધંધો કરવો છે. તો આપણે એને કંઈક ધંધાનો રસ્તો કરી આપવાનો. પછી વધારે ઊંડા ઉતરે એ બાપ મૂરખ. અગર તો એ નોકરીમાં લાગી ગયો એટલે પોતાની પાસે જે હોય એ ગાંઠે મૂકી દેવાય. કોઈ ફેરો અડચણમાં આવે તો બે હજાર મોકલવા પાછા. આ તો એને પૂછ પૂછ કરે પાછો. ત્યારે છોકરો કહેશે, 'તમને ના કહું છું ને, મારામાં ડખલ ના કરશો.' ત્યારે આ શું કહેશે, 'હજુ અક્કલ નથી ને એટલે આવું બોલે છે.' અલ્યા, આ તો નિવૃત થઈ ગયા, ભલું થયું ભાંગી જંજાળ. એ પોતે જ ના કહે છે ને. અરે, પાડોશીઓ ય એમ કહે કે ડોસો મહીં પેસ પેસ કરે છે. અને નોકરીએ ના લગાડતા હોય તો એ જ પાડોશીઓ કહેશે, 'વગર કામનો ડોસો સૂઈ રહે છે.' એવું કહે કે ના કહે ? એટલે આપણી પાસે જે હોય એ ગાંઠે મૂકી દેવા હડહડાટ, પાછું નિષ્ઠુર નહીં થવાનું. એ કહેશે, મારે રૂપિયા દશ હજારની બહુ અડચણ પડી છે. ત્યારે આપણે અઢી હજાર આપવા. નહીં તો દશ હજાર લીધાં પછી આપણી પાસે આવશે નહીં. અને દશ હજાર લીધા પછી ત્રણ હજાર પેલો ફાલતું વાપરી નાખે. તે બહુ માંગતો હોય તો અઢી હજાર જ આપીએ. એટલે આ પદ્ધતિસર જીવન જીવીએ ! આ વ્યવહાર બહુ સમજવા જેવો છે. બાકી ઘણાં ફાધર છોકરાની પાછળ ફર ફર કર્યા કરે. છોકરો ના કહે. 'અહીંથી જાવને' કહે તો ય ખસતા નથી !

## સામાને ન થાય બાધક તે વ્યવહાર; જોડે ન જાય ચિતામાં, એવો આ સંસાર!

**પ્રશ્નકર્તા :** ખરો વ્યવહાર તો જ્ઞાની પાસેથી જાણવા મળે.

**દાદાશ્રી :** હા, વ્યવહાર એટલે શું ? સામાને બાધક ના થાય, સામાને આનંદ રહે, આપણને આનંદ રહે, એનું નામ વ્યવહાર; નિશ્ચય નહીં. છોકરા નિશ્ચયનાં હોત તો તો એ ગાળો દેત તો ય આપણે એની પાસે રહેત. એ મરી જાય એટલે આપણે મરી જવું જોઈએ. આ તો બાપા ગયા પછી રસ્તામાં જ ચા–પાણી કરે. આપણે ટીકા નથી કરતા. એ તો એ ય બાપ થવાનો છે. એમાં નવું નથી. પણ આપણે સમજી લેવું કે મારે હવે ક્યાં ઊભા રહેવું; દાદાનું જ્ઞાન મળ્યું છે તો. નહીં તો આ લોકોનું અફળ જાય છે બધું ને પરાર્થે વપરાય છે. એ નથી સ્વાર્થમાં. સ્વાર્થ એટલે આત્માનું કરો એ સ્વાર્થ. નથી પરમાર્થમાં. પરમાર્થ એટલે શું ? કે લોકોપકાર. આ તો પરાર્થે જાય છે. મારા નથી તેને મારા માનીને દૂધ પાઉં છું !! તે પરાર્થે ગયું ! પરાર્થ એટલે શું સમજ્યા ? આ લોકો જે સ્વાર્થ કરે છે એ પરમાર્થ નથી, સ્વાર્થે નથી, ને પરાર્થ છે.

**પ્રશ્નકર્તા :** સમજાવો.

**દાદાશ્રી :** પારકા માટે ગાય દોહવી અને કૂતરાને પાઈ દે. તારું શું આમાં ? ગાય દોહીને કૂતરાને પાઈ દીધું. લોકોનું નુકસાન કરી કરી અને આમથી તેમ આઘાપાછા કરીને પાંચ કરોડ ભેગા કરી, છોકરાને આપીને હેંડ્યા ત્યાં ઠાઠડીમાં હડહડાટ. તે ગાય દોહીને કૂતરાને પાયું. જવાબદારી પોતાની, છોકરાં મજા કરશે હવે. જવાબદારી એની બધી. આંટી–ઘૂંટી કરી, એ જવાબદારી. ત્યાં હિસાબ પૂછશે આનો !

**પ્રશ્નકર્તા :** અમે અહીંયા સત્સંગ–ભગવત્ ભજનમાં અમારો જીવ લગાડીએ અને અવારનવાર અહીંયા આવીએ તો ઘરનાં માણસો એમ સમજે કે આ બેન પોતાની ફરજ ચૂકી જાય છે. અને સ્ત્રીને પોતાને ય એમ લાગે છે હું વધારે જો ભગવાન પ્રત્યે પ્રીતિ રાખું અથવા આવી રીતે સત્સંગમાં જઉં છું તો બાળકો રખડી પડે ? તો શું કરવું જોઈએ ? ઘેર બેસીને ભજન કરવું જોઈએ ? કે આપની પાસે અહીંયા આવવું જોઈએ ? અને વધારે સમય બેસવું જોઈએ ?

**દાદાશ્રી :** આ મન, બુદ્ધિ, અહંકાર શું કરે છે તેને જુઓ. એટલે જે કરતાં હોય તે કરવા દેજો. અહીંયા આવતા હોય તે ય કરવા દેવું અને ઘેર પાછો જતા રહે તે ય

કરવા દેવું. પોતાના છોકરાં માટે બેસી ના રહેશો કે આના માટે બેસી ના રહેશો !

**પ્રશ્નકર્તા :** સાચો રસ્તો કયો ? અમારે ત્યાં છોકરાઓ સાચવવા કે અમારું પોતાનું કલ્યાણ કરવા માટે સત્સંગમાં આવવું.

**દાદાશ્રી :** છોકરાં તો સચવાઈ રહ્યા છે. છોકરાંને તમે શું સાચવવાના ? તમારું કલ્યાણ કરવું એ જ મુખ્ય ધર્મ. બાકી આ છોકરાં તો સચવાઈ રહેલાં છે ને. છોકરાં ને કંઈ મોટા તમે કરો છો ? બગીચામાં ગુલાબના છોડ બધા રોપ્યા હોય તે રાતે ઊંચા થાય કે ના થાય ? એ તો આપણે સમજીએ કે ગુલાબ મારું, પણ ગુલાબ તો એમ જ સમજે ને કે હું પોતે જ છું. કોઈનો ય નથી. પોતે પોતાના સ્વાર્થથી બધા આગળ છે. અત્યારે તો આપણે અહંકાર કરીએ ગાંડો, ગાંડપણ કરીએ.

**પ્રશ્નકર્તા :** આપણે જો ગુલાબને પાણી ના રેડીએ તો ગુલાબ તો કરમાઈ જાય ?

**દાદાશ્રી :** ના રેડીએ એવું બને જ નહીં ને. ના રેડીએ તો બચકું ભરે છોકરો. નહીં તો ઢેખાળો મારે.

**પ્રશ્નકર્તા :** બીજો પ્રશ્ન છે કે સાંસારિક ફરજો અને ધર્મ કાર્ય વચ્ચે સમન્વય કેવી રીતે સાધવો ?

**દાદાશ્રી :** સાંસારિક ફરજો તો ફરજિયાત જ છે. મા-બાપે માનવું કે છોકરાંની આપણે ફરજો બજાવી એ છે તે ફરજિયાત છે. છોકરાએ એમ માનવું જોઈએ કે મારી ઉપર ઉપકાર કર્યો છે, એટલે એમના તરફ મારે ભાવ રાખવા જોઈએ, એવી માન્યતા હોવી જોઈએ. નહીં તો પછી પેલો મીકેનિકલ થઈ જાય. ફરજિયાત થયું એટલે, મા-બાપ પ્રત્યેની સેવાનો ભાવ ઊડી જાય ને.

હવે, સંસારની ફરજો બજાવતી વખતે ધર્મ કાર્ય વચ્ચે સમન્વય શી રીતે થાય ? ત્યારે કહે છે કે, છોકરો અવળું બોલતો હોય, તો ય આપણે આપણો ધર્મ ચૂક્યા વગર ફરજ બજાવવી. આપણો ધર્મ ચૂક્યા વગર. તમારો ધર્મ શું ? કે છોકરાને પાલન-પોષણ મોટો કરવો, એને સદ્રસ્તે ચઢાવવો. હવે એ અવળું બોલતો હોય

તો તમે અવળું બોલો તો શું થાય ? એ બગડી જાય. એટલે તમારે પ્રેમથી એને ફરી સમજણ પાડવી કે બેસ ભઈ, આમ છે, તેમ છે. એટલે બધી ફરજોમાં ધર્મ હોવો જ જોઈએ. ધર્મ નહીં પેસવા દો તો એ વેક્યુમમાં અધર્મ પેસી જશે. ખાલી ઓરડી નહીં રહી શકે. અત્યારે આપણે અહીં ખાલી ઓરડીઓ રાખી હોય તો તાળાઓ ઊઘાડીને પેસી જાય કે ના પેસી જાય ?

**પ્રશ્નકર્તા :** રાઈટ (બરાબર).

**દાદાશ્રી :** તો ત્યાં આગળ ખાલી ના રખાય. ત્યાં ધર્મને ઘાલી જ રાખવાનો. નહીં તો અધર્મ પેસી જાય. એટલે દરેક ફરજો ધર્મ સહિત કરવી જોઈએ. મનમાં આવે એવી ફરજો નહીં, મનમાં આવે તેમાં પાછું ધર્મ નાખીને સરખી કરીને પછી બજાવવી જોઈએ. એ સમજાયું સમન્વય કરવાનું ?

**પ્રશ્નકર્તા :** એટલે આ ફરજ અને ધર્મ બે, એક જ બનાવીને વર્તવું એમ ?

**દાદાશ્રી :** ના. ફરજો એટલે ફરજિયાત છે. ધર્મ એટલે નેચરલ લૉ છે. બે પ્રકારના ધર્મ. એક આત્મધર્મ અને એક દેહાધ્યાસ રૂપી ધર્મ. જેમાં સુખી થવાય. એટલે અશુદ્ધ અને અશુભ એ અધર્મ છે અને શુભ એ ધર્મ છે. કોઈનું સારું કરવું, કોઈને સુખ આપવું, કોઈને હેલ્પ કરવી, કોઈને દાન આપવું, એ બધું ધર્મ કહેવાય છે. પણ એ દેહાધ્યાસ રૂપી ધર્મ કહેવાય, તે મુક્તિધર્મ નથી. મુક્તિધર્મ તો આત્મધર્મ, સ્વધર્મમાં આવે ત્યારે. તો એ ધર્મ, સ્વધર્મ પાળવા માટે કાલે હું તમને બોલાવું છું. તમે પેલા ધર્મ તો બહુ દહાડા કર્યા. અનંત અવતાર કર્યા. એનું ફળ આવ્યું શું ? પુણ્યૈ આવી. અને પુણ્યનું ફળ ભોગવતી વખતે પાપ બંધાયા. સમન્વય સમજાયું તમને થોડું ઘણું ?

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** ઘરમાં સ્ત્રીઓનો સાચો ધર્મ ક્યો ? કે આજુબાજુની બધી સ્ત્રીઓ, આજુબાજુના બધા પુરુષો એમ કહે કે કહેવું પડે આ બઈ ! એવી ફરજો બજાવે કે આજુબાજુના લોકો ખુશ થઈ જાય. એટલે સ્ત્રીનો સાચો

ધર્મ છે તે છોકરાંને મોટા કરવાં, છોકરાંને સંસ્કાર આપવા, ધણીમાં સંસ્કાર ઓછા હોય તો સંસ્કાર રેડવા. બધું સુધારવું આપણું, એનું નામ ધર્મ. ના સુધારવું પડે ?

## ધણી-બાળકોની સેવા કરતી; અણજાણે થાય પ્રભુની ભક્તિ!

કેટલાક તો શું કરે છે ? ભગવાનની ભક્તિમાં તન્મયાકાર રહે અને છોકરાં દેખે ને ચીઢ ચઢે. જેમાં ભગવાન પ્રગટ થયાં એવાં છોકરાં દેખે ને ચીઢ ચઢે અને ત્યાં પેલા ભગવાનની ભક્તિ કર્યા કરે એનું નામ ભગત ! આ છોકરાં ઉપર ચીઢાવાતું હશે ? આ આમાં તો ભગવાન પ્રગટ છે.

**પ્રશ્નકર્તા :** છોકરાંને તો જંજાળ સમજે ને !

**દાદાશ્રી :** જંજાળ ! આ આખા જગતની માઓ, ખરાબમાં ખરાબ કામ કરનારી હોય, પણ છોકરાંને ખવડાવે છે. માટે એમને આ જગતમાં ખાવા-પીવાનું બધું મળે છે. છોકરાને, પોતાનો છોકરો માનીને ખવડાવે છે, પણ મહીં ભગવાન તરીકે છે એટલે એનું ફળ મળે છે આ. છોકરાનાં નામથી પણ ભગવાનની પૂજા કરે છે ને, તને સમજાયું ? મોહથી ય ભગવાનની પૂજા કરે છે ને. આ જગતમાં જીવમાત્રને ખાવાનું મળે છે એનું કારણ શું ? ત્યારે કહે, પોતાના છોકરાનું પોષણ કરે છે એટલે. આ જીવમાત્ર એના પોતાના છોકરાનું પોષણ કરે છે, એની મા ધવડાવે છે ને, એટલે જ આ લોકોને ખાવાનું મળે છે. કારણકે એ તો ભગવાન છે. એ રીતે ભગવાનની ભક્તિ થઈ રહી છે. અંદર તો ભગવાન જ બેઠેલા છે ને ? આ કૂતરીને ખાવાનું કેમ મળે છે ? એ બચ્ચાંની મહીં ભગવાન રહેલા છે. તે બચ્ચાંની સેવા કરે છે. તેનાથી બધું મળી રહે છે. આ આધારે જગત બધું ચાલી રહ્યું છે.

કૂતરી બચ્ચાં ધવડાવે છે એ ફરજિયાત છે, એ કંઈ ઉપકાર કરતી નથી. પાડુ બે દહાડા ભેંસને ધાવે નહીં તો ભેંસને બહુ દુઃખ થાય. આ તો પોતાની ગરજે

ધવડાવે છે. બાપા છોકરાંને મોટાં કરે છે તે પોતાની ગરજે,એમાં નવું શું કર્યું ? એ તો ફરજિયાત છે.

જગત શું સમજે છે કે આ છોકરાને ધવડાવે છે એમાં છોકરાંને માટે ધવડાવે છે, પણ એ માઓને પૂછી જોજો કે છોકરા હારું ધવડાવે છે કે પોતાના હારું ધવડાવે છે ? ધાવણ આવતું હોય ને તે કૈડ લાગે. આ ડૉક્ટર ! સમજે. તે કૈડ મટાડવા હારું ધવડાવે છે, પણ વ્યવહારમાં આમ ના બોલાય. વ્યવહારમાં તો ઉપકાર માનવો જોઈએ.

## કુદરત તો સહુને રાખે રાજાની જેમ! અક્કરમી ચિંતા કરે રહેવા હેમખેમ.

અહીં જન્મ થતા પહેલાં, આપણે બહાર આવવાના થયા તે પહેલાં લોકો બધી જ તૈયારીઓ કરી રાખે છે ! ભગવાનની સવારી આવી રહી છે ! જન્મતા પહેલાં બાળકને ચિંતા કરવી પડે છે કે બહાર નીકળ્યા પછી મારા દૂધનું શું થશે ? એ તો દૂધની કૂંડીઓ બધું જ તૈયાર હોય છે ! ડૉક્ટરો, દાયણો ય તૈયાર હોય, અને દાયણ ના હોય તો છેવટે વાળંદાણી ય હોય છે. પણ કંઈકની કંઈક તૈયારી તો હોય જ, પછી જેવા ‘ગેસ્ટ’ હોય ! ‘ફર્સ્ટ ક્લાસ’નાં હોય તેની તૈયારી જુદી, ‘સેકન્ડ ક્લાસ’ની જુદી અને ‘થર્ડ ક્લાસ’ની જુદી, બધા ‘ક્લાસ’ તો ખરા ને ? એટલે બધી જ તૈયારીઓ સાથે તમે આવ્યા છો, તો પછી હાય-અજંપો શાના હારું કરો છો ?

આપણા હાથમાં કરવાની સત્તા હોય તો એક બાજુ દાઢી ઊગે ને એક બાજુ ના ઊગે તો આપણે શું કરીએ ? આપણા હાથમાં કરવાનું હોત તો બધું ગોટાળિયું જ થાત. આ તો કુદરતના હાથમાં છે. એની ક્યાંય ભૂલ નથી હોતી, બધું જ પદ્ધતિસરનું હોય. જુઓ ચાવવાના દાંત જુદા, છોલવાના દાંત જુદા, ખાણિયા દાંત જુદા. જુઓ કેવી સરસ ગોઠવણી છે ! જન્મતાં જ આખું શરીર મળે છે. હાથ, પગ, નાક, કાન, આંખો બધું જ મળે છે, પણ મોઢામાં હાથ નાખો તો દાંત ના મળેલા હોય, ત્યારે કંઈ ભૂલ થઈ ગઈ હશે કુદરતની ? ના, કુદરત જાણે કે જન્મીને તરત

એને દૂધ પીવાનું છે, બીજો ખોરાક પચે નહીં, માનું દૂધ પીવાનું છે તો દાંત આપીશું તો એ બચકું ભરી લેશે ! જુઓ કેવી સુંદર ગોઠવણી કરેલી છે ! જેમ જેમ જરૂર પડે તેમ તેમ દાંત આવે છે. પહેલાં ચાર આવે પછી ધીમે ધીમે બીજા આવે, અને આ ઘૈડિયાને દાંત પડી જાય તો પાછા ના આવે !

કુદરત બધી જ રીતે રક્ષણ કરે છે, રાજાની પેઠે રાખે છે. પણ અક્કરમીને રહેતાં નથી આવડતું, તે શું થાય ?

## ફરજો બજાવતા ગતિ બંધ! અંદરના ભાવ સાથે સંબંધ!

**પ્રશ્નકર્તા :** ધર્મ બે રીતે ઓળખે છે. એક તો રિલિજન (ધર્મ) અને બીજું ડ્યુટી (ફરજ). તો આપણે કઈ રીતે ચાલવાનું ?

**દાદાશ્રી :** ડ્યુટી બજાવવી એ ધર્મ નથી, ડ્યુટી ના બજાવવી એ ગુનો છે. ડ્યુટી તમે ના બજાવો તે ગુનો છે. ડ્યુટી ના બજાવો એવું તો બને જ નહીં ને ! ડ્યુટી બજાવવી તો પડે, પણ કચકચ કરતાં બજાવો તો ગુનો છે. તમે કોઈ ફેરો એવું કચકચ કરતાં બજાવો છો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો બધી ડ્યુટી રાજીખુશીથી બજાવો છો ? છોકરો ફી માગે, ખર્ચો માગે, તે બધું રાજીખુશીથી આપો છો ?

**પ્રશ્નકર્તા :** આપું છું, પણ ખોટું હોય તો સમજાવું કે આ ખોટું છે.

**દાદાશ્રી :** ટૈડકાવવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** ના. કોઈને ટૈડકાવવાનું નહીં.

**દાદાશ્રી :** એમ ? ત્યારે સારું. હા, નહીં તો બઈના ધણી થઈ બેસે. જાણે દુનિયામાં બીજો ધણી જ ના હોય ?! એવું ધણી થઈ બેસે ને પછી ટૈડકાવે !

આ વર્લ્ડ ઈમ્પ્રુવ કરવાની જરૂર નથી. આ તો પોતે જ ઈમ્પ્રુવ થાય ને, એટલે બધું ઑલ રાઈટ થઈ જશે ! એને ઈમ્પ્રુવ કરવામાં શું કરવું જોઈએ ? એને ધર્મની સમજ પાડવી પડે. હવે ધર્મ કહો કે ડ્યુટી બાઉન્ડ કહો કે ફરજો કહો, બધી એક જ વસ્તુ છે. બાકી આ લોકો જેને ધર્મ કહે છે એનું નામ ધર્મ જ ના કહેવાય. પણ આપણે છોકરાં જોડેની ફરજો, વાઈફ જોડેની ફરજો, એ પદ્ધતસર બજાવીએ, એટલે એમાં ધર્મ આવી જ ગયો. એટલે જે લોકો એ ફરજો બરાબર બજાવતા ના હોય તો આપણે એને સમજ પાડીએ, અને એ પછી આ પ્રમાણે બધાને એડજસ્ટ થાય. એટલે એને સુખ જ આવશે. બાકી ભગવાનમાં તો એકદમ બીલિફ બેસે એવું છે જ નહીં. ભગવાનને ઓળખ્યા વગર ભગવાનમાં શી રીતે બીલિફ બેસે ?! છોકરાં માટે કેટલાં જવાબદાર તમે, સમજાયું ને ?

અને કેટલાક સત્સંગીઓ કહેશે, છોકરાને માટે એના બાપ પૂરા જવાબદાર છે. પછી જ્યારે છોકરાને બે લાખ દેવું હોય ને તો આપવાની વખતે, મારે લેવાદેવા નથી, એ છોકરો મારો ન્હોય, હું એનો બાપે ય નહીં, કહેશે. અલ્યા મૂઆ, એ અત્યાર સુધી તું કહેતો'તો ? એટલે, સબ સબકી સમાલવા જેવું છે. આ શી હાય, હાય ? આપણે ફરજ બજાવી છૂટવી. તમે તમારી ફરજ બજાવી ચૂક્યા, ભણાવ્યા, એન્જીનીયર બનાવ્યા ? પછી હવે તમને શું વાંધો છે ? કેટલી ફરજ બજાવવી ?

**પ્રશ્નકર્તા :** પરણાવવાની ફરજ ખરી કે નહીં ?

**દાદાશ્રી :** ફરજ તો બધી ય, પૈણાવો ત્યારે ને. પૈણાવો નહીં ત્યાં સુધી ફરજ તો પૂરી ના થઈ કહેવાય ને ? બધી ફરજો છે ? અને આપણે દાદા થવાની ય આપણી ફરજ છે. શી ફરજ નથી આપણી ? પણ આ ફરજ મોટામાં મોટી કે એને આપણે પાલનપોષણ કરીને એને ભણાવી અને એને નોકરી-ધંધે લગાડવો. આપણી ફરજ આટલી છે. ને છોકરીઓ હોય તો તો આપણે એને પૈણાવવી જ જોઈએ. અને ના પૈણતી હોય તો એની બાજુનાં એવિડન્સ જોવા જોઈએ. એ વૈરાગ્યવાળી છે કે કેમ ? હવે વૈરાગીને પૈણાવીએ તો શું થાય ? આપણી દીકરી વૈરાગી, ચોગરદમ વૈરાગવાળી હોય, અને મોહ જ ના થતો હોય, આપણે મોહ ઊભો કરીએ તો ય ના થતો હોય અને પૈણાવીએ, તો પેલાને દુઃખી કરે ને પોતે

દુઃખી થાય. એટલે આ બધું જોવું પડે. ખાસ કરીને છોકરીને તો ખાસ પૈણાવવી જોઈએ આપણે.

આખા જગતના લોકો બધું શું કામ કરે છે ? ડ્યુટી જ બજાવે છે, પણ કોઈક કચકચ કરતો બજાવે તો એનો ગુનો લાગુ થાય, એને જાનવર ગતિમાં જવું પડે. રાજીખુશીથી ફરજો બજાવે તો ફરી મનુષ્યમાં આવે અને નમ્રતાથી ફરજો બજાવે તો દેવગતિમાં જાય. ડ્યુટી તો બધાં ય બજાવે છે. પણ કેવી રીતે એ બજાવે છે, એ સમજવાની જરૂર છે.

## (૩) ન ઝઘડાય બાળકોની હાજરીમાં...

## આજે નાનું કુટુંબ છતાંય ચિંતા; મા-બાપનું જોઈ છોકરાં શીખતા!

**દાદાશ્રી :** કોઈ દહાડો ચિંતા-બિંતા થાય કે ? કો'ક દહાડો થાય ?

**પ્રશ્નકર્તા :** ચિંતા તો, ફેમિલીવાળા હોય એટલે ચિંતા તો રહેવાની.

**દાદાશ્રી :** કેટલું સોએક માણસનું છે ફેમિલી ?

**પ્રશ્નકર્તા :** ના, એમ કંઈ વધારે મોટું નથી !

**દાદાશ્રી :** આપણી હિન્દુસ્તાનની ગવર્મેન્ટ કહે છે એવું ? હું અને એ, બે અને અમારા બે. હમ દો ઓર હમારે દો, એ ફેમિલી.

**પ્રશ્નકર્તા :** એક જ છે. હમ દો ઔર હમારા એક.

**દાદાશ્રી :** એમ ! એ ફેમિલી !

**પ્રશ્નકર્તા :** આપણે આ બાળકોને ધર્મ કેવી રીતે શીખવવો ?

**દાદાશ્રી :** આપણે ધર્મરૂપ થઈ જઈએ એટલે એની મેળે થઈ જાય. આપણે માંસાહાર ના કરીએ, દારૂ ના પીએ અને ઘરમાં સ્ત્રી જોડે અથડામણ ના કરીએ. એટલે છોકરાઓ જુએ કે પપ્પા બહુ સારા છે. પેલાના પપ્પા-મમ્મી લઢતાં હતાં. મારાં મમ્મી-પપ્પા લઢતા નથી. એટલું જુએ એટલે પછી છોકરાઓ શીખે.

**પ્રશ્નકર્તા :** એટલે છોકરાઓના સંસ્કારનો મા-બાપ ઉપર તો ઘણો આધારને ? સંસ્કાર માટે ?

**દાદાશ્રી :** મોટામાં મોટો વળી. ના હોય ?! તને જુએ દેખે એવો છોકરો થાય અને તું જ ઊંધું કરું, વહુની જોડે ગોદા માર માર કરું એ દેખે, તો પછી છોકરો એવો જ થઈ જાયને ! એ જાણે કે કાયદો આવો હશે. વહુને ગોદા જ મારવાનો કાયદો હશે, તેથી આ મારા ફાધર મારે છે.

## બાળકો મા-બાપના ઝઘડાની કરે નોંધ! ન્યાયશક્તિથી ગુનેગારની કરે શોધ!

**દાદાશ્રી :** સાહેબ (ધણી) સારા મળ્યા છે કે ? બોલતી નથી ?

**પ્રશ્નકર્તા :** સારા જ મળ્યા છે. જો સારા નથી મળ્યા, કહીશ તો ઘરમાં નહીં પેસવા દે.

**દાદાશ્રી :** આપણે જ સાડી માટે ધણી જોડે લડીએ, તો છોકરાં જુએ તો કહેશે, આ કેવાં મા-બાપ છે ? એક સાડી હારું લડી પડે એ મા-બાપ કહેવાય ? છોકરાને ય શરમ આવે કે અહીં ક્યાં આ મા-બાપ કર્યાં એમને, એનાં કરતાં ભાડૂતી લાવ્યા હોત મા-બાપ તો ય સારાં હોત.

તે બાબો છે, તે એને ખરાબ ના લાગે એવી રીતે આપણે જીવન જીવવું જોઈએ, નહીં તો એ અવળે રસ્તે ચઢી જશે. એ આવડો હોયને, તો ય તમને બેને માથાકૂટ થતી હોય, વઢાવઢ થતી હોય તો એ જોયા કરે, એટલે પહેલું તમારું એ જુએ ને, તમે એની હાજરીમાં લડો છો, તે છોકરાં આમ જોઈને કહેશે, 'મમ્મી જ ખરાબ છે. હું મોટો થઈશ એટલે મમ્મીને બરાબર આપી દઈશ.' પણ બોલે નહીં એ જાણે કે હું બોલીશ તો મને મારશે. પણ બધા સમજી જાય. નાનો છોકરો હોય તે ય સમજી જાય, કોણ ખરાબ છે તે ? ન્યાયાધીશની પેઠે સમજી જાય. એટલી બધી ન્યાયશક્તિ છોકરામાં હોય છે.

રોજ બૈરી જોડે ઝઘડે, તે છોકરાં આમ જોયાં કરે. 'આ પપ્પો જ એવો છે' કહે. કારણ કે ભલેને આવડું હોય તો ય ન્યાયાધીશ બુદ્ધિ હોય એનામાં. છોકરીઓમાં ન્યાયાધીશ બુદ્ધિ ના હોય. છોકરીઓ ગમ્મે ત્યારે એની માનો જ પક્ષ ખેંચે. પણ

આ તો ન્યાયાધીશ બુદ્ધિવાળાં, પપ્પાનો દોષ છે ! બે–ચાર જણ હોય ને, તે પછી પપ્પાનો દોષ કહેતાં કહેતાં, પછી નક્કી ય પાછો પોતે કરે મોટો થઈશ ને આપીશ ! પછી આપે નિરાંતે. જા તેરી હી થાપણ પાછી.

**પ્રશ્નકર્તા :** દાદા, એમાં દોષ કોનો ? બાપનો દોષ શું ?

**દાદાશ્રી :** ના. સંસ્કાર નહિ આપવા જોઈએ છોકરાંને ?

**પ્રશ્નકર્તા :** પણ બાપનો દોષ શું એમાં ? કંઈથી લાવે ? એની પાસે સંસ્કાર ના હોયને !

**દાદાશ્રી :** એવું છે ને, બૈરી જોડે ઝઘડો થવાનો થાય, તો આપણે કહીએ કે ભઈ, છોકરાં છે ત્યાં આગળથી આપણે બીજે રૂમમાં ચાલો. અને પછી પેલાં રૂમમાં જઈને ઝઘડો કરીએ, શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** પણ અગાઉથી એવો ખબર આપીને ઝઘડો આવતો હોય તો એવું કરે ને ?

**દાદાશ્રી :** ના, એ તો ખબર તો પડે, મનમાં ગણી રહ્યો હોય કે આજે ઉડાડીશું. વગર સળગાવ્યે તો ટેટા ય ના ફૂટે. દિવાસળી પેટાવ્યા વગર ટેટાં ય ના ફૂટે. હા, માલ તો છે, માલ ભરેલો છે. પણ સળગાવો તો ફૂટે ને ? એટલે જવાબદારી છે આ. તેથી અમે આવાં ચાબખા મારેલાં, કો'ક વાંચે ને, તો ચાબખામાં એમને સમજાય કે આપણે વિચારવાનું છે, આપણે સમજવું પડશેને?

તમે કોઈ ફેરો લઢેલા, છોકરાંની હાજરીમાં ? હવે અત્યારે ના કહે છે, જો આબરૂ ઢાંકે છે, મારી હાજરીમાં કેવા આબરૂ ઢાંકે છે.

**પ્રશ્નકર્તા :** કન્ટ્રોલ કરવાનો પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** હા, એ કન્ટ્રોલ કરવો જોઈએ.

આપણું જીવન જ એવું દેખાવું જોઈએ કે પેલાને આશ્ચર્ય થાય કે આ બીજાને ત્યાં આવું ના હોય એવી મારી મધર છે. આપણું જીવન એવું જીવવું જોઈએ કે એને શીખવાડવું ના પડે, એની મેળે જોઈને શીખે એ અને પછી આપણે છે તે ધણી જોડે લઢતા હોય એટલે એ ય પેલો જુએ, આવડો બાબો હોયને તે ય સમજે કે આ યુઝલેસ (નકામાં) છે આ લોકો, ના સમજે ? એ શીખે એવું. આપણું આઉટ ઓફ કંટ્રોલ જીવન દેખે એટલે પછી એને યુઝલેસ લાગે. નાનો છોકરો એ સમજે નહીં ?

**પ્રશ્નકર્તા :** સમજે ને.

**દાદાશ્રી :** બહુ સમજે. આવડું હોય તો ય સમજી જાય. કારણ કે એ ખરેખર એવડો નથી. ગયા અવતારમાં એંસી વર્ષનો થઈને મરી ગયો ને પછી આ પાછા બે વર્ષ થયાં તે બ્યાસી વર્ષનો થયો. બધા નાના છોકરાં કંઈ નાના હોતાં નથી, એ તો એંસી વર્ષના મરી જઈને પાછા અહીંયા જન્મે છે. બહુ સમજણવાળા હોય. અહંકાર બહુ હોય એને તો, મોટી ઉંમરવાળો પગે લાગે, પણ નાની ઉંમરનો પગે ના લાગે મુંઓ એટલો અહંકાર હોય !

## લઢો, પણ એકાંતમાં, ના છૂટકે; દેખે, બાળ પડે આંટી તે જ ઝટકે!

એટલે કકળાટ ના કરવો જોઈએ. અને બહુ શોખ હોય કકળાટ કરવાનો કે લઢવાનો. તો છોકરાંઓ જ્યારે સૂઈ ગયાં હોય તે વખતે બીજી રૂમમાં બેસીને બે જણાએ બાથંબાથા કરવું. ના, એ શોખ હોય તો તે ઘડીએ પૂરો કરવો, પણ છોકરાંઓની ગેરહાજરીમાં. છોકરાંઓની હાજરીમાં તો ન જ થવું જોઈએ. અગર તો એ સ્કૂલે ગયા હોય, ત્યાર પછી લઢવાની શરૂઆત કરવી. એમની હાજરીમાં લઢવું ના જોઈએ. સંસ્કારી થવું જોઈએ. તમારી ભૂલ થાય તો ય બેન કહેશે, 'કંઈ વાંધો નહિ.' અને એમની ભૂલ થાય તો તમે કહો,' કંઈ વાંધો નહીં.' છોકરાઓ આવું જુએ તો બધા ઓલરાઈટ થતા જાય. ને પછી લઢવું જ હોય તો સિલક રહેવા દેવી, ને પછી એ પાછા છોકરા સ્કૂલમાં જાય, ત્યાર પછી લઢવું એક કલાક. પણ આવું આ છોકરાની હાજરીમાં લઢવાડ થાય તો એ જોયા કરે અને પછી એનાં મનમાં

પપ્પા માટે કે મમ્મી માટે અવળી ભાવના અત્યારથી જ ચાલે, એને એનું પોઝિટિવપણું છૂટી જઈને નેગેટિવપણું શરૂ જ થઈ જાય. એટલે છોકરાંને બગાડનાર મા-બાપ છે અત્યારે !

એટલે આપણે વઢવું હોય તો એકાંતમાં વઢવું, પણ એની હાજરીમાં નહીં. એકાંતમાં બારણા વાસીને લાકડી લઈને બેઉ જણા સામસામી દાંડિયા રમવા.

**પ્રશ્નકર્તા :** દાંડિયા રમીને કર્મ બાંધવા, એના કરતાં ફાઈલ બંધ કરવી સારીને ?

**દાદાશ્રી :** એના જેવું ઉત્તમ નહીં, પણ આ જેને શોખ હોય એ ! પણ તું કહું ને પણ એ માને એવા નથી. આ તો માર ખાશે ત્યારે માનશે. અનુભવ થશેને, અનુભવ થયા સિવાય આપણે સમજણ પાડીએ તો ના માને.

આ જ્ઞાન તમે લીધું છે એટલે હવે નાનાં છોકરાંઓનો તો પ્રશ્ન બહુ હવે નહીં રહે. પહેલાં તો તમે છોકરાં ઊભા હોય, તો ય બોલબોલ કરો તો એ છોકરાંઓને બધાને ખરાબ સંસ્કાર પડી જાય. બધાં મા-બાપને છોકરાંઓનો ખ્યાલ જ નથી રહેતો કે આ છોકરાઓ ઊભા છે અને આપણે આ શું કરીએ છીએ, એને પણ ખ્યાલ જ રહેતો નથી. એટલે બેભાનપણે બોલબોલ કરે છે ને લઢે છે. પછી એ છોકરાઓને સંસ્કાર ખરાબ પડે છે. આ સંસ્કાર અવળા ના પડે એટલા હારું ! જોખમદારી ન હોય આપણી, છોકરાઓ માટેની ? એટલે એ ભાંજગડ ઓછી કરી નાખવી જોઈએ. શા માટે, શાના માટે મતભેદ પાડવો ? અહંકાર, ખોટો અહંકાર છે, મેડનેસ છે. હું અક્કલવાળો છું, ને તું અક્કલ વગરની છું, બસ આ જ ભાંજગડ ! અક્કલ વગરની હોય ખરી કોઈ ? પણ એ સંસ્કાર છોકરાંઓના એવાં જ થઈ જાય પછી. એટલે ખરી રીતે મા-બાપે કોઈ દહાડો ઝઘડવું ના જોઈએ, મતભેદ ના પડવો જોઈએ. એ બધું મતભેદ પડ્યો હોય તો, વાળી લેવો જોઈએ. છોકરાં જુએ કે ઓહોહો ! મા-બાપ કેવી સારી રીતે જીવે છે !!!

એટલે પહેલું તો ઘરમાં બધું ક્લિઅર કરવું જોઈએ. ઘરે કોઈને સહેજ પણ અશાંતિ થાય નહીં. વાઈફની જોડે સમાધાનપૂર્વક રહેવું જોઈએ.

## ‘પોતે’ જ છે સર્વ દુઃખોનું મૂળ; ઘેર કચકચ કરી, ભોંકે શૂળ!

કંઈ ભગવાનને મારવા આવવું પડે છે ! એની મેળે જ વઢંવઢા કરે છે. ચિંતા એની મેળે જ કરે છે. દુઃખ ઊભાં એની મેળે જ કરે છે ને ! કોઈએ દુઃખ આપવા આવવું પડે છે ? પોતે દુઃખ ઊભાં કરે છે કે, બહારના લોકો આપી જાય છે ? કોઈ ઊભાં કરે છે ?

**પ્રશ્નકર્તા :** પોતે જ ઊભાં કરે છે.

**દાદાશ્રી :** અરે ! મોંઘા ભાવની કેરીઓ લાવ્યો હોયને, અને પછી કેરીનો રસ, રોટલી બધું બેને મૂકેલું હોય તૈયાર અને ખાવાની શરૂઆત થઈ અને થોડુંક ખાધું અને કઢીમાં હાથ ઘાલ્યો જરા ખારી લાગી કે ત્યાંથી ટેબલ પછાડે મુંઓ. નર્યું કઢું ખારું કરી નાખ્યું છે. મેર ચક્કર, પાંસરો રહીને જમને ! ઘરનો ધણી એ, કોઈ ત્યાં ઉપરી નથી. એ પોતે જ બોસ, એટલે કૂદાકૂદ કરી મેલે. છોકરાઓ ભડકી જાય કે પપ્પા આવા કેમ ગાંડા થઈ ગયા, કે શું કહેશે ! પણ બોલાય નહીં. છોકરાં દબાયેલાં બિચારાં, મનમાં અભિપ્રાય તો બાંધી દે કે પપ્પો ગાંડો લાગે છે ! મૂઆ, કઢી ન્હોતી ખારી, એવું કહે. છોકરાને આપણે પૂછીએ, બોલ હવે આ કઢી ખારી છે ને ? ત્યારે કહે, ‘પપ્પાજી, કઢી ના ખાશો. બીજું બધું ખાઈ લો.’ પણ બૂમો પાડે તે છોકરો કહે, ‘પપ્પો મૂઓ ગાંડો છે’ કહેશે.

આ પપ્પો એ અહંકાર દેખાડતો હોય એનો, આ ઘરનો મોટો વડીલ. એને મારા જેવો કહેનાર હોયને, ત્યારે સીધો કરી નાખું એને. પપ્પો થઈને આવ્યો ! શરમ નથી આવતી. આ છોકરાં નોંધ કરે છે કે પપ્પો ગાંડો મૂઓ છે. અત્યારે બોલાય નહીં છોકરાથી ! કઢી ખારી થઈ તો આપણે એને બાજુએ મૂકીને બીજું બધું જમી લઈએ નિરાંતે, તો શું વાંધો ? અને કઢી વગર ન ચાલે એવું હોય, તો પછી સ્હેજે પાણી નાખી દઈએ. ખારી થઈ એટલે, નહીં તો બેનને શાંતિથી એમ કહીએ, કે આ

જરા કઢીમાં ફરી ઉપર પાણી-બાણી નાખી અને જરા ખાંડ-બાંડ નાખીને લાવને ! તો એ ફરી લાવે બિચારાં, પણ આમ કૂદાકૂદ શું કરવા કરો છો ?

આ મોંઘા ભાવની કેરી લાવ્યો અને આ ગળે ઉતરશે નહીં. આ બઈને ય ગળે ના ઉતરે પછી. પછી બઈ ને છોકરાને, બધાને ભાવે ય ના આવે. ત્યારે કહે, આ પપ્પો ખાવા ય નહીં દેતો. છોકરાંએ સમજે !

## મા-બાપનું લગ્નજીવન જોઈ! પૈણવાની વૃત્તિ યુવાવર્ગે ખોઈ!

**પ્રશ્નકર્તા :** બીજી શી અસર થાય છોકરાં ઉપર ?

**દાદાશ્રી :** બહુ જ બધી ખરાબ અસર પડે, છોકરાઓને. આ બધા બગડી ગયા એવું ના બોલાય એના સાંભળતાં. મનમાં સમજી જવાનું કે સાલું બગડી ગયું. આપણે બોલ્યા, કે સાંભળી લે છોકરાં બધું ય. અસરવાળું આ જગત, ઈફેક્ટિવ. આપણે જાણીએ કે આ શું સમજવાનું છે ?! પણ છોડવા-બોડવા બધું સમજે, એ લાગણીઓ પ્રદર્શિત ન કરી શકે. પણ સમજી જાય બધાં ય. તમે એ છોકરાંને કહો કે 'કેવો સરસ તું દેખાઉં છું'. તો બીજા દહાડે સુંદર દેખાય. કેવું ઈફેક્ટિવ છે ! અને છોકરાની રૂબરૂ 'તારામાં અક્કલ નથી' છોકરાં એમ જ સમજે કે 'આ પપ્પો જ વાંકો છે' કહેશે. માટે એટલે છોકરાં જોડે તો સંસ્કાર સારામાં સારા દેખાવા જોઈએ. વાઈફ જોડે વઢો તો નહીં જ ! એને છોકરાંની રૂબરૂ વઢો તો નહીં જ બિલકુલે ય, એ ભલે એક વર્ષનો હોય છોકરો, પણ આંખથી દેખતો થયો છે, માટે લઢાય તો નહીં જ, બિલકુલે ય ! આ તો રોજ બાઝાબાઝ ! પેલાં ઈન્ડીયામાં તો નાનાં છોકરાં શું કહે છે, 'મમ્મી, પપ્પા, જય સચ્ચિદાનંદ !' એટલે પપ્પો બંધ થઈ જાય. સમજી જાય તરત. 'સચ્ચિદાનંદ' બોલે ને એટલે. કંઈક તો મનુષ્યપણું હોવું જોઈએ. હશે હવે જે થઈ ગયું તે થઈ ગયું.

એટલે મારે ત્યાં આ તો મને ક્યારે ખબર પડી આ પોલ, કે મારે ત્યાં પચાસ-સો છોકરાઓ આવ્યા બધાં. કોઈ બી.ઈ. થયેલા, કોઈ ડૉક્ટર થયેલા, એ બધા આવ્યા. મેં કહ્યું, 'કેમ ભઈ તમે....' ત્યારે કહે, 'દાદા, અમે તમારે ત્યાં જ રહીશું.' કહે છે. મેં કહ્યું, 'અમારે ત્યાં રહેવામાં વાંધો નથી, તમે લગ્ન કરી નાખો.' કહ્યું.

મોટી ઉંમરના થયા છો. ત્યારે કહે, 'ના, લગ્નમાં અમને સુખ નથી લાગતું.' કહે છે. અલ્યા, પૈણ્યા વગર પણ એમાં શી રીતે ખબર પડી તમને, લગ્નમાં સુખ નથી એવું ? ત્યારે કહે, 'અમારા ફાધર-મધરનું સુખ જોયું અમે ! તે એમનું સુખ છે નહીં એવું અમે જોયું બધું.'

એટલે છોકરા બધા કંટાળી ગયા છે. ફાધર-મધર પૈણેલા છે, એમના સુખ જોઈ અને અમે કંટાળી ગયા છીએ, કહે છે. મેં કહ્યું, 'કેમ ? શું જોયું ?' ત્યારે એ કહે, રોજ કકળાટ. એટલે અમે જાણીએ કે પૈણવાથી દુઃખ આવે છે. એવું પૈણવું નથી હવે અમને.

આ તો લોકોને જીવન જીવતા નથી આવડતું.

## મૂંઝવણો પરદેશમાં બાળકો માટે; બાળકો પણ મૂંઝાય બે કલ્ચરોની વાટે!

**પ્રશ્નકર્તા :** આપે વાત કરી કે છોકરાંઓને તમારે સાચવવા, છોકરાંના દેખતા મા-બાપે ઝઘડા નહીં કરવા, હવે અહીંયા એવું થઈ ગયું છે કે છોકરાંઓ લગભગ બહાર જ હોય, ઘરમાં રહે એનાં કરતાં બહાર હોય, ઘરમાં હોય તો ટી.વી. ને વિડીયો બધું જોતા હોય અને અમુક ઉંમરના થાય. એટલે પછી છોકરાઓ લગભગ મા-બાપથી જુદા, છોકરીઓ સાથે બહાર રહેતાં થઈ ગયાં છે. હવે આપણા ઈન્ડિયન છોકરાઓને પણ હવે આવું થઈ ગયું છે, તો કે અત્યારે આવું છે તો પચાસ વર્ષ પછી શું થશે ? આપણું કલ્ચર રહેશે કે નહીં રહે એ લોકોમાં ?

**દાદાશ્રી :** અરે, પચાસ વર્ષની ચિંતા અત્યારે શું કરવા કરો છો, અત્યારે જે થયું એ સુધારોને-છોકરા સુધારવા હોય તો સુધરે હજુ, નહીં તો પરણી જશે બહાર બધા ગોરી જોડે.

**પ્રશ્નકર્તા :** એ લોકો બહાર વધારે રહે અને બહારના વાતાવરણની એમના ઉપર બહુ અસર રહે છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** વાતાવરણની અસર પડ્યા વગર રહે નહીં. અને બહાર શેના માટે રહે છે તે જાણો છો ? આ મારી જોડે અમેરિકામાં જન્મેલા આપણા છોકરાઓને તો હું કહું કે મારી જોડે પડ્યા રહો તો બધા આઘાપાછા ના થાય. નાના હોય, ત્રણ વર્ષના હોય તે ય પડ્યા રહે અને બાર વર્ષના હોય કે અઢાર વર્ષના હોય તે ય પડ્યા રહે મારી પાસે. એનું શું કારણ હશે ?

**પ્રશ્નકર્તા :** પ્રેમ જુએ છે એટલે.

**દાદાશ્રી :** પેલા બાબા શું કહેતા'તા ?

**પ્રશ્નકર્તા :** આઈ લવ યુ દાદા. યુ સ્ટે વિથ મી. અમારી જોડે રહો એમ કહે છે. હાર્ટ દોર્યું'તું, હાર્ટ અને એની અંદર લખ્યું' તું.

**દાદાશ્રી :** હવે બોલો ત્યારે કે તમારા છોકરા તમારી જોડે કેમ નથી રહેતાં ? ત્યારે કહે, તમે તો મહીંઓ મહીં ઝઘડો છો એટલે પ્રેમ જ નથી જોતાં. આ આવા કંઈ ડફોળ ફાધર-મધર મળ્યા એવું મનમાં લાગે. એ કંટાળે બિચારા, એમને બહાર પૂછીએ ને, તો તમારું બોલે તો સારું, કે મારા ફાધર-મધર સારાં છે, પણ અંદરખાને મહીં શું છે ? આપણે એનું રહસ્ય જોઈએ તો બહુ અજાયબી લાગે, બહાર તો આ છોકરાઓ બધા હોશિયાર હોય છે 'મારા ફાધર-મધર બેઉ સારાં છે' કહેશે, નહીં કે 'મારા ફાધર ખરાબ છે.' એવું ના બોલે મૂઆ. હું પૂછું કે ફાધર તારા વાંકા નથી? ત્યારે કહે, 'ના, બેઉ સારાં છે.' પાક્કા બધા, પણ પ્રેમ નથી તમારો. આ છોકરા મારી જોડે રહેવા તૈયાર છે બિચારાં. આ સવારમાં ચિઠ્ઠીઓ આપતાં હતા. એમના છોકરાઓ 'આઈ લવ યુ, આઈ વોન્ટ ટુ સ્ટે વિથ યુ.' અને તમારી જોડે રહેતાં નથી.

**પ્રશ્નકર્તા :** છોકરા મા-બાપ સાથે સવારમાં એક કલાક હોય. ને રાત્રે બે કલાક, ત્રણ કલાક દિવસમાં મા-બાપ સાથે કાઢે અને આઠ કલાક બહાર સ્કૂલમાં રહે. વધારે પડતી એમની જિંદગી સ્કૂલમાં કે ઘરની બહાર જાય, એટલે વધારે સંગ બહારના માણસો જોડે રહે. એટલે એની તકલીફ વધારે થાય છે. આપણે ભલે ને આપણે ગમે તે પણ સમજાવીએ, શીખવીએ ?

**દાદાશ્રી :** એવું છે ને છોકરાઓને જો તમારો પ્રેમ હોય, તો બહાર નવરો પડ્યો પાછો અહીં આવતો રહે, સ્કૂલમાં નવરો પડ્યો કે તરત ઘેર જ આવતો રહે, એને ઘર વગર ગમે નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રેમ અમારે આપવો હોય, પણ બાળકો અહીંયા બ્રોટ અપ (ઉછર્યા) થાય એટલે બાળકોને અહીંનું કલ્ચર અસર કરી ગયેલું હોય છે અને એ લોકો અહીંના કલ્ચર પ્રમાણે જીવવા માંગે છે અને અમે હિન્દુસ્તાનમાં ઉછરેલા એટલે અમારા સંસ્કાર હિન્દુસ્તાનના રહે છે. અમે અહીંના કલ્ચર (સંસ્કાર)ને એડજસ્ટ થવા નથી માંગતા. હવે એ બન્ને વચ્ચે ઘર્ષણ થાય છે, અમે ગમે એટલું કહીએ તો એ લોકોને એક્સેપ્ટ (સ્વીકાર) થતું નથી અને અહીંના જેવું કલ્ચર એ લોકોનું થઈ જાય એવું અમે ઇચ્છતા નથી. તો એનું સોલ્યુશન (ઉકેલ) શું છે ?

**દાદાશ્રી :** એવું છે ને, કે લોસ એન્જલસના બધા છોકરા-છોકરીઓ હતા તે મારી પાસે મોકલે છે એ લોકો. એ લોકોનું ખાવા-પીવાનું બધું બંધ થઈ ગયું અને એ લોકોનું જીવન ફેરફાર થાય છે. કેટલાક છોકરાઓએ તો ખાવા-પીવાનું બધું છોડી દીધું છે. પછી એના ફાધર-મધર ખાતા હોય તે પાછા એ ફરી એ ચાલુ હોય. છોકરો ફાધરને જુએ એટલે ફરી પાછો ચાલુ કરી દે. કારણ કે એ જાણે કે મારા ફાધર અક્કલવાળા છે અને એ જે કરે એ મારે કરવું.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મોટા ભાગે એવું બને છે કે મા-બાપ જ પોતાના છોકરાઓમાં રસ નથી લેતા હોતા. એમને ટાઈમ જ નથી હોતો હકીકતમાં એ પણ છે.

**દાદાશ્રી :** ટાઈમ મળતો નથી એ લોકોને હકીકત છે. પણ આપણે ભાવ બદલો. ભાવ બદલો તો ફેરફાર થશે. ભાવ બદલોને તો જ ફેરફાર થશે.

**પ્રશ્નકર્તા :** હમણાં ડીટ્રોઈટમાં એક કોન્ફરન્સ રાખી'તી. એમાં છોકરાઓ અને મા-બાપ એ લોકોની વચ્ચે સામસામી એકબીજાને પ્રશ્નોતરી રાખેલી. તેમાં પછી છોકરાઓ પોતાના ફાધરને એમ કહેલું કે તમે છે તે પૈસાની પાછળ જ પડ્યા છો,

તમે પૈસા સિવાય બીજુ કશું શીખ્યા જ નથી આ જીવનમાં અને અમારું તમે સમજતા નથી. અમે ના ઈન્ડિયન રહ્યા કે

ના અમેરિકન રહ્યાં. ઘરમાં અમારે ઈન્ડિયન કલ્ચર અપનાવવાનું, બહાર જઈએ તો અમારે અમેરિકન કલ્ચર રાખવાનું એટલે અમારી આવી દશા થયેલી છે !

**દાદાશ્રી :** ખરું કહે છે. પણ જેટલું બને એટલું આપણે ફેરવવું અને અમુક ઉંમરના થાય તો તે પહેલાં દેશમાં લઈને ત્યાં ફરી ઘર માંડવું.

**પ્રશ્નકર્તા :** એ લોકોને ત્યાં દેશમાં રહેવું નથી હોતું. એ લોકો ઈન્ડિયા જવા નથી તૈયાર થતા છોકરાઓ.

**દાદાશ્રી :** પણ એ સમજાવે તો થઈ જાય છે. પાછા એવું નહીં. સમજાવીએ તો થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** અમુક ઉંમર પછી નથી થતાં, નાના હોય ત્યાં સુધી જ થઈ જાય પછી નથી થતાં.

**દાદાશ્રી :** હા, પણ અમુક ઉંમર સુધી જો આપણે સમજાવી લઈએ તો ચાલે. બધું જડમૂળથી ફેરફાર કરવો છે એવું નક્કી કરો. તો એની મેળે ફેરફાર થયા કરશે બધું ય. સ્ત્રી-પુરુષના વ્યવહાર બધું ફેરફાર થતા જાય તે એકદમ ફેરફાર થતો જાય.

**પ્રશ્નકર્તા :** અહીંથી ઈન્ડિયા પાછું જવું હોય તો કંઈક તક મળવી જોઈએ ને અમે કામ કરવા તૈયાર છીએ ? સંજોગ બાઝવો જોઈએ ને ?

**દાદાશ્રી :** નથી બાઝતો. ત્યાં તો ડૉલર પડાવી લે એવા છે. જોઈને જ બેઠા હોય કે અમેરિકાથી આવ્યા છે તે કંઈ લઈને આવ્યા છે. 'વ્યવસ્થિત' જેમ દોરવણી કરે તેમ ચાલજો. બહુ ચિંતા કરવા જેવી નથી, વિચાર કરવા નહીં. આવા વિચાર શેના માટે કહ્યા કે તમારા થોડા ઘણાં ભાવ ફેરવવા જોઈએ.

## (૪) અન્સર્ટિફાઈડ ફાધર્સ એન્ડ અન્સર્ટિફાઈડ મધર્સ

# બાપ થઈને પડ્યા છોકરાંને માથે; કર પૂરી ફરજ, રાખી ધર્મને સાથે!

**પ્રશ્નકર્તા :** બેબીના નાનાજી છે ને, એને બહુ ચઢાવે છે. બધી વસ્તુમાં એની જ સાઈડ લે છે ! માનો પક્ષ ના લે !

**દાદાશ્રી :** પક્ષ તો છોકરાનો લેવો જ પડે ને ! નહીં તો ડરી જાય ! પણ એવા તે શા ગુના કરી નાખ્યા છે કે એને દંડ આપવાની જરૂર છે ? એવો શો ગુનો કરી નાખ્યો એણે ?

**પ્રશ્નકર્તા :** બીજું કંઈ નહીં, પણ નાના-મોટાનું જુએ નહીં ને સામું બોલી દે. એટલે આપણે કહેવું પડે.

**દાદાશ્રી :** એ તો તમે અટકાવો છો, તેથી બોલ બોલ કરે છે. ના અટકાવો અને આપણે કહીએ કે 'બોલ જોઈ બધા જોડે, બધાને ગાળો ભાંડી આય'. તો ના કરે.

એક બાપ કહે છે, 'આ છોકરા બધા મારી સામા થઈ જાય છે.' મેં કહ્યું, 'તમારામાં બરકત નથી, એ ખુલ્લું થાય છે.' તમારામાં બરકત હોય તો છોકરા સામા શી રીતે થાય તે ? માટે એવી આબરૂ જ ના ઊઘાડશો.

આ તમારે ઘેર સત્સંગમાં સો-બસો માણસ આવે જાય, પણ કશું કોઈની જોડે સામું બોલ્યું જ નથી. બોલ્યું છે કંઈ કોઈ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ના બોલે એ ! પછી જૂઠું બોલે છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર.

**દાદાશ્રી :** કો'ક જ વાર. તો પછી એનો શો ગુનો પાછો તેમાં ? તમે એને મોઢે ચઢાવી છે, એટલે એવું બોલે છે. એકની એક છોડી એટલે શું થાય ?

જૂઠું બોલબોલ કરતી હોય, ચોરી કરતી હોય કે હિંસક થઈને જીવડાં માર માર કરતી હોય, ત્યારે ખોટું કહેવાય. અને જરા સામું બોલી જાય તેમાં ખોટું ના કહેવાય. સામું તો, માસ્તરને સામું ક્યારે બોલે છોકરા ? માસ્તરમાં બરકત જરા ઓછી હોય ત્યારે એ બોલે. એટલે આપણે સમજી જવું કે આપણામાં બરકત જરા ઓછી છે !

અને છોકરાંને વઢવઢ કરીએ તો બગડી જાય. એને સુધારવા હોય તો અમારી પાસે બોલાવડાવી અડધો કલાક વાતચીત કરાવડાવીએ એટલે સુધરી જાય !

**પ્રશ્નકર્તા :** મા-બાપ તરીકે આપણા જે એક્સ્પેક્ટેશન (અપેક્ષાઓ) હોય, એ પ્રમાણે ચાઈલ્ડ બીહેવ (બાળક વર્તન) ના કરતું હોય અને એને આપણે એ પ્રમાણે કરવાનું કહેવા છતાં ય ના કરતું હોય, તો કઈ રીતે એને કંટ્રોલ કરીએ ?

**દાદાશ્રી :** કોઈને કહેવું નહીં આવું. જો આપણે કહીએ કે અમારા છોકરા આવું કરે છે તો એ લોકો સમજે કે આને બાપ થતાં નહીં આવડતું ! એટલે આબરૂ જાય, એના કરતાં કોઈને કહેવું નહીં !

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** બાપ થતાં ના આવડે ત્યારે આવી ભાંજગડ પડે. મા થતા ના આવડે ત્યારે આવી ભાંજગડ પડે.

**પ્રશ્નકર્તા :** છોકરા આપણું સાંભળે નહીં, તેનું શું કરવું ?

**દાદાશ્રી :** તો બાપ ન્હોતું થવું. બાપ થવાની લાયકાત ધરાવતા નથી એટલે છોકરા સાંભળતા નથી. આપણે લાયકાત કેળવીને બાપ થવું હતું પહેલેથી. એ ભણવું ના જોઈએ, ભઈ ?

**પ્રશ્નકર્તા :** ભણવું જોઈએ ને.

**દાદાશ્રી :** એ જવાબદારી નહીં ?!

**પ્રશ્નકર્તા :** જવાબદારી ને.

**દાદાશ્રી :** એટલે છોકરાઓ તો સાચવવા બહુ મુશ્કેલી છે, આ છોકરાની જવાબદારી તો બહુ મોટી છે. પણ લોકો આમાં ક્વૉલિફાઈડ થતા નથી ને, એમને ય છોકરાઓ થઈ જાય છે. ક્વૉલિફિકેશન લીધા પછી બાપ થવું જોઈએ. આ ડૉક્ટરે ય ક્વૉલિફાઈડ હોય છે કે અન્ક્વૉલિફાઈડ હોય ?

**પ્રશ્નકર્તા :** ક્વૉલિફાઈડ ?

**દાદાશ્રી :** તો ફાધર થવામાં અન્ક્વૉલિફાઈડ ?!

**પ્રશ્નકર્તા :** ક્વૉલિફાઈડ છે કે નહીં, એ નક્કી કોણ કરે ?

**દાદાશ્રી :** છોકરાંની જોડે આવું વર્તન થાય એટલે ક્વૉલિફાઈડ નહીં જ ને ?! છોકરાંને સાચવતાં ના આવડે, છોકરાં બગડી જાય, તો આપણે ક્વૉલિફાઈડ નથી. એ વાત નક્કી થઈ ગઈને ? તમને કેમ લાગે છે ? બોલતાં નથી ?! કંઈક ક્વૉલિફિકેશન જોઈએ કે ના જોઈએ ?

એટલે મેં પુસ્તકમાં લખ્યું છે કે 'અન્ક્વૉલિફાઈડ ફાધર્સ એન્ડ અન્ક્વૉલિફાઈડ મધર્સ.' પછી છોકરાઓ આવાં જ થઈ જાય ને ! એટલે મારે કહેવું પડ્યું, ફાધર થવાની લાયકાતનું સર્ટિફિકેટ લેવું ને પછી પૈણવું જોઈએ.

આ બંધનમાં કંટાળો નથી આવતો ?

**પ્રશ્નકર્તા :** પણ ભણતર, છોકરાની જવાબદારીઓ પૂરી કરવી, એ પણ બધી જીવન જરૂરિયાત છે ને ?

**દાદાશ્રી :** એ પણ જવાબદારી કોણ પૂરી કરે ? જે ભગવાન મહાવીરના જ્ઞાનને સમજે એ પૂરી કરે. ભગવાન મહાવીરના જ્ઞાનને સમજતા નથી ને છોકરાની જવાબદારી શું પૂરી કરવાના ? ઉલ્ટાં છોકરાને માથે પડ્યા છો. બાપ થતાં આવડતું

નથી અને છોકરાના બાપ થઈ બેઠા છો ! ફાધર તો ક્યારે થઈ શકે ભગવાન મહાવીરનું વિજ્ઞાન સમજે ત્યારે ફાધર થઈ શકે, ફાધર થવું એ તો કેટલા ગુણો હોય અને કેટલી જવાબદારી છે. આ તો ફાધર થઈ બેઠા અને છોકરાની જોડે કચ, કચ, કચ. આખો દહાડો કકળાટ, કકળાટ કકળાટ. અલ્યા મૂઆ, આ તે કંઈ માણસ છો ? એટલે મારે પુસ્તકમાં લખવું પડ્યું કે અન્કવૉલિફાઈડ ફાધર્સ એન્ડ અન્કવૉલિફાઈડ મધર્સ, ધેર મસ્ટ બી કવૉલિફિકેશનસ્. એમ ગમે તેમ ફાધર-મધર થઈ ગયા એ ચાલી શકે ?

**પ્રશ્નકર્તા :** તો શું ક્વૉલિફિકેશન જોઈએ ?

**દાદાશ્રી :** ક્વૉલિફિકેશન તો, આપણામાં નબળાઈ ઉત્પન્ન ન થવી જોઈએ. અને નબળાઈ થાય તો આપણને પોતાને જ થાય. બીજા કોઈને, છોકરાઓને ય હરકત ન થવી જોઈએ એવી રીતે જીવવાનું. છોકરાને કેવી રીતે એની નર્સરી કરવી જોઈએ, એ બધું ભાન હોવું જોઈએ. એમ ને એમ મા-બાપ થઈ ગયા ! એના કરતાં તો કૂતરા-કૂતરીઓના મા-બાપ સારા હોય છે કે વઢંવઢા નહીં કોઈ દહાડો ય. ના ફાવે તો છૂટા. આ તો બાપ જાણે કે આખી દુનિયાનો હું જ્ઞાની છું ને એવી રીતે છોકરાને વઢે છે. મારું સાચું ને તને તો સમજણ નથી, કહે છે. આ અક્કલનો કોથળો, બાપ આવ્યો તે !

**પ્રશ્નકર્તા :** દરેક ફાધર, એવી રીતના વર્તન કરતો હોય એવું માની લેવાનું કંઈ કારણ નથી.

**દાદાશ્રી :** એવું માની લેવામાં કારણ નથી. પણ માની લો, હું એના ઘરમાં આવું, ચાર દહાડા રહું. તો બધું ખબર પાડી દઉં. આ તો બધું ઠીક છે, આ પોલંપોલ ચાલ્યા કરે છે. સહુસહુના કાર્યના ઉદયે બધું ચાલ્યા કરે છે. એટલે એમ જાણે છે કે મારે લીધે આ છોકરું મોટું થયું છે ! જીવન તો એવું હોવું જોઈએ કે પોતાની નબળાઈ ના દેખાવી જોઈએ. ક્રોધ-માન-

માયા–લોભ રૂપી નબળાઈઓ ન દેખાવી જોઈએ.

'અન્સર્ટિફાઈડ મધર'ને પેટે છોકરાં જન્મ્યાં છે, તેમાં એ શું કરે ? વીસ–પચીસ વર્ષનો થાય એટલે બાપ થઈ જાય. હજી એનો જ બાપ એના માટે બૂમો પાડતો હોય ! આ તો રામ આશરે 'ફાધર' થઈ જાય છે. આમાં છોકરાનો શો વાંક છે ? આ તો 'અન્ક્વૉલિફાઈડ ફાધર અને અન્ક્વૉલિફાઈડ મધર.' ક્વૉલિફિકેશન જોઈએ કંઈ. અહીં ક્વૉલિફાઈડ બધું થઈને પછી છોકરાં થાય છે લોકોને ?! ફાધરની કોલેજમાં ગયા પછી, આ પાસ થયા પછી થાય છે?! કોલેજમાં પાસ નહીં થયેલા આ લોકો ? ખરી રીતે પહેલાં ટેસ્ટિંગ કરાવીને, 'સર્ટિફિકેટ' મેળવીને પછી જ પરણવાની છૂટ હોવી જોઈએ. પરીક્ષામાં પાસ થયા વગર, 'સર્ટિફિકેટ' વગર 'ગવર્મેન્ટ'માં ય નોકરીએ લેતા નથી, તો આમાં 'સર્ટિફિકેટ' વગર પૈણાવાય શી રીતે ? પરીક્ષા આપીને પાસ થવું જોઈએ. પરીક્ષા ના આપવી જોઈએ ? કારકુનમાં ય પરીક્ષા લીધા વગર, પાસ થયા વગર નથી પેસવા દેતા. તે બાપ થવા દેવાય એને? જેનાં છોકરાં વડાપ્રધાન થવાના, એને વગર સર્ટિફિકેટે બાપ થવા દેવાય ? આવું હોવું જોઈએ ? કારકુને ય ભણેલા ખોળે, નહીં ?! સર્ટિફિકેટ જોઈએ ને ? આમાં સર્ટિફિકેટ નહીં ? નો સર્ટિફિકેટ ? અને જેની વડાપ્રધાન કરતાં વધારે રિસ્પોન્સિબિલિટી છોકરાંને કેળવવાની છે એમાં સર્ટિફિકેટ નહીં !

## લાયકના છોકરાં પૂરાં સંસ્કારી; પૂજ્ય દ્રષ્ટિ રાખી મા–બાપ પર વારી!

**પ્રશ્નકર્તા :** છોકરાઓને આપણા માટેની દ્રષ્ટિ અવળી પડી ગઈ હોય, રાગ–દ્વેષવાળી પડી ગઈ હોય, આપણા માટે અભાવ હોય છોકરાઓને તો આપણે ત્યાં શું કરવું?

**દાદાશ્રી :** એવું છે ને છોકરાઓને અભાવ નથી. આ તો બાપ છે તે બાપ થવા જાય છે. બાપ 'બાપ' થવા જાય છે. મા 'મા' થવા જાય છે. આ છોકરો જાણે છે કે બાપામાં ફીટનેસ છે નહીં ને મારો બાપ થઈ બેઠો છે. એટલે પેલા છોકરાં બાપાની

સામાં થયા કરે છે. અત્યારે બધે એવું જ થયું છે. હવે આ છોકરાઓમાં પણ 'ફીટનેસ' નથી બળી, પણ એને આ ભણતર છે ને તે એને એમ દેખાડે છે કે મારા બાપાની જ ભૂલો થાય છે. એ તો બાપાની એ ખામી હોય છે. સર્ટિફાઈડ ફાધર હોય ત્યાં એના છોકરા કેવાં હોય ?! આમ છોકરાં કૂદાકૂદ કરતા હોય, એવું હોય ? ના હોય !

**પ્રશ્નકર્તા :** સર્ટિફાઈડ ફાધર્સ-મધર્સના છોકરા કેવાં હોય ?

**દાદાશ્રી :** સંસ્કારી હોય એ. એના ઘરમાં બાપ ગમે તે બોલે તો ય છોકરો કહેશે, 'ના, મારાથી ના બોલાય. પૂજ્ય છે મારા !'

## ધીબે છોકરાંને જેમ કપડાં! આ તે બાપ, ગયો કૂતરાં કરતાં!

આ તો જીવન જીવતાં ય નહીં આવડતું, કશું એને આવડતું જ નથી. આ દુનિયા કેવી રીતે ચલાવવી તે જ નથી આવડતું. એટલે પછી છોકરાને માર માર કરે. અલ્યા મૂઆ, ધીબું છું તે આ લૂગડાં છે તે માર માર કરે છે ?! છોકરાને સુધારીએ, માર માર કરીએ, તે આ કંઈ રીત છે ! એટલે જાણે પાપડનો લોટ ના બાંધતા હોય, પેલા ઘણથી પાપડનો લોટ બાંધતા હોય એવી રીતે માર માર કરતાં એક જણને દેખ્યો. એટલે પછી મારે પુસ્તકમાં લખવું પડ્યું કે હિન્દુસ્તાનના ફાધર-મધર એ અન્ક્વૉલિફાઈડ ફાધર્સ એન્ડ અન્ક્વૉલિફાઈડ મધર્સ છે !! ક્વૉલિફાઈડ હોવો જોઈએ. છોકરાં જોડે કેવું વર્તન કરવું, એ ક્વૉલિટી ના હોવી જોઈએ ? છોકરાંને વઢ વઢ કરે, ત્યારે બાપ થતાં આવડતું નહીં ને મૂઆ. શું જરૂર છે તે વઢે છે ? તને શરમ નથી આવતી ? તે છોકરાંની આ સ્થિતિ કરી તમે ?

**પ્રશ્નકર્તા :** એ લોકોને સર્ટિફિકેટ લેવું હોય તો જાય ક્યાં ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. સર્ટિફાઈડ હોવાં જોઈએ. કેમ તમારા છોકરા માને નહીં ? છોકરા ના માને ત્યારથી અન્સર્ટિફાઈડ થયો. તમારા ખેતરના છોડવાં તમને જ દુઃખ આપતા હોય, તો તમે ખેડૂત જ ન્હોય. એટલે ચોખ્ખું લખ્યું મેં. કોણ લખે આવું, આવું ઊઘાડું કોઈ લખતા હશે ? બધા મીઠું મીઠું લખતાં'તાં અને અમારે

એમને છોડાવું છે કે આ સમજો આ, આવું સમજો, આમ કેમ ચાલે છે ! એટલે ધીબ ધીબ કરે, જાણે આ પથ્થરો ના હોય. ત્યારે આ ધીબવાની વસ્તુ ન હોય ! આ તો એમ ને એમ બાપ થઈ ગયો. કૂતરાં વગર ભણે બાપા થાય છે ને એવી રીતે ?! કૂતરા પણ ફાધર થાય છે એમાં નવું શું કર્યું તે ?! કૂતરા ફાધર નહીં થતાં હોય ? દાદા હઉ થાય. આ તો કૂતરા-કૂતરીની પેઠ મા-બાપ થઈ જાય છે અને પછી છોકરાં ઉછેરતાં આવડતું નથી. કૂતરાએ લઢે નહીં એનાં છોકરાને. કોઈકના ઘરમાંથી પૂરી લઈને આવતું રહ્યું છોકરું. તો બાપ કંઈ લઢતો હશે કૂતરો ! એ ભૂખ્યું હતું તે ખઈ ગયું વળી !

## મા-બાપ તે કોને કહેવાય? પ્રેમે વંઠેલાંય વશ થાય!

**પ્રશ્નકર્તા :** પણ છોકરાં ખરાબ લાઈને ચઢી જાય તો મા-બાપની ફરજ છે ને કે એને વાળવો જોઈએ ?

**દાદાશ્રી :** એવું છે ને, કે મા-બાપ થઈને એને કહેવું જોઈએ. પણ મા-બાપ છે જ ક્યાં અત્યારે ?

**પ્રશ્નકર્તા :** મા-બાપ કોને કહેવાય ?

**દાદાશ્રી :** મા-બાપ તો તેનું નામ કહેવાય કે છોકરો ખરાબ લાઈને ચઢ્યો હોય છતાં ય એક દહાડો મા-બાપ કહેશે, 'ભઈ, આ આપણને શોભે નહીં, આ તેં શું કર્યું ?' તે બીજે દહાડેથી એનું બંધ થઈ જાય ! એવો પ્રેમ જ ક્યાં છે ? આ તો પ્રેમ વગરનાં મા-બાપ. આ જગત પ્રેમથી જ વશ થાય. આ મા-બાપને છોકરાં પર કેટલો પ્રેમ છે-ગુલાબના છોડ પર માળીનો પ્રેમ કેટલો હોય તેટલો ! આને મા-બાપ કેમ કહેવાય ? 'અન્સર્ટિફાઈડ ફાધર' ને 'અન્સર્ટિફાઈડ મધર' ! પછી છોકરાંની શી સ્થિતિ થાય ? તને સમજણ પડી, ભૂલ થાય છે એવી ? છોકરાં તો ડાહ્યા હોય છે, તે ઉલ્ટાં બગાડે છે આપણા લોકો. સારું લાગે આ, આવું કહીએ તે ?

**પ્રશ્નકર્તા :** એવું દાદાએ તો કહી જ દેવું જોઈએ. મને ઝાટકો છો આજે, મને એવું થાય છે.

**દાદાશ્રી :** હા, પણ ઝાટકે નહીં તો આ જગત સીધું કેમ થાય તે ? જવાબદારી સમજવી જોઈએ ને ? પોતે છોકરાંનો બાપ થયો અને સંસ્કાર આપતાં ન આવડે અને કોઈકને ત્યાં સંસ્કાર આપવા જવું પડે, એ સારું લાગે ? કોઈકને ત્યાં લઈ જાય નહીં પાછો. પોતે પાછો અક્કલનો ઈસ્કોતરો હોય. એટલે સંસ્કાર આપવાના. અને અમારી પાસે પૂછી જજો બધું. હું તમને દેખાડીશ એ પ્રમાણે સંસ્કાર પછી એને આપવાનાં. જીવન જીવવાની કળા શીખવી જોઈએ આમ ! આ લખવાનું સારું લાગતું હશે, ઈન્ડિયન માટે ! આવું લખાય કે ના લખાય ? કોઈ લખે જ નહીં ને મૂઆ, એનું શું કારણ ? એ જ અન્કવૉલિફાઈડ ફાધર હોય તો પછી શી રીતે લખે તે ! એટલે કોઈ લખતું નહીં ! મેં તો ઝાટક્યા છે એ લોકોને કે આવા હોય ? મૂઆ, ઋષિમુનિઓના પુત્રો, તમે કોના છોકરાઓ ! આર્ય પ્રજા. આજ અનાડી જેવા થયા છે. આ અનાર્ય કહેવાય પણ... !

**પ્રશ્નકર્તા :** આવાં છોકરાંને સારા સંસ્કાર કેવી રીતે આપવા ?

**દાદાશ્રી :** સારા સંસ્કાર તો કોઈ બાપ હોય તો ને ! સંસ્કારી બાપ હોય તો એની મેળે સંસ્કાર તો સહેજે આવી જાય છોકરાને. સંસ્કાર આપવાનાં ના હોય. સંસ્કાર જોઈને શીખી જાય. તેથી મારે લોકોને રીસ ચઢે એવું લખવું પડ્યું ને, આ કાળમાં. મને સારું લાગે, આવું લખવાનું ? તેથી તો મારે પુસ્તકમાં હાર્ડ શબ્દો વાપરવા પડ્યા. પુસ્તકમાં લખવું પડ્યું. આવું હાર્ડ લખાય નહીં ને ! પણ શું થાય ? આ છૂટકો નહીં ને ! કોઈ જાતની કડકાઈ જ નહીં ને ! આ બાપો તો એમ ને એમ થઈ ગયો. દેશના વડાપ્રધાન જેવી મા-બાપની જવાબદારી છે. વડાપ્રધાનને જવાબદારી છે ને, એટલી જ જવાબદારી છે આપણા ઘરમાં. એટલે સંસ્કાર આપવા જોઈએ અને નહીં તો આપણી જવાબદારી છે. એનું ફળ આપણને મળે છે.

**પ્રશ્નકર્તા :** છોકરાંના ઘડતર માટે કે સંસ્કાર માટે આપણે કશો વિચાર જ નહીં કરવાનો ?

**દાદાશ્રી :** વિચાર કરવા માટે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** ભણતર તો સ્કૂલમાં થાય, પણ ઘડતરનું શું ?

**દાદાશ્રી :** ઘડતર સોનીને સોંપી દેવાનું, એના ઘડવૈયા હોય તે ઘડે. છોકરો પંદર વરસનો થાય ત્યાં સુધી એને આપણે કહેવું, ત્યાં સુધી આપણે જેવાં છીએ એવો તેને ઘડી આપીએ. પછી એને એની વહુ જ ઘડી આપશે. આ ઘડતાં નથી આવડતું, છતાં લોક ઘડે જ છે ને ?! એથી ઘડતર સારું થતું નથી. મૂર્તિ સારી થતી નથી. નાક અઢી ઈંચનું હોય ત્યારે સાડા ચાર ઈંચનું કરી નાખે ! પછી એની વાઈફ આવશે તે કાપીને સરખું કરવા જશે. પછી પેલો ય પેલીનું કાપશે ને કહેશે, 'આવી જા.'

## કળિયુગમાં જન્મ્યા વાળવા વેર; લાવો નીવેડો, નવું અટકાવવા ઝેર!

એ તો એવું છે ને, એક તો આપણને મા-બાપ થતાં જ આવડતું નથી.

**પ્રશ્નકર્તા :** તો મા કેમ થવું, એની શરૂઆત કરવી જોઈએ ને !

**દાદાશ્રી :** એવું થાય ત્યારે શું કરવું, વઢંવઢા થાય ત્યારે શું કરવું, રડે ત્યારે શું કરવું, એ બધી કળા જાણવી જોઈએ ને ! ધીબ ધીબ કરીએ...

**પ્રશ્નકર્તા :** નથી કરવું એ. જાણવાની ઈચ્છા છે કે મા કેમ થવું ?

**દાદાશ્રી :** છોકરું હઠે ચઢે ને આપણે હઠે ચઢીએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** મા હઠે ચઢે ને છોકરું હઠે ચઢે, તો સરવાળે છોકરું ટિપાય.

**દાદાશ્રી :** ના, પણ એનો અર્થ જ નહીં ને ! એટલે એની, છોકરાની હઠ ભાંગવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે ભાંગવી ?

**દાદાશ્રી :** એની પ્રકૃતિ જેમાં રાજી થતી હોય, થોડી વાર ગલીપચી કરવી ને રાજી કરીને પછી... પછી ગાડું ચાલુ થઈ ગયું. પછી આડાઈ જતી રહી. આડાઈ આવે તેટલા પૂરતું ગલીપચી કરી લેવી પડે.

**પ્રશ્નકર્તા :** પણ છોકરો આડો હોય, તો આપણે શું કરવું એમ ?

**દાદાશ્રી :** પણ આડાને જ આવું કરવું પડે ને ! ગલીપચી કરીને એક વાર સીધું કરીને પછી ચાલ્યા કરે. પણ આ તો વધારે આડા બનાવે

છે લોકો. એની જોડે પોતે ય આડો થાય. પેલું તો છોકરો ના બોલે ને તો મા ય ના બોલે.

**પ્રશ્નકર્તા :** હા, મોઢું ચઢાવી દે.

**દાદાશ્રી :** મોઢું ચઢાવે. એટલે આ તો મા થવાનાં લક્ષણ જ ન્હોય ને ?

**પ્રશ્નકર્તા :** અર્થ કંઈ નહીં, બરાબર છે.

**દાદાશ્રી :** બહુ તારે જાણવાની ઈચ્છા હોય તો પછી જ્ઞાન લઈ લેવું.

**પ્રશ્નકર્તા :** જાનવરો હોય છે, એમાં માતૃત્વ તો કુદરતી જ હોય છે. એને કેમ મા થવું, કેમ એના પેલા બચ્ચાને ઉછેરવાં, એ તો કુદરતી જ હોય છે ને !

**દાદાશ્રી :** એ તો કુદરતી.

**પ્રશ્નકર્તા :** તો પછી મનુષ્યોમાં કુદરતી એ ગુણ ન હોય ?

**દાદાશ્રી :** હતો. ત્યારે દોઢ ડહાપણથી સુધાર્યો લોકોએ. કુદરતી જ હતો તે પેલા દોઢ ડહાપણે સુધાર્યો.

**પ્રશ્નકર્તા :** સુધાર્યો કેમ ગણાય ?

**દાદાશ્રી :** એ એને સુધાર્યો જ કહો ને આપણે ! બગાડ્યો એવું કહીએ તો ખોટું દેખાય. એના કરતાં સુધાર્યો, દોઢ ડહાપણથી.

**પ્રશ્નકર્તા :** ખરી રીતે તો કુદરતી જ હોય ને ?

**દાદાશ્રી :** કુદરતી જ હોય. 'મા કેમ થવું ?' એ તો કુદરતી હોય. સંજ્ઞા જ છે એક જાતની.

પણ લોકોનું જોઈ જોઈને પેલી ધીબતી હોય એટલે પેલી ય ધીબે. છોકરું ચોરી કરી લાવ્યું, એટલે પેલી ધીબે તો પેલી ય ધીબે અને પાછી કહે શું, મારી કૂખ વગોવી. ત્યારે એ હતી જ એવી, સારી જ ક્યાં હતી ?

તારી કૂખ તે અમથી વગોવી વગોવી બોલે છે તું ! સારી હોય તો આ જન્મે ક્યાંથી આવા પવિત્ર પુરુષો !? પાછી કહે શું, કૂખ મારી વગોવી ! એવું બેનો બોલે ને ? મને કહે, મારી કૂખ વગોવી. મેં કહ્યું, સારી હતી તે ! સારી હોય તો વગોવે ખરું ? અને કળિયુગમાં તો એવો જ માલ આવે ! કોણે કહ્યું હતું કળિયુગ સુધી બેસી રહેજો ? આ કળિયુગમાં તો છોકરાં અને એ બધું વેરભાવે આવે છે. કેવું આવે છે ? વેર વાળવા માટે.

**પ્રશ્નકર્તા :** વેર વાળવા માટે આવે છે એને જ પ્રેમ કરવાનો.

**દાદાશ્રી :** એની જોડે ફરી વેર ના બંધાય એવી રીતે જેમ તેમ કરીને નિવેડો લાવવાનો. સત્યુગમાં બધે પ્રેમભાવે આવતા હતા.

**પ્રશ્નકર્તા :** પણ આ તો પશુ-પક્ષીઓની સમજ છે, એનાં કરતાં નીચી કોટીની સમજ ઊભી થઈ એના જેવું થયું ને !

**દાદાશ્રી :** ના, ના. સમજની જરૂર જ નથી આમાં. આ તો ઓટોમેટિકલી ચાલેલું અને જો ગાયના બાબાને તમે હેરાન કરો ને નાનો બાબો હોય તો, તો ગાયની આંખમાં જે ઝેર આવે ને, તે ખરેખરું ઝેર આવે. મારી નાખે ત્યાં સુધી છોડે નહીં એવું ઝેર આવે. હોય ખરું એની આંખમાં ? પેલા ભેંસના ભઈની ય આંખમાં ઝેર જોયેલું ને તમે ! ભેંસના ભઈ જબરા હોય ને !

**પ્રશ્નકર્તા :** જબરા તો હોય, પાડા.

**દાદાશ્રી :** એટલે બેન, જેમ તેમ કરીને નિવેડો લાવવાનો. આપણે છોકરાઓને તો સારા સંસ્કાર આપીએ, સારું એ કરીએ તો કંઈ રાગે પડે. જો સંસ્કારની સારી જગ્યા હોય તો તેડી જઈએ તો ત્યાં રાગે પડે.

કેટલા છોકરા છે ?

**પ્રશ્નકર્તા :** એક જ બાબો છે.

**દાદાશ્રી :** ઓહોહો ! મેં જાણ્યું કે સો એક હશે. કૌરવો-પાંડવો જેટલા પેસી ગયા હશે. તે એ બાબાને મારી પાસે તેડી લાવજે. હું રિપેર કરી આપીશ. એક જ બાબો છે, તો પછી એને સાચવવાનો. એવું છે ને ગુલાબના છોડને જો માવજત કરવાની અક્કલ હોય તો ગુલાબનો છોડ ખરેખરો ખીલી ઊઠે. અને અક્કલ ના હોય તો મહિના સુધી પાણી રેડવાનું ભૂલી જાય એટલે પછી સૂકાઈ જાય. એટલે બધામાં એ તો જોઈએ ને કંઈ.

**પ્રશ્નકર્તા :** આ પ્રશ્ન બધાનો જ છે દાદા, એમને એકલાને છે એવું નહીં, પણ આ બધાને આ જરૂરનું જ છે. મા થતાં આવડવું જોઈએ, બાપ થતાં આવડવું જોઈએ. આ તો પાયાનો જ પ્રશ્ન છે.

**દાદાશ્રી :** પણ એ કંઈથી હવે થશે, હવે કોણ કાઢશે સ્વભાવ ?

**પ્રશ્નકર્તા :** તમે કાઢો ને દાદા.

**દાદાશ્રી :** ના, હું કેમ કાઢું ?

**પ્રશ્નકર્તા :** કાઢો જ છો ને, આ શું છે ? આ સ્કૂલ જ છે ને આ. બધા આવે છે ને પૂછે ને એ ભણી જાય છે.

**દાદાશ્રી :** તે દરેક છોકરા એક કલાક આવીને આખું વિજ્ઞાન શીખી જાય. એટલે લાઈફ બહુ સરસ થઈ જાય. બીજા બધા જોડે કેમ વર્તવું ? જગત શું છે ? કોણે બનાવ્યું ? એ બધી વાસ્તવિકતા જાણે, ત્યારે ડાહ્યો થઈ જાય. આ ગૂંચવાડાના લીધે લોકો ડાહ્યા નથી. આ વાસ્તવિકતા જાણવાની કોને જરૂર કે જે કોલેજમાં ભણેલો હોય તેને માટે જરૂર છે, બીજા મજૂરોને જાણવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** મારો હજુ એ પ્રશ્ન છે કે જે કુદરતી રીતે, સાહજીક માતૃત્વનો ગુણ છે કે પિતૃત્વનો ગુણ છે, એ સાહજીક રીતે આવે અને આ બધા અવરોધો રહે નહીં, એવું જ્ઞાન કેવી રીતે લઈ શકાય ને આપી શકાય ? એવું કેમ બને એનો કંઈ આપ ઉપાય બતાવો ને ! છે સાહજીક જ અને છતાં ય અવરોધ થાય છે.

**દાદાશ્રી :** એ તો થોડા વખત પછી એવી માઓ થશે એટલે એનું જોઈને શીખશે લોકો. ઘણા ફેરે દરેક વસ્તુનું બીજ જ ઊડી ગયું હોય તે પાછું બીજ ફરી ઉત્પન્ન થાય અને પછી ચાલુ થાય. એટલે ફરી થશે ખરું.

પણ એને માટે નિમિત્ત તો જોઈએ ને ! પ્રયત્ન બહારના જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** આ તો આપ જેમ પહેલા કહેતા હતા ને કે સારા મજાના બાસમતી ચોખા, એમાં કાંકરા નાખીને પછી ખાવાના.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એના જેવી વાત છે આ.

**દાદાશ્રી :** અણસમજણ જ છે ને ! જુઓ ને કેટલું બધું સુખ છે ઘેર, પણ જોયું કોઈના મોઢા ઉપર સુખ ! આ બહાર જઈએ તો કોઈના મોઢા ઉપર સુખ દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** અહીંયા દેખાય છે, બહાર નથી દેખાતું.

**દાદાશ્રી :** અહીંયા દેખાય છે, અહીં તો મારી હાજરીમાં માયા બહાર જતી રહેલી હોય ને ! એટલે માયા વળગેલી જ ના હોય ને ! પણ બહાર સુખ દેખાતું નથી ને કોઈ જગ્યા પર !

**પ્રશ્નકર્તા :** અહીંયા તો બધાના મોંઢા ઉપર હાસ્ય હોય છે.

**દાદાશ્રી :** ... દિલ છે ને, તે દિલ બહાર છે તે આખું દિલ મુરઝાઈ ગયું છે. સાચો ધર્મ ના હોવાથી આ બધું થયું છે. ધર્મથી જ સંસાર સરસ ચાલે. છોકરાંઓ કેમ કેળવવાં તે ધર્મથી સૂઝ પડે.

# ક્વૉલિફાઈડ મા-બાપના, કહ્યા પ્રમાણે ચાલે; દાદાઈ સ્કુલમેં સર્ટિફિકેટ પા લે!

**પ્રશ્નકર્તા :** 'સર્ટિફાઈડ ફાધર-મધર'ની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** 'અન્સર્ટિફાઈડ' મા-બાપ એટલે પોતાનાં છોકરાં પોતાના કહ્યા પ્રમાણે ચાલે નહીં, પોતાનાં છોકરાં પોતાના ઉપર ભાવ રાખે નહીં, હેરાન કરે ! તે મા-બાપ 'અન્સર્ટિફાઈડ' જ કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** ક્વૉલિફાઈડ પૅરેન્ટસ થવા માટેનું ક્વૉલિફિકેશન મળે ક્યાં ?

**દાદાશ્રી :** એ તો મારી પાસે આવે તો હું એને શીખવાડી દઉં. કારણકે ભૂલ કાઢનાર હું છું ને ! કોઈ પુસ્તકમાં એવું નહીં લખ્યું કે અન્ક્વૉલિફાઈડ ફાધર્સ એન્ડ અન્ક્વૉલિફાઈડ મધર્સ. તે આ ઈન્ડિયામાં બધા પૂછવા આવે છે, અમને પોતાને સમજણ પહોંચતી નથી કે અમે અન્ક્વૉલિફાઈડ છીએ તો હવે અમારે ક્વૉલિફાઈડ કેવી રીતે થવાય ? તે સમજાવી દઈએ. એમની સાથે કેવી રીતે વર્તન રાખવું, કેવી રીતે નહીં ! આમ ગમે તેમ થઈને બેઠા છો ?! અને પાછા એમ કહે છે, હું ધણી... મૂઆ, આ તમારા વેતા જુઓ. ધણી છો તે પેલી ગાંઠતી તો છે નહીં. એનો ઑ (પ્રભાવ) પડવો જોઈએ આમ ! ધણીનો તો ઑ પડવો જોઈએ. બોલ્યા વગર ઑ પડવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ 'અન્સર્ટિફાઈડ' 'ફાધર' અને 'મધર' થઈ ગયાં છે એટલે આ 'પઝલ' ઊભું થાય છે ?

**દાદાશ્રી :** હા, નહીં તો છોકરાં આવાં હોય જ નહીં, છોકરાં કહ્યાગરાં હોય. આ તો મા-બાપ જ ઠેકાણાં વગરનાં છે. જમીન એવી છે, બીજ એવું છે, માલ રાશી છે ! ઉપરથી કહે કે 'મારાં છોકરાં મહાવીર પાકવાનાં છે !' મહાવીર તે પાકતા હશે ? મહાવીરની મા તો કેવી હોય ! બાપ વાંકા-ચૂકાં હોય તો ચાલે, પણ મા કેવી હોય !

# રાજ ચલાવતાં ન આવડ્યું ભરતને; રામે આદર્શ રાજ્ય દીધું જગતને!

રાજાને રાજ ચલાવતા ના આવડતું હોય તો પ્રજા દુઃખી થઈ જાય અને બાપને છે તે ઘર ના ચલાવતાં આવડે તો છોકરાં બગડી જાય. એટલે હાઉ ટુ ચેન્જ, એ તો આપણે ના જાણવું જોઈએ, મા–બાપે ? તે તેથી મારે લખવું પડ્યું બધાને. મને કંઈ તિરસ્કાર કરવાનું સારું લાગે ! ના સારું લાગે. પણ જરાક તો તમે ટ્રેઈન કરો (તાલીમ આપો) આમને !

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતના ટ્રેઈન કરીએ ?

**દાદાશ્રી :** તેથી જ અન્કવૉલિફાઈડ લખ્યું મેં. એ તો તમારે પૂછવાનું

જ ના હોય. એ તો આવડવું જોઈએ. રાજા થયો તો એને રાજ કરતા ના આવડતું હોય તો આમ પ્રધાનને પૂછે, હવે કેવી રીતે મારે રાજ કરવાનું ? તો આ ગાદી પરથી ઉતરી પાડે ને ! રામચંદ્રજી ત્યાં ગયા, વનમાં ગયાં સીતા લઈને. ક્યાં ગયા ? ચૌદ વર્ષ વનવાસ.

હવે સવારમાં તો ગાદી પર એ બેસવાના હતા રામચંદ્રજી. મોટા મોટા છે તે વિશ્વામિત્ર મુનિ, વશિષ્ઠ મુનિ. આવડાં આવડાં દાઢાં. તે આમ બેઠેલા બધા રાત્રે. સાડા બાર-એક વાગે જોષ કાઢો, જ્યોતિષના બધા, જ્યોતિષવાળાને બોલાવ્યા. સાડા પાંચ વાગે ગાદીએ બેસાડો રામચંદ્રજીને. બધું ડીસાઈડ થયા પછી દશરથ રાજા આમ ગયા, જ્યોતિષો એમ ગયા. પેલા બધા દાઢાવાળા આમ ગયા અને સવારમાં તો કંઈનું કંઈ થઈ ગયું. પેલું કૈકેયીએ કર્યું. કૈકેયી હતીને, તેણે શું કર્યું ?

**પ્રશ્નકર્તા :** કંઈનું કંઈ કરી નાખ્યું.

**દાદાશ્રી :** તે કૈકેયીએ દશરથ રાજાને કહ્યું, 'તમે મને વચન આપેલું, તે વચન પાળો.' તે આ રામચંદ્રજીને વનમાં જવાનું થયું.

એટલે કૈકેયીનો છોકરો ભરત, તે ખૂબ જ સિન્સિયર. ભરત રાજા રામચંદ્રજીને કહે છે કે તમે જશો તો મને ગમવાનું નથી. મને તો આ રાજ જોઈતું ય નથી ને આ.... ત્યારે કહે, ના, તું કરજે અને સારી રીતે રાજ કરજે અને આ મારી પ્રજા દુઃખી ના થાય એ જોજે. શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** પ્રજા દુઃખી ના થાય.

**દાદાશ્રી :** એટલે એણે પ્રોમિસ આપ્યું કે કોઈને દુઃખી નહીં કરું. એટલે રામચંદ્રજી વનમાં ગયા સારી રીતે, રામચંદ્રજી ને લક્ષ્મણ. અને ભરત એકલાએ રાજ કરવા માંડ્યું. એટલે ભરતે પ્રોમિસ કરેલું કે પ્રજાને દુઃખી ના કરું. એટલે એણે ધીમે ધીમે વેરા ઓછા કરવા માંડ્યા. રેવન્યુ અને તગાવી. લોકોએ લોન લીધી તે માંડવાળ કરી, અત્યારે કરે છે ને માંડવાળ ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** અત્યારે પ્રધાનો કરે છે ને માંડવાળ તે. લોનો માંડવાળ કરી નાખો. લોકો ખરાબ થાય, બગડી જાય ઉલ્ટા. લોન તો માંડવાળ કરાતી હશે ! તે આને તગાવીઓ ય બધી માંડવાળ કરાવી. રેવન્યુ ઓછું કરી નાખ્યું. તે પગાર શી રીતે લોકોને આપવા ? તો કહે, તિજોરીમાંથી કાઢી કાઢીને આપો. તિજોરી બધી બહુ હતી, સારી હતી. જબરજસ્ત હતી એની મહીં ધન હતું. તે બાર વર્ષમાં એને વાપરી ખાધું ધૂળધાણી કરીને અને લોકોએ છે તે પેલું ભરવા કરવાનું ના હોય ને રેવેન્યુ-બેવેન્યુ, તગાવી ને એ. એટલે લોકોએ દારૂ પીને સૂઈ રહેવા માંડ્યા. પેલા ખેતરોમાં વાવે જ નહીં ને. કારણ કે સરકારથી દબાણ હોય તો વાવે. કંઈ ભરવાનું હોય તો બીકના માર્યા વાવે. આણે તો બીક જ કાઢી નાખી બધાની.

પછી પોતાને ખબર નહીં એ તો ભરત રાજા બિચારાને. એ તો જાણે હું સુખી કરું છું આ બધાને. અને લોક આળસુ ને દારૂડિયાને એવા થઈ ગયા ને ખેતરોમાં ય કોરું દેખાય અને ગ્રીન બેલ્ટ હતો ને તેને બદલે સૂકો થઈ ગયો, ડ્રાય બેલ્ટ થઈ ગયો.

પછી રામચંદ્રજી જ્યારે ચૌદ વર્ષના વનવાસથી પાછા આવ્યા ત્યારે જોતા જોતા આવ્યા તો કહે, આમ કેવું ? આ ડ્રાય બેલ્ટ કેવો, આ બધું આવું ? મહીં જોતા જ ગભરાઈ ગયા. આવીને ભરત રાજાને પૂછીને કહે છે કે તે લોકોને.... કેમ આ લોકો દુઃખી થઈ ગયા છે ને કંઈ આ કશું વાવતા કરતા નથી ? ત્યારે કહે, મેં તો બહુ સુખ આપ્યું છે એમને. જુઓ તિજોરીમાં કશું રાખ્યું નથી. એ રામચંદ્રજી સમજ્યા કે આને રાજ ક્યાં મેં સોંપ્યું આ બધું ! એટલે રામચંદ્રજીએ આવીને પછી શું કર્યું ? બધે ખબર આપી દીધી કે 'બધા ચૌદ વર્ષના વેરા ભેગા પેઈડ અપ કરી જાવ અને તગાવી પાછી ભરી જાવ વ્યાજ સાથે.' આ રામ જેવા રામ બોલે છે ? ત્યારે કહે, 'હા, એ જ રામ, એ જ બોલે છે.' આ લોકોએ છે તે ખેતીવાડી કરવા માંડી અને પાછી નવી તગાવી આપવા માંડી કે અડચણ પડે તો બીજી તગાવી લઈ જાવ પણ ખેતીવાડી શરૂ કરી દો અને પાછા પૈસા ભરી જાવ. એ લોકોએ પાછી તગાવી વાળી ને લોકોએ પાછા કૂવા ખોદ્યા. નવી તગાવી લઈને અને પછી કોસ ખેંચવા માંડ્યા

પાણીના. તે કોસે કોસે બોલે, એક કોસ નીકળે મહીંથી, 'આયા રામ' કરીને એક કાંકરો મૂકવાનો. તે અત્યાર સુધીએ કાંકરો હજુ ય મૂકાય છે. આયા રામ ! એ રામ આવ્યા ત્યારે પાણી નીકળ્યું, નહીં તો નીકળત જ નહીં, હા. લીલું થઈ ગયું ત્રણ વર્ષમાં, ફર્સ્ટ કલાસ થઈ ગયું. સમજાયું ને !

જો ભરત રાજાએ ઊંધું કરી નાખ્યું ને ! એને શું ખબર પડે કે ઊંધું થઈ રહ્યું છે !

ગમી વાત આમાંની કોઈ તમને, વાત ગમી કોઈ ?

**પ્રશ્નકર્તા :** આ ગમી જાય છે, ત્યારે એની અસર થઈ જ જાય.

**દાદાશ્રી :** ઘણા લોકો છોકરાને કહે છે, 'તું મારું કહ્યું માનતો નથી.' મેં કહ્યું, 'તમારી વાણી ગમતી નથી એને. ગમે તો અસર થઈ જ જાય.' અને પેલો પપ્પો કહે છે, 'તું મારું કહ્યું માનતો નથી.' અલ્યા મૂઆ, પપ્પો થતાં તને આવડ્યું નથી. આ કળિયુગમાં દશા તો જુઓ લોકોની ! નહીં તો સત્યુગમાં કેવા ફાધર ને મધર હતા !

હું એ શીખવાડવા માંગું છું, તમે એવું બોલો કે, છોકરાને તમારી વાતમાં એને ઈન્ટરેસ્ટ પડે એટલે તમારું કહ્યું કરશે જ. તમે કહ્યુંને મને કે તમારી વાત મને ગમે છે જ. તો તમારાથી એટલું થાય.

**પ્રશ્નકર્તા :** આપની વાણીની અસર એવી થાય છે કે જે બુદ્ધિ પઝલ ઉકેલી ના શકે, તે આ વાણી ઉકેલી શકે છે.

**દાદાશ્રી :** હૃદય સ્પર્શતી વાણી. હૃદય સ્પર્શતી વાણી તો મધરલી (માતૃત્વવાળી) કહેવાય. હૃદય સ્પર્શતી વાણી જો કોઈ બાપ છોકરાને કહે એ સર્ટિફાઈડ ફાધર કહેવાય !

**પ્રશ્નકર્તા :** બહુ સહેલાઈથી નહીં માને છોકરાં !

**દાદાશ્રી :** તો હીટલરીઝમથી માને ?! એ હેલ્પફુલ નથી. હીટલરી-ઝમથી જો કરીએ તો હેલ્પફુલ નથી.

**પ્રશ્નકર્તા :** માને છે, પણ બહુ સમજાવ્યા પછી.

**દાદાશ્રી :** તો વાંધો નહીં. એ કાયદેસર કહેવાય. બહુ સમજાવવું પડે છે. એનું કારણ શું ? કે તમે પોતે સમજતા નથી. માટે વધારે સમજાવવું પડે. સમજતા માણસને એક ફેરો સમજાવવું પડે. તે આપણે ના સમજી જઈએ ?! બહુ સમજાવો છો પણ પછી સમજે છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ રસ્તો સારામાં સારો. આ તો મારી ઠોકીને સમજાવવા માંગે છે ! જેમ બાપ થઈ બેઠો, તે જાણે અત્યાર સુધી કોઈનો દુનિયામાં કોઈ દહાડો કોઈ બાપ જ નહીં હોય ! એટલે જે સમજાવીને આવું લે છે તેને મારે અન્ક્વૉલિફાઈડ નથી કહેવા.

## ન બોલાય, છોકરો નથી માનતો? નથી બાપ તરીકે છાજતો!

'બાપ થવું' એ સદ્વ્યવહાર કેવો હોવો જોઈએ ? છોકરા જોડે દાદાગીરી તો નહીં, પણ સખ્તાઈ ય ના જોઈએ, એનું નામ બાપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** છોકરાં પજવે તો ? છોકરાં પજવે તો પછી બાપે શું કરવું જોઈએ ? તો ય બાપે સખ્તાઈ નહીં રાખવાની ?

**દાદાશ્રી :** છોકરાં આ બાપને લીધે જ પજવે છે. બાપનામાં નાલાયકી હોય તો જ છોકરાં પજવે. આ દુનિયાનો કાયદો એવો ! બાપનામાં બરકત ના હોય તો છોકરાં પજવ્યા વગર રહે નહીં. વળી એ તો ન્યાય અમે તરત જ આપી દઈએ. બાપ કહે કે, 'મારા છોકરાં પજવે છે.' તો હું કહી દઉં કે તારામાં બરકત નથી. જતો રહે !

છોકરાનાં બાપ થતાં આવડતું નથી. છોકરાં શી રીતે પજવે ? ખવડાવી-પીવડાવીને મોટા કર્યાં. કુદરતી કાયદો એવો છે કે છોકરો બાપનું ના માને તો બાપનામાં બરકત નથી એમ કહેવાય. આ એનો કાયદો !

**પ્રશ્નકર્તા :** દીકરો બાપનું ના માને તો શું કરવું ?

**દાદાશ્રી :** 'આપણી ભૂલ છે' એમ માનીને મૂકી દેવાનું ! આપણી ભૂલ હોય તો જ ના માને ને ! બાપ થતાં આવડ્યું હોય, એનો છોકરો ના માને એવું હોતું હશે ? પણ બાપ થતા આવડતું જ નથી ને !

**પ્રશ્નકર્તા :** એક વાર ફાધર થઈ ગયા પછી કંઈ ગલુડીયાં છોડે ?

**દાદાશ્રી :** છોડતાં હશે ? ગલુડીયાં તો આખી જિંદગી એવા ડૉગ ને ડૉગીનને બેઉને જોયા જ કરે, કે આ ભસ ભસ કરે અને આ (ડૉગીન) બચકાં ભર ભર કર્યા કરે. ડૉગ ભસ્યા વગર રહે નહીં. પણ છેવટે દોષ પેલા ડૉગનો નીકળે. છોકરાં એના મા તરફી હોય. એટલે મેં એક જણને કહેલું, 'મોટાં થઈને આ છોકરાં તને મારશે. માટે ધણીયાણી જોડે પાંસરો રહેજે !' એ તો છોકરાં જોયા કરે તે ઘડીએ, એમનો પગ ના પહોંચે ને ત્યાં સુધી અને પગ પહોંચે એટલે તો ઓરડીમાં ઘાલીને મારે. તે એવું બન્યું હઉ લોકોને ! છોકરાએ તે દહાડાથી નિયાણું જ કરેલું હોય કે હું મોટો થાઉં કે બાપને આપું ! મારું સર્વસ્વ જજો પણ આ કાર્ય થાવ, એ નિયાણું. આ ય સમજવા જેવું છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે બધો દોષ બાપનો જ ?

**દાદાશ્રી :** બાપનો જ ! દોષ જ બાપનો. બાપનામાં બાપ થવાની બરકત ના હોય ત્યારે વહુ સામી થાય. બાપનામાં બરકત ના હોય ત્યારે જ આવું બને ને ! મારી-ઠોકીને ગાડું રાગે પાડે. ક્યાં સુધી સમાજની બીકના માર્યા રહે ?

**પ્રશ્નકર્તા :** એવું જ હોય કે બાપની ભૂલ જ હોય ?

**દાદાશ્રી :** બાપની જ ભૂલ હોય છે. એને બાપ થતાં આવડતું નથી, એટલે આ બધું ભેલાઈ ગયું. ઘરમાં જો બાપ થવું હોય તો, સ્ત્રી એની પાસે વિષયની ભીખ માંગે એવી દ્રષ્ટિ થાય ત્યારે બાપ થઈ શકે.

**પ્રશ્નકર્તા :** બાપ ઘરમાં વડીલપણું ના રાખે, બાપપણું ના રાખે તો ય એની ભૂલ ગણાય ?

**દાદાશ્રી :** તો રાગે પડી જાય.

**પ્રશ્નકર્તા :** છતાં છોકરાઓ બાપનાં કહ્યામાં રહેશે, એની ખાત્રી શું ?

**દાદાશ્રી :** ખરી ને ! આપણું કેરેક્ટર(ચારિત્ર) તો આખું જગત કેરેક્ટરવાળું.

**પ્રશ્નકર્તા :** છોકરાં છેલ્લી કોટીનાં નીકળે તેમાં બાપ શું કરે ?

**દાદાશ્રી :** મૂળ દોષ બાપનો જ. તે ભોગવે છે શાથી? આગળે ય આચાર બગડ્યા છે તેથી આ દશા થઈ છે ને ? જેનો કંટ્રોલ કોઈ અવતારમાં બગડતો નથી, તેને આવું હોય નહીં, અમે એ કહેવા માંગીએ છીએ ! પૂર્વકર્મ તો શાથી થયું ? આપણો મૂળ કંટ્રોલ નથી ત્યારે ને ! એટલે અમે આમાં, કંટ્રોલમાં માનીએ છીએ. કંટ્રોલ માનવા માટે તમારે બધા એના કાયદા સમજવા જોઈએ.

આ છોકરાંઓ અરીસો છે. છોકરાંઓ ઉપરથી ખબર પડે કે આપણામાં કેટલી ભૂલ છે !

## શીલવાન, શીલ સંસ્કારે; વાઘ પણ ત્યાં સલામો ભરે!

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે છોકરાઓ બહુ ભણેલા હોય. એટીકેટવાળા હોય ! એની બુદ્ધિ બહુ વધેલી હોય મા-બાપ કરતાં પણ વધારે, તેથી પ્રોબ્લેમ થાય છે ?

**દાદાશ્રી :** તે એ બુદ્ધિ અત્યારે વધી છે ને, એટલે આપણે સમજીને કામ લેવું જોઈએ. એવું છે, જો આપણામાં શીલ નામનો ગુણ હોય, તો વાઘ પણ ઠેકાણે રહે. તો છોકરાઓનું શું ગજું ? આપણા શીલમાં ઠેકાણું નથી તેની આ બધી ભાંજગડ છે. શીલમાં સમજી ગયા ને ?

**પ્રશ્નકર્તા :** શીલ કોને કહેવું, જરા વિસ્તારથી કહો ને, બધાને સમજાય એવું !

**દાદાશ્રી :** કિંચિત્ માત્ર દુઃખ દેવાના ભાવ ના હોય. કિંચિત્ પોતાના દુશ્મનને પણ દુઃખ દેવાના ભાવ ન હોય. એની મહીં છે તે સિન્સિયારિટી હોય, મોરાલિટી હોય. બધા જ ગુણો ભેગા થાય. કિંચિત્ માત્ર હિંસક ભાવ ના હોય. ત્યારે 'શીલ' કહેવાય. ત્યાં વાઘ ઠંડો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એવું તો ક્યાંથી લાવે આજકાલનાં મા-બાપ ?

**દાદાશ્રી :** તો પણ થોડા-ઘણાં, એમાંથી આપણે પચ્ચીસ ટકા જોઈએ કે ના જોઈએ ? પણ આપણે આ કાળને લઈને સાવ આઈસ્ક્રીમની ડીશો ખાધા કરે એવા થઈ ગયા છે.

## જ્ઞાની કંડારે મૂર્તિ! ફાધરોને આપે પૂર્તિ!

**પ્રશ્નકર્તા :** ફાધરનું કેવું ચારિત્ર હોવું જોઈએ ?

**દાદાશ્રી :** છોકરા રોજ કહે કે પપ્પાજી અમને બહાર નથી ગમતું. તમારી જોડે જ બહુ ગમે છે એવું ચારિત્ર હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ તો ઊંધું, બાપ ઘરમાં હોય તો છોકરો બહાર જાય અને બાપ બહાર જાય તો છોકરો ઘરમાં હોય.

**દાદાશ્રી :** છોકરાને ગમે નહીં પપ્પાજી વગર.

**પ્રશ્નકર્તા :** તો એવું થવા માટે શું કરવું, પપ્પાએ ?

**દાદાશ્રી :** હવે મને છોકરા મળે છે ને તે છોકરાને ગમતું નથી મારા વગર. ઘૈડા મળે છે તે ઘૈડાઓને ય ગમતું નથી મારા વગર. જુવાન મળે છે તે જુવાનને ય ગમતું નથી મારા વગર.

**પ્રશ્નકર્તા :** અમારે તમારા જેવું જ થવું છે.

**દાદાશ્રી :** હા, પણ એ તો તમે આ મારા જેવું નકલ કરો તો થઈ જાય. આપણે કહીએ, 'પેપ્સી લાવો.' તો કહેશે, 'નથી.' તો ય કંઈ વાંધો નહીં, પાણી લઈ આવો. આ તો કહેશે, 'કેમ લાવીને રાખી નહીં ?' એ ડખો કર્યો પાછો. અમને તો બપોરે જમવાનો ટાઈમ થયો હોય અને કહેશે, 'આજ તો જમવાનું કર્યું નથી.' હું કહું

કે 'ભઈ બરોબર, સારું કર્યું. લાય જરા પાણી-બાણી પી લઈએ, બસ.' તમે કેમ નથી કર્યું ? એ ફોજદાર થઈ ગયો. ફોજદાર થઈ જાય ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આખો દિવસ કામ કરીને તમે આવ્યા હો અને સાંજે ખાવાનું ના મળે, બરોબર ભૂખ લાગી હોય તો શું કરો તમે ?

**દાદાશ્રી :** 'ભોગવે એની ભૂલ.'

**પ્રશ્નકર્તા :** બેઉ બાજુથી માર પડે ને !

**દાદાશ્રી :** બેઉ બાજુ માર જ છે. આ જગત ખોટું છે બધું. તમારો હિસાબ આવીને હાજર રહેશે. તમે ના કહેશો તો ય ટેબલ ઉપર હશે. તમે કહો, આ બધું ના બનાવશો. તો ય એ હાજર થયા કરે. મારે કેટલી ચીજ હાજર થાય છે. તે મારે પણ ના પાડ-પાડ કરવું પડે છે. આ કહેશે, રસ લાવું, કેરી લાવું. અલ્યા ભઈ, મારે નથી જરૂર આની ! કેટલી ચીજો હાજર કરે. તેમાં પણ મને તો જરૂર ના હોય. મને શું ચીજ હાજર નહીં કરતા હોય લોકો ? તમને શું લાગે છે ? જમતી વખતે, બધી વખતે શું હાજર નહીં કરતા હોય લોકો ? તે અમારે જરૂર નહીં કોઈ જાતની. તેમ તિરસ્કારે ય નહીં. તમે મૂક્યું જરાક કકડો લઈ લઈએ. તમે બહુ કહો તો ના ખાવું હોય તો ય કકડો લઈ લઈએ. તમે કડવું આપો તો ય પી જ લઈએ. થોડું પીએ. આપણે તો એડજસ્ટ થઈ જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, આ તમે જે વાત કરી કે તમને કડવું આપ્યું હોય તો ય તમે થોડુંક લઈ લો. હવે અમને કડવું ના ભાવતું હોય તો કેમનું લઈએ ? એટલે પેલું જે લાઈકીંગ ઉપર જાય એની વાત કરીએ છીએ હવે આપણે.

**દાદાશ્રી :** પણ 'ના' શબ્દ તો કાઢી નાખજો ડિક્ષનરીમાંથી. એ 'ના'થી જ આ જગત ઊભું રહ્યું છે. ના કહેવાથી જ લોકો છે તે ક્લેઈમ માંડે છે. 'હા' લાવો. પછી મોઢામાં મૂકીને 'થું' કર્યું હોય તો ય થાય, વાંધો નહીં ! પણ એને ઈન્સલ્ટ નહીં કરો. અમે તો કેટલાક ફેરા, 'દાદા પ્રસાદ લો', તે લઈ લઉં અને મગફળીને એ

હોય તો ગજવામાં મૂકું. તે પછી પાછું બહાર નીકળું ત્યારે કોઈકને આપી દઉં. પણ ઈન્સલ્ટ નહીં કરવાનું. કારણકે 'વ્યવસ્થિત'ના આધારે એ તો મને કહ્યું કે લ્યો.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને તમે તો ડખો કર્યા વગર રહો નહીં. ડખો નહીં કરો. વ્યવસ્થિત છે આ બધું જગત. જે બને છે એ વ્યવસ્થિત. થાય છે એ વ્યવસ્થિત. વ્યવસ્થિત નહીં લાગતું !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** અને કરે છે એ ય 'વ્યવસ્થિત' છે. કોને વઢશો ? છોકરાને, વહુને ? કોઈને વઢવા જેવું જગત છે ?! અમે તો ક્લિઅર કટ બધી જોગ્રોફી આપી છે બધી. બિલકુલ ક્લિઅર કટ. જેમ જેમ ક્લિઅરન્સ સમજાતું જશે. તેમ તેમ ઓર આનંદ ને ઓર વાત સમજાશે. કહું છું ને અમને ટ્વેન્ટી સેવન યર્સથી ટેન્શન થયું નથી બોલો, સિન્સ ટ્વેન્ટી સેવન યર્સ ! તો તમે આ દશાની ભક્તિ કરો છો તે તમે ય એવા થઈ જવાના. જેને ભજે તેને પુરું પામે. જેનું નિદિધ્યાસન કરે તે રૂપ થાય. અન્સર્ટિફાઈડને લીધે આ દશા થઈ છે આપણી. હવે એક કાળ એવો આવશે કે સર્ટિફાઈડ આવશે. આ તો આપણે એને ટૈડકાવવા માટે શબ્દ બોલતા નથી. એ શબ્દ નીકળવાથી શબ્દ કામ કરે છે.

## છાસીયામાંથી સો ટચ બનાવે દાદા! તપવે સોનાને, પણ અંતે ફાયદા!

આ હવે આપણા મહાત્માઓ ડાહ્યા થવાના. જ્ઞાન લીધું તેથી છોકરાં સારાં થવાનાં, ડાહ્યા થવાનાં. કારણકે માઈલ્ડપણું આવે, સ્ટંટ ના હોય. પેલાં તો સ્ટંટ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધેલાં મા-બાપો 'સર્ટિફાઈડ મા-બાપો' કહેવાશે.

**દાદાશ્રી :** થશે ને ! ના કેમ કહેવાય ? તમારો છોકરો સર્ટિફાઈડ થઈ ગયો, તે ઉપરથી ના સમજીએ કે મા–બાપ સર્ટિફાઈડ થઈ ગયાં છે ? છોકરાં સર્ટિફાઈડ થઈ ગયાં !

**પ્રશ્નકર્તા :** દાદા, આ એક જ જગ્યા એવી જોઈ કે જ્યાં યોગ્યતા પૂછવામાં આવતી નથી. નહીં તો બીજે બધે ઠેકાણે પૂછે કે તમારો શું માલ છે, તમારામાં શી યોગ્યતા છે, ત્યાર પછી પેસવા દે અને આપની પાસે તો બધાં છાસિયા સોના જ અમે આવ્યા. તે આપે કોઈ દહાડો પૂછ્યું નથી કે આ છાસિયું છે તારું. આપ ચોક્સી એટલે તો છાસીયુંને ચોખ્ખું કરી આપો છો !

**દાદાશ્રી :** હા, કારણકે હું જાણું ને, કે કશા ય માલ વગરના છે આ લોક. એને પૂછીએ તો આપણી જોખમદારી. સામાની આબરૂ લીધા બરોબર ને ! જેની પાસે લક્ષ્મી ના હોય એને આપણે કહીએ, કેટલી લક્ષ્મી છે તમારી પાસે ? તે ઊલટું શરમમાં મૂકવા જેવું. એવું કેમ પૂછાય આપણાથી ? આપણે કહીએ, બા, સુખી છું ? બસ બા. એ તો આમાં માલ કશો ય નહોતો, આ તો બધો. આ દુનિયા માલ વગરની થઈ ગયેલી છે અત્યારે તો. આ તો વ્યવસ્થિત ચલાવ્યા કરે છે ગાડાં.

નહીં તો કોઈ અવતારમાં, કોઈ કાળમાં ય છે તે જ્ઞાની પુરુષે આવો ચાબખો નહીં માર્યો હોય કે અન્ક્વૉલિફાઈડ ફાધર્સ એન્ડ અન્ક્વૉલિફાઈડ મધર્સ. આવો ચાબખો તો કોઈએ માર્યો જ નથી. કારણકે એવું જ આ બધું થઈ ગયું છે. હવે ક્વૉલિફિકેશન એટલે એ લેવાનું નથી. પણ સામાન્ય બુદ્ધિ હોવી જોઈએ કે ના હોવી જોઈએ. બાપ થવાની સામાન્ય બુદ્ધિ હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? કોઈએ માર મારેલો જ નહિ ને ! માર મારવામાં કંઈ ફાયદો ? તમને લાગ્યું કે લોકો વાંચશે, ત્યારે સમજાશે કે આ ભૂલ તો ખરી, આ છોકરાંને કેળવતાં આવડતું નથી. હા, બીજાં બધાં લોકને છે તે કેળવવાં ના પડે. બીજાં દેવલોકોને કે બીજાં લોકોને કે આ જાનવરોનાં છોકરાંને કોઈને કેળવવાં ના પડે. એ સહજ કેળવાયેલાં હોય. આમને જ કેળવવા પડે. કેળવવા માટે પોતે કેળવાવું જોઈએ. જોખમદારી છે એ તો બધી. 'અન્ક્વૉલિફાઈડ ફાધર્સ' એ તો બોલવું, કંઈ જેવી તેવી વાત છે ? આ

દુનિયામાં કોઈ પણ રોગ એવો નથી કે જેની દવા ના હોય. ડૉક્ટરો ય કહે, આ તો કેવો થઈ ગયો પેલો ? કષ્ટ સાધ્ય ?

**પ્રશ્નકર્તા :** ક્રોનિક થઈ ગયો છે.

**દાદાશ્રી :** ડૉક્ટરો કહે, ક્રોનિક. પણ ક્રોનિકની દવા છે. ફક્ત એની પુણ્યૈ કાચી પડી છે તેથી ભેગું થતું નથી. બાકી, અમથા કોઈક એવા પુરુષના હાથ અડે તો મટી જાય બધું. અગર તો ચપટી દવા આપે ને, તો ય મટી

જાય. બધી ચીજ છે જગતમાં. કશું નથી એવું નથી. ફક્ત એની પુણ્યૈ કાચી પડે છે.

એટલે એના ઉપાય જાણવા પડે એમ. અને ના જાણે ત્યાં સુધી ફાધર થવાનું બંધ રાખતા હોય તો શું ખોટું ? એ તો અન્સર્ટિફાઈડમાં ગણાશે.

**પ્રશ્નકર્તા :** એટલે બધા દાદા, અન્સર્ટિફાઈડ જ છે !

**દાદાશ્રી :** પણ એવું કહેવું પડે ને !

**પ્રશ્નકર્તા :** ખુલ્લું તો પાડવું પડે.

**દાદાશ્રી :** જે સાચા છે તે તો પકડશે ને ! જેને એમ ખાતરી છે કે ભઈ, આપણે એવા નથી તો એને લાગતું નથી. જેને છે એવા તે પકડી જ લે છે ને, તરત ? એવું છે ને, ચોખ્ખું કોઈ બોલનાર નીકળે નહીં. કારણકે આખા જગતમાં કોણ ચોખ્ખું કહી શકે ? નિર્ભય થયેલા હોય એવા 'જ્ઞાની પુરુષ', જેને કોઈ ચીજનો ભય ના હોય, જેને ભગવાન વશ થઈ ગયેલા હોય. ભગવાન જેને ચૌદલોકનો નાથ વશ થયેલો હોય, એ બધું બોલી શકે ફાવે એવું. બીજા કોઈનું ગજું જ નહીં ને ! શું છોકરાને કરશો ? કહો હવે ! તે રાખવાના, પટાવવાના ! માથા હારે જડ્યાં છે ને, લખેલાં છે.

**પ્રશ્નકર્તા :** માંગેલા જ છે દાદા. એ તો આગળથી માંગેલા જ છે.

**દાદાશ્રી :** હા. એટલે સમજીને જ આપણે કામ કરવું. કાઢી મેલે તો પોસાતું નથી.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મસ્વરૂપ થઈ ગયેલા દાદા, આ કઈ કરુણા છે ? આવી વાતોમાં પણ સમય આપે છે.

**દાદાશ્રી :** હા, સમય આપે ને પણ ! આપવો જ જોઈએ. નહીં તો લોકો આ મૂંઝામણમાંથી કેમ નીકળે તે ?! કેટલી મૂંઝામણ હશે ? એટલે આખો દા'ડો આ જ

કારુણ્યતા વપરાય છે ને અને ત્યારે પેલો ગૂંચામણમાંથી નીકળે તો આ જ્ઞાનને પામે ને તો જ રસ્તે ચઢે. નહીં તો ચઢે શી રીતે તે ?

કંઈક આમાં મૂંઝામણ નીકળશે ને, મારી જોડે બેસશો તો ? તમને ખાતરી થઈ ગઈ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** નીકળે પછી મૂંઝામણ. કારણકે અમારું વચનબળ હોય. શબ્દ હાજર થાય તે ઘડીએ. માટે છોકરો ગાંડાઘેલો હોય કે એવું તેવું હોય તો કંટાળ્યે ના ફાવે. એ તો આપણે લમણે લખેલો છે.

**પ્રશ્નકર્તા :** લમણે લખેલો એ સ્વીકારીને રહીએ તો ચાલે.

**દાદાશ્રી :** સ્વીકારી લઈને કામ આગળ ચલાવવું પડે. આપણો જ હિસાબ આ. કંઈ પારકો હિસાબ નથી અને તે લમણે લખેલા પાછાં. મેં જાણ્યું કે આ કાળમાં આવું 'અન્સર્ટિફાઈડ ફાધર્સ ને અન્સર્ટિફાઈડ મધર્સ' શા હારું લખાઈ ગયું હશે ? હું ય વિચાર કરતો હતો કે આવા કંઈ શબ્દ બોલાતા હશે ? એક-બે જણે મને કહ્યું ય હતું કે 'આવું આવું લખ્યું ?' મેં કહ્યું, 'હા, લખ્યું.' એવા ફાધર છે તે ખબર પડી જશે.

# (૫) સમજાવવાથી સુધરે સુપુત્રો

## છોડને તે વઢીને ઉછેરાય? પ્રેમથી પાણો પણ પીઘળાય!

**પ્રશ્નકર્તા :** આપણને એમ થતું હોય કે આનું ભલું થાય છે તો એને ટોકટોક કરીએ, તો એ નહીં સારુંને ? કોઈને વઢીએ, ટોકીએ, એનાં સારા માટે તો એ કરવું કે નહીં ?

**દાદાશ્રી :** ના, એ તો આપણા હાથમાં નહીંને. એ તો ટોકાય, એ કરવા જેવી વસ્તુ નહીં, પણ ટોકાય તે આપણે જોયા કરવાનું. આપણે ના કરવું હોય તો ય થઈ

જાય એ તો. ના વઢવું હોય તો ય વઢી જવાય. એટલે એ આપણે જોયા કરવાનું કે આમ ન હોવું ઘટે, એવું આપણે મનમાં અભિપ્રાય રહેવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** હં, કે આમ નહીં કરવું.

**દાદાશ્રી :** આમ હોવું ઘટે નહીં એવો આપણો અભિપ્રાય ફેર થયો એટલે આપણે છૂટા. આપણી જવાબદારી નહીં પછી.

**પ્રશ્નકર્તા :** મૌનવ્રત લઈએ તો કેવું ? મૌન લઈએ તો, બોલવું જ નહીં.

**દાદાશ્રી :** એ મૌન આપણા હાથની વાત નથીને. મૌન થાય તો સારી વાત છે અને ના થાય તો આવી રીતે કરવું.

**પ્રશ્નકર્તા :** મૌન રાખવાથી સામા માણસમાં ફેર પડે ?

**દાદાશ્રી :** પડે.

**પ્રશ્નકર્તા :** વઢવા કરતાં વધારે પડે ?

**દાદાશ્રી :** હા, ઘણો ફેર પડે, મૌન બહુ કામ કરે.

**પ્રશ્નકર્તા :** કોઈને શીખવાડવાનું હોય તો પછી મૌનથી કેવી રીતે શીખવાડાય ?

**દાદાશ્રી :** ના, એ શીખી જવાય, એમ ને એમ આવડે. શીખવાડીને બગડે છે ઉલ્ટું આ તો. અહીં બધું જ્ઞાન છે, આપણે મૌન રહીએને તો એને જ્ઞાન પહોંચી વળે. એ જ્ઞાન છે જ એને, છોકરાઓને ય જ્ઞાન છે, છતાં બોલાય છે તે આપણે જોયા કરવું.

આ કચકચ કર્યા કરતાં મૌન કેળવવું સારું, ના બોલવું સારું. સુધારવા કરતાં બગડે, માટે અક્ષરે ય ન કહેવાય. બગડે એની જવાબદારી આપણી. સમજાય એવી વાત છે આ ?

**પ્રશ્નકર્તા :** હા, સમજાય એવી વાત છે, દાદા.

**દાદાશ્રી :** જરા ય છોકરાને કહેવાય નહીં. કારણ કે છોકરું જ્ઞાન લીધેલું નથી અને તરત જ એને લાગે કે અવળું બોલે છે. હું કહું, ત્યારે અવળું બોલે છે એવું ના કહે, હું મારીને કહું તો ય ! કારણ કે એને વિશ્વાસ બેઠો હોય, મારા વાક્યોથી. એ તમારું તો વાક્ય તમને જ સમજણ પડતી ના હોય ત્યાં આગળ ! મફતમાં બાપ થઈને બેઠો !! એટલી મારી વાત સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** એટલે આ મા-બાપ કહે છે મારાં છોકરાં સુધરે, મૂઆ શેના સુધરે પણ ? અન્કવૉલિફાઈડ ફાધર્સ. છોકરાં વધારે બગડે છે. એનું કારણ એના મા-બાપને લીધે.

આ તો જ્ઞાન લીધા પછી ડાહ્યા થાય થોડા. હવે થોડું ડહાપણ આવે કે ના આવે !

**પ્રશ્નકર્તા :** હા, આવે દાદા.

**દાદાશ્રી :** તમે હિસાબ કાઢોને, તમને નાનપણમાં વઢતા હોય કોઈ તો મહીં કશી અસર થતી હતી ? શું થતું હતું ?

**પ્રશ્નકર્તા :** ખોટું કરીએ છીએ એવું લાગે. મને ખબર પડી જતી કે હું ખોટું કરી રહ્યો છું. બેનો કહે છે કે અમને એવું લાગતું હતું કે આ બધા અમને વગર કામના લઢ લઢ કરે છે.

**દાદાશ્રી :** હં, બધાને એમ જ લાગે. બહુ લઢે ત્યારે....

**પ્રશ્નકર્તા :** લાગે, દાદા. એમ લાગે કે મારી ભૂલ છે.

**દાદાશ્રી :** કો'ક ફેરો લાગે. રોજ એમ કરે તો 'નકામા આ કચકચ કર્યા કરે છે' એમ માને. અને તમારા છોકરાં શું કહે, આ ડબલ કચકચ કરી રહ્યા છે, આ

નકામા, યુઝલેસ ! એને પૂછીએ કે તારા ઘરમાં સાત માણસ છે એમાં નંબર, તારા ફાધરનો નંબર ? ત્યારે સેવન્થ નંબર. આ તારું પૂરું કરે છે. ઘરનું બધું કરે છે. એ એનો નંબર ના લાગે. આવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને, દાદા.

**દાદાશ્રી :** એ એવું જ થયેલું.

છોકરાઓ ન્યાયાધીશનું કામ કરે છે. એટલે છોકરાંઓને હું પૂછું, મેં કહ્યું, તારા ઘરમાં કોનો પહેલો નંબર લાગે ? ત્યારે કહે, ઘરમાં સાત માણસ હોય ને, 'મારા મોટાભાઈનો નંબર પહેલો લાગે.' ચાલો, પછી બીજો ? ત્યારે કહે, 'મારી નાની બેનનો.' અને બધાં નંબર કહી આપે. 'પછી તારી મમ્મીનો ?' ત્યારે કહે, મમ્મીનો પાંચમો નંબર. છ જણ હોય તેમાં. 'તેમાં છઠ્ઠો કોનો ? ત્યારે કહે, 'છઠ્ઠો મારો.' 'સાતમો કોનો ?' 'મારા પપ્પાનો.' મેર ગાંડીયા, તારા પપ્પાએ મહેનત કરી અને તારા હારું આખી ઢીંગલી લઈ આવ્યા, ને મૂઆ આવો સાતમો ?! લે ! જજમેન્ટ આપેલું, કહે છે. મેં બધું પૂછી લીધું. છોકરાં બધાંને, ઘણાં ખરાં છોકરાં પપ્પાને છેલ્લો નંબર મૂકે છે. બાપો છોકરા ઉપર રોફ મારે એટલે એમનાં હૃદયમાં નીકળે નહીં

ને, પછી શું થાય ? 'મારાં પપ્પા સાતમો નંબર' બોલે. રોફ રાખીને આબરૂ બગડી, તેનાં કરતાં રોફ ના રાખવો એ શું ખોટું ?

શાથી સાતમો એમ કહે છે ? તમે વધારે ભાવ બગાડતા હોય એની ઉપર, ત્યારે જેટલો ભાવ વધારે બગાડેને એટલો ધક્કો વાગે પેલો. એટલે ગુસ્સો ય ત્યાં કરે. એટલે પેલાને નંબર ઉતરી જાય. પેલા બાપના મનમાં એમ થાય કે હું આટલું ભાવ કરું તો ય મારો નંબર સાતમો આવે ? અલ્યા મૂઆ, આ ન હોય ભાવ તારો. ભાવ તો આ દાદા કરે છે. કશું આપતા નથી, લેતા નથી. તો ય છે તે પેલો કહે છે, 'ના, દાદા સારા છે.' કહે કે ના કહે ? કારણ કે જગત એવું ખોળે છે કે વીતરાગ થાવ. રાગદ્વેષ શેના કરો છો ?

**પ્રશ્નકર્તા :** છોકરાઓ ઊંધા રસ્તે જાય છે એવું આપણને ખબર પડે, કે આ જે રસ્તે ચાલી રહ્યા છે એ રસ્તો ખરાબ છે અને એમને એ જ રસ્તો ચાલુ રાખવો હોય તો શું કરવું પડે ?

**દાદાશ્રી :** કકળાટ કરવાથી વધારે બગડ્યા ઊલટાં, જે હતા ને તેના કરતાં ! બહુ કકળાટ કરીએને, તો નાસી જાય ઘરમાંથી. અને નાસી ગયા પછી પેપરમાં છપાવે, 'તું જ્યાં હોય ત્યાંથી પાછો આવજે, અમે તો આમ.... તારી મમ્મી રડે છે, એમ તેમ.' મેર ચક્કર, મૂઆ નાસી ગયેલા ને બોલાવો છો શું કરવા તે !? એ સુધારવાનો રસ્તો છે ?

આ તો સડી ગયું, ત્યારે એમને ખબર પડી કે બગડ્યો, એમને સુધારો. સુધરે એ રસ્તો છે પાછો. છોકરા હજુ સુધરે એવા છે, સરસ છે છોકરાઓ.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે પણ ?

**દાદાશ્રી :** પણ જ્ઞાન લીધું એ તો સુધરી શકે. પોતાની પ્રકૃતિને કંટ્રોલમાં રાખી શકે આમ ! ના રાખી શકે ?

**પ્રશ્નકર્તા :** રાખી શકે, દાદા.

**દાદાશ્રી :** એટલે બોલાવીને પછી હાથ ફેરવવાનો. એને પૂછવું, તમને કેવું લાગે છે, આ બરોબર છે ? એની પાસે ન્યાય જ્યારે કરાવીએ ને તો કહે, 'ના, એ બરોબર નથી.' એટલે એને ખાતરી થવી જોઈએ. એને શ્રદ્ધા બેસવી જોઈએ કે 'આ બરોબર નથી.' અને તમે કહેશો તો એનો અહંકાર જાગશે. કારણકે તમારા શબ્દોમાં બરકત નથી. એમાં વચનબળ નથી. એટલે એનો અહંકાર જાગ્રત થશે કે આ ખોટું ખોટું કહ્યા કરે છે. ઉલ્ટો મહીં વિચાર કરે, 'જાવ એમ કરીશ જ !' આપણે કહીએ કે ના કરીશ, ત્યારે એ ભઈ ઉલ્ટું કરે. 'કરીશ, જાવ થાય એ કરો.' એ વધારે બગાડે છે ઊલટાં ! છોકરાઓ ધૂળધાણી કરી નાખે છે. આ ઈન્ડિયનો એને જીવતાં નહીં આવડ્યું ! આ બાપ થતાં આવડ્યું નહીં અને બાપ થઈ બેઠા છે. એટલે જેમ તેમ મારે સમજાવવા પડે છે, પુસ્તકો મારે બહાર પાડવા પડે છે. એટલે આપણું જ્ઞાન લીધેલું છે, એ તો સરસ છોકરાં બનાવી શકે. બેસાડીને, હાથ ફેરવીને એને પૂછ કે 'ભઈ, તને નથી લાગતું આ ભૂલ થઈ એવું !'

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં પેલું બાપપણાનો અહંકાર આગળ આવેને !

**દાદાશ્રી :** હવે ખરો અહંકાર તો જતો રહ્યો છે, હવે આ મડદાલ અહંકારને શું કરવાનો ?

**પ્રશ્નકર્તા :** હવે તો બહુ એમ કે બધા અહીંના ધોળિયાં છોકરાઓ જેવાં કપડાં એવાં જ જોઈએ. જીદ કરે અને પછી આપણે લાવી આપવાં જ પડે, અને પછી એવું થાય કે આ છોકરાઓ બગડે છે.

**દાદાશ્રી :** પેલું ભણવા એની જોડે મોકલ્યા, એટલે એની ઈચ્છા થાય. પણ પછી આપણે એને સમજણ પાડીએ, કે આપણે કોણ ! કંઈ નાતના ! ત્યારે એ પાછો ફરી જાય.

**પ્રશ્નકર્તા :** એ લોકોને સમજવું જ નથી હોતું.

**દાદાશ્રી :** બધી તૈયારી હોય છે. હું પૂછી જોઉં છોડીઓને અમેરિકા ભણતી કે 'તમારે અમેરિકન જોડે પૈણવું છે ?' ના, બા. એટલે મન પાછું પડી જાય. ત્યાં પેહું

હોય તો ય. મેં કહ્યું, 'તમારે દક્ષિણ ભારતવાળી જોડે ?' ના. એમ કરતાં કરતા એની જગ્યા ઉપર લાવી દઉં.

**પ્રશ્નકર્તા :** એ દાદાનો સિદ્ધાંત જબરો છે કે પહેલાં પૂછે કે તમારે અમેરિકન જોડે પરણવું ? ત્યારે કહે, 'ના.' એમ કહેતાં દાદા છેલ્લે નાત ઉપર લાવીને મૂકી દે છે.

**દાદાશ્રી :** એટલે આમ રસ્તો ખોળવો જોઈએ. પોતાનું સુધારતા નહીં આવડ્યું, તો આ બીજાને શું સુધારે તે ?! આ તો પૂર્વજન્મની કમાણીને લીધે બૈરી મળી, નહીં તો બૈરી ય ના મળે. કાયદેસર ગુણાકાર ગણવાના હોય કે આ લાયક છે ભઈ ? ત્યારે કહે, આ તો પૂર્વજન્મની પુણ્યૈ, તે બૈરીને ભાયડો મળે. આ પૂર્વજન્મની પુણ્યૈને લીધે ભેગું થયું બધું. તમને કંઈ નથી લાગતું એવું ?

**પ્રશ્નકર્તા :** લાગે છે ને !

**દાદાશ્રી :** કારણ કે મા-બાપે એવા સંસ્કાર આપ્યા નથી તમને બધાને કે જે તમે મા-બાપ થઈ શકો. હવે એ તો બધું થવાનું હતું તે થઈ ગયું. પણ આપણે હવે એ ભૂલ સુધારવીને ! આપણા મા-બાપોને બ્લેઈમ કર્યા કરતાં આપણે સુધારી નાખીએ એ શું ખોટું !

**પ્રશ્નકર્તા :** બરોબર છે !

**દાદાશ્રી :** કોઈ પણ વસ્તુને બ્લેઈમ કરવું, એ તો ખોટું જ છે. છોકરાને એક શબ્દે ય બોલાય નહીં. પ્રેમથી રહેવાનું, નહીં તો પેલા સુધરે નહીં, ને ટાઈમ નકામો જાય અને કકળાટ આખો દહાડો ઘરમાં રહ્યા કરે. પાછી ઈન્ડિયન ફિલોસોફી કેવી હોય છે, એક જણ વઢવા તૈયાર થાય ત્યારે પેલો ઉપરાણું લે. એટલે પેલું સુધરતું હોય તો ય સુધરવાનું તો કંઈ ગયું, છોકરો એમ જાણે કે 'મમ્મી સારી છે અને પપ્પા ખરાબ છે. મારીશ મોટો થઈશ ત્યારે.' તે એવું નક્કી કરે પાછું, મહીં શું નક્કી કરે ?

**પ્રશ્નકર્તા :** તે વખતે કોનો વાંક કહેવાય. દાદા ?

**દાદાશ્રી :** ભોગવે એનો. એના ફાધરનો જ ને ! વાંક તો પૂછવાનો વખત જ ના આવે એવું રાખ્યું છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. 'ભોગવે એની ભૂલ'. એ છોકરાંઓ, મા અને બાપમાંથી, ધારો કે એમને ખબર પડી કે મા આપણું સાંભળે છે,આપણને જે જોઈએ છે, કરીએ છે, તે મા તરફથી આપણને મળી જાય છે. એટલે છોકરાઓ પછી સાયકોલોજી 'રીડ'(વાંચીને) કરીને માને હાથમાં રાખે, મીઠું, મીઠું બોલીને પોતાનું કામ કઢાવે. તો માને પેલી ખબર ના પડતી હોય, બાપને ખબર પડે.

**દાદાશ્રી :** એવું બને. છોકરાઓ મમ્મીને સમજાવીને કામ કાઢી લે. એક છોકરો એના ભઈબંધને કહેતો હતો, કે મારી મમ્મીને સમજાવીને હું લઈ આવીશ. ના, છોકરો મમ્મીને સમજાવે ત્યાંથી ના સમજીએ કે મમ્મી થવા લાયક છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા, છોકરાઓ આપસ આપસમાં કહેતા જ હોય છે, એ તો હું મમ્મીને કહીને કરી લઈશ, બધું થઈ જશે. મમ્મી મારા પપ્પાને પટાવી દેશે.

**દાદાશ્રી :** શું થાય હવે ? આને કંઈ કાઢી મેલાય અહીં આવ્યા છે તો !

**પ્રશ્નકર્તા :** હું આવું જ કરતો હતો. કે મારે બહાર જવું હોય અને હું બહાર જતો હોઉં, તો હું પૂછું કે હું જઉં બહાર ? તો એ લોકો ના પાડી દે તરત જ. એટલે પછી હું શું કરું કે હું એમ કહું કે હું બહાર જઉં છું. એટલે પેલા પૂછે તો કેટલા વાગે આવીશ પાછો ? એટલે આવી સાયકોલોજી હું બહુ વાપરતો.

**દાદાશ્રી :** છોકરાં મૂર્ખ બનાવે છે. બાપને બાપ થતાં... મા-બાપ થતાં ના આવડ્યું ત્યારે જ ને ! હિન્દુસ્તાનના છોકરાઓ કેવા ડાહ્યા હોય ! આવું ને આવું રાખશો કે સુધારશો ?

**પ્રશ્નકર્તા :** સુધારવાનું.

**દાદાશ્રી :** તમારે કંઈ છોકરા છે ? કેટલાં છોકરાં છે ?

**પ્રશ્નકર્તા :** બે. એક છોકરો ને એક છોકરી.

**દાદાશ્રી :** બે જ આખી વસ્તી ! તે એમાં તો શું મોટી નિશાળ છે

તે તને શીખવાડવાનું ! એ તો છોકરા રમતાં રમતાં શીખે.

**પ્રશ્નકર્તા :** દાદા, પહેલાં પાછલા જમાનામાં તો દસ-દસ છોકરાં હતાં ને, તો મા-બાપની જોડે કંઈ ખટપટ ન્હોતી, આ તો એક હોયને તો ઉપાધિ મોટી.

**દાદાશ્રી :** અરે, દસ-દસ ને બાર-બાર ! એ પડોશી કહે કે તમારા કુરકુરિયાં બધાં અમારા ઘરમાં પેસી જાય છે. પાછા કો'કને ત્યાં વધારે હોય તો આપણે પૂછીએ આટલા બધા છોકરાં એક બઈને જન્મ્યા ? ના, આગળ તેના ત્રણ હતા, આના બીજા અગિયાર. જો ત્યારે કુરકુરિયાં કેટલાં બધાં છે !

તમારે તો બે જ છે ! એ ય સુધારતાં ના આવડ્યું તમને ? બેન તને ય સુધારતાં ના આવડ્યું ? આપણને સુધારતાં ના આવડે તો એને બગાડવા કરતાં હોસ્ટેલમાં મૂકી દેવું.

છોકરાં બગડી જાય પછી છોકરાં સુધારો, એનો શો અર્થ છે ? તમારે કશું સુધારવા માટે વઢવાનું નહીં. છોકરાને વઢવાનું હોતું હશે ? આ છોડવાને વઢીએ બહાર ? કેમ સારાં થતાં નથી ? પરમ દહાડે ફૂલ હતું ને આજે કેમ ના આવ્યું ? વઢવા કરવાનું છોકરાને નહીં. છોકરાને તો આપણે કરી બતાવો. એ શું કહે છે ? કશું કરી બતાવો.

## આત્મજ્ઞાન સાથે ખપે વ્યવહાર જ્ઞાન! શાંતિ માટે બન્યું તે વ્યવસ્થિત જાણ!

આ જ્ઞાન જ બધું કામ કરે, બીજું કોઈ કરતું નથી. જ્ઞાન જ કામ કરે. જ્ઞાન જ જાણવાની જરૂર છે. પેલુ જ્ઞાન તો મળી ગયું. 'હું કોણ છું ?' એ જ્ઞાન તો મળી

ગયું. પણ જો આ વ્યવહારિક જ્ઞાનનું જો બધું જાણવાનું મળે પછી ડખો રહે નહીં કોઈ જાતનો.

બધા સંજોગો ભેગા થઈને બાબો એક કાર્ય કરતો હોય ત્યાં આપણે એની ઉપર ચિઢાયા કરીએ, એને ધીબ ધીબ કરીએ, એનો શું મિનીંગ છે તે ? કારણ કે ગયા અવતારમાં પુરુષાર્થ કર્યો હોય, તે અવળો કર્યો હોય

તેને લઈને આ પરિણામ આવ્યા. તેને આપણે કહેવાય કે કેમ આ બગાડ્યું ? ના, અત્યારે ભાવ બગડ્યા હોય એવું કર્યું હોય તેને એમ કહેવાય કે ભઈ, તમે આ ફેરવી નાખો. પણ આ પરિણામ કંઈ ફેરવાય ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ના ફેરવાય.

**દાદાશ્રી :** એટલે એને ફેરવવા જાય છે, પણ કશું સુધરતું નથી. એટલે મા-બાપને અસંતોષ રહ્યા કરે છે એટલે આ એનો ભેદ સમજી અને પછી ઉકેલ લાવવો જોઈએ. આપણે સમજીએ કે આ એ ય સંજોગોમાં છે, આપણા હાથમાં નથી કશું સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં આવે તો તેમ પાછું એવું માનીએ ના લેશો. એ જો માની લેશો તો એ તરફી તમારું મન થઈ જશે. એવું નહીં હું કહેતો. તમારે આ તરફી રહેવું અને પેલી તરફનું જાણવું બેઉં કરવું. સમજાયું ને ? કે અમથા હા એ હા કરો છો ?

**પ્રશ્નકર્તા :** ના, સમજાય છે.

**દાદાશ્રી :** ઈગોઈઝમ હોય જ. કાં તો જ્ઞાન લીધેલું હોય, તો પેલો જીવતો ઈગોઈઝમ ના હોય. પણ પેલો મડદાલ તો હોય જ ને ! એ અહંકાર ભગ્ન તો કરાય જ નહીં, તેમ એને ખોટું એન્કરેજે ના કરાય ! કારણ કે કો'ક ફેરો કાચા પડી જાવ પણ ખોટું ને એકંદરે એવું ન જ થવું જોઈએ ને ! માટે તમારે બાળકોનું સાચવવાનું. આ બે જ છે ને ! બીજા તો પારકાં હોય. એ જોખમદારી પારકાંની. આપણે તો ખવડાવીએ-પીવડાવીએ આ બેની જોખમદારી આપણી. હવે આમનું ના સાચવીએ તો હું ય તમને કહું, અને લોકો ય કહેવા આવે કે આ છોકરાનું જોતાં નથી, તમને લાગતું-વળગતું, તેની આ ભાંજગડ હોય.

અને આ વાત તમને બહુ હેલ્પફુલ થઈ પડશે. સમજ પડીને ? તમે એક જ વાત કરો. આ સુધરવું જોઈએ, સુધરવું જોઈએ. અલ્યા, લોક સુધરે નહીં. આવી રીતે સુધારાતું હશે ? બધાને કાચની પેઠે સાચવું છું. કારણ કે તમે તો એવી ભૂલચૂક

કરી દો, પણ મારાથી કેમ ભૂલચૂક થાય ? તમને સાચવતો હોઈશ કે નહીં સાચવતો હોઈશ ? તમને સાચવું કે ના સાચવું ?

સાચવું. ફસાયેલો છે છોકરો, એને સંજોગો બરોબર આમ ચુસ્ત છે. એટલે શું કહેવાનું, કે ભઈ એને સમજાવીને. આમ તેમ એના ભાવ છે તે બદલ બદલ કર્યા કરવાના.

એને નહીં તો આપણે શું કહીશું, કે તું આ છોડી દે, છોડી દે ! એટલે બહુ કહીએ ને ત્યાર પછી શું કહે મનમાં ? મોઢે કહે કે 'હા, છોડી દઈશ.' પણ અંદર કહે, 'હું વધારે કરીશ.' લ્યો ! બહુ છંછેડ છંછેડ કરીએ એટલે શું થાય ? કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** વધારે કરે.

**દાદાશ્રી :** હં, એ હદ ના ચૂકો, એમને ય ઈગોઈઝમ હોય છે. એ કંઈ ઈગોઈઝમ વગર રહે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો સામાનો ઈગોઈઝમ તોડીએ, તે ઘડીએ તે પોતાની જાતને સટ્ટામાં મૂકી દે. જે થવાનું હશે એ થશે, પણ કરવાનો જ કહેશે. આવું ના કરો. એને સાચવો, એના ઈગોઈઝમને સાચવો, હું કાચની પેઠે સાચવું છું.

## ખીલે ગુલશન, તું જો બને માળી! ગાડી ઊંધે પાટે, લે પ્રેમથી વાળી!

**પ્રશ્નકર્તા :** છતાં છોકરાં વાંકા ચાલે તો શું કરવું ?

**દાદાશ્રી :** છોકરાં વાંકે રસ્તે જાય, તો ય આપણે એને જોયા કરવું ને જાણ્યા કરવું. અને મનમાં ભાવ નક્કી કરવો, અને પ્રભુને પ્રાર્થના કરવી કે આના પર કૃપા કરો.

'રિલેટિવ' સમજી ઉપલક રહેવું ! છોકરાંને તો નવ મહિના પેટમાં રાખવાનાં. પછી ચલાવવાનાં, ફેરવવાનાં, નાનાં હોય ત્યાં સુધી. પછી છોડી દેવાનાં. આ ગાયો-ભેંસો ય છોડી દે છે ને ? છોકરાંને પાંચ વર્ષ સુધી ટોકવા પડે, પછી ટોકાય પણ નહીં અને વીસ વરસ પછી તો એની બૈરી જ એને સુધારે. આપણે સુધારવાનું ના હોય.

એક ફેરો મનમાં વિખવાદ પડી ગયો પછી એની લિન્ક ચાલુ થઈ જાય, પછી મનમાં એના માટે ગ્રહ બંધાઈ જાય કે આ માણસ આવો છે. સામાને વિશ્વાસમાં લેવા જેવું છે. આ બોલ બોલ કરવાથી કોઈનું સુધરે નહીં. સુધરવાનું તો 'જ્ઞાની પુરુષ'ની વાણીથી સુધરે. છોકરાં માટે તો મા-બાપની જોખમદારી છે. આપણે ના બોલીએ તો ના ચાલે ? ચાલે. એટલે ભગવાને કહ્યું છે કે જીવતાં જ મરેલાની જેમ રહે. બગડેલું સુધરી શકે છે. બગડેલાને સુધારવું એ 'અમારાથી' થઈ શકે, તમારે ના કરવું. તમારે અમારી આજ્ઞા પ્રમાણે ચાલવું. એ તો જે સુધરેલો હોય તે જ બીજાને સુધારી શકે ? પોતે જ સુધર્યા ના હોય તે બીજાને શી રીતે સુધારી શકે ?

છોકરાંને સુધારવા હોય તો આ અમારી આજ્ઞા પ્રમાણે ચાલો. છોકરાં પૂછે તો જ બોલવાનું અને તે પણ તેમને કહી દેવાનું કે મને ના પૂછો તો સારું અને છોકરાં માટે અવળો વિચાર આવે તો તેનું તરત જ પ્રતિક્રમણ કરી નાખવું.

કોઈને સુધારવાની શક્તિ આ કાળમાં ખલાસ થઈ ગઈ છે. માટે સુધારવાની આશા છોડી દો. કારણ કે મન-વચન-કાયાની એકાત્મવૃત્તિ હોય તો જ સામો સુધરી શકે. મનમાં જેવું હોય તેવું વાણીમાં નીકળે ને તેવું જ વર્તનમાં હોય તો જ સામો સુધરે. અત્યારે એવું છે નહીં. ઘરમાં દરેકની જોડે કેવું વલણ રાખવું તેની 'નોર્માલિટી' લાવી નાખો. આચાર, વિચાર ને ઉચ્ચારમાં સવળો ફેરફાર થતો જાય, તો પોતે પરમાત્મા થઈ શકે છે ને અવળો ફેરફાર થાય તો રાક્ષસ પણ થઈ શકે છે.

લોકો સામાને સુધારવા માટે બધું ફ્રેકચર કરી નાખે છે. પહેલાં પોતે સુધરે તે બીજાને સુધારી શકે. પણ પોતે સુધર્યા વગર સામો કેમનો સુધરે ? માટે પહેલાં

તમારા પોતાના બગીચાનું સંભાળો પછી બીજાનું જોવા જાવ. તમારું સંભાળશો તો જ ફળ-ફૂલ મળશે.

એટલે છોકરાં સુધારવા માટે પોતાને સુધરવાની જરૂર છે. ભગવાને કહ્યું, 'તું સુધર તો તારી હાજરીથી બધું સુધરશે !'

તમારે સુધરીને બેસવું પડશે, તો સુધરશે જગત. તમારે સુધરવું ના હોય તો જગત કેમ સુધરશે ! તમને કેમ લાગે છે ? આપણે સુધર્યા હોય તો સુધારી શકીએને !

## સુધરેલો કોને કહેવાય ? વઢે તો પણ પ્રેમ દેખાય !

**પ્રશ્નકર્તા :** સુધરેલાની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** સામા માણસને તમે વઢો તો ય એને એમાં પ્રેમ દેખાય. તમે ઠપકો આપો તો ય એને તમારામાં પ્રેમ દેખાય કે 'ઓહોહો ! મારા ફાધરનો મારા પર કેટલો બધો પ્રેમ છે !' ઠપકો આપો, પણ પ્રેમથી આપો તો સુધરે. આ કોલેજોમાં જો પ્રોફેસરો ઠપકો આપવા જાય તો પ્રોફેસરોને બધા મારે !

સામો સુધરે એ માટે આપણા પ્રયત્નો રહેવા જોઈએ, પણ જે પ્રયત્નો 'રિએક્શનરી' હોય એવા પ્રયત્નોમાં ના પડવું. આપણે એને ટૈડકાવીએ ને એને ખરાબ લાગે એ પ્રયત્ન ના કહેવાય. પ્રયત્ન અંદર કરવા જોઈએ, સૂક્ષ્મ રીતે ! સ્થૂળ રીતે જો આપણને ના ફાવતું હોય તો સૂક્ષ્મ રીતે પ્રયત્નો કરવા જોઈએ. વધારે ઠપકો ના આપવો હોય તો થોડાકમાં કહી દેવું જોઈએ કે, 'આપણને આ શોભે નહીં.' બસ આટલું જ કહીને બંધ રાખવું. કહેવું તો પડે, પણ કહેવાની રીત હોય.

ગયા અવતારના છોકરાં કેટલાં છે ? બોલતાં નથી ? દરેક અવતારે છોકરાં મૂકીને આવ્યા છે. ગયા અવતારનાં છોકરાં જોડે... સુધારવા માટે પ્રયત્ન કરતા'તા. અને હવે આ અવતારમાં ય એવું જ કરો છો. કોઈ સુધર્યો ? એકું ય છોકરો સુધર્યો

નહીં. અને તે આચરણમાં હોવું જોઈએ પોતાના. પોતાના આચરણમાં હોય તો એની મેળે સુધરી જાય.

## છોકરાં સુધરે, કરો સારા ભાવ; વિફરે પ્રકૃતિ જો કરો દબાવ!

**પ્રશ્નકર્તા :** આપણે ઈચ્છીએ કે એ લોકો સુધરે, સમાજને ઉપયોગી થાય.

**દાદાશ્રી :** સુધારવા માટે આપણી દશા બહુ ઊંચી જોઈએ, ત્યારે માણસ સુધરે !

ખોટ જાય છે, એ તો જાય છે જ. હવે જવા માંડી છે તો એમાં કેટલી અટકે છે એ કર તું. અને સુધારી શકાય છે, બધું કરી શકાય છે. આ તો પોતાને ધંધા કરવા છે, લાખો કમાવવા છે અને ઘર તરફ દુર્લક્ષ સેવવું છે. ત્યારે છોડી જતી જ રહેને પછી બીજું શું થાય ?! છોડીઓ પાછળ, છોકરા પાછળ તો ધ્યાન આપવું જોઈએ. સંસ્કાર આપણે આપવાના છે.

છોકરાઓ સુધારો, આ બધું સુધારો, એકસ્ટેન્શન મળવાનું નથી. તો શા માટે હાય, હાય, હાય કરવાની જરૂર અને વર્ષો જશે ને, ગમે તેમ દર્દો ફરી વળશે પાછાં. પેલો કહેશે, મને પ્રેશર થયું છે. પેલો કહેશે, મને આમ થયું છે. પેલો કહેશે, મને સુગર જાય છે. આ બધાં દર્દો.... એટલે એમાં સારું કંઈ એવું કરી લો કે જેથી સુગંધી મહીં હોય. દા'ડે દા'ડે વધે, ના વધે ? ફેરફાર થાય કે ના થાય કંઈ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આગલે દહાડે છોકરાંને એમ કહીએ છીએ કે ભઈ, જો કાલે દિવાળી છે, બેસતું વર્ષ છે. કાકા જોડે આપણે બોલતા નથી, પણ કાલે 'જે જે' કરી આવજે. તે એવું આપણે આગલે દહાડે વાત કરીએ છીએ કે નથી કરતાં ? તો બીજે દહાડે એ પ્રમાણે થાય છે. 'જે જે' કરી આવીએ છીએ ને તે દહાડે કષાય કશું દેખાતા નથી. આખો દહાડો કેવો સારો જાય છે, લૂગડાં સારાં પહેરવાનાં મળે છે, સારું ખાવાનું મળે છે, લોકો માન આપે છે. આ તો એક જ દહાડો દિવાળીએ

આપણે નક્કી કરીએ છીએ, તો પછી એવું કાયમને માટે નક્કી કરે તો ? પણ આ તો કહેશે કે, બસ કાળ જ ખરાબ છે. અલ્યા, તું જ નક્કી કરને ! આપણે એવું કહીએ કે દિવાળી ખરાબ છે, દિવાળી ખરાબ છે. એટલે પછી દિવાળી ખરાબ જ થાય ને ? પણ આપણા લોકોને તો 'એય, આજે દિવાળી છે હો !' તે લોકોની લઢવાડો ય પાછી તે દહાડે બંધ થઈ જાય છે, ને કાકા જોડે ના બોલતા હોય પણ તે દહાડે વાતચીત ચાલુ થઈ જાય છે. એવું નથી બનતું ? અને દિવાળીનો એક દહાડો નક્કી કર્યું, તે એના પડઘા તો

ચાર દહાડા સુધી પડ્યા કરે છે, પાંચમ સુધી તો જ્યાં જઈએ ત્યાં સારું ખાવાનું મળે, કપડાં ય તે દહાડે તો સારા ઈસ્ત્રીબંધ હોય. એટલે કાળને શું કરવા દોષ દો છો ? કાળને તો નક્કી કરી ફેરવો. આપણે એમ નક્કી કરીએ છીએ કે ભઈ કાલે આપણે માથેરાન ચાલો, તો જવાય છે કે નથી જવાતું ? બધાએ નક્કી કર્યું હોય તો સવારમાં બધું ભેગું થઈ જાય છે ને ? એટલે કાળને નહીં, પોતાના પરિણામને જોવાનાં છે.

આપણે છોકરાઓ માટે ભાવ કર્યા કરવા કે છોકરાની બુદ્ધિ સવળી કરો. એમ કરતાં કરતાં બહુ દહાડા થાય ને, અસર પડ્યા વગર રહેતી નથી. એ તો ધીમે ધીમે સમજશે. તમારે ભાવના કર્યા કરવી. એમની ખેંચ કરશો તો અવળાં ચાલશે. બાકી સંસાર નભાવી લેવા જેવો છે જેમ તેમ કરીને.

**પ્રશ્નકર્તા :** અને ફરજિયાત છે ને, સંસાર તો ?

**દાદાશ્રી :** છૂટકો જ નથી ને ! અવળું કરીએ તો સામો થઈ જાય, માર મારે હઉ. ભાન જ નથી ને ! છોકરાંને કશું ભાન નથી. મારે શું થાય ને શું નહિ એવું ભાન જ નથી, સંસ્કાર નથી. તેનાં કરતાં સીધેસીધું જેમ તેમ પતાવી લેવું આપણે. પાંચ–પચાસ વર્ષનો એની જોડે મેળાપ. એટલે કોઈ બાપ તમને કહેતો હોય ને, તો એને કહેવું કે પતાવી દેજો.

## દારૂડિયો દીકરો, છતાં ન કિંચિત્ દ્વેષ; પ્રેમથી વળે, ને હિસાબે શૂન્ય શેષ!

છોકરો તમને દુઃખ દેતો હોય ને, દારૂ પીને આવીને, તો તમે મને કહો કે આ છોકરો મને બહુ દુઃખ દે. હું કહું કે ભૂલ તમારી છે. માટે શાંતિપૂર્વક ભોગવી લો છાનામાના, ભાવ બગાડ્યા સિવાય. આ મહાવીરનો કાયદો અને જગતનો કાયદો જુદો છે. જગતમાં લોક કહેશે કે 'છોકરાની ભૂલ છે' એવું કહેનારા તમને મળી આવશે. અને તમે બહુ ટાઈટ થઈ જશો કે 'ઓહોહો ! છોકરાની ભૂલ જ છે. આ મારી સમજણ સાચી છે.' મોટા સમજણવાળા ! ભગવાન કહે છે, 'તારી ભૂલ છે.'

**પ્રશ્નકર્તા :** તો પછી છોકરાને સમજણ આપવી, એને સુધારવો કે નહીં ?

**દાદાશ્રી :** વળી સુધારનારા હોત તો સુધર્યો ના હોત ! એ આવો થઈ જાત ક્યાંથી તે ?! સુધારનારના છોકરા તે કેવાં ડાહ્યાં હોય !

**પ્રશ્નકર્તા :** એ એના આવાં કર્મના ઉદયથી આવો થઈ ગયો છોકરો, તો એને સુધારવાના ભાવ કરવા જોઈએ કે નહીં ?

**દાદાશ્રી :** ભાવ કરવા જોઈએ. બધાને તો ભાવ હોય જ, એના મા-બાપને હોય જ ભાવ. પણ રસ્તો ના જાણતો હોય. રસ્તો જાણ્યા વગરના ભાવ શું કરવાના તે ! જ્ઞાન જાણ્યા સિવાયનો ભાવ કરવાનો શું તે !

**પ્રશ્નકર્તા :** છોકરો વધારે બગડે નહીં એવી રીતના એને સુધારવો, એવું આપણે કરવું જોઈએ કે નહીં ? એવી ભાવના રાખવી જોઈએ ?

**દાદાશ્રી :** બધું કરવું જોઈએ. પણ એ ફળદાયી હોવું જોઈએ. નહીં તો ઊલટો વધારે બગાડે. એટલે સુધારવાની આવડત હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? અને સુધારવાની આવડતવાળાને ત્યાં બગડે જ નહીં છોકરાં.

**પ્રશ્નકર્તા :** જે વખતે બગડતો હતો, તે ઘડીએ સુધારવાની એ આવડત નહોતી.

**દાદાશ્રી :** આપણને આવડત જો આવી હોય તો સુધારવો. નહીં તો સુધારવા વધારે બગડે એવું ન કરવું. આપણે એને સુધારતાં જઈએ, અને એ રાઈફલ લઈને ફરી વળે આપણને, એવું ન કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે સુધારવા માટેની ભાવના, પ્રયત્નો કરવા જોઈએ ખરાં ?

**દાદાશ્રી :** પ્રયત્ન કરવા જોઈએ, પણ પ્રયત્ન એને નુકસાન કરે એવા ન હોવા જોઈએ. એને હેલ્પ થાય એવા કરવાં જોઈએ. ત્યાં એ પ્રયત્નમાં સમતા રાખવી બહુ મુશ્કેલ છે, સમતા રાખવી જોઈએ.

અમે તો માથે હાથ ફેરવીને કહીએ કે ભઈ, આ ના થવું જોઈએ. પ્રેમથી કહીએ, અમને દ્વેષ ના હોય એની પર અને તમારામાં દ્વેષ હોય જ એને માટે, આ ખરાબ છે એટલે. પણ એ દ્વેષ કાઢી નાખીને જો કરો તો કામ થાય. દ્વેષની ઊલટી કરી નાખવી જોઈએ.

## દાદા ગ્રેટેસ્ટ ડૉક્ટર ઑફ માઈન્ડ! દરેક દર્દી પર સરખા કાઈન્ડ!

એક ભાઈ આવેલા. તે કહે કે એક છોકરો આમ કરે છે ને બીજો તેમ કરે છે, એમને શી રીતે સુધારવા ? મેં કહ્યું, 'તમે એવા છોકરા શું કરવા લાવ્યા ? છોકરા સારા વીણીને આપણે ના લઈએ ?' આ હાફૂસની કેરીઓ બધી એક જાતની હોય છે તે બધી મીઠી જોઈને, ચાખી કરીને બધી લાવીએ. પણ તમે બે ખાટી લાવ્યા, બે ઊતરેલી લાવ્યા, તૂરી લાવ્યા, બે ગળી લાવ્યા, પછી એના રસમાં બરકત આવે ખરી ? પછી વઢંવઢા કરીએ એનો શો અર્થ ? આપણે ખાટી કેરી લાવ્યા પછી ખાટીને ખાટી જાણવી તેનું નામ જ્ઞાન. આપણને ખાટો સ્વાદ આવ્યો તે જોયા કરવાનું. આ પ્રકૃતિને જોયા કરવાની છે. કોઈના હાથમાં સત્તા નથી. અવસ્થા માત્ર કુદરતી રચના છે. આમાં કોઈનું કશું ચાલે નહીં, ફેરફાર થાય નહીં ને પાછું 'વ્યવસ્થિત' છે.

કેરી ખરાબ નીકળે તો આપણે નાખી દઈએ, મૂઆ પાંચ ડોલર બગડ્યા આપણા. પણ ધણી ખરાબ નીકળે તો શું કરાય, કંઈ નાખી દેવાય ?

**પ્રશ્નકર્તા :** છોકરાઓને કહીએ તમે સાચવીને ચાલો, બધી બાબતમાં તો એ લોકોને ગમે નહીં એટલું જ, બીજું કંઈ નથી. જરૂરિયાત તો બધી એ લોકોને મળે છે. 'પૈસાનો સદુપયોગ કરો' એમ કહીએ અમે.

**દાદાશ્રી :** હા. એ બરાબર છે. પણ અત્યારે આપણી પાસે એવું છે ને કે એ કહેવાથી જો કદી રિપેર ન થતું હોય તો બીજી કંઈ દવા કરીને પણ રિપેર કરવું પડે.

**પ્રશ્નકર્તા :** ને આ ઓટોમેટિક જ થઈ ગઈ.

**દાદાશ્રી :** ના, ના. એ તો રિપેરનું મને સોંપો તો હું કરી આપું. તમે રિપેર કરો તો વધારે બગડે.

**પ્રશ્નકર્તા :** હા, તમને જ સોંપીએ. અમારાથી નહીં થાય.

**દાદાશ્રી :** હં. એટલે અમે રિપેર કરી આપીએ તો રાગે પડી જાય.

કારણ કે અમે ડૉક્ટર કહેવાઈએ, ડૉક્ટર ઓફ માઈન્ડ. બેબીને રિપેર કરી આપી. હવે પૈસા નહીં બગાડે. પહેલા તો પૈસા એને આપીએ તો સારા કામમાં વાપરે નહીં અને ધૂળધાણી કરી નાખે અને હવે તો અમારી પાસે આવે તો શેમાં તું વાપરું ?

**પ્રશ્નકર્તા :** તમને મળવા માટે.

**દાદાશ્રી :** હા. સારા કામમાં વાપરી દઉં, નહીં ! હવે પેલા કામમાં ના વાપરું. એવું તો રિપેર અમે કરીએ છીએ. બેબી પૈસા નહીં બગાડે એ ખાતરી હવે.

## સોળ વર્ષે છોકરાંને રાખે, ફ્રેન્ડ તરીકે; ઉપરીપણું નહિ, તો બગડે ન જરાં કે!

**પ્રશ્નકર્તા :** મા-બાપ અને છોકરાંઓ વચ્ચે કેવું રિલેશન હોવું જોઈએ ? એ લોકોની લાઈફમાં આપણે કેટલે સુધી ઇન્ટરફીયર થવું જોઈએ ? કઈ ઉંમર સુધી અને કેવી રીતે !

**દાદાશ્રી :** સોળ વર્ષ પછી આપણાં ફ્રેન્ડ તરીકે ગણવો જોઈએ. મા-બાપના હક્કો છોડી દેવા પડે ! અને પછી ફ્રેન્ડ તરીકે રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** સોળ વર્ષ પછી છોકરું કંઈ ખરાબ કામ કરતું હોય, જેમાં એને હાર્મ (નુકસાન) થવાનું હોય તો આપણે એ રોકવું ?

**દાદાશ્રી :** ફ્રેન્ડ એટલે ફ્રેન્ડ, એઝ એ ફ્રેન્ડ તરીકે રોકવાનું. તો વાંધો નહીં આવે. ફાધર બનીને કહેશો તો થોડો વાંધો આવશે.

**પ્રશ્નકર્તા :** ફ્રેન્ડ તરીકે રોકવાની કોશીષ કરીએ અને ના માને તો એને કરવા દેવું ખોટું ?

**દાદાશ્રી :** તો પછી એને કરવા દેવાનું, એ તો ચાલ્યા જ કરવાનું. નહીં તો આપણે એને જો કદી માર મારીશું, તો સામો થશે અગર એ કાર્ય ગુપ્ત રાખે, છાનું રાખશે. એને સમજ પાડવી જોઈએ ફ્રેન્ડ તરીકે કે આમાં શું ફાયદો ? આમાં જેલ થાય, એવું બધું થાય એવી સમજ પાડવી જોઈએ ફ્રેન્ડ તરીકે, ફાધર–મધર તરીકે નહીં. ફાધર–મધરનો ફોર્સ હોય છે. એ ફોર્સ ના હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** જેમ ગાંધીજી પાસે એમની બાએ પ્રોમિસ લીધું હતું કે 'હું દારૂ નહીં પીઉં, માંસ નહીં ખાઉં.' એવી રીતે આપણે આપણા છોકરાઓને કહીએ કે તું કોલેજ જાય છે, તો મને પ્રોમિસ આપ કે હું હવે દારૂ નહીં પીઉં, માંસ નહીં ખાઉં કોઈ દિવસ. તો છોકરો ના પાડે કે હું એવું પ્રોમિસ નહીં આપું, ત્યારે આપણે શું કરવું ? આપણને દુઃખ થાય એવું કરે છે !

**દાદાશ્રી :** છોકરો ના પાડે એટલે આપણે કહેવાનું બંધ કરી દેવાનું. આપણે શું લેવાદેવા છોકરા જોડે ? એક કલાક આવડી આવડી ગાળો ભાંડે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** જતાં રહે.

**દાદાશ્રી :** આપણે બોલ્યા નથી ત્યાં સુધી એ ફ્રેન્ડ જેવો રહે.

**પ્રશ્નકર્તા :** તો એને પૈસા આપવાનું, કોલેજની ફી આપવાની બધું બંધ કરી દેવાનું ?

**દાદાશ્રી :** ના. એ તો ફરજિયાત છે, એ ગાળો ભાંડે તો ય આપવું પડે. ઈટ ઈઝ એ ડ્યુટી, ડ્યુટી બાઉન્ડ, યુ આર ડ્યુટી બાઉન્ડ. એ ગાળો ભાંડે તો ય આપવા પડે. તમે ફ્રેન્ડશીપ કરશો તો સુધરશે. ફ્રેન્ડશીપ હશે તે છોકરા સુધરશે.

બાકી ફાધર–મધર તરીકે રહો છો, રોફ પાડવા જાવ છો, એ જોખમ છે બધું ! ફ્રેન્ડશીપ તરીકે રહેવું જોઈએ અને બહાર ફ્રેન્ડ ખોળે જ નહીં, એ રીતે રહેવું જોઈએ. આ ફ્રેન્ડ તો એ... પાના રમવા જોઈએ, બધું જ એની જોડે કરવું જોઈએ ! તું આવ્યા પછી અમે ચા પીશું, એવું કહેવું જોઈએ. આપણે બધાએ સાથે ચા પીવાની. 'યોર ફ્રેન્ડ' હોય એ રીતે વર્તવું જોઈએ તો એ છોકરા તમારાં રહેશે. નહીં તો છોકરાં તમારાં–કોઈ છોકરું કોઈનું થાય જ નહીં. કોઈ મરી ગયો, એની પાછળ છોકરો મરી ગયો ? બધા ય ઘેર આવીને નાસ્તો કરે, આ છોકરાં એ છોકરા છે નહીં. આ તો ખાલી કુદરતી નિયમને આધારે દેખાય છે એટલું જ. 'યોર ફ્રેન્ડ'

તરીકે રહેવું જોઈએ. પહેલાં ફ્રેન્ડ તરીકે તમે નક્કી કરો તો રહી શકાય. જેમ ફ્રેન્ડને રીસ ચડે એવું બોલતા નથી. એ અવળું કરતો હોય તો આપણે ફ્રેન્ડને સમજાવીએ કેટલું ? એ માને ત્યાં સુધી. ના માને તો આપણે પછી કહીએ, તારી મરજીની વાત ! અને મનમાં ફ્રેન્ડ થવા માટે પહેલું શું કરવું પડે ? બાહ્ય વ્યવહારમાં હું એનો ફાધર છું, પણ અંદરખાને મનમાં આપણે માનવું કે હું એનો છોકરો છું. ત્યારે ફ્રેન્ડશીપ થાય, નહીં તો થાય નહીં ! ફાધર ફ્રેન્ડ કેવી રીતે થાય ? ત્યારે કહે, લેવલ લઈએ ત્યારે. લેવલ કેવી રીતે લેવાય ? ત્યારે કહે, એના મનમાં એવું માને કે હું આનો છોકરો થઉં છું, એનું કહે તો કામ થઈ જાય. કેટલાક લોકો કહે છે ને કામ થઈ ય જાય છે !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને સોળ વર્ષ પછી એના ફ્રેન્ડ થવાનું, પણ સોળ વર્ષ પહેલાં પણ ફ્રેન્ડશીપ જ રાખવાની !

**દાદાશ્રી :** એ તો બહુ સારું. પણ દશ-અગિયાર વર્ષ સુધી તો આપણે ફ્રેન્ડશીપ રખાય નહીં. ત્યાં સુધી ભૂલચૂક થાય. એટલે એને સમજણ પાડવી જોઈએ. એકાદ ધોલ મારવી ય પડે દશ-અગિયાર વર્ષ સુધી. એ બાપની મૂછો ખેંચતો હોય તો ધોલ મારવી પડે. બાપ થવા ગયેલાને, એ માર ખઈને મરી ગયેલા. આ ગાયો-ભેંસોએ બાપ ના થાય. બાર મહિના પછી ફ્રેન્ડશીપ ! વાછરડું નાનું હોય ત્યાં સુધી છ મહિના સુધી સાચવે. એવું આપણે એની બુદ્ધિ જરા ખીલે નહીં ત્યાં સુધી....

## દાદાએ આપી બધાં બાપાને ચાવી; છોકરાંને ગણ દાદો, તો જઈશ ફાવી!

સુધારવાના તો પ્રયત્ન બધાએ કરવા જોઈએ. દરેક માણસે, પણ પ્રયત્નો સફળ થવા જોઈએ. બાપ થયો અને છોકરાને સુધારવા માટે એ બાપપણું છોડી દે એમ છે ? 'હું ફાધર છું' એ છોડી દે ખરો ?

**પ્રશ્નકર્તા :** જો એ સુધરતો હોય તો, અહમ્ ભાવ, દ્વેષ બધું કાઢીને એને સુધારવાનો પ્રયત્નો કરવો જોઈએ.

**દાદાશ્રી :** તમારે બાપ તરીકેના ભાવ છોડી દેવા પડે.

**પ્રશ્નકર્તા :** 'આ મારો દીકરો' એમ માનવાનું નહીં ને 'હું બાપ છું' એમ નહીં માનવાનું ?

**દાદાશ્રી :** તો તો એના જેવો એકું ય નિયમ જ નહીં.

**પ્રશ્નકર્તા :** તો બાપે કેવી રીતે બાપ થવું ? બાપે બાપ થવા શું કરવું ?

**દાદાશ્રી :** એક દાખલો આપું, તમને હેલ્પ કરે, તમને એડજસ્ટ થાય એટલા માટે. અમારા એક છેટેના ભત્રીજાનો દીકરો હતો અને ખાસ કરીને મારાથી બે-ત્રણ વર્ષ નાનો. ભત્રીજાનો દીકરો એટલે મને દાદા કહે. એટલે હું જ્યારે જઉં તો એની મેળે દાદાના પ્રેમથી બોલ બોલ કર્યા કરે. દાદા ક્યારના આવ્યા, દાદા આમ છે, તેમ છે. જાણે પોતાના જ દાદા હોય એવું, એટલે પછી મને બોજો વધવા માંડ્યો કે સાલું વારેઘડીએ દાદા, દાદા કરે. એટલે મારા મન ઉપર બોજો ચઢવા માંડ્યો. મને ઉપકાર ચઢ્યા કરે કે 'અરેરે, દાદા થયા પણ આનું કશું કામ કર્યું નહીં આપણે.' એટલે બોજો વધે કે ના વધે ?

**પ્રશ્નકર્તા :** વધે.

**દાદાશ્રી :** આ છોકરો આખો દહાડો બાપુજી, બાપુજી કરે ને, તો આપણો બોજો વધી જાય તે વખતે. એટલે પછી મેં વિચાર કર્યો કે આ બોજો થશે. તો હવે શું કરીશ ? આ તો માથા ઉપર બોજો ચઢતો જશે દહાડે, દહાડે. એ તો 'દાદા, દાદા' કહ્યા જ કરવાનો. તો આ બોજો ઉતારવો કેમ ? આવું બને કે ના બને ? પછી આપણી આંખ નરમ થઈ જાય. એટલે સત્ય બોલતા પણ ડરીએ આપણે. તમને સમજ પડીને ? એટલે આ પ્રશ્ને મને મૂંઝવેલો, અઢાર-વીસ વર્ષની ઉંમરે. કારણ કે હું ઘણાં ખરાનો દાદો થઉં. એટલે લોકો 'દાદા, દાદા' કરે. કેટલાક માણસો 'દાદા, દાદા' કરે ને તે ઉપલક જેવો વ્યવહાર રાખે તો મને બોજો વધી ના જાય. પણ આ

તો જાણે પોતાના દાદા હોય એવું પ્રેમથી બોલે ને, તો મને બહુ બોજો લાગવા માંડ્યો. પછી વિચાર કર્યો. મેં કહ્યું, 'હવે આ બોજો શી રીતે ઉતરે ?' અને એમ કહીએ કે 'તું મને દાદા ના કહીશ.' તો પછી એ ય ખોટું કહેવાય.

વ્યવહારમાં તમને દાદા ના કહું તો હું શું કહું ? એટલે આમે ય ગૂંચામણ અને આમે ય ગૂંચામણ ઊભી થઈ.

એવા બે-ચાર જણ હતા તે મને પ્રેમથી દાદા કહે. તે મારો સ્વભાવ બધો પ્રેમવાળો અને બીજા બધા તો ઉપલક 'દાદા ક્યારના આવ્યા છો ?' હું કહું કે પરમ દહાડે આવ્યો. એ પછી કશું ય નહીં, લટકતી સલામ. પણ આ તો રેગ્યુલર સલામ કરે છે. મેં શોધખોળ કરી કે એ મને દાદા કહે, ને હું મનથી એને દાદા માનું. એ જ્યારે મને દાદા કહે ત્યારે હું એને મનથી દાદા કહું એટલે પ્લસ-માઈન્સ કર્યા કરું. છેદ ઉડાડી દઉં. હું એને મનથી દાદા કહું. એટલે મારું મન બહુ સારું રહેવા માંડ્યું. હલકું થવા માંડ્યું. તેમ તેમ પેલાને એટ્રેક્શન વધારે થવા માંડ્યું.

હું દાદા એને મનથી માનું એટલે પછી એના મનમાં મારી વાત પહોંચે ને ! ઓહોહો ! કેટલો મારી ઉપર ભાવ છે એમને. આ બહુ સમજવા જેવી વાત છે. આવી ટૂંકી વાત આમ નીકળે કોઈ વખત. તો આ કહી દઉં. તમને આવી જો ગોઠવણી કરતાં આવડે તો કલ્યાણ થઈ જાય એવું છે. એટલે પછી શું કર્યું ? આવો વ્યવહાર ચાલે એટલે એના મનમાં એમ જ લાગે કે દાદા જેવા કોઈ માણસ મળે નહીં કોઈ.

હવે એના પોતાના કાકા હતા, એક જ પેઢી દૂરના. સગા કાકા નહીં, પણ એના ફાધરના કાકાના દીકરા એટલે એક જ પેઢી દૂરના, હું ચોથી પેઢીનો દાદો થઉં. હવે એના કાકા હતા એ શું કરે ? એને ત્યાં ઉતરે આફ્રિકાથી આવે ત્યારે. તે એના કાકા ફક્ત એનાથી પાંચ વર્ષ મોટા અને મારી ઉંમરના. તે એને ત્યાં ઉતરે પછી વેઢમીઓ જમે. કાકા આવે એટલે પેલી ભત્રીજાની વહુ તો વેઢમીઓ જ બનાવે ને ! તે વેઢમીઓ જમે, સારી રીતે, દૂધપાક બનાવે, શ્રીખંડ-પૂરીનું જમણ જમતા જાય. ચા-નાસ્તા કરતા જાય અને પછી આ કાકા શું કરે સાંજ પડે તે, 'તારો હિસાબ દેખાડ મને. આ તને આટલો પગાર મળે છે તે તું આ બધું પૂરું શી રીતે કરું છું. તમારે ચા-પાણીને આ બધા શું લફરાં ? જ્યારે રોકાવું છું, તું મને આ વેઢમીઓ

ખવડાવું છું.' તે પેલાને મનમાં થાય કે આ કઈ જાતનો કાકો ? આમાં મારો ખોટો બગાડ નથી. ચા-પાણી તો આ મારી વહુ આવી તેને ના જોઈએ ? પણ કાકા શ્રીખંડ-પૂરીઓ ખાતા જાય ને કચકચ કરતા જાય કે આવું આવું છે તે ખર્ચા રાખશો, તમે શી રીતે જીવશો, શી રીતે આ નોકરીમાં પોસાય ? એવું જ્યારે હોય ત્યારે કકળાટ કરે અને જમતી વખતે વેઢમી જમે. પેલા બિચારા એમ જાણે કે આપણા કાકા આવ્યા છે, એટલે જમાડો બરાબર અને પેલા કકળાટ કર્યા વગર રહે નહીં.

અલ્યા મૂઆ, વેઢમીઓ ખાઉં છું ને વળી પાછું આવું બોલું છું ? એ મારો ભત્રીજો થતો હતો. એ જે એમનો કાકો હતો, તે મારો ભત્રીજો થતો હતો. મૂઆ ખઉં છું ને વળી એને ડફળાવું છું ? એટલે પછી આવું ડફળાય ડફળાય કરે અને કાકાનો રોફ મારતા જાય, કાકા થવા ફરે. એ શું કરે ?

**પ્રશ્નકર્તા :** કાકા થવા ફરે.

**દાદાશ્રી :** અને જેમ બાપ ટૈડકાવે, એમ કાકો ટૈડકાવે. આવું કંઈ જીવવાનું ફાવે ? ના જીવાય ને ! એટલે પેલો બિચારો કંટાળી ગયો. આ કાકા હેરાન કરી નાખે છે. પછી એ ભત્રીજાને થોડું બેએક હજારનું દેવું થયું હશે. તે કાકાએ એક ફેરો કહ્યું, 'હું તારું દેવું આપવા તૈયાર છું. તું મને દેવું તારું કહે. કોને કોને છે એ ?' એટલે પેલાને જાણે કે આ કાકા તો બોલે છે અવળું અને પછી આપતો ય નથી અને એના કરતાં આપણે ના કહેવું એ શું ખોટું ! આપણી આબરૂમાં રહીએ એ સારું. એટલે પેલાએ કહ્યું નહીં. બાપ કરતાં ય વધારે જોર કરતો હતો કાકો. પેલાને બાપ મરી ગયેલો.

પેલો ભત્રીજો બધું આમ શરમથી નભાવી લે. બિચારો બોલે નહીં, નભાવી લે. પણ એના મનમાં એને પ્રેમ ના રહ્યો કાકા ઉપર જરા ય. એટલે આ ભત્રીજાને બે-એક હજાર રૂપિયાનું દેવું થઈ ગયેલું. તે જમાનામાં બે હજાર દેવું એટલે વધારે થાય એમ. ૧૯૩૨-૩૩ની સાલની વાત કરું છું. તે બે હજારનું દેવું વધારે પડતું ગણાય ને ! એટલે પછી એને એના કાકાએ આફ્રિકાથી આવીને કહ્યું કે તારું દેવું કેટલું છે, મારે આપી દેવું છે.

એટલે પેલો કહે છે કે મારે કંઈ ખાસ દેવું છે નહીં. એટલે પછી મને કહેવા માંડ્યા એના કાકા, જે મારો ભત્રીજો થાય. મને કહે છે, 'આ શું સમજે છે, આ દેવું છે, આને મારે એનાથી અડધા તો પૈસા આપવા છે, હજારેક હું આપું પણ ના પાડે છે. આ કઈ જાતનો માણસ છે. મેં કહ્યું, આ ય દુનિયા નવી જાતની ને ! કાં તો એને ભત્રીજો થતાં નથી આવડતું ને કાં તો તને કાકા થતાં નથી આવડતું. કંઈક ભૂલ છે આમાં. ત્યારે પછી પેલો કાકો કહે છે, 'કંઈ કહેતો જ નથી એની બિમારી અડવા દેતો ય નથી. કેવો આમ નફ્ફટ માણસ છે તે !' મેં કહ્યું, 'એવો નથી ભઈ, હું એવો નથી માનતો.' ત્યારે કહે, 'તમને એના ઉપર વિશ્વાસ છે.' મેં કહ્યું, 'સો ટકા વિશ્વાસ છે.' એટલી વારમાં એ તો આવીને ઉપરથી ઉતર્યો નીચે. એ જતો હતો. મેં કહ્યું, 'ભઈ, અહીં આય બા, તારે દેવું છે ?' ત્યારે કહે, 'હા, મારે છે દેવું.' 'કેટલુંક છે તે ?' ત્યારે કહે, 'દાદા, ફલાણાનું, ફલાણાનું આ બધું થઈને સોળસો-સત્તરસો રૂપિયા દેવું છે, વધારે છે નહીં.' પછી મેં કહ્યું કે 'તું જા.' પછી પેલાને કહ્યું, 'જો તું કહું છું ને કે નાલાયક માણસ છે. આ તો લાયક માણસ છે.' ત્યારે કહે, 'તમારી પાસે શી રીતે કબૂલ કરે છે અને મને કહેતો નથી !' મેં કહ્યું, 'ચોથી પેઢીનો દાદો છું. તું પહેલી પેઢીનો કાકો એટલે મારી પાસે આવું કબૂલ કરે છે.' ત્યારે કહે, 'ના, ના. એ તમે કંઈક કરામત કરી મારી પર ભાવ જ નહીં રાખતો, હું આપવા ફરું તો ય !' મેં કહ્યું, 'ના લે, કોઈ કાકો ય ના લે. તું તો આંગળી વાળીને મારીને આપવા માંગું છું. હાથ ઝાલ લે પહેલાં.' પછી એવું કહ્યું કે 'પચાસ આપું છું, આપી આવ જા! હાથ ધર, બીજા પચાસ આપું.' તે અલ્યા, આ તો ક્ષત્રિય પુત્ર છે. ઘર વેચી દેશે, પણ આવું કોઈ ના લે. આવું લેતું હશે ?

તે પછી મને કહે છે, કંઈક તમારી પાસે કરામત છે. મેં કહ્યું, તું કાકો થઈને બેઠો છું. મોટા કાકા આવ્યા ! હેંડતા આવડે નહીં ને મોટા કાકા થઈને બેઠા છે તે ! ત્યારે કહે છે, 'તમે દાદા નહીં થયા ?' મેં કહ્યું, મને એ દાદા કહે છે અને હું મનથી એને દાદા માનું છું, એમ કરીને પ્લસ-માઈનસ કરું છું. હું શું કરું છું ? એ મને મોઢે કહી શકે. મારાથી મોંઢે ના કહેવાય, નહીં તો બહાર ખોટું દેખાય ને ! એટલે મનથી હું એને

દાદા મારા માનું છું અને એ મને મોંઢે કહે છે, પ્લસ-માઈનસ કરી નાખું છું. એથી એ બિચારાને એને એમ ના લાગે કે આ મારા વિરોધીમાં છે અને તું તો ડફળાવું છું. પ્લસ-માઈનસ કરજો, બધું ચાલશે.

બીજી કોઈ કરામત નથી. એ મને દાદા કહે, તો હું એને દાદા માનું. તું કાકો છું તો એ તારો કાકો છે, એવું માની લે ! આવો કીમિયો જાણીએ જ નહીં. હું આજથી હવે આ કીમિયો વાપરીશ. તે મેં કહ્યું, કીમિયો વાપરશો તો બધું ય ચાલે, આ દુનિયામાં બધું ય ચાલે.

આ તો એક વાત નીકળી ત્યારે જ ને ? પ્લસ-માઈનસની વાત. આ તમને કામ લાગશે આ. તમે જો જો તો ખરાં, કંઈ એક મોટો ચમત્કાર છે આ. મારા એક એક વાક્યમાં ચમત્કાર થઈ જશે. આ નથી લાગતું ચમત્કાર જેવી વાત ! તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** છે.

**દાદાશ્રી :** પોતાનું આમાં કશું બગડે નહીં. આ તો એકલા બાપ થઈને, એકાંતિક ! અલ્યા, અનેકાંત રાખને ! એટલે આ મને તે દહાડે એ નાની ઉંમરમાં છે તે મેં એમ નક્કી કરેલું કે આ બોજો વધે છે તે મેં પછી આંતરીકથી એને દાદા તરીકે માન્યું. એ મને કહે, તે પહેલાં હું એને દાદા કહી દઉં. એને મનથી એટલે મનમાં હિણપદ આવે જ નહીં એને. અને કોઈ દહાડો મેં એને છંછેડ્યો નથી કે દાદા તરીકે એને મેં ટૈડકાવ્યો નથી. એવું કોઈ દહાડો બને નહીં, પ્રેમ જ હોય. ટૈડકાવીએ ક્યારે, એકાંતિક થઈ જાય, હું દાદો થઈ જઉં અને એ પૌત્ર થઈ જાય એટલે પછી ટૈડકાવીએ તો ધાંધલ ચાલુ થઈ જાય.

બોલો, હવે આવી સમજ ના હોય ત્યાં સુધી દીકરાના બાપ થતાં શી રીતે આવડે ?

**પ્રશ્નકર્તા :** અત્યારે સાથે રહેવું હોય તો બાપે દીકરાના દીકરા તરીકે રહેવું જોઈએ, એક જ રીત છે.

**દાદાશ્રી :** હા. મેં પેલાને કહ્યું ને, 'એ મને દાદા કહે છે, તે ઘડીએ હું એને દાદા માનું છું. એ પ્લસ-માઈનસ થઈ ગયું એટલે મને એની તરફ તિરસ્કાર રહે નહીં. 'હું દાદો છું' એવું મને ભાન રહે નહીં.

ત્યારે બધી કળાઓ જોઈએ. આ તો એમ ને એમ બાપ થઈ ગયા. એ કૂતરાં બાપ થયેલાં જ છે ને ! ગધેડાં બધાં ય બાપ થાય છે ને ! છોકરો આપણી પાસેથી ખસે નહીં, એવો બાપ જોઈએ. હું એને દાદો માનું એટલે મારી જોડે બેઠો હોય તો એ ખસે નહીં અને બહારગામ ગયા હોય તો એના કાકાની પથારી ના કરે, મારી પહેલી કરી નાખે. જુઓને, એનું દેવું મને કહી દીધું ને ! એનો કાકો તો સજ્જડ જ થઈ ગયો ! 'તમે કંઈક ચાવી મારો છો.' કહે છે. કહ્યું, 'દેખ અમારી ચાવી !' એવું ના આવડે ?

આ ય કળા છે ને ! આ કળા નાની ઉંમરમાં મને આવડી.

**પ્રશ્નકર્તા :** તે વખતે તમારી ઉંમર કેટલી હશે ?

**દાદાશ્રી :** એ ૨૦-૨૨ વર્ષ. હું જાણું કે હું દાદો થઈ બેસું, તો પછી એ મારો પારો વધતો જ જાય ને એનો ઓછો થતો જાય. એનું લેવલ ક્યારે આવે ? 'આવો દાદા, આવો દાદા' કહે, એટલે થઈ ગયો દાદો ! ઊંધા ફેરવો તો ય દાદા, એવા દાદા આપણે નથી જોઈતા ! પ્લસ-માઈનસથી ઉડાડી દો. નહીં તો સામા માટે તિરસ્કાર થાય.

**પ્રશ્નકર્તા :** બાપ એવું વિચારે કે છોકરો મને કેમ એડજસ્ટ ના થાય ?

**દાદાશ્રી :** એ તો એનું બાપપણું છે એટલે. બેભાનપણું છે. બાપપણું એટલે બેભાનપણું. ધણીપણું એ બેભાનપણું. જ્યાં 'પણું' આવ્યું એ બેભાનપણું.

**પ્રશ્નકર્તા :** ઊલટો બાપ એમ કહે કે હું તારો બાપ છું, તું મારું ના માનું ? મારું માન ના રાખું ?

**દાદાશ્રી :** 'તું જાણતો નથી, હું તારો બાપ થાઉં ?' ત્યારે કહે, 'તમારા બાપા ય જાણતા હતા.' એક જણને તો મેં એવું કહેતાં સાંભળેલો, 'તું જાણતો નથી, હું તારો બાપ થાઉં ?' કંઈ જાતના ચક્કરો પાક્યા છે ?! આવું ય કહેવું પડે ? જે જ્ઞાન પ્રગટ આખી દુનિયા જાણે છે, તે ય કહેવું પડે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એની આગળનો ડાયલોગ પણ મેં સાંભળેલો કે તમને કોણે કીધું હતું કે પેદા કરો અમને ?

**દાદાશ્રી :** એવું કહે એટલે આપણી આબરૂ શું રહી પછી ?

**પ્રશ્નકર્તા :** પછી તો જીવવાનો અર્થ જ નહીંને ?

**દાદાશ્રી :** અર્થ જ નહીં. આવી દુનિયામાં રહેવું, એનાં કરતાં વૈરાગ લઈ લેવો સારો. પ્રેમ ભરેલી દુનિયા જોઈએ ! આવી દુનિયા ?

ઘરમાં 'તમે મોટા' સંભળાય છે એ જ તમારી ભૂલ છે. તમે 'મોટા' એવું સાંભળો જ નહીં. એ કહે, તેનો વાંધો નહીં. પણ તમે એને સાંભળો નહીં, જો તમને રોગ ચઢતો હોય તો અને જો રોગ ના ચઢતો હોય તો સાંભળો નિરાંતે. એ શબ્દ રોગ કરનારા હોય તો તમે ના સાંભળો. નહીં તો 'તમે મોટા, હું નાનો' એવું છે તે પ્લસ-માઈનસ કરી નાખો. તો બોજો વધશે નહીં ને બધાને આનંદ રહેશે.

આ સમજણ પડી પ્લસ-માઈનસની ? સમજ નહીં પડી, નહીં ?

આ પ્લસ-માઈનસની સિસ્ટમ, જો તમને આવડે તો સ્વીકારી લેજો.

મારી પાસે આ વ્યવહારિક જ્ઞાન બધું જાણવાને માટે બહુ ટાઈમ હોય, તો લાભ લેવો. તને ગમ્યું કે બધું ?

**પ્રશ્નકર્તા :** હા.

## (૬) પ્રેમથી સુધારો ભૂલકાંને

## પ્રેમથી છોડવાં ય ઉછરે કાઠાં; અકળાયે સહુને લાગે માઠાં!

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં કોઈ ખોટું કરતું હોય તો તેને ટકોર કરવી પડે છે. તો એનાથી તેને દુઃખ થાય છે. તો તે કેવી રીતે એનો નિકાલ કરવો ?

**દાદાશ્રી :** ટકોર કરવામાં વાંધો નથી, પણ આપણને આવડવું જોઈએ ને. કહેતા આવડવું જોઈએને, શું ?

**પ્રશ્નકર્તા :** કઈ રીતે ?

**દાદાશ્રી :** બાબાને કહીએ, 'તારામાં અક્કલ નથી, ગધેડો છું.' આવું બોલીએ તો પછી શું થાય તે ! એને ય અહંકાર હોય કે નહીં ? તમને જ તમારો બોસ કહે કે 'તમારામાં અક્કલ નથી, ગધેડો છું.' એવું કહે તો શું થાય ? ના કહેવાય આવું. ટકોર કરતાં આવડવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે કરવાની ટકોર ?

**દાદાશ્રી :** એને બેસાડવો. પછી કહીએ, આપણે હિન્દુસ્તાનના લોક, આર્ય પ્રજા આપણી, આપણે કંઈ અનાડી નથી અને આપણાથી આવું ન થાય કંઈ. આમતેમ બધું સમજાવી અને પ્રેમથી કહીએ ત્યારે રાગે પડે. નહીં તો તમે તો માર, લેફ્ટ એન્ડ રાઈટ, લેફ્ટ એન્ડ રાઈટ લઈ લો તે ચાલતું હશે ?

**પ્રશ્નકર્તા :** અહીંના બાળકો દલીલબાજી બહુ કરે છે, આર્ગ્યુમેન્ટ બહુ કરે છે. આ તમે શેના લેકચર મારી રહ્યા છો, કહે ?

**દાદાશ્રી :** દલીલબાજી બહુ કરે. છતાં પ્રેમથી શીખવાડો ને તો દલીલબાજી ઓછી થઈ જશે. આ દલીલબાજી તમારું રિએકશન છે. તમે અત્યાર સુધી એને દબડાય દબડાય કર્યો છે ને. એ એના મગજમાંથી જતું નથી, ભૂંસાતું જ નથી. એટલે પછી એ દલીલબાજી એને લીધે કરે છે. મારી જોડે એકું ય છોકરું દલીલબાજી નહીં કરતું. કારણ કે હું સાચા પ્રેમથી આ તમારી બધા જોડે વાતો કરી રહ્યો છું.

**પ્રશ્નકર્તા :** છોકરાઓ હોય, તો એની જોડે કેવી રીતે ટકોર કરવી ?

**દાદાશ્રી :** શી ટકોર કરવાની ?

**પ્રશ્નકર્તા :** ટકોર કરવી પડેને, કે એની ભૂલ થતી હોય તો ?

**દાદાશ્રી :** તે આપણે એમને એમ પૂછવું કે તમે આ બધું કરો છો એ તમને ઠીક લાગે છે, તમે વિચારીને કર્યું આ બધું ? ત્યારે એ કહે કે, મને ઠીક નહીં લાગતું. તો આપણે કહીએ કે ભઈ, તો શા માટે આપણે નકામું આમ કરવું ? એમ પોતે જરા વિચારીને કહોને, પોતે ન્યાયાધીશ હોય છે બધાં, સમજે છે બધાં, પોતે ખોટું થયું હોય ને તો એને સમજે તો ખરો જ. પણ તમે એમ કહો કે તું મૂર્ખ છું અને ગધેડો છું. તેં આ કેમ કર્યું ? ત્યારે ઊલ્ટો પકડ પકડે. ના, 'હું કરું છું' એ જ ખરું છે, જાવ કહેશે. ઊંધું કરે પછી કેમ ઘર ચલાવવું તે આવડતું નથી. જીવન કેમ જીવવું તે આવડતું નથી. એટલે જીવન જીવવાની ચાવી મૂકેલી છે બધી આમાં, કેમ કરીને જીવન જીવવું તે ?!

**પ્રશ્નકર્તા :** અહીં અમેરિકામાં કોલેજોમાં 'પબ્લીક રિલેશન'ના ક્લાસીસ ચાલે છે. પબ્લીક સાથે સંબંધો કેવી રીતે રાખવા ? તો ય કંઈ પરિણામ નથી આવતું.

**દાદાશ્રી :** ના આવે. પરિણામ પ્રેમથી કર્યા સિવાય આવે નહીં. એક છોડવો ઊછેરવો હોયને, તો ય તમે પ્રેમથી ઊછેરો, તો બહુ સારો ઊછરે.

પણ એમ ને એમ પાણી રેડોને, બૂમાબૂમ કરો, તો કશું ના થાય. એક છોડવો ઊછેરવો હોય તો ! તમે કહો કે ઓહોહો !!! સરસ થયો છોડવો. તે એને સારું લાગે છે! એ ય સરસ ફૂલાં આપે મોટાં મોટાં !! તો આ પછી મનુષ્યોને તો કેટલી બધી અસર થતી હશે !

## સત્તાથી ય ચઢે પ્રેમનો પાવર! હાર્ટ દેખે ત્યાં પ્રેમનો શાવર!

સામાનો અહંકાર ઊભો જ ના થાય. સત્તાવાહી અવાજ અમારો ના હોય. એટલે સત્તા ના હોવી જોઈએ. છોકરાને તમે કહોને તો સત્તાવાહી અવાજ ના હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, આપે કહેલું કે કોઈ આપણા માટે બારણાં વાસી દે. તે પહેલાં આપણે અટકી જવું.

**દાદાશ્રી :** હા, ખરી વાત છે એ બારણાં વાસી દે તે પહેલાં આપણે અટકી જવું જોઈએ. તે એને વાસી દેવાં પડે ત્યાં સુધી આપણી મૂર્ખાઈ કહેવાય, શું ? આવું ના હોવું જોઈએ અને સત્તાવાહી અવાજ તો કોઈ દહાડો મારો નીકળ્યો જ નથી. એટલે સત્તાવાહી અવાજ ના હોવો જોઈએ. નાનો હોય ત્યાં સુધી સત્તાવાહી અવાજ દેખાડવો પડે. ચૂપ બેસી જા. તે ય હું તો પ્રેમ જ દેખાડું. હું તો પ્રેમથી વશ કરવા માંગું.

**પ્રશ્નકર્તા :** પ્રેમમાં જેટલો પાવર છે એટલો પાવર સત્તામાં નહીં ને !

**દાદાશ્રી :** ના. પણ તમને પ્રેમ ઉત્પન્ન થાય નહીંને ત્યાં સુધી પેલો કચરો નીકળી ના જાય ત્યાં સુધી ! કચરો બધો કાઢું છું કે નહીં કાઢતી ! કેવા સરસ હાર્ટવાળા, જે હાર્ટીલી હોયને તેની જોડે ડખો ના કરવો, તારે એની જોડે સારું રહેવું. બુદ્ધિવાળા જોડે ડખો કરવો, કરવો હોય તો.

## પહાડ પરથી પથરો પડે; કોના પર ગુસ્સો કરે?

**પ્રશ્નકર્તા :** સંસારમાં રહ્યા પછી કેટલીક જવાબદારીઓ બજાવવી પડે છે અને જવાબદારીઓ અદા કરવી એ એક ધર્મ છે. એ ધર્મ બજાવતાં કારણે કે અકારણે કટુ વચન બોલવાં પડે, તો એ પાપ કે દોષ છે ?

**દાદાશ્રી :** એવું છે ને, કડવું વચન બોલીએ તે ઘડીએ આપણું મોઢું કેવું થઈ જાય ? ગુલાબના ફૂલ જેવું, નહીં ? આપણું મોઢું બગડે તો જાણવું કે પાપ લાગ્યું. આપણું મોઢું બગડે એવી વાણી નીકળી ત્યાં જ જાણવું કે પાપ લાગ્યું. કડવા વચન ના બોલાય, ધીમે રહીને આસ્તે રહીને બોલો. થોડાં વાક્યો બોલો પણ આસ્તે રહીને સમજીને કહો, પ્રેમ રાખો, એક દહાડો જીતી શકશો. કડવાશથી જીતી નહીં શકો. પણ એ સામો થશે ને અવળા પરિણામ બાંધશે. એ છોકરો અવળાં પરિણામ બાંધે. 'અત્યારે તો નાની ઉંમરનો છું તે મને આવું ટૈડકાવે છે. મોટી ઉંમરનો થઈશ એટલે આપીશ.' એવા પરિણામ મહીં બાંધે. માટે આવું ના કરો, એને સમજાવો. એક દહાડો પ્રેમ જીતશે. બે દહાડામાં જ એનું ફળ નહીં આવે. દશ દહાડે, પંદર દહાડે, મહિના સુધી પ્રેમ રાખ્યા કરો. જુઓ, આ પ્રેમનું શું ફળ આવે એ તો જુઓ. તમને ગમી આ વાત ? કડવું વચન બોલીએ તો આપણું મોઢું ના બગડી જાય ?

**પ્રશ્નકર્તા :** આપણે અનેકવાર સમજાવીએ, છતાં એ ના સમજે તો શું કરવું ?

**દાદાશ્રી :** સમજાવવાની જરૂર જ નથી. પ્રેમ રાખો છતાં આપણે એને સમજણ પાડીએ ધીમે રહીને. આપણા પડોશીને ય એવું કડવું વચન બોલીએ છીએ આપણે ?

**પ્રશ્નકર્તા :** પણ એવી ધીરજ હોવી જોઈએ ને ?

**દાદાશ્રી :** હમણે ડુંગર ઉપરથી ઢેખાળો પડે ને એ તમારા માથે પડે તો તમે ઉપર જોઈ લો ને પછી કોની ઉપર ક્રોધ કરો ? તે ઘડીએ શાંત રહો ને ? કોઈ દેખાય નહીં એટલે આપણે જાણીએ કે આ કોઈએ નથી નાખ્યો માટે એની મેળે પડ્યો છે. એટલે એનો આપણે ગુનો નથી ગણતા. ત્યારે પેલો ય એની મેળે જ પડે છે. એ તો નાખનાર તો વ્યક્તિ દેખાય છે એટલું જ છે. બાકી એની મેળે જ પડે છે. તમારા જ

હિસાબ ચૂકતે થાય છે બધા. આ દુનિયામાં બધા હિસાબ ચૂકતે થઈ રહ્યા છે. નવા હિસાબ બંધાઈ રહ્યા છે ને જૂના હિસાબ ચૂકતે થઈ રહ્યા છે. માટે સીધું બોલજો છોકરાં જોડે, સારી ભાષા બોલજો.

## દેવતાનો સંગ સીધો કે ચીપિયાથી? કેટલીક ગૂંચો, ઉકલો કીમિયાથી!

**પ્રશ્નકર્તા :** આપણી એકદમ નજીકનું કોઈ સગું છે. ઘરમાં આપણી જવાબદારી છે. એનું કોઈ પણ વર્તન ખરાબ હોય તો આપણે એને સુધારવા માટે કહીએ, એનું સારું કરવા માટે એને કહીએ તો ઊલટું આપણી ઉપર જ આવી જાય. એ પોતે સમજે છે કે આ ઘરમાં મારા વડીલ છે, મારા સારા માટે કહે છે, મને સુધારવા માટે કહે છે. છતાં ય પણ જ્યારે કહીએ ત્યારે એનાથી આપણા સામે વર્તન ઊંધું જ થઈ જાય.

**દાદાશ્રી :** એ આપણને કહેતા આવડતું નથી એટલે. સામી વ્યક્તિની જોખમદારી નથી. આપણને કહેતાં ના આવડે પછી એ તો એવું જ થાય ને !

**પ્રશ્નકર્તા :** પણ દરેક માણસને જે જે કહેવાનું છે, એ એની કેપેસીટી જે હોય એ આધારે જ કહેવાઈ જાય છે.

**દાદાશ્રી :** હા, પણ કલેક્ટરની માફક કહો એટલે પછી એ એવું જ કરે ને ! તમે જાણે કલેક્ટર હો એવી રીતે કહો. એટલે એવું જ થઈ જાય ને ! તમે કારકુનની પેઠ કહો, તો એને સારું લાગે. તો એ વાત સાંભળે. તમને કેમ લાગે છે ? કલેક્ટરની પેઠ કહો એટલે વાંધા જ પડે ને ! હવે આ દેવતાને આપણે અડીએ અને એને ઓળખી જઈએ કે આ તો અડાય એવો છે જ નહીં, તો પછી આપણે ફરી એને અડવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ના, અડકાય નહીં.

**દાદાશ્રી :** તો પછી, જેમ દેવતાને માટે શું કરીએ છીએ ? ચીપિયાથી પછી પકડીએ છીએ ને ? એ ચીપિયો રાખો છો ને, તમે ? ચીપિયો નથી રાખતા ? ત્યારે એમને એમ દેવતા હાથમાં ઝાલવા જઈએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** દાઝી જ જવાય.

**દાદાશ્રી :** એટલે ચીપિયો રાખવો પડે.

**પ્રશ્નકર્તા :** તો એ કઈ જાતનો ચીપિયો રાખવો જોઈએ ?

**દાદાશ્રી :** આપણા ઘરનો એક માણસ ચીપિયા જેવો છે, એ પોતે દાઝતો નથી અને સામાને દાઝેલાને પકડે છે, એને બોલાવીએ ને કહીએ કે 'ભઈ, આની જોડે હું વાત કરું ને, ત્યારે તું તે ઘડીએ ટાપશી પૂરવા લાગજે.' એટલે પછી એ રાગે પાડી આપશે. કંઈક રસ્તો કરવો પડે. એમ ને એમ દેવતાને હાથે પકડવા જઈએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** હા. એ બરોબર છે. પણ મારી જોડે ઊંધું વર્તન કર્યા પછી એને દુઃખ થાય છે કે મેં ખોટું કર્યું છે. આ ઘરમાં મોટા છે, અને એમનો મારા ઉપર પ્રેમ છે, એટલે મને એ સુધારવા માંગે છે. એવું એ સમજે છે, છતાં ય એનું વર્તન તો એવું ને એવું જ થાય છે.

**દાદાશ્રી :** હા, પ્રેમ છે અને હિતની વાત કરે છે. એવું ય સમજે છે, પણ આ 'તારામાં અક્કલ નથી' એવું એને કેમ બોલો છો ? એની જોડે કલેક્ટરની પેઠ કેમ બોલો છો ? અમે તો પ્રેમથી કહીએ છીએ. તો પ્રેમ કેળવો ને ! આવા સરસ સમજદાર થઈને....

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે થાય પણ ? હું એને કશુંક કહું એટલે એ ગુસ્સે થાય. એટલે હું પણ ગુસ્સે થઈ જાઉં છું.

**દાદાશ્રી :** ત્યારે ગુસ્સે થઈ જાવ છો, એટલે પછી નબળાઈ હોય ત્યાં સુધી શું થાય તે ? મને તો કોઈ કહે, દાદાજી, તમારામાં અક્કલ નથી. તો હું કહું, 'બેસ,

બરાબર છે તારી વાત.' કારણ કે એને સમજણ ના હોય તો એવું બોલે ને ! અને પછી પસ્તાય પાછો. એ કહેશે કે, 'મારાથી આ ના બોલાવું જોઈએ તો ય બોલાયું.' એ પસ્તાય.

## દાદાના કહ્યા મુજબ કરે; બોલ એ કે જેનો અર્થ સરે!

એટલે તમે થોડો પ્રયોગ મારા કહ્યા પ્રમાણે કરોને.

**પ્રશ્નકર્તા :** શું કરવાનું ?

**દાદાશ્રી :** પ્રેમથી બોલાવો ને ?

**પ્રશ્નકર્તા :** એ જાણે છે કે મારો એના પર પ્રેમ છે.

**દાદાશ્રી :** એવો પ્રેમ કામનો નહીં. કારણ કે તમે બોલો છો તે ઘડીએ પછી કલેક્ટરના પેઠ બોલો છો. 'તમે આમ કરો. તમારામાં અક્કલ નથી, આમ તેમ.' એવું હઉ કહો છો ને ?

**પ્રશ્નકર્તા :** એવું નથી કહેતા.

**દાદાશ્રી :** તો શબ્દ શું બોલો છો ?

**પ્રશ્નકર્તા :** એ તો દરેક પ્રસંગના આધારે શબ્દ નીકળે. કંઈક બહુ નુકસાન કરતો હોય, નકામું ખોટું વાપરી કાઢતો હોય, તો હું એને એમ કહું કે 'આ આટલી બધી મોંઘવારી છે અને તું આટલાં બધાં કેમ ખર્ચા કરી નાખે છે ?' એવું કહું.

**દાદાશ્રી :** પછી એથી એ સુધરે છે ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** તો પછી બોલવું નકામું છે. એક માણસ મને બાવનની સાલમાં કહેતો હતો કે 'આ ગવર્મેન્ટ ખરાબ છે ને જવી જ જોઈએ.' તે બાવનથી બાસઠની

સાલ સુધી બોલ બોલ કર્યા કર્યું. એટલે પછી મેં એને કહ્યું કે, 'રોજ તમે મને આ વાત કરો છો, પણ ત્યાં કંઈ ફેરફાર થાય છે ? આ તમારું બોલેલું ત્યાં કંઈ ફળે છે ?' ત્યારે એ કહે છે, 'ના. એ ફળ્યું નહીં.' ત્યારે મેં કહ્યું, 'તો શું કરવા ગા ગા કર્યા કરો છો ? તમારા કરતાં તો રેડિયો સારો.'

**પ્રશ્નકર્તા :** પણ મારે શું કરવાનું ?

**દાદાશ્રી :** આપણું બોલેલું ફળતું ના હોય તો આપણે બંધ થઈ જવું જોઈએ. આપણે મૂર્ખ છીએ, આપણને બોલતા નથી આવડતું, માટે બંધ

થઈ જવું જોઈએ. આપણું બોલેલું ફળે નહીં અને ઊલટું આપણું મન બગડે, આપણો આત્મા બગડે. આવું કોણ કરે તે ?

એટલે એક માણસ સુધારી શકાય એવો આ કાળ નથી. એ જ બગડેલો છે, સામાને શું સુધારે તે ? એ જ 'વિકનેસ'નું પૂતળું હોય. તે સામાને શું સુધારે તે ? એને માટે તો બળવાનપણું જોઈએ. એટલે પ્રેમની જ જરૂર છે.

છોડ રોપ્યો હોય, તમારે એને વઢવઢ નહીં કરવાનું કે જો તું વાંકો ના થઈશ, ફૂલ મોટાં લાવજે, એવું તેવું વઢવઢ નહીં કરવાનું. આપણે એને ખાતર અને પાણી આપ્યા કરવાનું. જો ગુલાબનો છોડ આટલું બધું કામ કરે છે, આ તો છોકરાઓ મનુષ્ય છે આ તો ! અને મા-બાપો ધબેડે હઉ, મારે હઉ !

હંમેશા પ્રેમથી જ સુધરે દુનિયા. એ સિવાય બીજો કોઈ ઉપાય જ નથી એના માટે. જો ધાકથી સુધરતું હોય ને તો આ ગવર્મેન્ટ ડેમોક્રેસી... સરકાર લોકશાહી ઉડાડી મેલે અને જે કોઈ ગુનો કરે એને જેલમાં ઘાલી અને ફાંસી કરે. પ્રેમથી જ સુધરે જગત.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત સામો માણસ આપણે પ્રેમ કરીએ છીએ તો ય સમજી નથી શકતો.

**દાદાશ્રી :** પછી આપણે શું કરવું ત્યાં આગળ ? શીંગડું મારવું ?

**પ્રશ્નકર્તા :** ખબર નહીં શું કરવું પછી ?

**દાદાશ્રી :** ના, શીંગડું મારે છે પછી. પછી આપણે ય શીંગડું મારીએ એટલે પેલું ય શીંગડું મારે પછી ચાલુ લડાઈ. જીવન ક્લેષિત થઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** તો એવા સંજોગોમાં આપણે કેવી રીતે સમતા રાખવી ? આવું તો આપણે થઈ જાય તો ત્યાં આગળ કેવી રીતે રહેવું ? સમજણ નથી પડતી ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** શું થઈ જાય તો ?

**પ્રશ્નકર્તા :** આપણે પ્રેમ રાખીએ અને સામો માણસ ના સમજે, આપણો પ્રેમ સમજે નહીં, તો આપણે શું કરવું પછી ?

**દાદાશ્રી :** શું કરવાનું ? શાંત રહેવાનું આપણે. શાંત રહેવાનું, બીજું શું કરીએ આપણે એને ? કંઈ મારીએ એને ?

**પ્રશ્નકર્તા :** પણ આપણે એ કક્ષાએ નથી પહોંચ્યા કે શાંત રહી શકીએ.

**દાદાશ્રી :** તો કૂદીએ આપણે તે ઘડીએ ! બીજું શું કરવું ? પોલીસવાળો ટૈડકાવે ત્યારે કેમ શાંત રહો છો ?

**પ્રશ્નકર્તા :** પોલીસવાળાની ઓથોરિટી છે, એની સત્તા છે.

**દાદાશ્રી :** તો આપણે એને ઓથોરાઈઝ (અધિકૃત) કરવા. પોલીસવાળા આગળ સીધા રહીએ અને અહીં આગળ સીધા ના રહેવાય !

## અશ્રુથી વ્યક્ત, નહીં ખરી લાગણી; ડ્રામેટિક રહ્યે, ખરી સાચવણી!

**પ્રશ્નકર્તા :** સંસારમાં રહેવા માટે લાગણીની જરૂર છે. લાગણી પ્રદર્શિત કરવી જ પડે. લાગણી પ્રદર્શિત ન કરો, તો મૂઢ કહે છે. હવે જ્ઞાન આવે, જ્ઞાનની સમજ ઉતરે, પછી લાગણી એટલી પ્રદર્શિત નથી થતી. હવે કરવી જોઈએ, વ્યવહારમાં ?

**દાદાશ્રી :** શું થાય છે એ જોવાનું.

**પ્રશ્નકર્તા :** દાખલા તરીકે છોકરાં બહારગામ ભણવા ગયો. અને એરપોર્ટ ઉપર મા ને બાપ બન્ને ગયાં, અને માની આંખમાંથી આંસુ પડ્યા અને બાપ રડ્યો નહીં. એટલે તું કઠણ પત્થર જેવો છું, કહે છે.

**દાદાશ્રી :** ના, હોય નહીં, લાગણી આવી. બહારગામ જતો હોય તો શું ? એના આંખમાં આંસુ પડે તો એને વઢવી જોઈએ કે ઢીલી આવી કંઈ સુધી રહીશ, કહીએ. મોક્ષે જવું છે તો !

**પ્રશ્નકર્તા :** ના, એટલે એમ કે એ જો લાગણી ના હોય, તો એટલો માણસ છે તો કઠોર થઈ જાય છે. એ લાગણી વગરનો માણસ બહુ કઠોર હોય છે, એમ કહે છે.

**દાદાશ્રી :** લાગણી તો જેને આંખમાં આંસુ નથી આવતાં તેની સાચી છે અને તમારી ખોટી લાગણી છે. તમારી દેખાવની લાગણી છે અને એની સાચી લાગણી છે. સાચી લાગણી હાર્ટિલી હોય. એ બધું ખોટું, ઊંધું માની બેઠેલું. લાગણી કંઈ જબરદસ્તી થાય નહીં. એ તો નેચરલ ગીફ્ટ છે. એવું કહેતી હોય તો લાગણી ઉત્પન્ન થતી હોય તો બંધ થઈ જાય. એ કંઈ રડવું અને પછી તરત ભૂલી જવું એ લાગણી કહેવાય નહીં. લાગણી તો રડવું ય નહીં અને યાદ રહેવું, એનું નામ લાગણી કહેવાય.

લાગણીવાળા તો અમે ય, કોઈ દહાડો ય રડીએ નહીં, પણ છતાં ય બધાંને લાગણી કાયમની બધાંને. કારણ કે જેટલાં વધુ મળે એટલા તો રોજ અમારા જ્ઞાનમાં આવતાં જ હોય બધાં.

**પ્રશ્નકર્તા :** મા-બાપ પોતાના બાળકો માટે જે રીતે લાગણી બતાવે છે, તો ઘણી વખત લાગે છે કે ખૂબ બતાવતાં હોય છે.

**દાદાશ્રી :** એ ઈમોશનલ જ છે બધું. ઓછી બતાવનારે ય ઈમોશનલ કહેવાય. નોર્મલ જોઈએ. નોર્મલ એટલે બનાવટ ખાલી, ડ્રામેટિક ! ડ્રામાની સ્ત્રી જોડે ડ્રામા કરવાનો તે અસલ, એક્ઝેક્ટ. લોકો એમ સમજે કે સહેજ ભૂલ નથી કરી. પણ બહાર નીકળતી વખતે એને કહીએ, હેંડ મારી જોડે તો ના આવે એ. આ તો ડ્રામા પૂરતું જ હતું કહે. એ સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** હા, સમજાય છે.

**દાદાશ્રી :** એટલે છોકરાને કહીએ, 'આય ભાઈ, બેસ બા. તારા વગર મારું બીજું કોણ છે ?' અમે તો હીરાબાને કહેતા'તા કે મને તમારા વગર ગમતું નથી. આ પરદેશ જઉં, પણ તમારા વગર મને ગમે નહીં.

**પ્રશ્નકર્તા :** બાને સાચું ય લાગે.

**દાદાશ્રી :** હા સાચું જ હોય. મહીં અડવા ના દઈએ.

**પ્રશ્નકર્તા :** પહેલાના જમાનામાં મા-બાપને છોકરાંઓ માટે પ્રેમ કે એની સરભરા એ બધી કરવાનો ટાઈમ જ ન્હોતો અને કંઈ પ્રેમ આપતા ય ન્હોતા. બહુ ધ્યાન ન્હોતા આપતા, અત્યારે મા-બાપ છોકરાઓને બહુ પ્રેમ આપે, બધું ધ્યાન રાખે, બધું કરે તો ય છોકરાંઓને મા-બાપ માટે બહુ પ્રેમ કેમ નથી હોતો ?

**દાદાશ્રી :** આ પ્રેમ તો, જે બહારનો મોહ એવો જાગ્રત થયેલો છે કે એમાં જ ચિત્ત જતું હોય છે. પહેલાં મોહ બહુ ઓછો હતો ને અત્યારે તો મોહના સ્થળ એટલા બધાં થઈ ગયાં છે.

**પ્રશ્નકર્તા :** હા. અને મા-બાપ પણ પ્રેમનાં ભૂખ્યાં હોય કે અમારા છોકરાઓ છે, વિનય-બિનય રાખે.

**દાદાશ્રી :** પ્રેમ જ, જગત પ્રેમાધીન છે. જેટલું મનુષ્યોને ભૌતિક સુખની નથી પડી એટલી પ્રેમની પડેલી છે. પણ પ્રેમ ટકરાયા કરે છે. શું કરે ? પ્રેમ ટકરાવો ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** છોકરાઓમાં મા-બાપ પ્રત્યેનો પ્રેમ ઘણો છે.

**દાદાશ્રી :** છોકરાને ય ઘણું છે ! પણ છતાં ટકરાયા કરે.

## થાય છોકરાં સાથે અચૂક પક્ષપાત; આ તો છે લેણ-દેણની વસુલાત!

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં લખેલું છે કે મા-બાપને પોતાનાં બાળકો પ્રત્યે સરખો જ પ્રેમ હોય, એ બરાબર છે ?

**દાદાશ્રી :** ના, એવું મા-બાપ કંઈ ભગવાન નથી કે સરખો પ્રેમ રહે ! તે સરખો પ્રેમ તો ભગવાન રાખી શકે, બાકી મા-બાપ કંઈ ભગવાન નથી બિચારાં, એ તો મા-બાપ છે. એ તો પક્ષપાતી હોય જ. સરખો પ્રેમ તો ભગવાન જ રાખી શકે, બીજું કોઈ રાખી શકે નહીં. આ મને અત્યારે સરખો પ્રેમ હોય બધાનાં ઉપર.

બાળકને પ્રેમ તો જ્ઞાનીઓ એકલાં જ કરે છે. મા-બાપ તો ઊછેરે છે, નર્સરી કરે છે. તે શા હારું ઊછેરે છે ? કે આ આંબો મોટો થાય એટલે ફળ આવશે અને તે મને ખાવાનાં કામ લાગશે.

**પ્રશ્નકર્તા :** પૂર્વેનાં ઋણાનુબંધ એ જાતનાં છે, એટલે છોકરા તરીકે આવ્યાને ?

**દાદાશ્રી :** ઋણાનુબંધનો વાંધો નથી, પ્રેમ રાખવાનો ય વાંધો નથી. પણ વ્યવહાર રાખો, એમ કહે છે. વ્યવહારને નિશ્ચય ના કરી નાખશો. આ તો વ્યવહારને જ નિશ્ચય કરી નાખ્યો.

## બાળકો દાદાના સત્સંગથી સુધરે; જાતે ઘેર આવીને સુધારે ખટપટે!

આજના છોકરાંઓને બહાર જવાનું ગમે નહીં એવું કરી નાખો, કે ઘરમાં આપણો પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ દેખે. પછી આપણા સંસ્કાર ચાલે.

આપણે સુધારવું હોય તો શાક સુધારવું, પણ છોકરાઓને ના સુધારવા ! એ લોકોને શાક સુધારતાં આવડે. શાક સુધારતાં ના આવડે ?

**પ્રશ્નકર્તા :** આવડે.

**દાદાશ્રી :** હે... આવડા આવડા ટુકડા કરીને બનાવે શાકનાં હડહડાટ.

બાબો ચોખ્ખો છે. હજુ ચોખ્ખો છે તે એને પુષ્ટિ અહીંથી આપો. અહીંનું ને અહીંનું જ. એને આનંદ–બાનંદ બધું અહીં જ થાય. મિત્રાચારી તમારી જ હોય, બહાર મિત્ર કરવા ખોળે નહીં. એટલે તે આપણે મિત્ર જેવા જ થઈ જવું જોઈએ એને. હું તો હાથ ફેરવું, રમાડું, બધું ય કરું. એટલે એને ઘેર આવે ને, કોલેજમાંથી છૂટીને એને ઘેર આવે તો આવવાનું એને મન થઈ જાય. અને અહીં ઘેર પ્રેમ ના દેખે એટલે બહાર પ્રેમ ખોળે. નાના બાળકો પ્રેમ ખોળે, પૈસા ખોળતા નથી, એટલું ધ્યાન રાખજો.

આમને ઠેઠ સુધી સાચવ સાચવ કરો. એકનું એક જ છે. સરસ થઈ ગયું હવે એને. હવે તો આ દાદાને માટે જ બધું જીવન. એમને કહ્યું કે

ભઈ, આ કરોડોની મિલકત આ બધી તને સોંપવાની છે. ના, હું મારી કરી લઈશ. તમે આ દાદાને કરોડો આપી દેજો. તે હવે મને કહે છે. મેં કહ્યું, ના, ભઈ મારે જોઈતા નથી. મેં ના પાડી દીધી. એટલે બાબાને સાચવજો. બાબો બહુ સારો છે. આ ભાઈને એ જ કહેલું ને કે તમારા છોકરાઓ લઈને અમારી પાસે ને પાસે આવજો. ભલે ભાડું-બાડું થાય તો ય. છોકરાઓ સુધરી ગયા એટલે થઈ ગયું, લાખો રૂપિયા સુધરી ગયા.

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે 'છોકરાઓને અહીં લઈ આવો.' પણ છોકરાઓ ના આવે તો ?

**દાદાશ્રી :** એ તો મને પધરામણી કરાવે એટલે હું બીજે દહાડે, હું મારી આપું, જરા મારી આપું. ઘેર પધરામણી કરાવડાવો ને, એટલે એને પકડી લાવો. બહુ ઈન્ડિયામાં બધાં ઘણાં રિપેર કરી આપ્યા છે. મા-બાપ ખુશ થઈ ગયા છે. તે વહુ રિપેર કરી આપીએ. વહુનાં ધણી રિપેર કરી આપ્યા, મા-બાપ રિપેર કરી આપ્યા, નહીં તો શી રીતે મોક્ષે જાય ?! જ્ઞાન તો આપ્યું પણ મોક્ષે શી રીતે જાય ?!

## ઘડીમાં ગુસ્સો, ઘડીમાં ઊછાળો; એ છે આસક્તિ, છોકરાંને મુંજારો!

છોકરાઓ જોડે બહુ ફાવે. નાના છોકરાંઓ જોડે ફાવે અમારે તો. મારી જોડે ફ્રેન્ડશીપ કરે. અહીં આગળ પેસતાં હતાં ને ? ત્યારે પેલો આવડો બાબો હતો તે તેડવા આવ્યો, હેંડો કહે છે. અહીં પેસતાં જ તેડવા આવ્યો. અમારી જોડે ફ્રેન્ડશીપ કરે. તમે તો લાડ લડાવ કરો. અમે લાડ ના લડાવીએ, પ્રેમ કરીએ.

**પ્રશ્નકર્તા :** એ જરા સમજણ પાડોને દાદા, લાડ લડાવાનું અને પ્રેમ કરવાનું. બધું જરા દાખલા આપીને સમજાવો.

**દાદાશ્રી :** અરે, એક માણસે તો એમના બાબાને એવો દબાવ્યો, આમ છાતીએ. બે વર્ષથી ભેગો થયો ન્હોતો, અને ઊંચકીને આમ દબાવ્યો ! તે પછી

બાબો ખૂબ દબાઈ ગયો, એટલે એને પછી છૂટકો ના રહ્યો, એટલે બચકું ભરી લીધું. આ રીત છે આ તે ?! આ લોકોને તો બાપા થતાં નહીં આવડતું !

**પ્રશ્નકર્તા :** અને પ્રેમવાળો શું કરે ? જે પ્રેમવાળો હોય, એ શું કરે ?

**દાદાશ્રી :** હા. તે હાથ ફેરવે આમ તેમ. ગાલે ટપલી મારે, આમ તેમ કરે અને એને પાછળ લઈને આમ જરા ખભો ઠોકે, એમ ખુશ કરે. એને આમ દબાવી દેવાનું ?! પછી એ બિચારો ગુંગળાય એટલે બચકું ભરી લેને ! ના ભરી લે ગુંગળાય એટલે ? તમારા બાબાએ બચકું ભર્યું હતું ?

**પ્રશ્નકર્તા :** મેં એવું નથી કર્યું કોઈ દિવસે.

**દાદાશ્રી :** ત્યારે સારું ! દોઢ વર્ષનો છોકરો કહેશે, 'દાદા, મારે રમવા તમારી જોડે આવવું છે.' ત્યારે હું કહું, 'હા.' શાથી દોઢ વર્ષના છોકરાને મારી જોડે બીક નહીં લાગતી હોય ?

**પ્રશ્નકર્તા :** કશો અહંકાર ના મળે તમને એટલે.

**દાદાશ્રી :** અહંકાર નહીં એટલે પ્રેમ લાગે !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એડજસ્ટેબલ થાય. ખરી મજા આવે. છોકરાને, દોઢ વર્ષનો–બે વર્ષનો, પાંચ વર્ષનો, બધાં ય ને મજા આવે. છોકરીઓને હઉ મજા આવેને ! હું તો પંદર વર્ષની છોકરી હોય તો ય હું કહું તેને, કે કેમ પૈણતી નથી ? પૈણવામાં તને શું નુકસાન છે એ બધું એને સમજાવું, એની હરેક બાબત, તેની આઉટસાઈડ–ઈનસાઈડ વાત કરું, તે ય એની વાત ખુલ્લી કરે. તેજ મારું જોઈ લીધું, આંખોમાં વીતરાગતા જોઈ. લોક તો નથી કહેતા કે આંખોમાં તો સાપોલીયા રમે છે ! વીતરાગ પુરુષ હોય તો ય કહી દે !

એક છોકરો મારી પાસે અડધો જ કલાક વાતચીત કરી હશે. તે પુસ્તક માંગી ગયો. કહે છે, તમારો ફોટો આપો. કેટલા વર્ષનો છોકરો હતો ?

**પ્રશ્નકર્તા :** તેર વર્ષનો.

**દાદાશ્રી :** ફોટો માંગી ગયો, પુસ્તક આપો. પુસ્તક આપ્યું. પુસ્તક એણે વાંચ્યું ખરું પાછું આજે ! પછી આવતી વખતે ય મને જો જો કરતો હતો. ફોટો લે લે કરતો હતો. એ બંધાઈ ગયો, મારી જોડે બંધાયો. એટલે બહાર પ્રેમ ખોળે નહીં, મારા ફોટામાંથી પ્રેમ આવશે એને. પ્રેમથી જ જગત જીવી રહ્યું છે અને આપણા લોક મારે ખરાં છોકરાંને ?! બીવડાય બીવડાય કરે ! અક્કલ વગરનો છું અને આ મોટાં અક્કલવાળા ! 'જોબ' તો મળતી ના હોય અને અક્કલવાળા આવ્યા ! એમને એમનાં સાસુ લઢતા હોય. એ તો કોણ કહી શકે ? મારા જેવો કોઈ લખનાર ના હોય, તે હું કહી શકું. બાકી તમને લઢનાર હોય પાછળ તો તમે શી રીતે કહી શકો ?! તમને વાત સમજાય છે, આ કામ લાગશે ?

અને છોકરાને તો મારશો જ નહીં. કોઈ ભૂલચૂક થાયને, સમજણ પાડવાની જરૂર અને ધીમે રહીને માથે હાથ ફેરવી અને સમજણ પાડવાની જરૂર. પ્રેમ આપે ત્યારે છોકરું ડાહ્યું થાય.

આ તો અમે પૂછીએ, તારા પપ્પા કેવા છે ? ત્યારે કહે, જવા દો ને, પપ્પાની વાત ! તે મૂઆ, એક તો પપ્પો થયો છું, છોકરાને ઉછેરવો ના હોય ?! છોકરાને મારવા પણ.... અત્યારે હું મોટી ઉંમરનાંને મારુંને, તો એને રીસ નહીં ચઢતી, એનું શું કારણ ? પ્રેમથી મારું છું. તમારામાં પ્રેમ હોય નહીં. તમારામાં પ્રેમ જ ક્યાંથી લાવે ? પ્રેમવાળો માણસ કોઈ જોયેલો ? ક્યાં જોયેલો ?

આ છોકરાને હું માર માર કરું છું ને, તો ય ખુશ થાય છે અને તું માર જોઈએ ? કારણ કે તારામાં અહંકાર છે, એટલે એનો અહંકાર જાગૃત થાય. મારામાં પ્રેમ છે, એટલે એને પ્રેમ જાગૃત થાય. એ તો હું ગમે એટલું મારું તો ય મને કશું ના હોય, મારી ઉપર ખુશ થઈ જાય. કારણ કે હું પ્રેમથી જોઉં છું અને તારામાં તો અહંકાર

ભરેલો છે એટલે પછી તે છોકરામાં અહંકાર જાગે એટલે બેનો અહંકાર લડે પછી, ‘આવી જા’ કહેશે.

અને તમે એને એક ટપલી મારો તો એ રડવા માંડશે, એનું શું કારણ ? એને વાગ્યું તેથી ! ના, એને વાગ્યાનું દુઃખ નથી. એનું અપમાન કર્યું તેનું એને દુઃખ છે. આ જગતે પ્રેમ શબ્દ જ જોયો નથી. કંઈક પ્રેમ જોયો હોય કો’ક જગ્યાએ, તો મધરનો પ્રેમ હશે. તે ય કંઈક પ્રેમ !

**પ્રશ્નકર્તા :** તે ય કહેવામાં આવે છે ને કે તું મારો બાળક છે.

**દાદાશ્રી :** એ ય છે તે આસક્તિનું જ સ્વરૂપ છે. પણ પ્રેમ કંઈક દેખાતો હોય, નિર્મળતા કંઈક સાધારણ હોય, તો ‘મધર’નાં પ્રેમમાં હોય છે, બીજી બધી આસક્તિઓ છે. અને જેની પાછળ મને કામ લાગશે, છોકરાં મોટાં થઈને ચાકરી કરશે, આમ કરશે, નામ રાખશે. એ બધી આસક્તિઓ બધી.

**પ્રશ્નકર્તા :** મધરની જો આ પ્રમાણે હકીકત હોય, તો પિતાજીનો કેવો ભાગ હોય, આ પ્રેમ....

**દાદાશ્રી :** પિતાજીનો ઘાટવાળો પ્રેમ. મારું નામ કાઢે એવો છે, કહેશે. એક માનો એકલો સહેજ પ્રેમ, તે ય સહેજ જ પાછો. તે ય મનમાં હોય કે મોટો થશે, મારી ચાકરી કરશે અને શ્રાદ્ધ સરાવશે તો ય બહુ થઈ ગયું મારું. એક લાલચ છે, કંઈ પણ એની પાછળ લાલચ છે ત્યાં પ્રેમ નથી. પ્રેમ એ વસ્તુ જ જુદી છે. અત્યારે તમે અમારો પ્રેમ જોઈ રહ્યા છો, પણ જો સમજણ પડે તો. આ દુનિયામાં કોઈ ચીજ મને ખપતી નથી, તમે લાખો ડૉલર આપો કે લાખો પાઉન્ડ આપો ! આખા જગતનું સોનું આપો તો મારે કામનું નથી. આખા જગતની સ્ત્રી સંબંધી મને વિચારે ના આવે. હું આ શરીરથી જુદો રહું છું, પડોશી તરીકે રહું છું. આ શરીરથી જુદો, પડોશી ‘ફર્સ્ટ નેબર’.

## ન ઘટે—વધે, પરમાત્મ—પ્રેમ દાદામાં; ન જોવા મળે આજ કોઈ પ્યાદામાં!

આ જગતને સુધારવાનો રસ્તો જ પ્રેમ છે. જગત જેને પ્રેમ કહે છે તે પ્રેમ નથી, તે તો આસક્તિ છે. આ બેબી પર પ્રેમ કરો, પણ તે પ્યાલો ફોડે તો પ્રેમ રહે ? ત્યારે તો ચિઢાય. માટે એ આસક્તિ છે. છોકરાં પ્રેમ ખોળે છે, પણ પ્રેમ તેમને મળતો નથી. એટલે પછી એમની મુશ્કેલી એ જ જાણે, કહેવાય નહીં ને સહેવાય નહીં. આજના જુવાનિયાંઓ માટેનો રસ્તો અમારી પાસે છે. આ વહાણનું સુકાન કઈ રીતે લેવું તે અમને મહીંથી જ રસ્તો મળે છે. મારી પાસે પ્રેમ એવો ઉત્પન્ન થયો છે કે જે વધે નહીં ને ઘટે પણ નહીં. વધઘટ થાય તેને આસક્તિ કહેવાય. જે વધઘટ ના થાય તે પરમાત્મ-પ્રેમ છે. એટલે ગમે તે માણસ વશ થઈ જાય. મારે કોઈને વશ કરવા નથી, છતાં પ્રેમને સહુ કોઈ વશ રહ્યા કરે છે. જેને સાચો પ્રેમ કહેવામાં આવે છે ને, એ જોવા નહીં મળે. પ્રેમ જગતે જોયો નથી. કો'ક ફેરો જ્ઞાની પુરુષ કે ભગવાન હોય ત્યારે પ્રેમ દેખે. પ્રેમમાં વધઘટ ના હોય, અનાસક્તિ હોય. એ જ પ્રેમ, એ જ્ઞાનીઓનો પ્રેમ એ જ પરમાત્મા છે.

# (૭) 'અવળાં' આમ છૂટી જાય

## દારૂ સ્વપ્ને ન પીવાય ક્યારેય; ખોટાંની પ્રતીતિ ક્ષણે ય ન ભૂલાય!

આ કોઠો એંઠો કરો છો ને ? ડ્રીંક્સ કશું... ?

**પ્રશ્નકર્તા :** કોઈક કોઈકવાર. એટલે ઘરમાં થાય ત્યારે. સાચું બોલું છું.

**દાદાશ્રી :** એ બંધ કરી દેજે. પરવશ થઈ ગયો. આપણને ના ચાલે, આપણને જોઈએ નહીં. લઈશ જ નહીં, અડીશ જ નહીં તું. દાદાની આજ્ઞા છે, માટે અડવાનું નહીં. તો તારું જીવન બહુ સારું જશે. કારણ કે તને જરૂર નહીં પડે હવે. આ ચરણવિધિ ને બધું વાંચીશ એટલે તને એ જરૂરે ય નહીં પડે અને આમ આનંદ પુષ્કળ રહેશે, બહુ આનંદ રહેશે. સમજાયું છે ને તને ? સમજાયું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. પણ આજે એવું છે કે બિઝનેસમાં તો આજે દારૂની પાર્ટીઓ થાય જ છે. કોકટેલ પાર્ટી અને એમાં તો તમારે હાજરી તો આપવી જ પડે ને ? પણ પોતે એમ નથી પીતા. આપની વાત સાચી છે કે વ્યસની માણસોથી દૂર રહેવું જોઈએ.

**દાદાશ્રી :** ના, મોટી ઉંમરવાળા માટે વાત નથી આ. આ તો ઉગતા બાળકોને માટે વાત છે. તમારે જે સંજોગો આવે ને એ તો... તમે તો બધું હવે એ રીઢા થઈ ગયેલા, નવી પેસે નહીં, જૂની નીકળે નહીં. પણ આ ઉગતા બાળકોને આ વિચાર આવવા માંડે છે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. આ વિચાર તરીકે બરાબર છે. મારું શું કહેવું હતું કે નાનપણથી એ લોકો સાથે ઉછર્યા હોય ને બહુ જ સારા કુટુંબના મિત્રો હોય. પેલો મોટો થઈને સિગારેટ પીએ અને આ ન પીએ સમજીને. હવે એ સિગારેટ પીએ છે.

તેની મિત્રતા છોડી દેવી, બીજી બધી રીતે સારો હોય. તો એ એને માટે સમજણ ના પડે ?

**દાદાશ્રી :** આપણા જ્ઞાનમાં રહીને આમ વ્યસનીના સંગમાં ન રહેવું. છતાં કુદરત આપણને વ્યસનીના સંગમાં રાખે, તો પણ જ્ઞાન તો તેનું તે રહે જ ને !

**પ્રશ્નકર્તા :** ના. પણ જોડે રહીને વ્યસનથી દૂર રહેવા શું કરવું ? ધારો કે જોડે રહેવાનો સંજોગ આવે તો ?

**દાદાશ્રી :** એ જોડે રહેવાનો પ્રયત્ન જ નહીં કરવાનો.

**પ્રશ્નકર્તા :** વ્યસનથી મુક્ત કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** વ્યસનથી મુક્ત થવા 'વ્યસન એ ખોટી ચીજ છે' એવી આપણને પ્રતીતિ થવી જોઈએ. એ પ્રતીતિ ખસવી ના જોઈએ. આપણો નિશ્ચય ના ખસવો જોઈએ. પછી વ્યસનથી દૂર જ રહે છે માણસ. 'એમાં કંઈ વાંધો નહીં.' એવું કહે ત્યારથી ચોંટ્યું.

## દારૂ-માંસાહારનું રી પેમાં જાનવર ગતિ; જ્ઞાનીનાં વચન, ખોશો માન મતિ!

**પ્રશ્નકર્તા :** બહુ વખત કોઈએ દારૂ પીધો હોય કે પેલા ડ્રગ્સ લીધા હોય. તો કહે, એની અસર આપણા બ્રેઈન ઉપર પડે તો પછી બંધ કરી દે, પણ એની અસર તો રહે. તો એ અસરોમાંથી મુક્ત થવા માટે દાદા શું કહે છે ? કઈ રીતે નીકળવું બહાર, એને માટે કઈ છે રસ્તો ?

**દાદાશ્રી :** ના, પણ પછી છે તે રીએક્શન આવ્યું ફરી. પરમાણુ છે તે બધા ચોખ્ખાં થવાં જોઈએને. પીવાનું બંધ કરી દીધું છે ને ! હવે એને કરવાનું શું ? 'દારૂ પીવો ખરાબ છે.' એવું કાયમ બોલવું કહીએ!

હા, પછી ય બોલવાનું. 'સારો છે' એવું કોઈ દહાડો ના બોલીશ.

નહીં તો ફરી એને અસર થશે પછી.

**પ્રશ્નકર્તા :** આ પીવાથી મગજને નુકસાન કઈ રીતે થાય છે ?

**દાદાશ્રી :** એ ભાન ભૂલાવે ને ! એ વખતે મહીં જાગૃતિ ઉપર આવરણ આવી જાય છે. પછી કાયમ માટે એ આવરણ ખસતું નથી. આપણે મનમાં એમ લાગે કે ખસી ગયું, પણ નથી ખસતું એ. એમ કરતું કરતું આવરણ આવતું આવતું બધું પછી... માણસ જડ જેવો થઈ જાય. પછી એને સારા સારા વિચાર-બિચાર કશું આવે નહીં. એટલે જે ડેવલપ થયેલા છે, તે આમાંથી બહાર નીકળ્યા પછી એનાં બ્રેઈન બહુ સારું ડેવલપ થયેલું હોય ! ફરી પાછું બગાડવું ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આ દારૂ પીધાથી જે બધો ડેમેજ થયું હોય મગજને. મગજના પરમાણુને જે ડેમેજ થઈ ગયો હોય, તો એ ડેમેજ ભાગ ફરીથી રિપેર કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ કંઈ રસ્તો જ નથી એનો. એ તો ટાઈમ જ પસાર થશે તેમ તેમ એ થશે. પીધા વગરનો ટાઈમ જશે, પસાર થશેને તેમ તેમ એ બધું ખુલ્લું થતું જશે. એકદમ ના થાય. દારૂ ને આ માંસાહારથી જે દેવું થાય છે, એ દારૂ-માંસાહારમાંથી આ સુખ ભોગવે છે, એ સુખ 'રિપે' કરતી વખતે જાનવરમાં જવું પડે છે. આ દરેક સુખ જેટલા છે ને, જેટલા સુખ તમે લો છો એ 'રિપે' કરવા પડશે એવી જવાબદારી આપણે સમજવી જોઈએ. આ પોલું નથી જગત ! આ રિપેવાળું જગત છે. ફક્ત આ આંતરિક સુખનું જ રિપે કરવું નથી પડતું ! બીજા બધા બહારના સુખો એ બધા રિપે કરવાના છે. જેટલી આપણે જમે લેવી હોય એટલી લેવી અને પછી આપવી પડશે !!

**પ્રશ્નકર્તા :** આવતા જન્મમાં રિપે કરવું પડશે જનાવર થઈને, એ બરાબર પણ આ ભવમાં શું થશે ? આ ભવના શું પરિણામ છે ?

**દાદાશ્રી :** આ ભવમાં છે તે એને પોતાને આવરણ આવી જાય એટલે જડ જેવો, જાનવર જેવો થઈ ગયેલો જ હોય. લોકોમાં પ્રેસ્ટીજ ના રહે લોકોમાં માન ના

રહે, કશું જ ના રહે !

## ન ખવડાવો કદિ બાળકોને ઇંડાં; વધે વીર્ય કૈડ્યા કરે વિષયોના કીડા!

**પ્રશ્નકર્તા :** એગ્સ (ઇંડાં) ખાધાં છે.

**દાદાશ્રી :** શા હારું લીધેલાં ?

**પ્રશ્નકર્તા :** શરીર સારું કરવા માટે લીધેલાં.

**દાદાશ્રી :** શરીરથી શું વજન લેવાનું છે તારે ?

**પ્રશ્નકર્તા :** એ પેલા ડૉક્ટરોએ ય કહ્યું કે છોકરાને ઈંડાં ખવડાવો. એટલે પછી ઘેર લાવીને ખવડાવા માંડ્યું. પણ એ તો કો'ક જ વાર, અમારે ત્યાં રેગ્યુલર નહીં. મહિનાઓ કે વર્ષો સુધી નહીં. કો'ક વાર હોય, ક્યારેક !

**દાદાશ્રી :** પછી ગમે છે ?

**પ્રશ્નકર્તા :** બહુ ગમતું નથી.

**દાદાશ્રી :** પસંદ પડ્યા નહીં ?

**પ્રશ્નકર્તા :** બહુ ગમતું નથી. કો'કવાર ખાઉં પણ રોજ ના ખાઈ શકું.

**દાદાશ્રી :** ઈંડાં હોય અને બચ્ચાં હોય એ બેઉ એક જ છે બધું. કોઈનું ઈંડું ખાવું અને કોઈનું બચ્ચું ખાવું એમાં ફેર નથી. બચ્ચા ખાવાનું પસંદ ખરું તને ? કોઈના બચ્ચાં ખઈ જવાનું પસંદ ખરું ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** કેમ એમ ?

**પ્રશ્નકર્તા :** ભાવે જ નહીં.

**દાદાશ્રી :** ત્યારે એ ઇંડાં એ જ છે. બચ્ચાં જ છે. તને નહીં લાગતું કે બચ્ચાં જ છે. એની મહીં બચ્ચું જ થવાનું ને ?

**પ્રશ્નકર્તા :** એમાં ઇંડાં પણ શાકાહારી ઇંડાં હોય છે, એવી લોકોની માન્યતા હોય છે.

**દાદાશ્રી :** ના, એ તો રોંગ માન્યતા છે એ ઇંડાંને નિર્જીવ ઇંડાં કહે છે, એ જીવ વગરની વસ્તુ. જેમાં જીવ ના હોય એ વસ્તુ ખવાય નહીં.

**પ્રશ્નકર્તા :** આ જુદી વાત લાગે છે.

**દાદાશ્રી :** જુદી એટલે એક્ઝેક્ટ વાત છે. આ તો સાયન્ટિસ્ટોને કહ્યું હતું કે હંમેશાં નિર્જીવ કોઈ વસ્તુ ખવાય નહીં. અને જીવ હોય તો ખવાય. એમાં જીવ ખરો પણ અમુક જાતનો જીવ. એટલે આ તો એ લોકોએ ખોટો લાભ ઉઠાવ્યો છે જગતનો. એને અડાય જ નહીં અને આવા છોકરાઓને ઇંડાં ખવડાવાથી શું થાય, શરીર પછી એટલું બધું ઉશ્કેરાટવાળું થાય કે પછી માણસના કંટ્રોલમાં રહે નહીં. અમુક આપણું વેજીટેરિયન ફૂડ તો બહુ સારું હોય, કાચું ભલે રહ્યું. ડૉક્ટરોનો એમાં દોષ નથી હોતો. ડૉક્ટર તો એની બુદ્ધિ અને એની સમજણ પ્રમાણે કર્યા કરે. આપણે આપણા સંસ્કાર સાચવવાના ને. આપણે સંસ્કારી ઘરવાળા લોકો છીએ.

## જો જાતે ચીકન તું શકે કાપી; તો જ હાર્ટે ખાવા માટે રજા આપી!

બાબાને સંસ્કાર એવા આપો કે ફર્સ્ટ કલાસ થઈ જાય એવો. આ અહીંનું ખોરાક-બોરાક કશું પેસે નહીં એવું બિચારાને. ઉત્તમમાં ઉત્તમ ખોરાક આપવો. આપણો ઉત્તમ ખોરાક એવો આપવો કે આ જ એને સાંભર સાંભર થયા કરે. પેલું ગમે નહીં એવું થઈ જાય. ત્યારે ખરું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ છેને ! ખોરાક અહીંયા આપણો જ લે છે. એને હવે મનમાં એમ થતું નથી કે બધા લોકો કેમ બીજું ખાય છે ને હું કેમ એકલો જ બીજું ખાઉં છું !

**દાદાશ્રી :** ના, એવું થતું નથી. પણ તો ય હજુ એને બીજા સંસ્કાર બદલાય, હજુ અવસ્થા એવી છે, ...ઉંમર. એટલે આપણો અહીંનો એવો

એવો સરસ સ્વાદિષ્ટ ખોરાક બીજો બનાવી આપવો કે એને આમાં જ સ્વાદ લાગ્યા કરે ! બીજા કશાથી કંટાળો આવે. અને એવી વાત નીકળે તો આપણે વાત કરવી કે શી રીતે આ ગંદવાડો ખવાય ? ગમે શી રીતે આ ? એ કોઈકને કાપીને ખઈ જવાનું તે ગમતું હશે ? એ એટલે આ છોકરાઓને હું માંસાહાર છોડાવડાવું છું બિચારાને. ઘુસી ગયેલું, છોડાવ્યું પછી મેં.

**પ્રશ્નકર્તા :** અમેરિકામાં દાદાએ કેટલા ય છોકરાઓને એકદમ ટર્ન કરી દીધા.

**દાદાશ્રી :** હા, એમનાં મા-બાપ ફરિયાદ કરવા આવ્યા કે આ છોકરા અમારા બગડી જવા બેઠા છે, એનું શું કરીશું ? મેં કહ્યું, તમે ક્યારે સુધરેલા હતા તે વળી પાછા છોકરા બગડી ગયા ! તમે માંસાહાર કરો છો ? ત્યારે કહે, કોઈક દહાડો. પેલું પીવાનું ? ત્યારે કહે, કોઈક દહાડો. એટલે આ છોકરા જાણે કે મારા બાપા કરે છે એટલે હિતકારી વસ્તુ છે આ. હિતકારી હોય તે જ મારો બાપ કરે ને, કહેશે. એટલે તમને શોભે નહીં આ બધું. એટલે પછી એ છોકરાને માંસાહાર છોડાવી દીધો. એમને કહ્યું, છોકરાઓને કે 'ભઈ, આ બટાકા તું કાપી શકું ? આ પપૈયો તું કાપી શકું ? આ બધા એપલ કાપી શકું ? આ બધું તું કાપી શકું ?' 'હા, બધું કાપી નાખું.' મેં કહ્યું, 'કોળું આવડું હોય તો ?' 'તે એ ય કાપી શકું.' કાકડી આવડી હોય તે ય કાપી શકું એ ? તે ઘડીએ હાર્ટને અસર થાય? ત્યારે કહે, 'ના.' પણ મેં કહ્યું, 'બકરી કાપી શકું ?' ના. 'મરઘી કાપી શકું ?' ત્યારે કહે 'ના કપાય મારાથી.' માટે જ તારું હાર્ટ એક્સેપ્ટ કરે છે કાપવામાં, એટલી જ વસ્તુ તું ખાજે. તારું હાર્ટ એક્સેપ્ટ ન કરતું હોય, હાર્ટને ગમે જ નહીં, રુચે નહીં એ વસ્તુ ખાઈશ નહીં. નહીં તો એના પરીણામ ઊંધા આવે છે અને તે પરમાણુ તને હાર્ટ ઉપર અસર કરશે. એટલે છોકરાઓ સારી રીતે સમજી ગયા અને છોડી દીધું. છોકરા કહે છે, આ બુદ્ધિનો દાખલો આપો તો હું કબૂલ છું. પણ મા-બાપ તો શું કહે, માંસ ના ખાઈશ, માંસાહાર ના કરીશ, મીટ ના ખઈશ. પણ આ બધા ખાય છે ને હું કેમ ના ખઉં. તે આ બધા સ્કૂલમાં ખાય છે ને ! એટલે પણ મા-બાપ શું જવાબ આપે પછી ? એટલે આવો જવાબ આપે સાયન્ટિફિકલી, ત્યારે એ લોકો સ્વીકાર કરે.

**પ્રશ્નકર્તા :** પેલી બર્નાડ શૉની વાત કરો ને !

**દાદાશ્રી :** હા, બર્નાડ શૉને એક જણે પૂછ્યું કે તમે માંસાહાર કેમ કરતા નથી ? ત્યારે કહે, મારું શરીર એ છે તે કબ્રસ્તાન નથી. આ મરઘા-કૂકડાનું કબ્રસ્તાન નથી એ. તે પણ એમાં શું ફાયદો ? ત્યારે કહે, 'આય વોન્ટ ટુ બી એ સીવિલાઈઝડ મેન.' છતાંય કરે છે. ક્ષત્રિયોને અધિકાર છે, પણ ક્ષત્રિયપણું રહ્યું હોય તો અધિકાર છે.

## બાળકોને મીઠાઈનાં માઠાં પરિણામ; નાની વયે વિષયો મચાવે તોફાન!

**પ્રશ્નકર્તા :** આ નાના છોકરાંઓને મગસ ખવડાયા કરે છે, તે ખવડાવાય ?

**દાદાશ્રી :** ના ખવડાવાય, મગસ ના ખવડાવાય. નાના છોકરાઓને મગસને, ગુંદરપાક, દગડા ના ખવડાવાય. એમને સાદો ખોરાક આપવો અને દૂધ પણ થોડું આપવું જોઈએ. છોકરાને ના અપાય આવું બધું-આપણા લોકો તો બધા દૂધની ચીજો ખવડાય ખવડાય કરે છે. મૂઆ, ના ખવડાવાય. ઉશ્કેરાટ વધશે અને બાર વરસનો થયો ત્યારથી દ્રષ્ટિ બગડશે મૂઆની. ઉશ્કેરાટ ઓછો થાય એવો ખોરાક આપવો જોઈએ. છોકરાંઓને, બાળકોને આ તો બધું ખ્યાલમાં નથી. જીવન કેમ જીવવું તે ભાન જ નથી ને !

**પ્રશ્નકર્તા :** આ તો દ્રષ્ટિ જ ઊંધી છે, કેમ છોકરાને જાડો કરીએ !

**દાદાશ્રી :** 'છોકરાં કેવી રીતે ઉછેરવા અને નર્સરી કેવી રીતે કરવી' તે ભાન જ નથી એમને. છોકરાં બાળઉછેરની જોખમદારી ઘણી વધારે છે. લોક શરીરની જોખમદારી એકલી જ સમજે છે. આ તો નર્સરી છે !!

આ વાત ક્યાંય હોઈ શકે નહીં. આ વાત શાસ્ત્રમાં ના હોય, પુસ્તકમાં ના હોય, મગજમાં ના હોય. આ તો બોધ કળા છે. અજાયબ જ કળા છે, નવું વિજ્ઞાન છે. છોકરાને તો ડાહ્યા બનાવવા જોઈએ. ઉશ્કેરાટ વગરના, કેવા સુંદર ! ઉશ્કેરાટ એનો ઊભો કરીએ, ઉશ્કેરાટનો ખોરાક ખવડાવીએ અને સંસ્કાર ખોળીએ, એ બે

કેમ બને ? એને દાળ, ભાત, રોટલી, શાક બધો સાદો ખોરાક આપીએ એ બહુ સુંદર ખોરાક છે, એમાં વાંધો નથી.

## દૂષણો દૂર કીધાં, નવી ફેશનનાં! નખ ને હોટલ–બારના જશનનાં!

એક માણસ બધી રીતે દોષિત થયેલો હોય. એના દોષો કાપવા જોઈએ. તો દોષ એ આચાર છે અને આચાર ઉદયાધીન છે. એટલે કશું વળે નહીં અને આપણે વઢ્યા કરીએ. અને એ વળે નહીં, વઢ્યા કરીએ ને પેલો ઊલટો ભાવ અવળાં કરે. બાપ છોકરાને વઢે. રોજ હોટલમાં જઉં છું, પેલાને જવું નથી છતાં જાય છે, બિચારાને છૂટકો નથી. જવું નથી છતાં ઉદય એને લઈ જાય છે પાછો. અને બાપ કહે છે, તું કેમ ગયો ? એટલે બહુ કહે કહે કરે ને, તો છોકરો બાપને તો કહે કે હું જવાનો નથી. પણ મનમાં નક્કી કરે, આપણે જવાના જ છીએ. એ છો ને બોલે. ઊલટાં ભાવ બગાડીએ છીએ. આ લોકોને બાપ તરીકે જીવતાં નથી આવડતું. મા તરીકે જીવતાં નથી આવડતું. ગુરુ તરીકે જીવતાં નથી આવડતું. મારે બૂમો પાડવી પડે છે નરી. કંઈ આવડે છે જીવતાં ?

આ હોટલમાં ખાય છે તે પછી ધીમે ધીમે આમ ભેગો થાય અને એક બાજુ પડી રહે. પછી એ જ્યારે પરિપાક થાય ત્યારે મરડો થાય. ચૂંક આવે એ કેટલાંય વર્ષો પછી પરિપાક થાય. અમને તો આ અનુભવ થયો ત્યાર પછી બધાને કહેતા કે હોટલનું ના ખવાય. અમે એક વખત મીઠાઈની દુકાને ખાવા ગયેલા. તે પેલો મીઠાઈ બનાવતો હતો. તેમાં પરસેવો પડે, કચરો પડે ! આજકાલ તો ઘેરે ય ખાવાનું બનાવે છે તે ક્યાં ચોખ્ખું હોય છે ? લોટ બાંધે ત્યારે હાથ ધોયા ના હોય, નખમાં મેલ ભરાયો હોય.

આજકાલ નખ કાપતા નથી ને ? અહીં કેટલાંક આવે એને નખ લાંબા હોય ત્યારે મારે તેને કહેવું પડે છે, 'બહેન આમાં તને લાભ છે કે ? લાભ હોય તો નખ રહેવા દેજે. તારે કંઈ ડ્રોઈંગનું કામ કરવાનું હોય તો રહેવા દેજે.' ત્યારે એ કહે કે, 'ના, આવતીકાલે કાપી લાવીશ.' આ લોકોને કંઈક 'સેન્સ' જ નથી ! તે નખ

વધારે છે, ને કાન પાસે રેડિયો લઈને ફરે છે ! પોતાનું સુખ શામાં છે એ ભાન જ નથી, અને પોતાનું પણ ભાન ક્યાં છે ? એ તો લોકોએ જે ભાન આપ્યું તે જ ભાન છે.

આ અમેરિકામાં જઉં, તે છોકરા–છોકરીઓ પગ દબાવતા હોય અને પછી હું ગમ્મત કરું. એય ! શું વાગ્યું ? શું વાગ્યું ? ત્યારે છોકરીઓ ભડકી જાય બિચારી. કશું વાગ્યું નહીં ને દાદા આવું કેમ કરતા હશે ? 'શું વાગ્યું હશે' એ એના મનમાં શંકા પડે. મેં કહ્યું, આ કોઈના નખ વધારે છે ? તે પછી એનાં નખ જ વધારે હોય. ત્યારે મેં કહ્યું, આ નખ વધારે છે એ મને તો વાગે. એટલે શું કરીએ ? મેં કહ્યું, ''વરસ દહાડા પછી એને કાપી નખાવજે. ઉતાવળ ના હોય તો વરસ દહાડા પછી પણ કાપી નાખજે.'' હું ફરી વરસે આવું તો એ કપાયેલા હોય. 'ના, એ હું કાલે જ કાપી લાવું.' તો તો બહુ સારું. તે તરત કાપી નાખે.

હવે આપણે એને કહીએ, 'નખ કપાવી નાખ. હું ખાવાનું નહીં સાંજે આપું.' ત્યારે એને કંઈ ના આવડે કે ? તને ચેલેન્જ મારતાં આવડ્યું તો એને ચેલેન્જ મારતાં આવડે કે ! 'જા, નથી કાપવાની, તારે થાય એ કરજે', કહેશે. એ પ્રેમથી કામ લેવું જોઈએ. પ્રેમથી વશ થાય ને ! ધણી ય વશ થાય ને જાનવરે ય વશ થાય ને વાઘે વશ થાય. આ તો પ્રેમ છે તે તને ઘડીયાળ ઉપર પ્રેમ છે.

## છોકરાં સુધરાય સમજાવીને; હૃદય સ્પર્શે તેજવાણી ખરીને!

આ કંઈ ગપ્પું નથી, આની પાછળ કૉઝિઝ છે. આ તો ઈફેક્ટ છે બધી. માટે ઈફેક્ટ માટે દોષ કઢાય નહીં. આપણો છોકરો ચોર થઈ ગયો હોય, એને ધીબાય નહીં. 'એ શાથી ચોરી કરે છે, એ કોઝ શું છે ?' એ ખોળી કાઢવું જોઈએ. કોઝમાં એટલું જ હોય કે એને ચોરી કરવામાં સુખ પડે છે એવું એને જ્ઞાન પ્રાપ્ત થયેલું છે ગયે અવતારે. એટલે જ ચોરી કરે છે, એ તો બિચારો પરવશ થઈને ચોરી કરે છે. પૂર્વભવે ભાવના કરી છે અને એનું ફળ આવી ગયેલું છે. હવે છે તે એમાં શું ઉપાય કરશો બીજો ? એને કરવાની ઈચ્છા ના હોય બિચારાને.

આપણે સમજણ પાડીએ તો કે ભાઈ, આ ચોરી કરવામાં ફાયદો ખરો ? અને ફાયદો હોય તો ઓપનલી કેમ કરતો નથી તું ? છાનોમાનો કેમ નાસી જતો રહે છે ? કોઈ હોય ત્યારે કેમ નથી કરતો ? એટલે ખોટું એ તો જાણે જ છે ને ? પછી કહીએ કે ભઈ, આ ચોરી કરવાથી કોઈ તને પકડે તો શું થાય ? તો કહે, મને જેલમાં ઘાલી દે, ફોજદાર મારે. એટલે ચોરી કરવામાં આવું દુઃખ છે. ત્યારે બેસાડી એને બધી સમજણ પાડવી જોઈએ કે ભઈ, તું અહીંથી બહારગામ ગયો હોય અને તારા ગજવામાંથી ૨૫ રૂપિયા હોય તે લઈ લે. તો તું પાછો શી રીતે મુંબઈથી આવું ? ત્યારે કહે છે, ના અવાય એ તો. ત્યારે મેં કહ્યું, તું અહીંથી લોકોનાં લઈ લઉં છું, તો એનું શું થતું હશે બિચારાનું ? આવાં બધાં જ દાખલા એને આપ આપ કરી એને, એની પાસે ન્યાય કરાવવો પડે. પછી એને સમજાય કે આ સાલું ખોટું થઈ રહ્યું છે. ખોટું તો છે જ. એટલે બધું પોતે જ કબૂલ કરી દે કે આ ખોટું જ છે. મારે હવે નથી કરવું.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, પણ ભલે આપણે કંઈ કહેવું ન હોય, પણ આપણે એમ માનીએ કે આપણો દીકરો હોય, ચોરી કરતો હોય, તો ચોરી કરવા દેવી ?

**દાદાશ્રી :** દેખાવમાં વિરોધ, મહીં અંદર સમભાવ. બહાર દેખાવમાં વિરોધ અને તે એ ચોરી કરે તેની ઉપર આપણે નિર્દયતા સહેજ પણ ન થવી જોઈએ. જો અંદર સમભાવ તૂટી જશે તો નિર્દયતા થશે અને જગત આખું નિર્દય થઈ જાય છે.

એટલે પછી છોકરા સમજી જાય કે મારા પર બાપનો દ્વેષ નથી. એ બૂમો પાડે છે, પણ અંદરખાને સમજી જાય કે મારા બાપનો દ્વેષ નથી. પેલો સમભાવ રાખે ને એટલે પછી શું કરે ? બાપ શું કરે ? પછી બેસાડીને કહેશે, 'બેસ બા, બેસ.' આમ હાથ-બાથ ફેરવેને એટલે એને બિચારાને એ લાગે, સુખ લાગે. દિલ ઠરે એનું. પછી આપણે કહીએ ભઈ, જુઓ આપણે

કોણ ખાનદાન, એવું તેવું તે. એટલે ભાવ ફેરવે કે ના જ કરવા જેવું. આ કરવા જેવી વસ્તુ જ ન્હોય. શું નક્કી કરે ? આ ઝેર ખાવા જેવી વસ્તુ છે નહીં. તો એને ઉપર ચઢાવ્યો કહેવાય, નહીં તો અધોગતિ કરાવે છે.

આપણે શું કહેવું પડે, હવે છોકરાને શું કહેવું જોઈએ કે છોકરો નક્કી કરે કે હવે મારે આ કરવા જેવું નથી, એવું એ મનમાં ભાવ કરે. પહેલાં તો બાપને ના કહે. બાપને પછી કહી દે કે મારી ઇચ્છા નથી તો ય થઈ જાય છે. પહેલું તો આપણે પૂછવું પડે, તું જાણી જોઈને કરું છું કે થઈ જાય છે ? ત્યારે પછી કહે, મારે નથી કરવું. એ બે-ત્રણ વખત નહોતું જવું તો ય મહીં જવાઈ ગયું. એટલે છોકરો ય સમજે કે મારે આ નથી કરવું તો ય થઈ જાય. માટે કો'ક ત્રીજું, કો'ક ભૂત છે. એ કર્મના ઉદયનું ભૂત છે. એટલે આપણે નથી કરવું તો ય થઈ જાય એવું કહે ને ત્યારથી આપણે જાણીએ કે ફર્યો, એની સમજણ ફરી. ત્યાર પછી આપણે એને શું કહેવું જોઈએ કે હવે પ્રતિક્રમણ કરજે. જ્યારે જ્યારે થઈ જાય, ત્યારે 'હે કૃષ્ણ ભગવાન ! આજે મારાથી આ થઈ ગયું, એની માફી માંગું છું અને ફરી નહીં કરું', કહીએ હવે. એ પ્રતિક્રમણ શીખવાડીએ બસ. બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. એ તો મેઈન (મુખ્ય) છે ને.

**દાદાશ્રી :** એ ક્યારે કરવું છે, એવું કહે ? તમારા જેવા ફાધર મળે ત્યારે. ફાધર શું કહે, 'મારી નાખીશ જો એને નહીં છોડું તો ?' ત્યારે પેલો છોકરો શું કહે ? કરવાનો જ. એવા મહીં ભાવ કરી નાખે. મોઢે બોલે નહીં. મોઢે બોલે તો પેલો મારે પાછો. કરવાનો જ જાવ, થાય તે કરો. આવું થયું છે, તેને લીધે આ છોકરા આવા પાક્યા. ભાવસત્તા (અજ્ઞાનીને) એના હાથમાં છે. એટલે અવળો ફરી જાય.

જેને ત્યાં ચોરી કરી તેનું પ્રતિક્રમણ આમ કરજે અને પ્રતિક્રમણ કેટલાં કર્યાં તે મને કહેજે. તો પછી પેલો રાગે પડી જાય. પછી ચોરી નહીં કરવાની એવી પ્રતિજ્ઞા લે તું. ફરી નહીં કરું અને થઈ ગઈ તેની માફી માંગું છું. એવું વારે ઘડીએ સમજણ પાડ પાડ કરીએ ને, તો એ જ્ઞાન ફીટ થાય. એટલે આવતો ભવ પછી ચોરી ન

થાય. આ તો ઈફેક્ટ છે તે પૂરી ભજવાઈ જાય અને ઈફેક્ટ છે તે એકલી જ. પાછું બીજું નવું આપણે શીખવાડીએ નહીં. તો હવે નવું ઊભું થાય નહીં.

એટલે આ ભવમાં ય ઓછું થઈ જાય. કેટલીક ઈફેક્ટ એવી હોય, મોળી હોય. તેને અહંકારે કરીને મજબૂત કરે. તે મોળીને તો નિશ્ચય મજબૂત કરતાં બંધ થઈ જાય. આ અમારો રસ્તો. અમે એને શું કહીએ કે તેં ચોરી કરી, તું ડરીશ નહીં, આવી રીતે શક્તિ માંગજે. આપણે તો એને આમ સમજણ પાડવા વાતચીત કરીએ.

આ જે આચાર છે આજનાં, એ બધાં ઈફેક્ટ છે. અને તું કેમ અપવાસ નહીં કરતો ? ત્યારે કહે, 'મારાથી નથી થતાં.' અલ્યા મૂઆ, શેના અપવાસ નથી થતાં ? એ તો કંઈ કરાતા હશે ? એ તો કૉઝિઝ કરેલું હોય તો અપવાસ કરાય. એટલે આજે શું કરે છે એ જોઈ લેવું જોઈએ અને જે આચાર કામનાં ના હોય, તેને માટે આપણે એને ફરી જ્ઞાન ફેરફાર કરી નાખવું જોઈએ એનું. એનું જ્ઞાન ફેરફાર કરવાનું છે. બાકી ધીબ ધીબ કરો તો ઊલટું મનમાં શું કરે કે ચોરી કરવી જ જોઈએ. એવું મનમાં નક્કી કરે. ઊલટો અવળો ચાલે. ભય ના પમાડવું જોઈએ. ફાધર કેવાં સંસ્કારી હોય ! જેના સંસ્કારથી છોકરાઓ બધાં ડાહ્યા થઈ જાય. આ તો એનો ઉપાય જાણો નહીં બિચારાનો ! ચોરી કરી આવે છે. તે એને ખબર જ નથી ને, એ તો એમ જ જાણે કે આ જ ચોરી કરી રહ્યો છે, તે બંધ કરવી હોય તો કરી શકાય. એ બંધ કરે તો થઈ જાય. લે ને તારું બંધ કરને, તારા જે દોષો હોય તે બંધ કર. ગુરુ મહારાજો, એ એવું કહે કે આ છોડી દો, આ છોડી દો. મહારાજ છીંકણી છોડી દો ને ? અને આ ક્રોધ તમારા છોડી દો ને. આ ક્રોધમાં તો બધાને દુઃખી કરો છો. તે છોડી દો. ક્રોધમાં આપણે કહીએ, તું ક્રોધને છોડી દે. પણ ના છોડી દે !

આ જુઓને તમારો ક્રોધ અમે સુધારી દીધોને ! તમારા કાબુમાં રહેતો ન હતો, પણ સુધારી દીધો ને !

## દાદા પ્રેમથી હૃદય પલટો ચોરનો; વશ કર્યાં મનના લાખો ચોરને!

હું સુરત ગયો'તો. તે બે પોલીસ ઈન્સ્પેક્ટરો દર્શન કરવા આવ્યા. એ લોકોને કહ્યું કે અમારે દર્શન કરવા આવવું છે, દાદાનાં. એટલે પછી મને કહે છે કે અમે આટલું બધું પોલીસખાતું, માણસની પાસેથી કબૂલ ન કરાવી શકીએ, તે તમે આવા 'જ્ઞાની પુરુષ' તરીકે કેમ કરીને કબૂલ કરાવો છો ?

ગુનો શું હતો ? કે એક પચ્ચીસ વર્ષનો છોકરો હતો, એણે આઠ મહિનામાં એંસી લાખ રૂપિયાની ખોટ કરી. આ ખોટ એનાં ઘરની નહીં. ઘેર તો પૈસા હતાં જ નહીં. બધા વેપારીઓ રડી ઊઠ્યા. અને એ છે તે ત્યાં આવ્યો આપણે ત્યાં, વણાકબોરી. એ ભાગી ગયો ત્યાંથી. લોકોએ મારવાની તૈયારી કરી નાખી. બાળી નાખો, કહે છે. બધા વેપારીના મનમાં એમ થયું કે આ છોકરાને, પચ્ચીસ વર્ષનાને મારી નાખો. એટલે એ સમજી ગયો. એટલે ત્યાંથી ભાગી ગયો. નડિયાદ ને એ બધે ફર ફર રખડવા માંડ્યો. પછી એનો ભઈ છે તે તપાસ કરવા આવ્યો. એના ભઈ જાણતા'તા કે દાદા વણાકબોરી છે ત્યાં, આપણે ત્યાં તેડી લાવ્યાં. તેડી લાવ્યા પછી મેં કહ્યું કે ભઈ આ કેમ, કેટલા વખતમાં ૮૦ લાખ રૂપિયા ભેગા કર્યા ? ત્યારે કહે, ૮ મહિનામાં. ત્યારે મેં કહ્યું, શું વાપરું છું, શેમાં ખર્ચો છે તારો ? ત્યારે કહે, ખર્ચો મારો તો હજાર રૂપિયા જ છે. એવું કહ્યું, ભણ્યો છું કે ? ત્યારે કહે, ઇંગ્લીશ ભણ્યો નથી. અલ્યા, તે કેવી રીતે બનાવ્યા ? ત્યારે કહે, કે હું આમને ત્યાંથી એક લાખનાં હીરા લાવું. બીજાને ત્યાં ૮૦માં વેચી દઉં. એ ૮૦ રોકડા આયા, તે પેલાને એમાંથી ૬૦ આપી આવું. આવી રીતે બિઝનેસ ચાલુ કર્યો.

એટલે આમાં બીજી રંડીબાજી, દારૂ-બારૂ ? ત્યારે કહે, ના, કશું ચાલુ નથી કર્યું કંઈ. એટલે શા હેતુ માટે કર્યું તે ? તારા ઘરનાંને માટે નથી કર્યું ? નથી રંડીબાજી, દારૂ-બારૂ હેતુ, તો શા માટે કર્યું ? ત્યારે કહે, હું અઢાર વર્ષનો હતો ત્યારે નક્કી કર્યું'તું કે આ શ્રીમંતનો કુંચો કાઢવો. તેં અલ્યા આવડું મોટું તે નક્કી કર્યું'તું. ત્યારે કહે કે હા. મેં શ્રીમંતોનો કુંચો કાઢવો એવું નક્કી કર્યું'તું. અલ્યા મૂઆ આવું ? તો કહે, હા. મેં કહ્યું, સારું. જે વિગતે વિગતવાર ક્ષણેક્ષણ બધી એક્ઝેક્ટ રીતે કહી દીધું. 'આ બધો ગુનો મારો જ છે અને બધું મેં જ કર્યું છે આ.' એટલે પછી એના ભઈ ને બધાં, બધાં સગાવહાલાં અહીં આવેલાં. એ કહે છે, જો આ સાવ સુરત ના આવે તો પેલા લોકો અમારો કુંચો કાઢશે. એટલે પછી મેં શું શરત કરી ? કે

પોલીસવાળાને મારી પાસે વાત નક્કી કરાવડાવો. પોલીસવાળાને મેં કહ્યું, જો તમે કોઈ પણ, આને કોઈ હાથ ના અડાડે. તો આ માણસને હું ત્યાં આવવા દઉં છું, નહિ તો નહિ આવે. એટલે એ લોકોએ કબૂલ કર્યું. પછી મેં મોકલ્યો. ત્યાં બધાની પાસે એક્સેપ્ટ કરી દીધું એણે, શું કર્યું ? અને કંઈ નામ ના લીધું. એટલે પોલીસવાળા કહે છે, તમે આટલું બધું એક્સેપ્ટ કેવી રીતે કરાવો છો ? મેં કહ્યું, મને તેર વર્ષની છોકરી હતી તે પીસ્તાળીસ વર્ષની થઈ ત્યાં સુધી એના લક્ષણ બધાં લખીને આપે છે અને છોકરા ય લક્ષણ લખીને આપે છે. નહિ આપતા હોય ? પૂરેપૂરા આપતાં હશે કે મહીં કાચા રાખતાં હશે ? જે બારીઓ ખોલે, એક-બે ખોલતો હશે ? અને ના ખોલનારા તો એકે ય ખોલે નહીં અને બારીઓ ખોલે તે એવું એવું લખીને આપે છે કે આ ય અજાયબી. હવે એમાં, અમને પોતાને ગમે નહિ. માથું ચઢે એવું લાગે. પણ છતાં ય અમે એને ધોઈને પાછું આપીએ ને મહિના સુધી વાંચજે અને તું એને પછી બાળી મૂકજે, કહ્યું.

કોઈ જગ્યાએ માણસ કહી શકે નહીં. એનું શું કારણ છે ? ધણી પાસે જો બોલે, તો ધણીને પછી લાગ આવે ત્યારે લાગમાં લે. જ્યાં જાય ત્યાં લોક લાગમાં લે. 'જ્ઞાની પુરુષ' કરુણાવાળા હોય, લાગમાં ના લે. એટલે ત્યાં આગળ બધું માણસ ખુલ્લું કરી આપે. સમજાયું તમને ?

એટલે પેલા પોલીસવાળાના મનમાં એમ જ થાય કે આવું બધું શી રીતે કબૂલ કરાવે છે. મેં કહ્યું, મારવા-કરવાનું ના હોય, અમારા પ્રેમથી બધું કબૂલ કરે. બધું જ કબૂલ કરી દે. પ્રેમથી બધું થાય. આ તમે શુદ્ધાત્મા થયા, પ્રેમ એટલો બધો ઉત્પન્ન થાય છે ત્યાં. હવે બીજો ઉપાય અત્યારે આ કરજો. છોકરાં ન હોય તમારાં ! આ તો બધું આપણા વ્યવહારથી નક્કી કરવાનું. 'કીસકે લડકે ને કીસકી બાત' એવું ઘેર બોલવું નહિ. આપણે મનમાં સમજવાનું. ઘેર તો આપણે કહેવું, 'હે છોકરાઓ ! તમે તો અમારું બધું નામ ઉજ્જ્વળ કરવા આચાં છો.' હા, લુખું પડી જાય છે. શબ્દ અવળા બોલવાથી લુખું પડી જાય સંસાર.

હવે જે પેલી પોતાનું ખાનગી લખી આપે છે, એનો એક જ શબ્દ હું બહાર પાડું તો એ આપઘાત કરીને મરી જાય. એટલે અમારે કેટલો બધો સંયમ રાખવો પડતો

હશે કે કોઈએ ય જાણે નહીં.

જ્યાં લોકોએ ખાનગી વાત કરી, તે લોકોએ લાભ ઉઠાવ્યો છે. એટલે ખાનગી વાત જ કરવાની છોડી દીધી. બધાએ લાભ ઉઠાવ્યા, કામમાં લાગે ત્યાં આ સાંકળ ખેંચે છે. કેમ લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** લાભ જ ઉઠાવે છે.

**દાદાશ્રી :** એટલે પ્રેમથી જુઓ. આ શું બધું હાય હાય હાય ! 'કિસકા લડકા કીસકી બાત !' આ તો ક્યાં સુધી ? ઉપર માથે ચોંટેલા છે ત્યાં સુધી આપણે કચકચ કરીએ ! ઉખડ્યા પછી પેલો વાળવાળો કહેશે, લ્યો ને સાહેબ, આને લઈ જાવ. મેર મૂઆ, આ તો ચોંટેલો છે ત્યાં સુધી મારાં. તમને કેમ લાગે છે ?

એટલે નકામી હાય હાય ના કરવી ! અમારી પાસે શીખવાનું છે. પાસે શા હારુ બેસાડી રાખું છું કે જોઈ જોઈને એમનું જીવન જુઓ. આંખો જુઓ. આંખોમાં શું રહે છે ? ત્યારે કહે, 'સાપોલીયાં રમે છે ?' ત્યારે કહે, 'ના, સાપોલીયાં નથી રમતાં અંદર.' ત્યારે શું રમે છે ? તો કહે, 'વીતરાગતા રમે છે.' એ શીખો. વાણી દિલ ઠરે એવી હોય. એટલે આ બધું જોડે બેસ બેસ કરવાથી થઈ જાય. ભણવાથી ના થાય. ઊલટાં લોક શું કહે છે, તમે કરી બતાવો. એક ફેરો આપણે એને કહીએ, લે ટેબલ પર બેસીને આવી રીતે જમજે. તો એક ફેરો જમતાં શીખવાડીએ એટલે શીખી જાય. આપણે ફરી શીખવાડવા ન જવું પડે અને ચોપડીઓમાં શીખવાડ્યું હોય, ચોપડીમાં આમ પ્લાનીંગ કર્યું હોય અને શીખવાડ્યું હોય તો ક્યારે શીખી રહે ? અને કોઈ છોકરાને ગજવું કાપવામાં એક્સપર્ટ કરવો હોય તો કઈ કોલેજમાં દાખલ કરવો પડે ? અને ગજવું કાપનારની પાસે મૂક્યો હોય તો છ

મહિનામાં ઓલરાઈટ કરી આપે, એક્સપર્ટ. નહીં તો વીસ વરસ કોલેજોમાં ઘાલે તો ય ના આવડે ને ! એમના પ્રોફેસરોને જ આવડે નહીં ત્યાં આગળ !

આ છોકરો અમારી પાસે બધી ભૂલો કબૂલ કરે, ચોરી કરે તો તે ય કબૂલ કરી લે છે. આલોચના તો ગજબનો પુરુષ હોય ત્યાં જ થાય. હિન્દુસ્તાનનો કંઈ અજાયબ 'સ્ટેજ'માં ફેરફાર થઈ જશે !

# (૮) નવી જનરેશન, હેલ્ધી માઈન્ડવાળી

## ટી.વી.-સિનેમા જોવામાં શો સાર; ગંધાતો કાદવ, લ્હાયને ઠાર!

**દાદાશ્રી :** રવિવારે તમારા નજીકમાં જ સત્સંગ હોય છે તો કેમ આવતા નથી ?

**પ્રશ્નકર્તા :** રવિવારે ટી.વી. જોવાનું હોયને, દાદા !

**દાદાશ્રી :** ટી.વી.ને તમારે શું સંબંધ ? આ ચશ્મા આવ્યા છે તો ય ટી.વી. જુઓ છો ? આપણો દેશ એવો છે કે ટી.વી. ના જોવું પડે, નાટક ના જોવું પડે, બધું આ અહીં ને અહીં રસ્તા પર થયા કરે છે ને ?

**પ્રશ્નકર્તા :** એ રસ્તે પહોચીશું ત્યારે એ બંધ થશેને ?

**દાદાશ્રી :** કૃષ્ણ ભગવાન ગીતામાં એ જ કહી ગયા કે મનુષ્યો અનર્થ ટાઈમ વેડફી રહ્યા છે. કમાવા માટે નોકરીએ જાય એ તો કંઈ અનર્થપૂર્વકનું ના કહેવાય. જ્યાં સુધી પેલી દ્રષ્ટિ મળે નહી ત્યાં સુધી આ દ્રષ્ટિ છૂટે નહીં ને ?

લોક શરીરે ગંધાતો કાદવ ક્યારે ચોપડે ? એને લ્હાય બળે ત્યારે એવું આ ટી.વી., સિનેમા, બધું ગંધાતા કાદવ કહેવાય. એમાંથી કશો સાર ના નીકળે. અમને ટી.વી. જોડે ભાંજગડ નથી. દરેક વસ્તુ જોવાની છૂટ હોય છે. પણ એક બાજુ પાંચ ને દસ મિનિટે ટી.વી. હોય ને એક બાજુ પાંચ ને દસ મિનિટે સત્સંગ હોય. તો

શું ગમે ? અગિયાર વાગે પરીક્ષા હોય ને અગિયાર વાગે જમવાનું હોય તો શું કરો ? એવી સમજણ હોવી જોઈએ !

**પ્રશ્નકર્તા :** રાતે મોડે સુધી ટી.વી. જોતાં હોય એટલે પછી સૂવે જ નહીંને ?

**દાદાશ્રી :** પણ ટી.વી. તો તમે વેચાતું લાવ્યા, ત્યારે જુએને ? તમે ય છોકરાઓને ફટવ્યાં છે ને બધા. આ તમે માબાપે છોકરાંઓને ફટવ્યાં છે અને ટી.વી. લાવ્યા પાછાં ! એ તોફાન નહોતું તે પાછું વધાર્યું તોફાન.

**પ્રશ્નકર્તા :** હા, તે દુનિયામાં રહેવા માટે તો દુનિયાનું કરવું જ પડે. નહીં તો આ લોક તો કહે, બાઘાં છો.

**દાદાશ્રી :** દુનિયામાં રહેવા માટે ખાવાનું, શ્વાસનું, એ બધું, કપડાં-બપડાં અને આ મકાન, એટલું જ આવશ્યક છે. બીજી આવશ્યક વસ્તુ નથી. સંડાસની આવશ્યકતા બહુ છે. સંડાસ ના હોય તો તમને ખબર પડી જાય. જો સરકાર એમ કરી દે કાયદો કે પંદર દહાડા સુધી કોઈએ સંડાસ ના જવું. તો સરકારને કહેશે, તમે કહો એ વેરો ભરીએ, પણ અમને સંડાસ જવા દો. હવે જેનું મહત્તમ આટલું બધું છે, તો ય લોકોને કિંમત નથી. સરકાર સંડાસ બંધ કરે તો કેવી દશા થાય ?

**પ્રશ્નકર્તા :** બહુ બૂરી દશા થાય.

**દાદાશ્રી :** તે ઊલટો સરકારનો ઉપકાર સંડાસ જવા દે છે, બહુ સારું છે !

પછી રેડિયો, આ ગાંડપણ ક્યાંથી પેસી ગયું આ બધું. આમાં શું સાંભળવાનું ? માણસો સામસામી બોલે તે સાંભળવાનું. જીવતાંનું સાંભળીએ. આ મરેલાંનું શું સાંભળવાનું ? મેં કોઈ દહાડો રેડિયો લીધો નથી. જો ઘડિયાળેય એટલે હાથનું ઘડિયાળ ખરીદ્યું નથી. હં, પેલું ઘરમાં મૂકવાનું લાવ્યા છીએ. આ તો બધી મેડનેસ છે, ઘનચક્કર બનાવવાનાં કારખાનાં છે.

આ છોકરાંઓ આખો દહાડો કાને રેડિયો નથી અડાડી રાખતાં ?

કારણ કે આ રસ નવો નવો ઉદયમાં આવ્યો છે બિચારાંને ! આ એનું નવું ‘ડેવલપમેન્ટ’ છે. જો ‘ડેવલપ’ થયેલો હોત તો કાને રેડિયો અડાડત જ નહીં, એક ફેરો જોઈ લીધા પછી ફરી અડાડે નહીં. નવીન વસ્તુને એક ફેર જોવાની હોય, એનો કાયમ અનુભવ લેવાનો ના હોય. આ તો કાનની નવેસરથી ઈન્દ્રિય આવી છે તેથી આખો દહાડો રેડિયો સાંભળ્યા કરે છે ! મનુષ્યપણાની તેની શરૂઆત થાય છે. મનુષ્યપણામાં હજારો વખત આવી ગયેલો માણસ આવું તેવું ના કરે.

અમારી પાસે વ્યવહાર જાગૃતિ તો નિરંતર હોય ! કોઈ ઘડિયાળની કંપની મારી પાસે પૈસા લઈ ગઈ નથી. કોઈ રેડિયોવાળાની કંપની મારી પાસેથી પૈસા લઈ ગઈ નથી. અમે એ વસાવ્યાં જ નથી. આ બધાંનો અર્થ જ શો છે ? ‘મિનિંગલેસ’ છે. જે ઘડિયાળે મને હેરાન કર્યો, જેને જોતાંની સાથે જ મહીં તેલ રેડાય એ શું કામનું ? ઘણાંખરાંને બાપને દેખવાથી મહીં તેલ રેડાય. પોતે વાંચતો ના હોય, ચોપડી આઘી મૂકીને રમતમાં પડ્યો હોય ને અચાનક બાપને દેખે તો તેને તેલ રેડાય, એવું આ ઘડિયાળ દેખતાંની સાથે તેલ પડ્યું તો બળ્યું, મેલ ઘડિયાળને છેટું. અને આ બીજું બધું રેડિયો-ટી.વી. તો પ્રત્યક્ષ ગાંડપણ છે, પ્રત્યક્ષ ‘મેડનેસ’ છે.

**પ્રશ્નકર્તા :** રેડિયો તો ઘર-ઘરમાં છે.

**દાદાશ્રી :** એ વાત જુદી છે. જ્યાં જ્ઞાન જ નથી ત્યાં આગળ શું થાય ? એને જ મોહ કહેવાય ને ? મોહ કોને કહેવાય છે ? ના જરૂરિયાત ચીજને લાવે ને જરૂરિયાત ચીજની કસર વેઠે એનું નામ મોહ કહેવાય.

## નવું પેન્ટ પહેરી જો જો કરે તકતામાં; ન કો’ નવરું જોવાં, સહુ સહુની ચિંતામાં!

નવું પેન્ટ પહેરીને અરીસામાં જો જો કર્યા કરે. અલ્યા, અરીસામાં શું જુએ છે ? આ કોની નકલ કરે છે. તો જુઓ ! આધ્યાત્મવાળાની નકલ કરી કે ભૌતિકવાળાની નકલ કરી ? જો ભૌતિકવાળાની નકલ કરવી હોય તો આ પેલા આફ્રિકાના છે,

એમની કેમ નથી કરતાં ? પણ આ તો સાહેબ જેવા લાગીએ... એટલે નકલો કરી. પણ તારામાં બરકત તો છે નહીં !

શાનો 'સાહેબ' થવા ફરે છે ? પણ સાહેબ થવા માટે આમ અરીસામાં જુઓ, પટીયા પાડ પાડ કરે. ને પોતે માને કે હવે ઓલરાઈટ થઈ ગયો છું. પાછો પાટલુન પહેરીને આમ પાછળ થબોકા માર માર કરે. અલ્યા, શું કામ વગર કામનો માર માર કરે છે ?! કોઈ બાપો ય જોનાર નથી, સહુ સહુના કામમાં પડ્યાં છે. સહુ સહુની ચિંતામાં પડ્યા છે.

તને જોવા નવરું ય કોણ છે ? સહુ સહુની માથાકૂટમાં પડ્યા છે. પણ પોતાની જાતને શું ય માની બેઠાં છે ! મનમાં માને કે આ ત્રણસો રૂપિયા વારનું કપડું છે. એટલે લોક મારી કિંમત કરશે. પણ આ તો જોવા જ કોઈ નવરું નથી ને. પણ તો ય મનમાં ફૂલાયા કરે. અને સ્હેજ ઘેરથી બહાર જવાનું થાય ને તો પાટલૂન બદલ્યા કરે. એ ય બીજું પાટલૂન લાવો. આ લોક કંઈ જેવા તેવા હોય છે ? અલ્યા, શું ધાર્યું છે તે આ ? તને જોવા માટે કોઈ બાપો ય નવરો નથી. શું તારું જોવાનું છે તે ? પણ તો ય સારું પાટલુન પહેરીને મનમાં શું ય માન્યા કરે. આવું છે આ જગત.

પાછું પેન્ટ ફાટ્યું હોય તો સાંધ સાંધ કર્યા કરે. શા હારું સાંધો છો ? ત્યારે કહે, કોઈ જોઈ જાય ને. અલ્યા છે કંઈ આબરૂ, તે વગર કામના આબરૂ રાખ રાખ કરવા ફરો છો. મૂઆ, કોઈની આબરૂ તો મેં જોઈ જ નહીં. આબરૂદાર માણસ તો કેવો સુગંધીવાળો હોય. આજુબાજુ લોક પચ્ચીસ માઈલના 'રેડીયસ'માં બોલતાં હોય કે શ્રેષ્ઠી પુરુષ કહેવા પડે ! ફલાણા શેઠ કહેવાં પડે ! આજુબાજુ બધા કહેતાં હોય. એને ઘેર જઈએને તો ય સુંગધ આવે. આ તો મૂઆ, ઘરમાં જ ગંધાતા હોય. ઘરમાં ય એના બાબાને પૂછીએ કે, 'ભઈ ચંદુલાલ શેઠ....' ત્યારે કહે, 'મારા ફાધરની વાત કરો છો ? એ ચક્કર તમને કંઈથી ભેગા થયા.' એવું છે આ જગત.

**પ્રશ્નકર્તા :** ફક્ત છોકરાઓને ફેશનની પડી હોય છે. બધાં કપડાં ને આ તે બધાનાં શોખીન હોય છે !

**દાદાશ્રી :** ફેશનની ય નથી પડેલી, મોહી છે આ તો ! એ તો દરજી આમ વાંકું સીવી આપે ને તો એવું પહેરીને ફરે. પણ મોહ, ફેશન નહીં. આ મોહી પ્રજા કહેવાય. આ કાળમાં દરજીએ લોકોને નચાવ્યા છે ! એક ફેરો ટાઈટ કપડાં કરી આપે છે, તો એવાં ય પહેરીને ફરે છે. એક ફેરો

આવડું પહોળું કરી આપે છે તે ય પહેરીને ફરે છે. આ તો નોનસેન્સ કહેવાય, પણ આવા છે માટે હિન્દુસ્તાનનું ભલું થવાનું છે. આવાની જરૂરિયાત હતી. પબ્લિક આવી થઈ જવાની જરૂર હતી.

## દેવલોકથી ઉતર્યા વાળછાવાળાઓ! પુણ્યૈથી બધું પોશ પામ્યા, ન દીઠાં ખાડાઓ!

જુઓને, આજનાં છોકરાં આટલા લાંબા વાળ રાખે છે, તે શાથી ? એમના અભિપ્રાયમાં છે કે આ સારું દેખાય છે. અને આ ભાઈને લાંબા વાળ રાખવાનું કહીએ તો ?! એમને એ ખરાબ દેખાય. આ અભિપ્રાયોનું જ સામ્રાજ્ય છે. બુદ્ધિએ જેમાં સુખ માન્યું તેના અભિપ્રાય છે.

**પ્રશ્નકર્તા :** આ તો દરરોજ મૂછ કાપવી ના પડેને, એટલે રહેવા દેવાની.

**દાદાશ્રી :** એનો વાંધો નહીં. મૂછો ના રાખવી હોય તેનો ય વાંધો નથી. એ તો સ્વતંત્ર શોખની વાત છે ને ! મૂંડવી કે ના મૂંડાવવી એના શોખની વાત છે ને ?! પેલા બાવાઓ તો આવડી આવી મોટી કરીને રાખે છે ને ! એમને ક્યાં પાણી છાંટવું પડે છે !!

સત્યુગમાં જે દેવગતિમાં ગયા હતા, તે અત્યાર સુધીમાં દેવલોક ભોગવ્યું, એમનું બેલેન્સ ત્યાં પુરું થયું એટલે અહીં પધાર્યા પાછાં. ખરે ટાઈમે, આપણે નાદારીનો વખત આવ્યો ત્યારે એ પધાર્યા. થઈ ગયા સાદારને ! એ પધાર્યા એટલે અત્યારે કામ તો ચાલુ થઈ ગયું ને ?! હોય છે રૂપાળાં પાછાં, એવાં કદરૂપા નથી હોતાં. આટલા વાળ-બાળ રાખીને ફરે !

સીધા દેવલોકો આવ્યા છે ને અત્યારે એમનો કાળ નિર્માણ થયેલો હોય, તે દહાડેથી જ નિર્માણ થયેલો હોય કે અમુક કાળે જ આ લોકો આવશે. દાદા પધાર્યા પછી જ આવશે. આ બધાનું કામ થઈ જશે. આ તો હજુ આપણું પ્રકાશમાં આવશે ને ત્યારે આ બધા છોકરાઓ કામ કાઢી લેશે.

આ હવે કશું ય નથી રહ્યું, પણ આ દેવલાકો આવ્યાં ખરાં, નહીં ?

ત્યાંથી છોડ્યા ખરાં. પેલા ગાનતાનમાંથી આવેલાને એટલે અહીં યે ગાનતાન જોઈએ જ.

**પ્રશ્નકર્તા :** એ જીવો આવે તો જ બધું પ્રકાશમાં આવે ને ?

**દાદાશ્રી :** પ્રકાશમાં આવવા માટે જ આ બધું થયું છે.

વચ્ચે ત્રણ-ચાર પેઢી એવી આવી ગઈ, આ પાછલાં એંસીએક વર્ષમાં તે મૂછો કાઢવાની ચાલુ થઈ ગઈ. એ ચારેક પેઢી સુધી ટકી, પછી હવે એ ખલાસ થઈ ગઈ. પાછું નવી જાતનું આવશે. પાછા થોભીઆ રાખશે, દાઢી રાખશે ને બધા કંઈ જાતજાતનું તોફાન ચાલશે ! આમ આ ચક્કર ફર્યા કરે, કાળ પ્રમાણે બધું થયા કરે, એમાં કોઈનો ય દોષ નથી. એક દહાડો નર્યા ફ્રેંચ કટવાળા જ દેખાતા હતા. જ્યાં ગાડીમાં બધે જ ફ્રેંચ કટવાળા. એટલે બધું ફર્યા કરવાનું. આ મૂછો કાઢવાનો નાદ તો આપણા દેશમાં હતો જ નહીં. એ તો ફોરેનનો બધો પેસી ગયો છે, આ યુરોપીયન આવ્યા ને એમનો નાદ આ લોકોને પેઠો છે. પણ આપણા લોકો સુધરી ગયા ને ! પહેલાં પારસીઓ સુધર્યા, પછી ધીમે ધીમે આપણા લોકો ય સુધરી ગયા. નહીં તો તો આપણે ત્યાં મૂછો કાઢેને એટલે લોક પૂછે કે ભઈ કોણ મરી ગયું છે ? હું તો નથી જાણતો ? ઓત્તારીની ! આ અપશુકનની વાત થઈ ? હા, કોઈ મરી જાય ત્યારે જ મૂછો કાઢજો. એવું આપણા લોક કહેતા. પણ આ હવે એવું કશું ય રહ્યું નથી. અત્યારે આ વાળ વધારવાની ફેશન ચાલી છે.

પણ આ લોકો પુણ્યશાળી તો ખરાંને ! જુઓને ! એમનાં આવતાં પહેલાં મકાનો કેવાં કેવાં બંધાયાં, ઈલેક્ટ્રિસિટી કેવી ઊભી થઈ, એ બધું કેવી કેવી તૈયારીઓ થઈ ! નહીં તો આ દાદરમાં રહેતા હોય ને તો સાંજે તો કેટલાં ય મચ્છરાં કૈડી ખાય ! દાદરમાં તો પાર વગરનાં મચ્છરાં અને મુંબઈ શહેરમાં જો કદી ઓળખાણવાળાને ત્યાં ભૂલેશ્વરમાં મુકામ કર્યો હોય ને તો આખો દહાડો સંડાસ ગંધાયા કરતાં હોય, એ ચાલીઓ ગંધાયા જ કરતી હોય બળી ! ત્યાં તો ભૂલેચૂકે ના જવાય. એનાં કરતાં આ મચ્છરો સારાં. બહુ ત્યારે રાતે મોઢાંમાં પેસી જશે ! પણ

અત્યારે આ વાળછાવાળા છોકરાંઓ તો એમણે આવું કશું જોયું જ નથી ! એ જાણતા જ નથી કે અહીં મચ્છરાં હતાં. એ લોકોએ ભીડ જ બધે જોઈ છે.

## ભીડ જ ભાળી જન્મથી જ જુવાનોએ; નથી જોઈ છૂટ કદિ સંતાનોએ!

એક ફેરો હું ગાડીમાં બેઠો હતો. તે જ પચ્ચીસેક વર્ષ પહેલાંની વાત છે. હું તો ગાડીમાં પેસવા ગયો, ત્યારે બધાં છોકરાંઓ આમ સામસામી પગ પર પગ નાખીને બેઠાં હતાં ને ઊભાં રહેવાની જગ્યા નહીં. મેં એક નાની બેગ હાથમાં રાખેલી. આ જ્ઞાન થતાં પહેલાંની વાત કરું છું. બેગ એવી વાપરું કે ભલે બે મહિના, ચાર મહિના ચાલે તો વાંધો નહીં, પણ એક બેગ ઉપર આપણે બેસવું. એ ચામડાની બેગ તૂટી જાય તો વાંધો નહીં. પણ એની ઉપર બેસવા જોઈએ. આમ ખુરશી જેવું. એટલે ટ્રેનમાં પેઠાને પછી બેગ મૂકવા ગયો. ત્યારે પેલાં છોકરાં કહે, 'કાકા, શું કરવા બેગ ઉપર બેસવાં જાવ છો, બેગ ઉપર બેસતાં નહીં ફાવે. તમે અહીં ઊપર બેઠક ઉપર બેસો.' એમાં એક છોકરો ઊઠીને નીચે બેસી ગયો અને મને આટલી જગ્યા કરી આપી. મારે તો બેસવા માટે બહુ થઈ ગઈ. પછી બેઠો. ત્યાર પછી મેં છોકરાંઓને કહ્યું, 'અલ્યા, તમને આ ભીડ નથી લાગતી ! તમને કેમ કરીને આ ભીડ ગમે છે ? તમે આ પગ ઉપર પગ નાખ્યાં છે, ખભેખભાં આમ અડાડીને બધા બેઠેલા છો, આ પાર વગરની ભીડમાં !' ત્યારે પેલાં છોકરાંઓએ જવાબ આપ્યો, મને એ નોંધ કરવા જેવો જવાબ લાગ્યો. મને કહે કે 'કાકા, તમે ભીડ શેને કહો છો?' આ છોકરો ઊલટો મને પૂછે કે ભીડ તમે શેને કહો છો ? ત્યારે મેં કહ્યું કે 'અલ્યા, આ ભીડ ન હોય ?' ત્યારે કહે છે કે, 'ના, આ ભીડ ના કહેવાય. તમે આને ભીડ કહો છો ?' મેં કહ્યું કે ભઈ, મેં તો છૂટ જોયેલી એટલે મને આ ભીડ લાગે, તમે તો છૂટ જોયેલી નથી લાગતી. તો કહે, ના, અમે જન્મ્યા ત્યારથી જ આવું જોયેલું ને એટલે અમે છૂટ જાણતા જ નથી. અમે તો આવું જાણીએ કે આવું જ હોય, ભીડ હોય. મેં કહ્યું કે અમારા વખતમાં અમે મુંબઈ આવતા તે એક ડબ્બામાં બેઠા હોય તો જોડે કોઈ માણસ ના મળે તે બીજા ડબ્બામાંથી કો'કને ખોળવો પડે, ત્યારે એવી છૂટ હતી. ત્યારે છોકરાંઓ હસવા લાગ્યા કે એવું તો હોતું હશે! મેં કહ્યું,

એવું જ હતું બધું. એમણે તો જોયેલું જ નહીં ને એવું બધું. એમણે તો જન્મ્યા ત્યારનું આનું આ જ જોયેલું. લટકીને આવવાનું ને લટકીને જવાનું અને ક્યૂ, ક્યૂ ને ક્યૂ વગર તો જોયું જ નથીને ! બધામાં ક્યૂ, ખાંડમાં, તેલમાં, ટિકિટ લેવા માટે બધે ક્યૂ ને ક્યૂ જ. એટલે આ બધું જૂનું ફર્યા કરે, પાછલું બધું બદલાયા કરે ને નવું આવે. આ રાઉન્ડમાં છે બધું. આ યુગો એ ય રાઉન્ડ છે. પાછલું બધું ભૂલાડી દે અને પાછું આ નવું નવું ઉત્પન્ન થાય. નવી નવી અવસ્થાઓ ઉત્પન્ન થયા જ કરે જગતમાં. અને નવી પેઢી અને જૂની પેઢીને ઝઘડા ચાલ્યા જ કરે.

## વડીલોની કચકચ, ત્રણેય કાળમાં; ઊંધી ટોપી, તોય કહો, શોભે તારા વાળમાં!

જૂની પેઢીવાળાં છોકરાંઓ જો કે કચકચ કરતાં હોય તો હું એને પૂછું કે તમે નાના હતા ત્યારે તમારા બાપ કશું તમને કહેતા હતા કે ? ત્યારે કહેશે, બાપા ય કચકચ કરતા હતા. એ બાપાને પૂછીએ તમે નાના હતા ત્યારે ? તો કહેશે, અમારા બાપા ય કચકચ કરતા હતા. એ આ 'આગે સે ચલી આયી છે'. અલ્લાની કૂણી જેવું, આગે સે ચલી આયી !

છોકરો જૂની વાત સ્વીકારવા તૈયાર નથી. એટલે આપણે બધા, વાંધા પડી ગયા છે. બાપને હું મોર્ડન થવાનું કહું છું, તો થતા નથી. એ શી રીતે થાય ? મોર્ડન થવું એ કંઈ સહેલી વાત નથી.

કારણ કે દરેક યુગમાં હંમેશા આવો ભેદ પડી જાય છે. કળિયુગ જ્યારે પલટો મારે ત્યાં એ વખતે જો મૂર્ખ હોય તો પકડ રાખે. હું તો પહેલેથી જ મોર્ડન થઈ ગયેલો. કારણ કે એ યુગ ફરે છે. આ વચ્ચે છોકરાં છે તે આવડાં આવડાં વાળને આમ થોભીયા-બોભીયા એમાં લોકોએ ટીકા કરવા માંડી, મેં કહ્યું, ના કરશો. એ છોકરાં એમને આ બુદ્ધિપૂર્વક નથી થતું આ. આ તો વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. પોતે જાતે જ કોયડો થઈ ગયો છે આ અને ગુહ્ય છે કોયડો !

આ ઘૈડિયાં ઘરમાં પેસે તો કહેશે, 'આ લોખંડનું કબાટ ? આ રેડિયો ? આ આવું કેમ ? તેવું કેમ ?' એમ ડખો કરે. અલ્યા, કોઈ જુવાનની દોસ્તી કર. આ તો યુગ જ બદલાયા કરવાનો. તે વગર આ જીવે શી રીતે ? કંઈક નવું જુએ એટલે મોહ થાય. નવું ના હોય તો જીવે શી રીતે ? આવું નવું તો અનંત આવ્યું ને ગયું, તેમાં તમારે ડખો કરવાનો ના હોય. તમને ના ફાવે તો તે તમારે ના કરવું. આ આઈસ્ક્રીમ એમ નથી કહેતો તમને કે અમારાથી ભાગો. આપણે ના ખાવો હોય તો ના ખઈએ. આ તો ઘૈડિયાં એની પર ચિઢાયા કરે. આ મતભેદો તો જમાનો બદલાયાનાં છે. આ છોકરાં તો જમાના પ્રમાણે કરે. મોહ એટલે નવું નવું ઉત્પન્ન થાય અને નવું ને નવું જ દેખાય છે. અમે નાનપણથી બુદ્ધિથી બહુ જ વિચારી લીધેલું કે આ જગત ઊંધું થઈ રહ્યું છે કે છતું થઈ રહ્યું છે, અને એ પણ સમજાયેલું કે કોઈને સત્તા જ નથી આ જગતને ફેરવવાની. છતાં અમે શું કહીએ છીએ કે, 'જમાના પ્રમાણે એડજસ્ટ થાવ !' છોકરો નવી જ ટોપી પહેરી આવે તો એવું ના કહીએ કે, 'આવું કંઈથી લઈ આવ્યો ?' એના કરતાં 'એડજસ્ટ' થઈએ કે, 'આવી સરસ ટોપી ક્યાંથી લાવ્યો ? કેટલાની આવી ? બહુ સસ્તી મળી ?' આમ 'એડજસ્ટ' થઈ જઈએ.

**પ્રશ્નકર્તા :** રેડિયો, ઘડિયાળ બધું હોય, તો એડજસ્ટ તો થવું પડે ને ?

**દાદાશ્રી :** એડજસ્ટ તો થઈએ, પણ આપણને એ અનુકુળ ના આવેને. એડજસ્ટ થઈએ, એમાં આપણે વિરોધી નહીં. એ કહે, વેચાતો લાવવો છે. તો કહીએ 'લાવો ભાઈ, એમાં વિરોધ ના કરીએ આપણે. લાવો મૂકો. જુઓ, એ પૂછે કે આમાં નુકસાન શું? તો અમે કહીએ. નહીં તો વારે ઘડીએ આપણે શું કામ કચકચ કરીએ. આ તો સહુ સહુનું બગાડે છે !

## હે બુઝર્ગો, તમે ફરો! ભૂલકાં વચ્ચેનું અંતર હરો!

**પ્રશ્નકર્તા :** છોકરાંને મહેમાન ગણવાં ?

**દાદાશ્રી :** મહેમાન ગણવાની જરૂર નથી. આ છોકરાંને સુધારવા માટે એક રસ્તો છે, એમની જોડે મિત્રચારી કરો, અમે તો નાનપણથી જ આ રસ્તો લીધેલો. તે આવડા નાનાં છોકરા જોડે પણ મિત્રાચારી ને

પંચ્યાશી વર્ષના ઘૈડિયા જોડે પણ મિત્રાચારી ! છોકરાં જોડે મિત્રાચારીનું સેવન કરવું જોઈએ.

સંસારનો અર્થ જ સમસરણ માર્ગ, એટલે નિરંતર પરિવર્તન- પણાને પામ્યા કરે. ત્યારે આ ઘૈડિયાઓ જૂના જમાનાને જ વળગી રહે. અલ્યા, જમાના પ્રમાણે કર, નહીં તો માર ખઈને મરી જઈશ ! જમાના પ્રમાણે 'એડજસ્ટમેન્ટ' લેવું જોઈએ.

જગત ફર્યા જ કરે છે. નિરંતર ફર્યા જ કરે છે. એકને એક જાતનું રહેને, તો માણસને ગમે જ નહીં અને મનુષ્યનો સ્વભાવ કેવો છે, કે નાનપણમાં જોયું હોય એવું ને એવું જ આ છોકરાને કહેશે, તારે આવું કરવાનું. અલ્યા, રહેવા દે. વખત બદલાઈ ગયો, વાત બદલાઈ ગઈ. તે દહાડે હોટલો ય ન્હોતી ને કશું નહોતું. અત્યારે હોટલો છે, અત્યારે ના ચાલીએ તો ક્યારે ચાલીએ ? સમય પ્રમાણે ફરવું જોઈએ બધું. સમય પ્રમાણે આ જગત ફર્યા જ કરવાનું અને પછી ફરી ફરી પાછું એની એ જ જગ્યાએ આવે અને હવે એવા જ ચણીયા ને બધું પાછું એવું જ પહેરશે.

**પ્રશ્નકર્તા :** આ શરૂઆત થઈ ગઈ.

**દાદાશ્રી :** હા થઈ જાય. તે ચૂડીઓ-બૂડીઓ પાછું ફરી એવું ને એવું જ પહેરશે. એટલે સમય પ્રમાણે બધું ફર્યા જ કરે અને તેથી જ નવું નવું લાગે છે, તેથી જ જીવાય છે. નહીં તો જીવાય નહીં. જૂનું થઈ જાય તો ગમે ? એની એ જ દશા હોય તો ગમે નહીં માણસને.

અમારા વખતમાં સહેજ હોટેલમાં ગયો હોય તો ઘરે મા-બાપ દમ કાઢી નાખે. કારણ કે મા-બાપે જોયેલી જ નહીં. એ અમુક જમાનામાં ઊછર્યાં. એમનાં અમુક જાતનાં એ પર્યાય પડી ગયેલાં. આ એમને ગમે નહીં અને છોકરાઓને આ ગમે. તે મતભેદ, આ સાંધા જ બધા પડ્યા કરે છે. અનંત અવતારથી જ, આ અવતારમાં જ આવું થયું એવું નથી, પહેલેથી જ આનું આ જ ચાલ્યું આવ્યું. નવા-જૂનાનો સાંધો ચાલ્યા જ કરે, ઝઘડો થોડો વખત રહે, થોડો વખત સારું રહે. તે ઘરમાં વીસ

માણસો હોય તે બધા ય દાદા કહે એ પ્રમાણે ચાલ્યા કરે. એવું થોડો વખત રહે. પછી તો બધાંનાં ધાણી–ચણા વેચી ખાય એવો જમાનો આવે.

## ૧૯૨૧–૨૨ની સાલનો સાંધો; આચાર–વિચાર, પહેરવાં–ખાવામાં!

બધું વાતાવરણ આનંદમાં રાખો. ભૂલવાળાને ય આનંદમાં રાખીને પછી કામ લેવું ? અને મારી જોડે બેસો છો રોજ, કંઈ ને કંઈ શીખવાનું તો મળે જ ને ? પણ જ્યાં સુધી તમે પેલું જૂનું ખસેડો નહીં, ત્યાં સુધી પેલું નવું એડજસ્ટ ના થાય. કારણ કે આ તો આપણે વારસામાં આવેલું, એ શી રીતે આપી દેવાય ?(!)

**પ્રશ્નકર્તા :** બાપ–દાદાનું પ્રેક્ટીકલ જોયેલું છે.

**દાદાશ્રી :** એ તો તે દા'ડે કિંમતી હશે, આજે નથી કિંમતી. મારું શું કહેવાનું છે ? ૨૧ અને ૨૨ની સાલનો સાંધો, ૨૧ની સાલ પહેલાં જે જન્મેલાં હોય તેને તમારે જે કહેવું હોય તે કહેજો. પણ ૨૨ની સાલ પછી ના કહેશો.

**પ્રશ્નકર્તા :** એમાં ય જે વૉર ક્વોલિટીમાં જન્મેલા, એને બિલકુલ ના કહેવાય.

**દાદાશ્રી :** કશું જ ના કહેવાય. આ વૉર ક્વોલિટીને કશું જ ના કહેવાય. પણ ૨૨ની સાલ પછી હું જોઈ લઉં, કે આ ૨૨ની સાલ. તે દા'ડે બે સાંધા પડ્યા, ૨૧ને ૨૨માં. ૨૧માં જન્મેલાનાં ધોતિયા, બધાંયના હંડ્રેડ પરસન્ટના અને ૨૨માં લેંઘા પેઠા. ત્યાંથી લેંઘા વધતા, વધતા, વધતા ૧૯૨૧ ને ૨૨ની સાલનો સાંધો. કોઈને લેંઘાવાળો જાણું તો હું જાણું કે ૧૯૨૨ની સાલવાળો છે. બાકી વૉર ક્વોલિટી માલ તો વાત જ જુદી. ૧૯૨૧ ને ૧૯૨૨ની સાલ તે મેં હિસાબ ખોળી કાઢેલો. દિવસે દિવસે મનોબળ તૂટતાં ચાલ્યાં, અંતઃકરણમાં આખું બળ જ ! તે અમારા પહેલાં કંઈ ઘૈડિયાઓ બળવાળા હતા એવું નહીં.

**પ્રશ્નકર્તા :** સરળ હશે.

**દાદાશ્રી :** સરળે ય અબુદ્ધિને લઈને બુદ્ધિ ઓછી તેને લઈને, જ્યાં સુધી બુદ્ધિ હોય તે મૂઓ સરળ રહે જ નહીં એવા હતા. આપણા લોકો ગમે એ કહે કે અમારા ઘૈડિયાઓ બહુ સારા હતા, પણ એ તો એમને જ્યાં જ્યાં સ્કોપ મળ્યો છે ને, ત્યાં સ્કોપ છોડ્યો નથી. એટલે આમને સ્કોપ વગર આ સીધા રહેલા છે. તમારા ભઈને અને તમારે બેને ઝઘડો ચાલતો હોય તો ય તમારા વાડ આગળ ગલકું લટકતું હોય, તો તોડી ને, એમ નહીં કે આ પારકાનું લઉં છું. એ તો ખોળતો જ હોય આવું. પછી વાણિયો, બ્રાહ્મણ બધાં ય, આવી દાનતો હતી. આ તો અત્યારે બહુ સારી. મેં તો બધા ઘૈડિયાઓ જોયા'તા ને. ભોળા શાથી કહેવાય ? જોયેલું જ નહીં. બીજું ગામ જ જોયેલું નહીં. પછી શું ? ડામરનો રસ્તો જોયો હોય તો ભાંજગડ થાય ને ? તે દા'ડે તો હું ૨૨-૨૩ વર્ષે મુંબઈ જઈ આવેલો ને ! તે પછી ભાદરણ જઉંને ત્યારે કો'ક આમ પચાસ-પોણો સો માણસો ઉપર અમથો ટેં ટેં કરતો હોયને. ત્યારે હું કહું, 'કાકા, મુંબઈમાં સંડાસ જોઈ આવો. શેઠિયાઓના કેવાં છે ?' ત્યારે મેં કહ્યું, 'આ તમારી બધી મિલકત એક સંડાસમાં ! હેં ?' વગર કામનો મૂઓ ટેં ટેં કર્યા કરે ! બહુ રેચેડ, રેચેડ બધું. કશું ધર્મનો તો આંકડો ય નહોતાં જાણતા.

આમ મંદિરમાં જાય તો પરસાદમાં ચિત્ત. પરસાદ વહેંચાયોને, પરસાદ ? અરે મૂઆ, પરસાદમાં... તે હોય કેટલો શીરો, આટલો જ આમ લિસોટો મારે, તે ય આમ ચાટ ચાટ કરે. અરે મેલને, શું ચાટ ચાટ કરે છે આ ? અને આજના છોકરાં તો આપણે આપીએ છીએને પેંડો. તો ય નહીં લેતાં, તમે જોયેલું એવું બધું ? આપણાં ઘૈડિયાઓનું જોયેલું ? તમને લાગે છે એવું ? આપણાં ઘૈડિયાનું. ખોટું નહીં બોલતોને ? તેં બધું જોયેલું ? મેં બહુ જોયેલું.

તેમ છતાં એવું નથી, તદ્દન એવું નહીં. ટેન પરસેન્ટ એવા સરસ હતા કે વખાણવા જેવાં. આજે એવા માણસ ના મળે, ટેન પરસેન્ટ માણસો એવાં હતા.

વાણિયા-પાટીદાર બધાં ય છે તે શાક-બાકની ચોરી કરી લાવે. અમે હઉ કરી લાવેલાને ! પણ મને નાનપણમાંથી એક ટેવ બહુ સુંદર હતી, ગમે ત્યાં એ લઈ જાય એમના ખેતરમાં. બધા શાક બાંધી લાવે, પણ હું ઘરે બાંધી ના લઉં. કોઈ દા'ડો ઘેર કશું લાવ્યો નથી, કોઈ દા'ડો ય લાવ્યો નથી. અમુક અમુક ધ્યેય બહુ

સુંદર હતાં. ત્યાં આગળ, ત્યાં મોગરો ખાધો એટલો ખરો, બાકી ઘેર નહીં લાવવાનો. પેલા બધાં તો બાંધી લાવે છે લોકો.

પણ બહુ સંસ્કાર ખરાબ અને જો તિરસ્કાર, તિરસ્કાર, હરિજન ઉપર, બધા તિરસ્કાર, તિરસ્કાર, તિરસ્કાર અને રાંડેલી બઈ ઉપર તમે જોયેલો તિરસ્કાર ? તમને અરેરાટી નહોતી થતી ? બહુ જ જબરજસ્ત તિરસ્કાર અને હું તો વિરોધી પાછો, કડક. કડક ને વિરોધી. મને તો પોષાય નહીં આ તિરસ્કાર. બહુ તિરસ્કાર. આ કૂતરું ઘરમાં પેસી જાય છે ને, તેનો વાંધો નથી. પણ આ હરિજન ગામમાં પેસે તે ય હરકત તને પડી. ત્યારે કહે, ના પાછળ ઝાડુ બાંધો, એના પગલાં પડે છે ને ! તે એ ભાઈ ચાલે તેની પાછળ ઝાડુ ચાલે એટલે પેલા પગલાં ભૂંસાઈ જાય, અને આગળ કોડિયું બાંધો, કહે છે. તે અહી કોડિયું બાંધતા'તા, થૂંકવું હોય ને નીચે થૂંકાય નહીં. ત્યારે મૂઆ બિલાડીઓ તમારા ઘરમાં ફરે છે. મૂઆ, તમારા રસોડામાં ફરે તો ય ચલાવો છો ને આ નહીં ચલાવતા ? બિલાડીઓ દહીંમાં મોઢું ઘાલ્યું હોયને, તો ય મૂઆ દહીં ખાય છે. જાણે છે કે આ બિલાડીએ ચાખ્યું. કઈ જાતના લોક છે તે બધા ! તમારો ન્યાય કઈ જાતનો ?

## તેજોદ્વેષ વધારે ઘૈડિયામાં; યુવાનોને ન પડી કોઈની દુનિયામાં!

માણસની નાની ઉંમર ને એક બાજુ કુણી દૂધી અને માણસની મોટી ઉંમર ને એક બાજુ ઘૈડી દૂધી, તે કયું શાક ચઢી જાય ?

**પ્રશ્નકર્તા :** એ કુણી જ ચઢે ને !

**દાદાશ્રી :** અને પેલી ઘૈડી ?

**પ્રશ્નકર્તા :** ચઢે જ નહીં.

**દાદાશ્રી :** એને ચઢતાં વાર લાગે. પેલી કુણી દૂધી તો સપાટાબંધ ચઢી જાય, આમ વરકો વળી જાય. એટલે આ જવાન માણસો તો જલદી વળી જાય.

પોતાનો છોકરો હોય, ભત્રીજો હોય કે ગમે તે હોય, એ વધારે પડતી બુદ્ધિ વધારે, અને એની આગળ જતો હોય તો આપણે એને હેલ્પ કરવી જોઈએ. અમે તો નાનપણમાંથી જ આવું નક્કી કરેલું પણ આ બધાં ઘૈડિયાઓને મેં જોયેલા. સહેજ કોઈ આગળ વધ્યો કે મારી ઠોકીને, ધક્કો મારીને પાછળ પાડી દેશે. અને પાછળ રહી ગયો હોય તો એને આગળ લડી આવશે. પણ મારી પાછળ રહે. આ બધાં ખોટાં ખોટાં જ ને ! આ કેટલું બધું ડેવલપમેન્ટ કાચું છે. મને બહુ ચીઢ ચઢે કે આ કઈ જાતના લોકો છે ? છોકરો આગળ વધ્યો તો આપણે આનંદ પામવો જોઈએ ને ! પણ હવે આ જમાનામાં લોકોનાં મન સારાં છે એટલું મેં જોયું. છોકરો આગળ વધે એમને તે ગમે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો પહેલાં ભણતર ઓછું હતું ને, એટલે એવું હશે.

**દાદાશ્રી :** ના ના. અને એ લોકો શું કહે છે ? તમે ભણ્યાં છો પણ અમે ગણેલાં છીએ, પાછા અમારી સામે વાત મોટી કરે છે ? ગણતર અમારું હતું. જો કે એ લોકો ગણતરમાં ખોટાં નહોતા, બરોબર હતું. આ બધું ડેવલપમેન્ટ કાચું. આ અંગ્રેજો આવ્યા પછી આપણાં લોકોની બુદ્ધિ ડેવલપ થઈ ગઈ છે. આ ભણતર વધ્યું એને લીધે ડેવલપ થયો. ખોટાં દુરાગ્રહ ને ખોટી ધમાલો બધી તૂટી ગઈ. એટલે બહું સારું થઈ ગયું. પહેલાં તો કોઈ કોઈને આગળ જ વધવા ના દે. એટલે મેં તો મારાં ભત્રીજાઓને કહી દીધું કે, 'તમે મારી હેલ્પથી આગળ આવો, તો મને વાંધો નથી. અને આગળ આવ્યા પછી તમારાં શીંગડાં લઈને મને સામાં આવીને મારજો ને મને મારશો ત્યારે મને એમ લાગશે કે આ ડાહ્યો છે. પણ તમે મારાથી આગળ વધજો.' જ્યારે આપણા લોકો તો પાછું પાડવાનું ખોળ ખોળ કરે. મેં શું કહેલું કે આઈ વિલ હેલ્પ યુ. મેં આખી જિંદગી એવું જ રાખેલું.

## આવી આ જનરેશન હેલ્ધી માઈન્ડવાળી; ન મારી-તારી તિરસ્કાર કે તરછોડવાળી!

આપણો દેશ યુઝલેસ થઈ ગયો, જે એટલો બધો તિરસ્કાર, હલકી

નાતનો. પાટીદાર વાણિયાની જોડે બ્રાહ્મણો બેસે નહીં ને બ્રાહ્મણની જોડે વાણિયો બેસે નહીં. ઊંચા હાથે પ્રસાદ આપે. પણ અત્યારની આ પ્રજા હેલ્ધી માઇન્ડવાળી છે, બહુ સરસ છે !

છોકરાઓ માટે સારી ભાવના જ કર્યા કરોને. એ બધા સંજોગો ભેગાં થઈ જશે. બાકી આ છોકરાંઓમાં કશું વળે એવું નથી. છોકરાં વળશે, પણ તે એની મેળે કુદરત વાળશે. છોકરાં સારામાં સારાં છે. કોઈ કાળે નહોતા એવા છોકરાં છે અત્યારે.

શું ગુણો હશે તે હું એવું કહું છું કે કોઈ કાળે નહોતાં એવાં ? કોઈ જાતનો બિચારાંને તિરસ્કાર નથી, કશું નથી. ખાલી મોહી, ભટકભટક કરે છે સિનેમામાં ને બધે. અને પહેલાનાં કાળમાં તે તિરસ્કાર એટલા બધા કે બ્રાહ્મણનું છોકરું પેલાને અડે નહીં. છે અત્યારે કશી ભાંજગડ ?

**પ્રશ્નકર્તા :** એવું કંઈ નથી. જરા ય નથી.

**દાદાશ્રી :** તે બધો ચોખ્ખો થઈ ગયો માલ અને લોભે ય નથી, માનની એ પડી નથી. અને પેલો અત્યાર સુધી તો બધો જૂઠ્ઠો માલ. માની-ક્રોધી-લોભી ! અને આ તો મોહી બિચારાં જીવડાં જેવા છે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે અત્યારની જનરેશન હેલ્ધી માઈન્ડની છે અને બીજી બાજુ જુઓ તો બધા વ્યસની છે ને બધા કેટલું બધું છે.

**દાદાશ્રી :** ભલે એ વ્યસની દેખાય, પણ એમને બિચારાને રસ્તો ના મળે ને તો શું થાય માણસ ? એમનું માઈન્ડ હેલ્ધી છે.

**પ્રશ્નકર્તા :** મા-બાપનો છોકરાઓ તિરસ્કાર કરે, મા-બાપને ગાંઠે નહીં એવા બધા થયા છે ને !

**દાદાશ્રી :** એ તિરસ્કાર-બિરસ્કાર કરે છે તે બધું એને માર્ગ મળ્યો નથી એટલે. માર્ગ મળે ને તો આ તો બહુ સારાં છોકરાંઓ છે.

**પ્રશ્નકર્તા :** હેલ્ધી માઈન્ડ એટલે શું ?

**દાદાશ્રી :** હેલ્ધી માઈન્ડ એટલે મારાં-તારાંની બહુ ના પડેલી હોય અને અમે તો નાના હતા ને, ત્યાંથી બહાર કોઈકનું કશું પડેલું હોય, કંઈક આપો તે લઈ લેવાની ઈચ્છા. કોઈકને ત્યાં ગયા જમવા, તો થોડું વધારે ખઈએ, ઘેર ખાતાં હોય તેના કરતાં. નાના છોકરાથી માંડીને ઠેઠ સુધી મમતા.

## પહેલાં વિષયોમાં હોય ચોખ્ખાં લોક; દસ વર્ષનાં ય દીગંબર, વિના રોક!

પણ અમારા વખતની એ પ્રજા એક બાબતમાં બહુ સારી હતી. વિષય વિચાર નહિ. કોઈ સ્ત્રી તરફ ખરાબ દ્રષ્ટિ નહિ. હોય, સેંકડે પાંચ-સાત ટકા માણસ એવા હોય ખરાં. તે ફક્ત રાંડેલીઓ જ ખોળી કાઢે. બીજું કશું નહિ. જે ઘરે કોઈ રહેતું ના હોય ત્યાં રાંડેલી એટલે ઘર વગરનું ઘર એમ કહેવાય. અમે ૧૪-૧૫ વર્ષનાં થયાં ત્યાં સુધી છોકરીઓ જુએ તો બેન કહીએ. બહુ છેટેની હોય તો ય. એ વાતાવરણ એવું હોય. કારણ કે ૧૦-૧૧ વર્ષનાં હોય ત્યાં સુધી તો દિગંબરી ફરતા ! ૧૦ વર્ષનાં હોય તો ય દિગંબર ફરતો હોય. દિગંબર એટલે સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** હા, હા, ખ્યાલ આવી ગયો.

**દાદાશ્રી :** અને એ ઘડીએ મા કહે પણ ખરી, 'રડ્યા, દિગંબર, લૂંગડું પહેર, પયગંબર જેવો.' એટલે દિગંબર દિશાઓ રૂપી લૂગડાં. એટલે વિષયનો વિચાર જ ના આવે. એટલે ભાંજગડ નહિ. તે વિષયની જાગૃતિ જ નહિ.

**પ્રશ્નકર્તા :** એટલે સમાજનું એક જાતનું પ્રેશર એટલે ?

**દાદાશ્રી :** ના, સમાજનું પ્રેશર નહિ. મા-બાપનું વલણ, સંસ્કાર ! ત્રણ વર્ષનું છોકરું એ ના જાણતું હોય કે મારાં મા-બાપને આવો કંઈ સંબંધ છે. એટલી બધી સુંદર સિક્રસી હોય ! અને એવું હોય તે દહાડે છોકરાં બીજા રૂમમાં સૂતાં હોય. એ મા-બાપનાં સંસ્કાર. અત્યારે તો પેણે બેડરૂમ ને પેણે બેડરૂમ. માને એક બાજુ

છોકરો થાય અને વહુને ય છોકરો થાય. જમાનો બદલાયો ને ! બેડરૂમ, ડબલબેડ હોય છે ને ?

અને કોઈ પુરુષ તે દહાડે એક પથારીમાં સૂવે નહિ. કોઈ ના સૂવે. તે દહાડે તો કહેવત હતી કે સ્ત્રી સાથે આખી રાત સૂઈ જાય તો તે સ્ત્રી થઈ જાય, એના પર્યાય અડે. તે કોઈ આવું ના કરે. આ તો કો'ક અક્કલવાળાએ શોધખોળ કરી. ડબલબેડ વેચાયા જ કરે ! એટલે પ્રજા થઈ ગઈ ડાઉન. ડાઉન થવામાં ફાયદો શો થયો ? પેલા તિરસ્કાર બધા જતા રહ્યા. એટલે હું તો ખુશી થયો કે 'સારું થયું આ ડાઉન થઈ ગયા.' હવે ડાઉન થયેલાંને ચઢાવતાં વાર નહિ લાગે. પણ તિરસ્કારને એ બધું ગાંડપણ જતું રહ્યું હડહડાટ! નોબલ થયા, નોબિલિટી આવી. બહુ લાભ થયો છે. અંગ્રેજો ને આ બધા ભેગા થયા તે બહુ સારું થયું, તિરસ્કાર જતા રહ્યા.

## ડબલબેડ ન દીઠાં બાપ-દાદાએ; કોણ જાણે ભારતમાં પેઠા કયા કાયદાએ?

અલ્યા, આ ડબલબેડ તે હિંદુસ્તાનમાં હોતાં હશે ? કઈ જાતના જાનવરો છે ? હિન્દુસ્તાનના સ્ત્રી-પુરુષો કોઈ દહાડો ભેગા એક રૂમમાં હોતા જ નથી ! હંમેશા જુદી જ રૂમમાં રહેતા હતા ! તેને બદલે આ જો તો ખરાં !! અત્યારે આ બાપ જ બેડરૂમ કરી આપે, ડબલબેડ ! તે પેલાં સમજી ગયાં કે આ દુનિયા આવી જ ચાલ્યા કરે છે. તમને ખબર છે કે પહેલાં સ્ત્રી-પુરુષોની જુદી રૂમોમાં પથારીઓ રહેતી હતી. તમને ખબર નથી. એ બધું મેં જોયેલું આ. તમે એ ડબલ બેડ જોયેલા ? હેં ? શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ડબલ બેડ ગોઠવાય એવા ઓરડા જ કેવી રીતે હતા ?

**દાદાશ્રી :** એકંદર સારું છે, આ છોકરા બધા યુઝલેસ નીકળ્યાં છે ને ! સાવ જૂઠો માલ, તદ્દન જૂઠો માલ. પણ એમને કહ્યું હોય કે આ હોલમાં પચ્ચીસ જણ સૂઈ જાવ, તો તરત બધા સૂઈ જવાના. અને એને બાપ શીખવાડે કે જાવ ડબલબેડ લઈ આવ. એટલે પાછું એવું ય શીખી જાય બિચારા. એમને એવું કંઈ નથી. આજ

ડબલબેડ હોય તે અહીં આગળ બીજે દહાડે આમે ય હોય. એવું કશું નથી. આ તો બાપ વાંકા છે. બરકત નથી એવો ઊંધે રસ્તે ચઢાવે છે.

મારી ટચમાં આવેલો એકે ય છોકરો જૂઠું બોલતો જ નથી. ભય લાગે છે છતાં ય જૂઠું બોલતો નથી. હવે એ છોકરોને જોઈને મને એવું થઈ જાય છે કે મારા વખતમાં કોઈ છોકરો સાચું બોલતો નહોતો. વઢવાની જગ્યા હોય ત્યાં સાચું બોલતો નહોતો; સહેજ જ અપમાન થઈ જાય એવી જગ્યા હોય તો ય સાચું બોલ્યા નથી અને આ તો ગમે તે થાય મારી નાખવાનો હોય તો ય જૂઠું બોલ્યો નથી. ત્યારે જુઓને આ પ્રજા કેવી સરસ છે ! હિન્દુસ્તાનનું ભાવિ કેવું ઉજ્જ્વળ છે !!

તે આ કુદરતનો ઉપકાર છે કે આ જનરેશન બિલકુલ હેલ્ધી માઈન્ડની પાકી છે, હેલ્ધી માઈન્ડની જનરેશન કોઈ વખત પાકે નહીં અને પાકે ત્યારે વર્લ્ડનું કલ્યાણ કરે. આને માર્ગદર્શન આપનાર જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે કઈ રીતનું માર્ગદર્શન ?

**દાદાશ્રી :** હું આપું છું અત્યારે મારી પાસે બધાં તૈયાર કરું છું. અમે જન્મ્યા ત્યારે હેલ્ધી માઈન્ડ નહોતું. હું જન્મ્યો ત્યારે તો ચોર માઈન્ડની જનરેશન હતી, ૭૮ વર્ષ પહેલાં તો.

**પ્રશ્નકર્તા :** દાદા, એ ત્રેવીસ વર્ષનાં છે. આ હેલ્ધી માઈન્ડમાં આવી ગયા ?

**દાદાશ્રી :** હા, તમે હેલ્ધી માઈન્ડમાં આવી ગયા.

**પ્રશ્નકર્તા :** એમને ફીઝીકલ ફીટનેસનું સર્ટિફિકેટ આપવું હોય તો કઈ રીતે આપવું ?

**દાદાશ્રી :** હેલ્ધી માઈન્ડના માણસો અને અનહેલ્ધી લોકોની ભેગા રહેવું. એટલે ફીઝીકલ ફીટનેશ હોય જ નહીં બિચારાને !

એટલે આ માઈન્ડ હેલ્ધી છે એમનું, એ મારી શોધખોળ છે. હેલ્ધી માઈન્ડની કોઈ વખત જનરેશન પાકી હોય તો તે આ કાળમાં પાકી છે. હેલ્ધી થતી થતી આવી. અમારા વખતથી હેલ્ધી થતી થતી આવી લાગે છે, મમતા જ નહીં.

**પ્રશ્નકર્તા :** આજકાલનાં છોકરાંઓને મારું-તારું નથી પણ મારું-મારું છે એમ.

**દાદાશ્રી :** ભલે એ લાગે એવું, પણ ખરી રીતે આમ નથી બિચારાને. બહુ હેલ્ધી માઈન્ડના છે. હું એમને ઓળખી શકું છું સારી રીતે.

આ મારું કેવું ખરાબ દેખાય એવું કશું નહીં. પાછું લુંગી પહેરીને ય ફર્યા કરે. એટલે છત નથી એટલું સારું છે. આ લોકોની મહીં છત આવતાં વાર નહીં લાગે. સંસ્કાર આવતાં વાર નહીં લાગે.

**પ્રશ્નકર્તા :** આ છોકરાઓ જ બહુ મોટી સમસ્યા છે.

**દાદાશ્રી :** સમસ્યા મોટી છે, જબરજસ્ત છે. પણ તે સમસ્યા સુધરે એવી છે. આ કાળમાં જ આવાં છોકરાં છે કે જેનામાં બિલકુલ બરકત જ નથી અને બરકત ના હોય તો જ સુધરે. પણ બરકતવાળા સુધરે નહીં. બરકતવાળા તો એમનામાં, પોતાના સ્વાર્થમાં એકઠાં હોય, જોડે તિરસ્કાર હોય, બીજું હોય, બધું સ્વાર્થમાં એક્કા હોય. તેથી આખું હિન્દુસ્તાન બગડી ગયું ને ? એનાં કરતાં બરકત વગરનો માલ સારો. માનની પડી નથી, કશી કોઈ જાતની પડેલી નથી.

અને માને માસી કહે એવાં આજનાં લોકો ! મા જતી હોય ને તો 'માસી, માસી' કહેશે !' અલ્યા, તારી બા છે આ તો ! અરે, કેટલા તો, વહુ જતી હોય ને, તો કહેશે, 'બા ઊભાં રહો, ઊભાં રહો.' આ પાછળ સાડી એવી દેખાતી હોય ને તો વહુને 'બા' કહે !

એટલે સાવ બરકત વગરનો ! મોહમાં પડેલો ! વધુ મોહી થઈ ગયા છે ને ! એટલે મોહમાં પડેલો માલ બરકત વગરનો હોય. જેમાં ને તેમાં મોહ, જેમાં ને તેમાં મોહ !! આજના છોકરામાં કશી બરકત નથી. રસ્તે જતાં સુલેમાન એની બેનને

પકડેને તો, ‘એય સુલેમાન, મારી બેન છે, બેન છે’ કરશે. પહેલાંના છોકરા હોય તો શું કરે, કે સુલેમાનને ગળે બચકું ભરે એવા. ને અત્યારે આ લોક તો બિચારાં ‘મારી બેન થાય, મારી

બેન થાય' છોડી દે. એવું બધું મોળું ખાતું ! પણ એ મોળું છે તો ફાયદાકારક થશે કે આ જ્ઞાન બધે પહોંચશે. આપણું જ્ઞાન બધું પહોંચશે, મોળું ના હોત તો પેસત જ નહીં ને !

## નથી મમતા કે બરકત યુવાનોમાં; સરળતા ને ચોખ્ખાઈ જીવનોમાં!

બાપ થતાં નહીં આવડતું. ધણીને ધણી થતાં નહીં આવડતું અને વહુને વહુ એ થતાં નહીં આવડતું ને સાસુ એ સાસુ થતાં આવડતું નથી. છોકરાની વહુ આવે તો રહી શકે નહીં. આ સાસુ થઈને બેસે ત્યારે શું એ થાય ? આ તો હવે જ્ઞાન મળ્યા પછી, નહીં તો પેલીનું શું થાય ? આ જ્ઞાન મળ્યા પછી જેમ તેમ કરીને નિકાલ કરે, સમભાવે ફાઈલોનો. સાસુ થતાં આવડે નહીં ને. સાસુ થવું એટલે કંઈ જેવી તેવી વાત છે ? ડિગ્રી કોર્સ પાસ થવો જોઈએ, એનો ડીપ્લોમા થાય તો ય ચાલે.

**પ્રશ્નકર્તા :** નાનપણથી જો આ જ્ઞાન બધું મળ્યું હોય, તો ચોખ્ખું જ બધું, વ્યવહાર બધો ચોખ્ખો ચાલે.

**દાદાશ્રી :** હા, ઘણું કામ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો બધા નફ્ફટ જેવા અમે થઈ ગયા છીએ. અહીંથી બહાર જઈએ એટલે પાછું મશીન ચાલ્યા કરે.

**દાદાશ્રી :** હા, બરાબર છે. ખરું કહે છે. નાનપણમાં આવું મળ્યું હોય તો કામ થઈ જાય ને ! જુઓને, આ છોકરાઓને નાનપણમાં મળ્યું છે તે કેવા ડાહ્યા થઈ ગયા ! નહીં તો આ છોકરાને તો, આમાં બરકત જ નહીં ! એ સોળ વર્ષનો પેલો આવ્યો ને. તે મેં કહ્યું, આ બરકત વગરનો, તું શું કરવા અહીં પેસી ગયો છું ! આ જ છોકરો. ત્યારે કહે, જે કહો એ, માથે પડ્યો છું તમારે.

જૂના જમાનામાં ય છે તે ધણીને ને વહુને ફાવતું શાથી ? એ કંઈ ધણી હોંશિયાર નહોતા એવા કંઈ ! સમજદાર નહોતા. પેલી અભણ હતી સ્ત્રીઓ. અને પતિ એ પરમેશ્વર સ્વીકારી લે અને આ ભણેલી આવી એ કંઈ ગાંઠે !

ભણતર નહોતું, પણ ગણતર હતું તે દહાડે. આ ભણેલી સ્ત્રીઓમાં ગણતર છે નહીં બિલકુલ. પણ આ છોકરાઓમાં ય ગણતર નથી. બધા બરકત વગરના કહેવાય છે છોકરા આજનાં. આમે ય બરકત નહીં ને આમે ય બરકત નહીં. પણ એમાં ફાયદો શો થયો ? એક પ્રોફેસરે પૂછયું કે આ તમારા આપ્તપુત્રો બધા નાની ઉંમરના કેમ છે, મોટી ઉંમરના કેમ નથી ? મેં કહ્યું, મોટી ઉંમરના મનના ચોર હતાં, મૂઆ. આજની આ જનરેશન હેલ્ધી માઈન્ડની છે. હેલ્ધી માઈન્ડ શાથી ? મમતા જ નહીં, ભાન મહીં હોય તો મમતા હોય ને ! જેને ભાન હોય તેને તો મમતા હોય ! મમતા જ નહીં અને પહેલાં તો, મારી ઉંમરમાં તો છોકરા હોય ને, તે નાનું પાંચ વર્ષનું હોય ને, તો ય તમારા આઠ આના પડી ગયા હોય ને, તો એની ઉપર પગ મૂકીને વાત કરે. ચોર બિલકુલ, અમારા વખતમાં બિલકુલ ચોર જ હતા લોકો. હવે અત્યારનાં છોકરા બિલકુલ બરકત નહીં. એટલે આ ગુણે ય નથી એમનામાં. મમતા જ જતી રહી ને ! એટલે મેં કહ્યું, હેલ્ધી માઈન્ડ છે. એમને વાળનાર જોઈએ. આ છોકરાઓને વાળનાર જોઈએ. અમારા હાથે વળે એટલે ઓલરાઈટ થઈ જાય, ભગવાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હેલ્ધી માઈન્ડનો પેલો જમાનો કઈ સાલથી કહો છો ? હેલ્ધી માઈન્ડવાળા કઈ સાલના જન્મ પછી ગણાય ?

**દાદાશ્રી :** આજના જે આ છોકરા-છોકરીઓ છે, તે પચ્ચીસ વર્ષની અંદરના છે એ બધા હેલ્ધી માઈન્ડના છે. હેલ્ધી માઈન્ડ કેમ કહું છું હું કે એને જેવું શીખવાડે એવું તૈયાર થઈ જાય ! જૂના રોગ નથી. ભૂખ લાગે ત્યારે ખાવાનું ખોળે, બીજું નહીં. મમતા નહીં એટલે એનું ઘર એનો બાપ વેચવા ફરતો હોય ને, તો મહીં એને પડેલી ના હોય. અને જૂના જમાનામાં તો બાપાને કહેશે, વેચવાનું નથી મારે. અત્યારે તો હેલ્ધી માઈન્ડવાળા, મમતા નહીં. એટલે જેવો ઘડવો હોય એવો થાય. એટલે એ પ્રોફેસરે લખ્યું કે ગજબની શોધખોળ છે આ તો કંઈક ! હેલ્ધી માઈન્ડ છે !!

# કેવો નિખાલસ આજનો યુવાવર્ગ! સચ્ચાઈમાં તો જાણે ઉતર્યાં સ્વર્ગ!

**પ્રશ્નકર્તા :** આજનો યુવાનવર્ગ કયા રાહ પર જઈ રહ્યો છે ? એનું ભવિષ્ય આપશ્રીની દ્રષ્ટિએ શું છે ? સાચો રાહ શું છે ?

**દાદાશ્રી :** આજનો યુવાનવર્ગ અત્યારે કંઈ પણ દોરવણી નહીં હોવાથી સફોકેશનમાં છે. પણ આવો યુવાવર્ગ કોઈ કાળે હતો નહિ એવો છે કે જે યુવાવર્ગ ચોખ્ખો છે, પ્યોર છે. એને માર્ગદર્શન આપનારની જરૂર છે. જો માર્ગદર્શન આપે તો આ હિન્દુસ્તાન ઓલરાઈટ થઈ જાય અને માર્ગદર્શન આપનારો મળી આવશે હવે થોડા વખતમાં, બધું મળી આવશે. અને આ યુવાવર્ગ એટલો બધો સારો કે પોતે બધું જ... કશું સંતાડતો જ નથી. પ્યોર કહી દે છે અમને. એક છોકરો હતો, તે મને કહે છે કે દાદાજી, મને બહુ દુઃખ થાય છે અંદર. મેં કહ્યું, શેનાં માટે તને દુઃખ થાય છે ? ત્યારે કહે છે, મને એક ખરાબ વિચાર આવે છે એટલે મને દુઃખ થાય છે. કેમ, આવા કેમ વિચાર આવે છે ? ત્યારે મેં કહ્યું, પણ શું વિચાર આવે છે મને કહેને ! હું તને મટાડી દઉં. ત્યારે કહે, 'મને એવાં વિચાર આવે છે કે દાદાજીને ગોળી મારી દઉં.' મેં કહ્યું, હા, એ બરોબર છે. હવે તને દુઃખ થયા જેવી વાત છે આ, નહીં ? મેં કહ્યું, પણ શાથી આવું થયું એ મને કહે. ત્યારે કહે, તમે વિધિ કરાવતા હતા તે વખતે બીજાં બહારનાં માણસ આવ્યા. તેને ઝટ બોલાયાં ને મને ત્યાં આગળ ૧૦ મિનિટ અટકાવ્યો. એટલે મને મનમાં થયું કે આ દાદાને ગોળીબાર કરો. મેં કહ્યું, 'બરોબર છે, એ મારી ભૂલે ય બરોબર છે. એટલે આ મારી ભૂલ થઈ ને માટે તને આ વિચાર આવ્યો. હવે નહીં આવે.' બીજાંને પેસવા દીધાં, એને ના પેસવા દીધો. આવે જ ને માણસને ? તીખો માણસ હોય તો આવી જાય કે ના આવી જાય ? બંડખોર હોય..... એટલે સાચું બોલ્યો. એટલે મેં એનો ખભો થાબડ્યો કે ધન્ય છે કે મારી રૂબરૂમાં તું મને ગોળીબાર કરવાની વાત કહું છું, તું સાચું બોલ્યો ? ધન્ય છે આ યુવાવર્ગને ! આટલું જો સત્ય હશે તો યુવાવર્ગ એકદમ ઊંચા હાઈ લેવલે પહોંચી જશે અને આ યુવાવર્ગ તો અમારાં નિમિત્તમાં આવશે, તે જેટલાં આવ્યાને એ સપાટાબંધ ચઢી જશે ! કારણ નિમિત્ત છે આ. અને યુવાવર્ગ બહુ જ સુંદર છે. તદ્દન સાચો. કંઈપણ સુખ પડતું નથી. છતાં ય સત્યતા છોડતો નથી.

ત્યારે મને એક જણે કહ્યું, કે તમે એને ખભો થાબડો છો, પણ તમારા જેવાં આ સાંભળનારા ય નહીં મળે. ગોળીબાર કરવાનું કહે છે, છતાં તમે એને થાબડો છો ? બીજો તો કાઢી મેલે કહે છે. ત્યારે મેં કહ્યું, ના, અમારે અહીં ના હોય. અક્રમવિજ્ઞાન છે આ તો. તમે ગમે એટલો વિરોધ બતાવો તો અમને વાંધો જ ના હોય. વિરોધ એ અમારામાં કંઈ પણ ભૂલ હોય તેનું કારણ છે. અમારી જ ભૂલ કંઈ થાય. વિરોધ કેમ ઉત્પન્ન થાય ? કોઈ પણ જાતનો વિરોધ થાય એ મારી જ ભૂલ છે ! એટલે યુવાવર્ગ તો બહુ સારાં રાહ પર જઈ રહ્યો છે. એમને નિમિત્ત મળી આવશે.

## જરૂર છે યુવાવર્ગને દોરનારની; 'દાદા' જેવા કલાકમાં ફેરવનારની!

**પ્રશ્નકર્તા :** આ નવી પ્રજામાંથી ધર્મનો લોપ શા માટે થતો જાય છે ?

**દાદાશ્રી :** ધર્મનો લોપ તો થઈ જ ગયો છે, લોપ થવાનો બાકી જ રહ્યો નથી. હવે તો ધર્મનો ઉદય થાય છે. લોપ થઈ રહે ત્યારે ઉદયની શરૂઆત થાય. જેમ આ દરિયામાં ઓટ પૂરી થાય એટલે અડધા કલાકમાં ભરતીની શરૂઆત થાય. તેવું આ જગત ચાલ્યા કરે છે. ભરતી-ઓટના નિયમ પ્રમાણે. ધર્મ વગર તો માણસ જીવી જ શકે નહીં. ધર્મ સિવાય બીજો આધાર જ શો છે, માણસને ?

**પ્રશ્નકર્તા :** યુવાનોને વાળવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** યુવાનોને ધર્મ તરફ વાળવા માટે બહુ જ સુંદર યુવાની જોઈએ કે યુવાનોને એ સિવાય બીજું જોવાનું જ ના ગમે. જોતાંની સાથે દિલ ઠરે એવી યુવાની જોઈએ. હા, પછી એ ધર્મમાં વળી જાય. આ તો દિલ ઠરે એવાં માણસ જોતાં નથી, એટલે બિચારા ભટકે છે. એટલે આ કબીર સાહેબ છેને, તે આખી દિલ્હીમાં, તે ઘડીએ કેટલાય માણસો રહેતા'તા. તો ય કબીર સાહેબ નીકળ્યા, કો'કે પૂછ્યું કે કેમ કંઈ આજ શું છે ? ત્યારે કહે, તપાસ કરવા નીકળ્યો છું. ત્યારે કહે, કોની તપાસ કરવા નીકળ્યો ? 'માણસને ખોજું છું.' કહે છે, શું કહે છે ? હા, આ દિલ્હીમાં આટલાં બધા લોક આય-જાય કરે છે ત્યારે માણસ ખોજવો પડે ? કહે છે. એટલે

પછી બોલ્યો, કે 'માણસ ખોજત મૈં ફીરા, માણસકા બડા સુકાલ' કહે છે, સામાસામી અથડાતા'તા. કહે છે. પણ 'જાકો દેખી દિલ ઠરે, તા કાં પડ્યા દુકાળ' કહે છે. આખી દિલ્હીમાં દિલ ઠરે એવો માણસ ના જોયો એટલે બીજે ગામ ભટકવા ગયો, કહે છે. એટલે દિલ ઠરે એવાં માણસો ભેગાં થઈ જાય તો આપણું કલ્યાણ થઈ જાય અને યુવાનો-બુવાનો બધા ફરી જાય. અહી ંમારી હાજરીમાં તો આ યુવાન ખસતાં જ નહીં. પૈણવું ય નથી, કશું ય કરવું નથી, કહે છે.

**પ્રશ્નકર્તા :** હવે આ જનરેશનમાં ફેરફાર કરવા, એ લોકોમાં વધારે શક્તિઓ પ્રગટ કરવા, કન્સ્ટ્રક્ટીવ (રચનાત્મક) કરવા માટે શું માર્ગદર્શન આપવું ? શું કરવું ?

**દાદાશ્રી :** ચારિત્રવાન જોઈએ. હા. સામો માણસ ચારિત્રવાન હોય તો બને. આ વેપારી લોકો શું કરે એમાં ? આ બધાં જ બિઝનેસવાળા વેપારી થઈ ગયેલાં છે. ચારિત્રવાન જોઈએ. એ જેના વાણીમાં વચનબળ હોય. જેના વાણી-વર્તન અને વિનય મનોહર હોય, મનનું હરણ કરે એવું હોય.

**પ્રશ્નકર્તા :** આજના વિદ્યાર્થીઓ તો માસ્તર જો ફૂટપટી સહેજ મારે તો સામી ફરિયાદ કરે.

**દાદાશ્રી :** શું કરે તે ? માસ્તરો એવા જ મળ્યા છે કે વિદ્યાર્થીની પાસે કામ કેમ લેવું તે આવડતું નથી એટલે માસ્તરોને દોષ નથી. બીચારાં એ ય શું કરે ? એમને જો કદી કમાય નહીં તો ઘેર વહુ વઢે ! એટલે એમને આ કમાવા માટે આ બધું જવું પડે છે. ફીટનેસ થતું નથી, કારણ કે ચારિત્ર નથી. ચારિત્રબળ જોઈએ !

**પ્રશ્નકર્તા :** જો શિક્ષકો જ સંપૂર્ણ હોય નહીં, તો એ લોકો સ્ટુડન્ટને કઈ રીતના તૈયાર કરી શકે, પૂર્ણ થવા માટે ?

**દાદાશ્રી :** સ્ટુડન્ટ તો નિશાળમાં, ચારિત્રવાન પુરુષ ખોળી કાઢી અને એક-એક જણને હજાર-હજાર છોકરાં સોંપો તો તૈયાર થાય ! મારી પાસે એક લાખ માણસ લાવો, હું વિધીન વન યર તૈયાર કરી આપવા તૈયાર છું ! એક લાખ સ્ટુડન્ટો લાવો !

# (૯) મધર-ફાધરની ફરિયાદો

## મોડો ઊઠે તો મા-બાપની કચકચ; કહેવાનું બંધ કરો એ જ રસ્તો સચ!

**પ્રશ્નકર્તા :** હવે અમે તો છોકરાંને કહીએ છીએ કે ભઈ, સવારે વહેલા ઊઠો, વહેલા ભણો. પણ આજના છોકરાઓ બધા જ મોડા ઊઠે, સૂર્યવંશી. હવે આ રોજની જ ટસલ ઘરમાં થયા કરે છે.

**દાદાશ્રી :** ને તમે કેટલા વાગે ઊઠો ?

**પ્રશ્નકર્તા :** હું તો પાંચ વાગે ઊઠું છું.

**દાદાશ્રી :** અને સાહેબ ?

**પ્રશ્નકર્તા :** સાહેબ પણ પાંચ-સાડા પાંચે.

**દાદાશ્રી :** એમ કે ! તો પછી હવે એમને, છોકરાંઓને આ સમજાવી-પટાવીને કામ લેવું પડે.

**પ્રશ્નકર્તા :** છોકરો દસ વાગતા સુધી ઊંઘી રહેતો હોય, તો મને ગુસ્સો આવે અને તેને હું વ્યાજબી ગણું છું !

**દાદાશ્રી :** હા, પણ ગુસ્સો આવે તો પછી છોકરો માને નહીં, જો ગુસ્સો ના આવતો હોય તો છોકરો તમારું માન્ય રાખે. તમારી નબળાઈ દેખે એટલે એ છોકરો શું જાણે કે આમનો સ્વભાવ જ એવો છે, વિચિત્ર સ્વભાવવાળા છે અને બહાર લોકોને કહે ય ખરો કે 'મારા ફાધર એટલા વિચિત્ર સ્વભાવના છે, વાત વાતમાં ચિઢિયા કરે છે ! એવું બોલે એ. એ તો બાપ પ્રભાવશાળી હોવો જોઈએ ! બાપ છોકરા જોડે ગુસ્સો ના થાય ને તો છોકરો કહ્યા પ્રમાણે ચાલે જ ! આ તો ગુસ્સે થાય તે નબળાઈ દેખે છે ને એટલે ભડકે છે કે આ ક્યાં ફસાયો હું અહીં ! આવા મા-બાપ ક્યાં મળ્યા ! એવું બધું ઠસાય મનમાં ! મને છોકરા કહી દે છે, કે અમારા મા-બાપ તો સાવ કંડમ છે ! આપણે કંડમ નહીં રહેવું જોઈએ. આપણે બિલકુલ કરેક્ટ, એટલે નબળાઈ ના ઉત્પન્ન થાય. નબળાઈ ઊભી થતી હોય તો એના કરતાં નહીં કહેવું સારું, એક જગ્યાએ બેસી રહેવું. અને કહ્યાથી સુધરતો નથી. નબળાઈ હોય ત્યાં સુધી સુધરે જ નહીં. ત્યાં સુધી તો પેલો, તમારા દેખાવ ખાતર કરે. પાછળથી મનમાં ભાવ અવળો કરે.

**પ્રશ્નકર્તા :** સમાજની વ્યવસ્થા પણ જાળવી રાખવી પડે, નહીં તો એ અવ્યવસ્થિત.

**દાદાશ્રી :** ના, એ સમાજની વ્યવસ્થા જાળવી ન કહેવાય. ના સમજવાથી પોતે ગમે તેમ વર્તે, ગુસ્સો કરવાની જરૂર નથી. સમાજ એવું નથી કહેતો કે ગુસ્સો કરો.

**પ્રશ્નકર્તા :** પણ ધારો કે અહીંયા કોઈ ગુન્ડાઓ ચોરી કરતા હોય અને પોલીસવાળા એને દંડ ના કરે તો એ ચાલે નહીંને. દંડ તો કરવો જ જોઈએને.

**દાદાશ્રી :** એ તો કરવું જ પડે. એમાં ચાલે જ નહીં. દંડ કરો તેનો વાંધો નહીં, પણ ગુસ્સો થવો એ વાંધો છે. નબળાઈ ના થવી જોઈએ. મારું કહેવાનું, નબળાઈ થાય તો સામા માણસ ઉપર પ્રભાવ ના પડે અને પ્રભાવ ના પડે એટલે કાર્ય થાય નહીં. કોઈ પણ કાર્ય, હંમેશા પ્રભાવથી જ થાય છે. માટે આપણે વિચારી અને નબળાઈ હોય તો બોલવાની નહીં. આવું નબળાઈથી માણસને છોકરાઓ બધા બગડી જાય છે બધા. એનો આવતો ભવ બગાડે છે બિચારાં. અત્યારે તો આપણા

કહ્યા પ્રમાણે દોડે, પણ મનમાં ભાવ કરે કે આવું મને ખોટું કહે છે ને ઊંધે રસ્તે દોરે છે, એટલે અવળું બગાડે એનો આવતો ભવ. એટલે આવતો ભવ ન બગડે એટલા માટે આપણે એને ધીમે રહીને કહેવું.

**પ્રશ્નકર્તા :** તો પછી ઘરમાં અત્યારે બધા ભેગાં રહેતા હોય, તો કશું કહેવાનું નહીંને એમ.

**દાદાશ્રી :** ના કહેવાનું બધું ય, પણ રાગદ્વેષ વગરનું સવારે કહીએ કે તમે બધા વહેલા ઊઠો તો શું ખોટું ? ત્યારે કહે, 'અમે વહેલા નથી ઊઠવાના, બહુ કચકચ ના કરીશ' ત્યારે કહેવું, 'હવે કચકચ નહીં કરું' એમ કહેવાનું આપણે, લોકો તો કચકચ કરેને !

**પ્રશ્નકર્તા :** અત્યારે બધા બહુ આ છોકરાઓ હોય, સ્કૂલે સાથે જવાનું હોય. ન્હાવા-ધોવાનું હોય અને એ બધા આરામથી કરતા હોયને, તો આપણે કહેવું પડે. એટલે એ કહે, તારે કશું કોઈને કહેવાનું નહીં.

**દાદાશ્રી :** એ તો કહેવું પડે ખરું, કહેવું તો પડે, હલાવું તો પડે. ઘંટ વગાડવો.

**પ્રશ્નકર્તા :** અને એ તો સવારના નીકળી જાય નૃે રાત્રે આવે. એટલે ઘરમાં શું આવે જાય, ખાવા-પીવાનું પછી ખબર પડે નહીં. ત્રણ ગેલન તો દૂધ લાવવાનું રોજ. દૂધ આટલું ના હોય તો 'દૂધ નથી' બૂમાબૂમ થઈ જાય. એટલે આપણે કહેવું તો પડેને, એટલે આ મને કહે, તારે કશું કોઈને કહેવાનું નહીં એમ.

**દાદાશ્રી :** નહીં, કહેવાનું. નહીં કહેવું એ ય ગુનો છે અને 'કહે કહે કરવું' એ ય ગુનો છે. કહેવાનું અને રાગ-દ્વેષ નહીં રાખવાનો.

**પ્રશ્નકર્તા :** ના, રાગદ્વેષ તો જરા ય નહીં.

**દાદાશ્રી :** 'ના કહેવું' એ એક જાતનો અહંકાર છે. જે નીકળી જાય, એ બોલી ગયા પછી પેલા કહેશે, આવું શું બોલો છો ? તો કહીએ, આ મારી ભૂલ થઈ ગઈ. હવે નહીં બોલું.

એક ભઈ કહે છે, અમારો ભત્રીજો રોજ નવ વાગે ઊઠે છે. ઘરમાં કશું કામ થતું નથી. પછી ઘરનાં બધાં માણસોને પૂછ્યું કે આ વહેલો નથી ઊઠતો એ તમને બધાને નથી ગમતું ? ત્યારે બધાં ય કહે છે કે અમને નથી ગમતું, છતાં ય એ વહેલો ઊઠતો જ નથીને. મેં કહ્યું કે સૂર્યનારાયણ આવ્યા પછી તો ઊઠે છે કે નથી ઊઠતો ? ત્યારે કહે છે કે ત્યાર પછી ય એક કલાકે ઊઠે છે. એટલે મેં કહ્યું કે સૂર્યનારાયણની ય મર્યાદા નથી રાખતો ? માટે તો એ બહુ મોટો માણસ હશે ને ? નહીં તો લોક તો સૂર્યનારાયણ આવતા પહેલાં પોતે ઊઠી જાય, પણ આ તો સૂર્યનારાયણને ય નહીં ગાંઠતો. પછી એ લોકો કહે છે, હવે તમે કંઈક ઠપકો આપો. મેં કહ્યું કે અમારે ઠપકો ના અપાય. અમે ઠપકો આપવાં નથી આવ્યા. અમે સમજણ આપવા આવ્યા છીએ. અમારો ઠપકાનો વેપાર જ નહીં. અમારે તો સમજણ આપવાનો વેપાર. પછી એ છોકરાંને કહ્યું કે દર્શન કરી લે, પછી બોલજે કે દાદા, મને વહેલું ઊઠવાની શક્તિ આપો. એટલું કરાવ્યા પછી ઘરનાં બધા માણસોને કહ્યું કે હવે એ ચાના ટાઈમે ના ઊઠે તો આપણે પૂછવું કે ઓઢાડું ભઈ તને. વખતે શિયાળાની ઠંડી છે તે ઓઢવું હોય તો ઓઢાડું. એટલે મશ્કરી ખાતર નહીં, રીતસરનું એને આપણે ઓઢાડવું. ઘરનાં માણસોએ એવું કર્યું. તે છ મહિનામાં એટલો બધો વહેલો ઊઠે છે એ ભઈ, કે ઘરનાં બધા માણસોની બૂમ મટી ગઈ.

આ લોકો કહે છે કે અમારે એમને સુધારવાના નહીં ? જે સુધારનારા અહીં જગતમાં પાક્યા છે ને એ લોકોએ જ આમને બગાડ્યા છે. કારણ એ રસ્તો જાણતાં નથી. વકીલાતનો ધંધો કરતાં ના આવડતો હોય. એ માણસને વકીલાત કરવા તેડી જઈએ તો ?

એની પ્રકૃતિ જુદી તે મોડો ઊઠે ને કામ વધારે કરે ને અક્કરમી ચાર વાગ્યાનો ઊઠ્યો હોય તો ય કશું ના કરે. હું ય દરેક કામમાં હંમેશાં 'લેટ' હતો. સ્કૂલમાં ય ઘંટ સાંભળ્યા પછીથી ઘેરથી નીકળતો અને કાયમ માસ્તરનો કકળાટ સાંભળતો ! હવે માસ્તરને શી ખબર કે મારી પ્રકૃતિ શું છે ? દરેકનું 'રસ્ટન' જુદું, 'પીસ્ટન' જુદું જુદું હોય.

**પ્રશ્નકર્તા :** પણ મોડામાં 'ડિસિપ્લિન' ના રહે ને ?

**દાદાશ્રી :** આ મોડો ઊઠે એટલા માટે તમે કકળાટ કરો તે જ 'ડિસિપ્લિન' નથી. માટે તમે કકળાટ કરવાનું બંધ કરી દો. તમારે જે જે શક્તિઓ માગવી હોય, તો આ 'દાદા' પાસે રોજ સો-સો વખત માંગજો, બધી મળશે.

## રમતિયાળને વાળવા ભણવા; યોજના ઈનામની કાઢો જીતવા!

**પ્રશ્નકર્તા :** આજના છોકરાઓ ભણવા કરતાં રમતમાં ધ્યાન વધારે આપે છે, તેઓને ભણતર તરફ દોરવાં તેમની પાસેથી કેવી રીતે કામ લેવું, જેથી છોકરાઓ પ્રત્યે કંકાસ ઊભો ના થાય ?

**દાદાશ્રી :** ઈનામની યોજના કાઢો ને. છોકરાને કહીએ કે પહેલો નંબર આવશે તેને આટલું ઈનામ આપીશ અને છઠ્ઠો નંબર આવશે તેને આટલું ઈનામ. અને પાસ થશે તેને આટલું ઈનામ. કંઈક એને દેખાડો. હમણે તરત જ વેપાર થાય અને તેમાં નફો થાય એવું કંઈક દેખાડો એને તો લલકારશે. બીજો રસ્તો શું કરવાનો ! નહીં તો પ્રેમ રાખો. જો પ્રેમ હોય ને તો છોકરા બધું ય માને. મારી જોડે છોકરાઓ બધું ય માને છે. હું જે કહું એ કરવા તૈયાર છે. નહીં તો પછી આપણે એને સમજણ પાડ પાડ કરવી પડે. પછી જે કરે એ સાચું.

**પ્રશ્નકર્તા :** છોકરો કંઈ બીજું કંઈ ભણતો ના હોય ત્યારે તો એમને વઢવું પડે, એને કહેવું પડેને વાંચવા બેસવા માટે ?

**દાદાશ્રી :** હા, પણ કેટલી વાર ? બે કલાક સુધી ?

**પ્રશ્નકર્તા :** ના, ના, એમ નહીં. બે કલાક એમ નહીં.

**દાદાશ્રી :** કેટલી વાર કહેવું પડે ?

**પ્રશ્નકર્તા :** એ છોકરાનું ભણવામાં લક્ષ જ નથી. એ છોકરાને બીજી કોઈ લાઈનની અંદર રસ છે, ભણવામાં રસ નથી.

**દાદાશ્રી :** એટલે માણસને રસ ના હોય ને તે જેમ તેમ કરીને મેટ્રિક સુધી જાય તો બહુ થઈ ગયું. એ બિઝનેસમેન થવાનો હોય અને પછી મહીં પ્રકૃતિ એવી હોય,

તેને કોઈ શું કરે ? નહીં તો આપણે એને ભણવાનું છોડી દેવાનું કહીએ તો ય ના છોડી દે.

છોકરામાં જોવું કે કયા કયા ગુણો એનામાં વર્તે છે. તે આપણે જોવું કે ચોરી કરતો નથી, જાણી જોઈને જીવડાં મારતો નથી. એવું બધું જોઈ લેવું પડે, તો ચલાવી લેવાય.

**પ્રશ્નકર્તા :** મૂળ પ્રશ્ન એમ છે કે છોકરાઓને આપણે ઘણી રીતે સમજાવીએ ભણવા માટે. પણ આપણે કહીએ તો ય એ લોકો સમજતાં નથી, આપણું સાંભળતા નથી.

**દાદાશ્રી :** ના, તે નથી સાંભળતા એટલે મા થતાં આવડ્યું નહીં તેથી. મા થતાં આવડે તો કેમ ના સાંભળે ? કેમ એનો છોકરો માનતો નથી ? ત્યારે કહે, 'એના મા-બાપનું એણે માન્યું જ નહોતું ને.'

**પ્રશ્નકર્તા :** દાદા, એમાં વાતાવરણનો દોષ ખરો કે નહિ ?

**દાદાશ્રી :** ના, વાતાવરણનો દોષ નહીં. મા-બાપને મા-બાપ થતાં જ આવડ્યું નથી. મા-બાપ થવું એ તો બહુ મોટામાં મોટી જવાબદારી છે, વડાપ્રધાન થવું એ જવાબદારી ઓછી હોય.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ?

**દાદાશ્રી :** વડાપ્રધાન થવાનું એ તો લોકોનું ઓપરેશન થવાનું. આ તો પોતાનાં છોકરાનું જ ઓપરેશન થવાનું. ઘરમાં પેસીએ બાબો-બેબી બધાં ખુશ ખુશ થઈ જાય. અને અત્યારે તો છોકરાં શું કહે ? 'અમારા ફાધર ના આવે તો સારું ઘરમાં. અલ્યા મૂઆ, શું થાય ત્યારે ?

## બાળક સાથે બાળક બની જાય; કાઉન્ટર પુલી મૂકી એડજસ્ટ થાવ!

કેટલાક તો છોકરો ભણતો ના હોય, પ્રશ્નનો જવાબ આપતો ના હોય તો માસ્તર એને વઢે ને, 'કંઈ સમજ પડે છે તને ? બોલ ને બોલ, મૂરખ બોલ !' હવે ત્યાં પરીક્ષામાં પાસ થાય માટે માસ્તરનું ટ્યુશન રાખે છે. પણ આમ કરે તો પેલો છોકરો બિચારો બાઘો બની જાય ને આ માસ્તર અકળાયા કરે. તે માસ્તરની શી દશા થાય ? તે આપણા જેવા જોનાર કહે કે એ બાઘો થઈ ગયો. તું શું કરવા આમ ગાંડા કાઢે છે ? પાંસરો મરને !

સીધો મરને ! નહિ તો તું તારી બઈના કામમાં નહિ રહું ! એ છોકરો બિચારો બાઘો થઈ ગયો ! એને તારી વાત મહીં પહોંચતી નથી, એટલે બાઘો થઈ ગયો છોકરો બિચારો. એમાં આ ગાંડા કાઢ કાઢ કરે, તે ચિઢાય ચિઢાય કરે. ને 'બોલને બોલ, કંઈ બોલતો નથી, મૂંગો થઈ ગયો છું.' અને આમ કાનપટ્ટી પકડાવે ! ચક્કર, શું કરવા આવું કર્યા કરે છે ? કેટલાય માસ્તરો આવું કરે છે. ટ્યુશન રાખે છે ને આવું...! કેટલાય કરે છે અને પછી શું કહે કે છોકરો મને માથે પડ્યો છે ! અલ્યા, છોકરો નથી માથે પડ્યો, તું છોકરાને માથે પડ્યો છે. આપણે ના સમજીએ કે આ છોકરો ડલ છે. એટલે આપણે એને ડલનેસમાં જેટલું પાણી પિવડાવાય એટલું પાવું, બીજું વધારાનું પાણી પાવું નહીં. એને કહીએ કે આ કવિતા ગોખી લાવજે. પછી ના બોલે તો કંઈ નહિ. પણ આ તો મનની કલ્પનાઓ કરે, 'સાલો બોલતો જ નથી. મૂંગો છે !' 'અલ્યા ન્હોય મૂંગો. એને વાત પહોંચતી નથી. તું વાત શું કહેવા માંગે છે એ એને પહોંચતી નથી. એટલે એ કુંઠિત થઈ ગયો છે બિચારો ! એને તું બહુ એ કર કર કરીશ, ગોદા માર માર કરીશ, તો એને શૉક લાગશે. ઈલેક્ટ્રિકનો શૉક લાગે ને માણસ થઈ જાય, એવો એ પછી થઈ જાય. વગર કામનો ગોદા માર માર કરે ! હવે જો એને બૈરી આવી મળી હોય ને ના સમજે એવી, તો શું થાય તે ? આખી જિન્દગી શી રીતે કાઢે ?

**પ્રશ્નકર્તા :** મોટા ભાગનું તો પોતે જે સમજ્યો હોય તે પેલો માણસ તરત સમજી જાય, એવો આગ્રહ વધારે ઉત્પન્ન થઈ જવાથી અવળાં પરિણામ ઊભાં થઈ જાય છે.

**દાદાશ્રી :** પોતાની દ્રષ્ટિથી સામાને માપે છે. તું સામાની દ્રષ્ટિ શોધી કાઢ. સામાની દ્રષ્ટિ એટલે શું કે દરેકને એડજસ્ટ થવું એવી દ્રષ્ટિથી જો. આ તો પોતાની દ્રષ્ટિથી સામાને માપ માપ કરે છે. કેટલાં વિશેષણ બોલ્યો ?! 'મૂંગો છે, અલ્યા, મરી જા ને !' પાછો 'મરી જા' હઉ કહે. છોકરાનો બાપ સાંભળે તો, એ કહે, 'માસ્તર, એવું ના બોલશો. અમારો એકનો એક છોકરો છે.' આમ એના મા-બાપ પાછાં ક્લેઈમ માંડે કે માસ્તર આવું બોલશો નહિ.

**પ્રશ્નકર્તા :** અમે વાતો કરવામાં એટલા બધા મીકેનિકલ થઈ જઈએ છીએ કે કાઉન્ટર પુલી ગોઠવવાની જાગૃતિ જતી રહે છે.

**દાદાશ્રી :** માણસ જાત તો બહુ ચોક્કસ જાત છે. માણસ કંઈ ઘેલી જાત નથી. લોકો એ માણસ જાતની ઉપર પોતે અજ્ઞાન ઓઢે છે. નહિ તો કોઈ માણસ એવો નથી. આવડાં નાનાં ચાર વર્ષના છોકરાંને કહે કે, 'તું અક્કલ વગરનો છે, મારું સમજતો નથી.' ત્યાં કેવી રીતે બોલાય ? એની કાલી ભાષામાં લોક બોલે. આ છોકરાંની જોડે લોકો કાલી કાલી ભાષામાં બોલે. આ ત્રણ-ચાર વર્ષની ઉંમરનાં છોકરાં જોડે મોટી ઉંમરનાં છોકરાં જેવું ના બોલે. શાથી એવું ના બોલે ?

**પ્રશ્નકર્તા :** એને એની ભાષામાં વાત કરવી જોઈએ.

**દાદાશ્રી :** પોતે બધું સમજે છે કે આ બાળક ભાષા છે. આપણે બાળક ભાષામાં વાત કરો, નહીં તો એ બિચારો સમજશે નહીં. એને તો કહેવું, 'જો બાબા, આ રમકડું પેલા જેવું છે ને ? તે પેલું જોયું હતું ને ?' એમ બે-ચાર વખત કહેવું. ત્યારે એ કહેશે, 'હા'. ત્યારે આપણે જાણીએ કે આ મહીં પહોંચ્યું. હવે એવી રીતે આની જોડે આપણે વાત કરવી જોઈએ. આપણે જાણીએ કે આનું ડલ મગજ છે. એટલે આપણે જાણીએ કે બાળક જેવી અવસ્થા છે એટલે 'બાબા, બાબા' કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ બાળકની અવસ્થા સમજવામાં ચેતનતાનો ઉપયોગ જોઈએ.

**દાદાશ્રી :** અરે, અજ્ઞાનદશામાં ય બાળક જોડે એની મા સુંદર વ્યવહાર કરે છે. બાળકની જોડે એની મા સુંદર વ્યવહાર નહીં કરતી હોય ? એ કોણે શીખવાડ્યું એમને ?

**પ્રશ્નકર્તા :** એ તો કુદરતી છે.

**દાદાશ્રી :** કુદરતી નહીં, આવી બધી આપણી અંદર જાગૃતિ છે. પણ મોટી ઉંમરનો થાય છે એટલે પાછો અહમ્ બહુ ઊભો થાય છે. ત્યાં તમને એમ થાય કે આ તો મોટો થયેલો છે. આ આવું કેમ કરે છે ?

નાનાને આવું હોય, મોટાને પણ હોય ? પણ મોટાને બીજી ભાષામાં તું સમજ કે આ નાના કરતાં ય મોટો ભૂંડો છે બિચારો ! એટલે મોટો ડલ લાગે તો આપણે જાણવું કે ત્રણ વર્ષનું છોકરું છે. એટલે એની જોડે એવું આપણે વર્તન રાખવું જોઈએ. પછી આમથી આમ ગોદો મારે. કોણ પછી સાંભળે ?

**પ્રશ્નકર્તા :** છોકરાં જોડે છોકરાં થઈ જવું અને એ રીતે વર્તવું, તો એ કઈ રીતે !

**દાદાશ્રી :** છોકરા તરીકે અત્યારે છોકરા જોડે વર્તન રાખો છો. એટલે આપણે મોટાં હોય તો એનો ભય લાગ્યા કરે. એ ભય ના લાગે એવી રીતે વર્તવું જોઈએ આપણે. એ સમજણ પાડીને એનો દોષ કાઢવો જોઈએ, બીવડાવીને ના કાઢવો જોઈએ. નહીં તો બીવડાવીને કામ લાગે નહીં. તમે મોટી ઉંમરના, એ નાની ઉંમરના, ભડકી જાય બિચારા ! પણ તેથી કંઈ દોષ જાય નહીં, દોષ તો વધ્યા કરે અંદર. પણ જો સમજાવીને કાઢો તો જાય, નહીં તો જાય નહીં.

**પ્રશ્નકર્તા :** માનસિક ઉંમર નાની હોય ને ?

**દાદાશ્રી :** તે માનસિક ઉંમર જોઈને આપણે એડજસ્ટ કરવું જોઈએ. અમે દરેકની જોડે વાત કરીએ તે એની માનસિક ઉંમર કેટલી છે એ જોઈને એને આપીએ. તેથી અમે કહીએ છીએ કે અમે કાઉન્ટર પુલી મૂકી દઈએ છીએ. એટલે અમારે અથડામણ થતી નથી, મતભેદ થતો નથી. કારણ કે અમે કાઉન્ટર પુલી મૂકી દઈએ ને ! એનું માનસિક ગ્રેડેશન, વાચિક ગ્રેડેશન, શરીરનું ગ્રેડેશન કેવું છે

એ બધું જ જોઈ લઈએ. શરીરથી ઉંમરમાં મોટો છે, વાણીમાં બહુ જબરો છે, શૂરો છે. પણ માનસિક બધું લૉ (નીચું) છે. એટલે રિવોલ્યુશન ઓછાં કરી નાખવાં. બાળક જેવું જ માની લેવાનું.

**પ્રશ્નકર્તા :** મારે મારા મોટા દીકરા જોડે બહુ ખટપટ થાય છે. તો કાઉન્ટર પુલી નાખવી ક્યારે ? ક્યા પ્રકારની ? એ સમજણ પડતી નથી અને ઈચ્છા ન હોવા છતાં બફાટ થઈ જતો હોય છે. તો શું કરવું ?

**દાદાશ્રી :** અરે, ઈચ્છા વગરે ય બફાટ થઈ જાય છે ! આ તો હું

તમને રસ્તો દેખાડું છું, તે રસ્તે ધીમે ધીમે તમારે ગોઠવણી કરવાની છે.

બાબો દસ-બાર વરસનો હોય, એની જોડે તમે વાત કરો, તો તમારી વાત સમજે કે ના સમજે ? અમુક વાતો ન સમજે ને ! એવું ના બને ?

**પ્રશ્નકર્તા :** એવું થાય છે, આ તો મારો પોતાનો અનુભવ છે એ જ કહું છું, મારો જે પ્રશ્ન છે એ જ વાત છે. આ મારો પોતાનો જ પ્રશ્ન છે અને વારે ઘડીએ મારે આવું બની જ જતું હોય છે.

**દાદાશ્રી :** હા, એટલે હું આ દાખલો આપું છું કે બાબો તમારો હોય તો એ બાર વર્ષનો હોય, હવે એને તમે બધી વાત કરો. તો બધી વાતમાં કેટલીક વાત એ સમજી શકે અને કેટલીક વાત ના સમજી શકે ? તમે શું કહેવા માગો છો તે એની સમજમાં આવતું નથી. તમારો વ્યુ પોઈન્ટ શું છે એની સમજમાં નથી આવતું એટલે તમારે ધીમે રહીને કહેવું કે મારો હેતુ આવો છે. મારો વ્યુ પોઈન્ટ આવો છે. હું આવું કહેવા માગું છું. તને સમજાય કે ના સમજાય, મને કહેજે. અને તારી વાત મને નહીં સમજમાં આવે તો હું સમજવા પ્રયત્ન કરીશ, કહીએ. એ સમજ પડીને ? એટલે આપણો એની જોડે ફોડ કરી લેવો જોઈએ અને કેવો ? ફ્રેન્ડલી ટોનમાં હોવો જોઈએ.

તેથી આપણે લોકોએ કહ્યુંને કે ભઈ, સોળ વર્ષ પછી, અમુક વર્ષ પછી ફ્રેંડ તરીકે સ્વીકારજો એમ કહ્યું, નથી કહ્યું ? ફ્રેંડલી ટોનમાં હોય તો આપણો ટોન સારો નીકળે. નહીં તો રોજ બાપ થવા જઈએ ને, તો ભલીવાર આવે નહીં. ચાલીસ વર્ષનો થઈ ગયો હોય અને આપણે બાપ થવા ફરીએ, તો શું થાય ?!

## ગાડીનું પંચર કરી, કેવું સંવારે? એમ ઘૈડિયાનું હૃદય ઠારે!

'કોઈને દુઃખ ન થાય' એવી બુદ્ધિ હોવી જોઈએ. નાનું બાળક હોય તેને ય દુઃખ ન થાય એવી બુદ્ધિ હોવી જોઈએ. એ બાળક જોડે બાળક જેવું મેળવી લઈએ.

ત્યાં તીક્ષ્ણ બુદ્ધિ રાખીએ તો શું થાય, બાળક જોડે ? બાળક છોલાઈ જાય બિચારો. એટલે આવી વાત છે, બીજી કંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** તો વડીલો સાથે કેવી બુદ્ધિ રાખવાની ? એમાં પણ તીક્ષ્ણ બુદ્ધિ રાખવાની ?

**દાદાશ્રી :** વડીલો સાથે બાળક જેવી બુદ્ધિ રાખવાની.

**પ્રશ્નકર્તા :** એમના પણ જૂના બધા વિચારો ચુસ્ત થઈ ગયા હોય !

**દાદાશ્રી :** ના. એવા બધા થઈ ગયા હોય, તેની જોડે બાળક જેવી બુદ્ધિ રાખીએ એટલે આપણી બુદ્ધિ એને વાગે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ઘરડાં માણસ પણ આપણી સાથે એવું વર્તન કરે, એમના મંતવ્યો પેલા જૂના બંધાઈ ગયા હોય, તો પણ કેવી રીતે આપણે એમની સાથે હેન્ડલ કરવું જોઈએ ? કેવી બુદ્ધિથી ?

**દાદાશ્રી :** આ ગાડીને પંક્ચર પડે, ખરે ટાઈમે ઉતાવળ હોય ને, તો આપણે પછી એના વ્હિલને માર–માર કરવું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ખરે ટાઈમે ઉતાવળ હોય ને, ગાડીને પંક્ચર પડ્યું. તો વ્હિલને કંઈ મરાય ? એ તો ઝટપટ સાચવીને આપણે કામ કરી લેવાનું. ગાડી તો બિચારી પંક્ચર પડે જ. એમ ઘૈડા માણસનામાં પંક્ચર પડે જ. આપણે સાચવી લેવાનું. ગાડીને માર માર કરાય ?

**પ્રશ્નકર્તા :** ના કરાય.

## છોકરાં અંદરોઅંદર લઢે; જોયા કરે તો જ સંબંધ બઢે!

**પ્રશ્નકર્તા :** બે દીકરાઓ અંદર અંદર લઢતા હોય. આપણે જાણીએ કે આ કોઈ સમજવાનું નથી. તો ત્યાં આપણે શું કરવું ?

**દાદાશ્રી :** એક ફેરો બન્નેને બેસાડીને કહી દેવું કે માંહ્યોમાંહ્ય વઢવામાં ફાયદો નહીં, લક્ષ્મી જતી રહેશે.

**પ્રશ્નકર્તા :** પછી એ માનવા જ તૈયાર ન હોય તો શું કરવું, દાદા ?

**દાદાશ્રી :** રહેવા દેવું. જેમ છે તેમ રહેવા દો.

**પ્રશ્નકર્તા :** છોકરાઓ આપસમાં લઢે, એમાંથી મોટું થઈ જાય, આપણે એમ કહીએ કે આ કેમ થઈ ગયું આમ ?

**દાદાશ્રી :** એમને ઉપદેશ લેવા દોને, આપસમાં લઢીને એમની મેળે જ ખબર પડશે, ભાન થશે ને ! આમ આંતર આંતર કરીએ ને, ત્યાં સુધી ઉપદેશ મળે નહીં. જગત તો જોયા કરવા જેવું છે !

**પ્રશ્નકર્તા :** જે વસ્તુ હાથમાં આવે છોકરાઓને, એ એકબીજાને પછી મારે, એને લઈને એ ઉપાધિ આપણે જ થાય.

**દાદાશ્રી :** ઉપાધિ આપણે કરીએ શું કામ ? આપણે શું લેવાદેવા ? ઉપાધિ નહીં કરવાની, બધું ડ્રામેટિક કર્યા કરો કે ભઈ, કેમ મારે છે ? આમ તેમ, આમ તેમ !

**પ્રશ્નકર્તા :** ક્યારેક હાથ ઉપડી જાય છે.

**દાદાશ્રી :** હાથ ઉપડી જાય એ બધું ખોટું, આપણા હાથને વાગે.

આજના છોકરાંઓ તો વગર ફોડ્યે, ટેટા ફૂટી જાય એવાં છે. અહીં ટેટા મૂક્યા હોય તો દેવતા-બેવતા નાખ્યા વગર એમ ને એમ ફૂટે તો આપણને ના સમજણ પડે, આ કઈ જાતનાં ટેટા ? દેવતા પડ્યા વગર ફૂટે. દુકાનમાં મૂક્યા હોય ને ત્યાં ફૂટે.

આપણે તો ઊલ્ટું એને કહીએ ખૂબ વઢો. આજે અમારે જોવું છે, ખૂબ લઢો આજ મારંમાર કરો, કહીએ. આપણે કહીએ, તમે લઢો. ત્યારે ના લઢે મૂઆ ! આપણે કહીએ, ના લઢશો, ત્યારે લઢે. બધું વાંકું કરવું એનું નામ છોકરાં આજનાં. એમને કહેજો, 'લઢજો, તમે બધા લઢો જોઈએ, કોણ જીતે છે ? એ મારે જોવું છે !'

કોઈના છોકરાં જ નથી હોતાં આ બધાં, આ તો માથે પડેલી જંજાળ છે, એટલે આપણે મદદ કરવી એમની. પણ મહીં ડ્રામેટિક રહેવું.

## જે પહેલી કરે ફરિયાદ; તે જ ગુનેગાર રાખ યાદ!

પહેલું ફરિયાદ કરવા કોણ આવે ? કળિયુગમાં તો ગુનેગાર હોય, તે જ પહેલો ફરિયાદ કરવા આવે ! અને સત્યુગમાં જે સાચો હોય તે પહેલા ફરિયાદ કરવા આવે. આ કળિયુગમાં ન્યાય કરનારા પણ એવા કે જેનું પહેલું સાંભળ્યું એના પક્ષમાં બેસી જાય !

આ નાની બેબી હોય તે સાંજે બાપા ઘેર આવે કે તરત જ બેબી બાપા પાસે જાય ને કહે, 'બાપા, આ બાબાએ મને આમ, આમ કહ્યું' તે પછી બાપા તરત જ બેબીના પક્ષમાં બેસી જાયને, બાબાને કહે કે 'એ ય અહીં આવ ! આમ કેમ કર્યું ?' અલ્યા, બાબાને ભાંડતા પહેલાં બાબાને પૂછ, બેબીની વાતનો પડઘો શો હતો ? અને કેમ બેબીએ ફરિયાદ કરી ? બાબાએ કેમ ફરિયાદ ના કરી ? બાબાએ શું કર્યું હતું ? આ તો પોતે સેન્સિટિવ તે બેબીની વાત સાચી માની લે. પાછો કહે કે હું જરા કાનનો કાચો, તે ભૂલ થઈ ગઈ ! આ તો પોતે ડફોળ ને કાનની ભૂલ કહે છે ! પોતે તારણ ના કાઢે કે બેબી ગુનેગાર તે પહેલી ફરિયાદ કરવા આવી ! ઘરમાં બધી વાતો થાય, અમારી પાસે બધાની ફરિયાદ થાય તો અમે શું કરતા કે બધાંની વાતો સાંભળીએ ને પછી ન્યાય કરીએ. સાચો ન્યાય કરવાથી ગુનેગાર પછી વધે નહીં. ગુનેગાર સમજે કે આ તો ન્યાય કરે છે, માટે આપણી ભૂલ પકડાઈ જશે !

ઘરમાં ચાર છોકરાં હોય. તેમાં બેની કંઈ ભૂલ ના હોય તો ય બાપ એમને ટૈડકાય ટૈડકાય કરે અને બીજા બે ભૂલો કર્યા જ કરે, તો પણ એને કંઈ ના કરે. આ બધું એની પાછળના 'રૂટકોઝ'ને લઈને છે. પોતાને ઘેર બે છોકરાં હોય, પણ બેઉ

સરખાં લાગવાં જોઈએ. આપણે કોઈના પક્ષમાં હોઈશું કે 'આ મોટો જરા દયાળુ છે ને આ નાનો કાચો પડી જાય છે.' તો એ બધું બગડી ગયું. બેઉ સરખાં લાગવાં જોઈએ. તમને હજુ પેલો પક્ષ રહ્યો છે ને ?

એટલે આ ત્રાજવું નમે ને પેલું ત્રાજવું ઊંચું જાય તો પેલાં ત્રાજવામાં વેઈટ મૂકીને સરખું કરો. હવે એ વેઈટ આપણે બીજામાંથી કાપીને આમાં ના મૂકાય. એટલે આપણે બહારનું વેઈટ મૂકીને પણ સરખું કરવું પડે. એટલે જ્યારે જુઓ ત્યારે આપણે બેલેન્સ જોવું, નહીં તો પક્ષાપક્ષી થઈ જાય.

## રીસાય છોરું તો બાપ મૂંઝાય; બોલવાનું બંધ એ જ ઉપાય!

**પ્રશ્નકર્તા :** બાબો જલ્દી થોડી થોડી વારે રીસાઈ જાય છે.

**દાદાશ્રી :** મોંઘા બહુને ! મોંઘા બહુ એટલે પછી શું થાય ? બેબી સસ્તી તે રીસાય નહીં બિચારી.

**પ્રશ્નકર્તા :** આ રીસાવાનું શાથી થતું હશે, દાદા ?

**દાદાશ્રી :** આ પેલા ફરી બોલાવે એટલે. મારી પાસે રીસાય જોઈએ ?! કોઈ રીસાયેલું જ નહીં મારી જોડે. ફરી બોલાવું જ નહીં ને ! ફરી બોલાવું નહીં. ખાય કે ના ખાય તો ય ફરી બોલાવું નહીં. એ હું જાણું કે કુટેવ પડી જાય ઊલ્ટી, વધારે કુટેવ પડી જાય. ના, ના, બાબા જમી લે, બાબા જમી લે. અરે, એની મેળે ભૂખ લાગશે એટલે બાબો જમશે. ક્યાં જવાનો છે ? તમારે આવું ના કરવું પડે, એમ તો અમને તો બીજી કળાઓ આવડે. બહુ આડું થયું હોય, તો ભૂખ્યું થાય તો ય ના ખાય. એટલે અમે પાછા એના મહીં વિધિ મૂકીએ પછી. તમારે આવું ના કરવું. તમે તો જે કરો છો એ કરો. બાકી રીસાય નહીં મારી જોડે ! ને રીસાઈને શું કાઢે ?

**પ્રશ્નકર્તા :** માટે શીખવાડોને દાદા એ કળા. કારણ કે આ રીસાવાનું-મનાવાનું તો બધાને રોજનું હોય દાદા. તો આ ચાવી એકાદી આપી દો તો બધાને ઉકેલ આવી જાય ને !

**દાદાશ્રી :** એ તો આપણો બહુ ગરજાવ હોય ત્યારે એ રીસાય. એટલી બધી ગરજ શી વળી ?

**પ્રશ્નકર્તા :** એટલે શું, ના સમજાયું, બહુ ગરજાવ હોય ત્યારે રીસાય ? કોને ગરજ હોય ?

**દાદાશ્રી :** સામાને ગરજ. આ રીસાનારો માણસ, સામાને ગરજ એની હોય ત્યારે રીસાય.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે ગરજ જ નહીં દેખાડવાની.

**દાદાશ્રી :** ગરજ હોય જ નહીં. ગરજ શેની વળી તે ! કર્મના ઉદયે જે બનવાનું હશે એ બનશે, એની ગરજ કેટલી રાખવાની ! અને પાછાં કર્મના ઉદય જ છે. ગરજ દેખાડવાથી હઠે ચઢે ઊલ્ટું.

## ક્રોધી છોકરાં સાથે શું થાય? પહેલાં પોતે બંધ કરે સદાય!

**પ્રશ્નકર્તા :** નાનાં બાળકોને ગુસ્સો દૂર કરવા ટૂંકાણમાં કેવી રીતે કહેવું ?

**દાદાશ્રી :** એમનો ગુસ્સો દૂર કરીને શું ફાયદો ?

**પ્રશ્નકર્તા :** ઝઘડે નહીં આપણી જોડે.

**દાદાશ્રી :** પછી ઠંડું પડી જાય એ તો. મહાપરાણે દવાઓ કરીએ ત્યારે ગુસ્સો થાય માણસને. પાછું ટાઢું પડી જાય, ટાઢું પડી જાય એ તો સારું નહીં, ગુસ્સો સારો.

**પ્રશ્નકર્તા :** ના, ના, એમ નહીં. છોકરાં કોઈ વખત બહુ હોટ-ટેમ્પરનાં હોય ને.

**દાદાશ્રી :** એનાં માટે તો દવા બીજી કરવાં કરતાં એના મા-બાપે ગુસ્સાનો દેખાવ ન દેખે એવી રીતે રહેવું જોઈએ. એ દેખીને થાય છે કે મારા ફાધર કરે છે, હું એના કરતાં સવાયો ગુસ્સો કરું ત્યારે ખરો. એ તો તમારે બંધ કરી દો, તો એની મેળે બંધ થઈ જશે. આ મેં બંધ કર્યો છે, મારો બંધ થઈ ગયો છે, તો કોઈ મારી જોડે કરતું જ નથી. હું કહું કે ગુસ્સે થાવ તો પણ નહીં થતાં. છોકરાઓ ય નહીં થતાં, હું મારીશ તો ય નહીં થાય ગુસ્સે.

## ગુસ્સો કરો છો કે થાય છે? એ છે વિકનેસ અંતે તો થાય છે!

**પ્રશ્નકર્તા :** છોકરાને સારા માર્ગે વાળવા મા-બાપની ફરજ તો પૂરી પાડવી જોઈએને, એટલે ગુસ્સો તો કરવો પડે ને ?

**દાદાશ્રી :** ગુસ્સો શું કરવાં કરવો પડે ? એમ ને એમ સમજાવીને કહેવામાં શું વાંધો છે ? ગુસ્સો તમે કરતા નથી. ગુસ્સો થઈ જાય છે તમને. કરેલો ગુસ્સો એ ગુસ્સો ગણાતો નથી. આપણે જાતે કરીએ ગુસ્સો, એ તો આપણે દબડાવીએ એ નહીં, એ ગુસ્સો ન કહેવાય. એટલે ગુસ્સો કરજો. પણ ગુસ્સે થઈ જાવ છો તમે. ગુસ્સો કરતા હોઈએ તો વાંધો નહીં.

એક બાળક છે તે આ કોઈ વસ્તુ ફેંકે તો જાણી જોઈને ફેંકે, એટલે ભાંગવા ના દે પણ એમ ને એમ ફેંકે તો પડી જાય એ તો ભાંગી જાય. એવું ગુસ્સો તમારે નથી કરવો તો ય થઈ જાય છે. એટલે ગુસ્સો જો કરો ને તો કંટ્રોલેબલ હોય. ગુસ્સો કરીએ આપણે, તો કંટ્રોલેબલ હોય કે ના હોય ? બાબા ક્યાં ગયો હતો ? આમ છે, તેમ છે ? બોલીએ પણ મહીં ક્રોધ ના હોય, ગુસ્સામાં. આ તો તમે ગુસ્સે થઈ જાવ છો એટલે ઊલટો બાબો સમજી જાય છે કે આ મમ્મી નબળા સ્વભાવની છે, યુઝલેસ છે, સારી નથી એવું સમજે. એવો અભિપ્રાય આપી દે.

**પ્રશ્નકર્તા :** ગુસ્સે થઈ જવાનું કારણ શું ?

**દાદાશ્રી :** વિકનેસ. એ વિકનેસ છે ! એટલે એ પોતે ગુસ્સે થતો નથી. એ ગુસ્સે થઈ ગયા પછી પોતાને ખબર પડે છે, આ સાલું ખોટું થઈ ગયું, આવું ના થવું જોઈએ. એટલે એના હાથમાં કાબૂ નથી. આ મશીન ગરમ થઈ ગયું છે, રેઈઝ થઈ ગયું છે. એટલે આપણે તે ઘડીએ જરા ઠંડું રહેવું. એની મેળે ટાઢું થાય એટલે હાથ ઘાલવો.

## છોરાંને વઢો સમજ્યા વગર ઈન્સીડન્સ; ભૂલી ગયાં નવ મહિનાનો રેસીડન્સ?

**દાદાશ્રી :** હવે તને કોની ઉપર ગુસ્સો આવે છે ?

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મારા બાબા ઉપર ગુસ્સે થઈ જઉં. વર્ક ઉપર ગુસ્સે થઈ જાઉં.

**દાદાશ્રી :** કામ ઉપર કોની ઉપર આવે છે ?

**પ્રશ્નકર્તા :** કો-વર્કર સાથે.

**દાદાશ્રી :** એ લોકો કંઈ ભૂલ કરે તેથી ગુસ્સો આવી જાય, ખરું !

**પ્રશ્નકર્તા :** હા, બરાબર.

**દાદાશ્રી :** રસ્તામાં કાંટો વાગી જાય તો એની ઉપર ગુસ્સો આવે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના, તેની ઉપર કેવી રીતે આવે ગુસ્સો ? તેની ઉપર ગુસ્સો ના આવે.

**દાદાશ્રી :** કેમ ના આવે ?

**પ્રશ્નકર્તા :** ઇટ્સ એ ઓબ્જેક્ટ ને.

**દાદાશ્રી :** તો આ ય જડ જ છે વસ્તુ, આ ય તમને જે દેખાય એ જડ જ વસ્તુ જુઓ છો.

અને બાબા ઉપર તો ગુસ્સો કરાય નહીં, કારણ કે બાબાને તો આપણે નવ મહિના પેટમાં રાખેલો. હવે આટલું બધું કામ કર્યું. હેલ્પ કરી ને પછી હવે ગુસ્સો કરીને શું કામ છે ? પછી આ ગુસ્સો કરીને ડેબિટ શું કામ કરાવીએ ? જ્યાં આટલું બધું જમે થયું હોય તો ડેબિટ કરવાનું કારણ શું ? નવ મહિના કોણ રાખે આવું રેસિડન્સ ?! નવ મહિના આટલો ઉપકાર કર્યો, તો હવે ગુસ્સો કરવાની જરૂર ના હોય.

છોકરાઓ જોડે તમે ચિઢાઓ તો એની નવી લોન લીધી કહેવાય. કારણ કે ચિઢાવાનો વાંધો નથી, પણ તમે પોતે ચિઢાઓ છો તે વાંધો છે.

**પ્રશ્નકર્તા :** છોકરાઓ છે તે વઢીએ નહીં ત્યાં સુધી શાંત જ ના થાયને, એટલે વઢવું પડેને !

**દાદાશ્રી :** ના, વઢવાને માટે વાંધો નથી. પણ જાતે વઢો છો એટલે તમારું મોઢું બગડી જાય છે, એટલે જવાબદારી છે. તમારું મોઢું બગડે નહીં ને વઢોને, મોઢું સારું રાખીને વઢો, ખૂબ વઢો ! તમારું મોઢું બગડે છે એટલે તમે જે વઢવાનું છે તે તમે અહંકાર કરીને વઢો છો !

**પ્રશ્નકર્તા :** તો તો છોકરાઓને એમ લાગે કે આ ખોટું ખોટું વઢે છે !

**દાદાશ્રી :** તો એ એટલું જાણે તો બહુ થઈ ગયું. તો એને અસર પડશે, નહીં તો અસર જ નહીં પડે. તમે ખૂબ વઢો એટલે એ જાણે કે આ નબળા માણસ છે. એ લોકો મને કહે છે, અમારા ફાધર બહુ નબળા માણસ છે, બહુ ચિઢાય-ચિઢાય કરે છે.

## કેમ કાઢે આવો ટોન? વઢીને લે નવી લોન!

આપણા લોક હિસાબ તો ચૂકવે છે, પણ નવી લોન લે છે. નવી લોન લે નહીં તો આપણી મુક્તિ થાય.

**પ્રશ્નકર્તા :** નવી લોન કોને કહેવાય ?

**દાદાશ્રી :** આપણો છોકરો કોલેજમાં હોય ને બરોબર ભણતો ના હોય, તો એની જોડે ખૂબ ચીઢાવ તો એ નવી લોન લીધી કહેવાય. તે હજી જૂની લોન હતી તે તો આપણાથી પૂરી થઈ નથી. ત્યાર પહેલાં નવી લોન આપણે જમે કરાવી. કાયદો શું કહે છે ? ચીઢાવાનો કોઈ કાયદો નથી. તે આઉટ ઓફ કોન્ટ્રાક્ટ થયું કહેવાય. કોન્ટ્રાક્ટની શરતોની બહારનું આ થયું, એટલે 'એકસ્ટ્રા આઈટમ' થઈ જાય છે.

બધાં દેવાં એનાં ઊભાં થઈ જાય છે. આમ જૂનાં દેવાં આપતો જાય છે ને નવાં દેવાં ઊભાં કરતો જાય છે.

અહંકાર શું મનાવડાવે કે હું બધું સમજું છું અને હું જાણું છું, બસ. એટલું મનાવડાવે ને, એટલે જાણવાની વાત રહી જાય. એટલું પેલું અજ્ઞાનતાથી આ માર્ગ છે બધો. જ્યાં જ્યાં કંઈ પણ અડચણ આવે છે તે અણસમજણથી છે, સમજણ નહીં પડવાથી. સમજણથી અડચણ નીકળી જાય. હવે સમજણ નથી અને અહંકારનો સ્વભાવ એવો કે જેમ મોટો થાય તેમ એ બધાને કહે કે હું તો જાણું બધું, બધું જાણું છું.

અને આખો દહાડો કકળાટ કર્યા કરતાં હોય. કોઈ છોકરું બે-ત્રણ વસ્તુ ખોઈને આવ્યું હોય ને તો છોકરાને ટૈડકાવે. અલ્યા, એમાં ખોઈને આવ્યું, તે એમાં કયું સાયન્સ આમાં કામ લાગશે, તે ટૈડકાવું છું ? છોકરું સમજી જાય કે આ બધું બરકત નથી, એટલે આ ટૈડકાવે છે. છોકરું ય સમજે કે પડી ગયું એનો ઉપાય શું ? તો ય મા વઢે. અને ઉપાય હોય તો વઢવાની જરૂર નથી. ફક્ત સમજાવાની જરૂર છે બધાંને. વઢાય કેમ કરીને ? આપણે છોકરાને વઢીએ તો એ ય પાછો બાપ તો થવાનો ને ! એ જાણે કે જેવું મારા બાપાએ મને આપ્યું છે તેવું હું મારા છોકરાને આપું. તો એમ વઢંવઢાનું જ ચાલ્યુંને, તો સુખ જ શું રહેશે. એટલે હિસાબ દેખાડી સમજાવી લઈએ તો એ છોકરું આગળ આવશે અને છોકરું ય સમજે કે બાપા સારા મળ્યા છે, નહીં તો એ સમજે કે અન્ટેસ્ટેડ છે એવું સમજી જાય મહીં. આ બાપ ટેસ્ટેડ નથી, કહેશે.

## છોકરાં જ્યમ્ પાકેલાં ચીભડાં; અડતાં જ ફાટે ધૂઓ ઓરડાં!

**દાદાશ્રી :** દુષમકાળના જીવો છે બધા, મેં દેખાડ્યું હોય કે આ ભૂલ થઈ તો પાછો જતો રહેશે, ફરી કોઈ દહાડે નહીં આવે. એટલે ધીમે ધીમે પટાવી પટાવીને કામ લઈએ અમે.

**પ્રશ્નકર્તા :** પેલો ચીભડાંનો દાખલો આપ્યો'તો ને, પાકેલાં ચીભડાં જેવાં.

**દાદાશ્રી :** હા. પાકેલાં ચીભડાં જેવાં છે આજના જીવો, તે આપણે રૂમમાં અંદર મૂક્યાં હોય અને જો હલાવીએ તો, પાકેલું ચીભડું ફાટી જાય અને આખો ઓરડો ધોવો પડે. તેમ આ છોકરાને જો વઢીએ, તો ફાટી જાય તો તો પાછો એને મનાય મનાય કરવો પડે. આ કાળ એવો છે. દુષમકાળના જીવો છે એટલે અમે કોઈને ય સહેજે ય હલાવીએ નહીં. મારી જોડે અવળું બોલેને, તેને ય ના હલાવીએ. બેસ બરોબર છે તારી વાત.

એક બાપે એના છોકરાને સહેજ જ હલાવ્યો એટલે છોકરો ફાટી ગયો, ને બાપને કહેવા લાગ્યો કે, 'મારે ને તમારે નહીં ફાવે.' પછી બાપ

છોકરાને કહેવા લાગ્યો કે, 'ભાઈ ! મેં તને કશું ખરાબ નથી કહ્યું. તું શું કામ ગુસ્સે થાય છે ?' ત્યારે મેં બાપને કહ્યું કે, 'હવે શું કામ ઓરડો ધૂઓ છો ? પહેલાં હલાવ્યું શું કામ ? કોઈને હલાવશો નહીં, આ પાકાં ચીભડાં છે. કશું બોલશો નહીં. મેરી ભી ચૂપ ને તેરી ભી ચૂપ. ખઈ, પીને મોજ કરો.'

## શીખ, છોરાંને લઢવાની રીત; નાટકી લઢવું ને નાટકી પ્રીત!

**પ્રશ્નકર્તા :** તમે રસ્તો કંઈક બતાવો કે ક્રોધ જતો રહે.

**દાદાશ્રી :** એ છોકરાઓને પછી શી રીતે વઢીશ ? હથિયાર જતું રહે.

**પ્રશ્નકર્તા :** એવું કંઈક ના થાય કે છોકરાને વઢવું જ ના પડે.

**દાદાશ્રી :** ના, વઢવું તો પડે. એ તો આ સંસારમાં રહ્યા એટલે વઢવું તો પડે ને !

**પ્રશ્નકર્તા :** એવું વઢવાનું ના થવું જોઈએ કે આપણને પોતાને જ મનમાં વિચારો આવ્યા કરે અને પોતાને અસર રહ્યા કરે !

**દાદાશ્રી :** એ તો ખોટું છે. એવું વઢવાનું ના થવું જોઈએ. વઢવાનું સુપરફ્લુઅસ, જેમ કે આ નાટકમાં લઢે છે એવી રીતનું હોય. નાટકમાં લઢે છે, 'કેમ તું આમ કરું છું ને આમ તેમ' બધું બોલે, પણ મહીં કશું ય ના હોય એવું વઢવાનું હોય.

## દુઃખ થાય છોકરાંને, વઢવાથી; ચોખ્ખું થાય પ્રતિક્રમણ કરવાથી!

**પ્રશ્નકર્તા :** છોકરાંઓને કહેવા જેવું લાગે તો વઢીએ, તો એને દુઃખ પણ લાગે તો શું કરવું ?

**દાદાશ્રી :** પછી આપણે અંદર માફી માગી લેવી. આ બેનને વધારે પડતું કહેવાઈ ગયું હોય ને દુઃખ થઈ ગયું હોય તો તમારે બેનને કહેવું કે, માફી માગું છું. એવું ના કહેવા જેવું હોય તો અતિક્રમણ કર્યું એટલે અંદરથી પ્રતિક્રમણ કરો. તે તમે તો 'શુદ્ધાત્મા' છો. તે તમારે ચંદુલાલને કહેવું કે 'પ્રતિક્રમણ કરો. તમારે બેઉ જુદા ભાગ રાખવા.' આપણે ખાનગીમાં અંદર પોતાની જાતને બોલીએ કે 'સામાને દુઃખ ના થાય' એવું બોલજો. અને તેમ છતાં છોકરાને દુઃખ થાય તો ચંદુભાઈને કહીએ કે 'પ્રતિક્રમણ કરો.'

**પ્રશ્નકર્તા :** પણ આપણાથી નાનો હોય, આપણો દીકરો હોય તો એ કેમ માફી માંગવી ?

**દાદાશ્રી :** અંદરથી માફી માંગવી. હૃદયથી માફી માંગવી. દાદા આમ દેખાય અને એમની સાક્ષીએ આલોચના-પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન એ છોકરાનાં કરીએ તો તરત પહોંચી જાય.

ચંદુભાઈ છોકરા પર ગુસ્સે થઈ ગયા ને ચંદુભાઈએ એક-બે ધોલ આપી દીધી. તો પછી આપણે ચંદુભાઈને કહેવું કે, છોકરાને મોઢે કહેવું નહીં, પણ એનાં મનથી પ્રતિક્રમણ કરો. આ છોકરાને ધોલ મારી એ ભૂલ કરી હવે ફરી નહીં કરું આવું. એને મોઢે કહીએ તો છોકરું અવળું ફાટે. એ ય બુદ્ધિશાળીને પાછું એનો દુરુપયોગ થાય હંમેશાં. પ્રતિક્રમણ કરવું તે એ જાણે નહીં એવી રીતે કરી લેવું. નહીં તો એ ચઢી બેસે પાછાં.

## ક્રોધ કરે હિત માટે મા-બાપ! પુણ્યૈ બંધાય, નથી એમાં પાપ!

કોઈ બાપ પોતાના છોકરા પર ગુસ્સો કરે અને એનો એ જ બાપ પાડોશી જોડે ગુસ્સો કરે, એ બેમાં ફેર શું ?

**પ્રશ્નકર્તા :** બાપનો પુત્ર પ્રત્યેનો ગુસ્સો હશે તે કંઈક અંશે ફળદાયી હશે, એ પરપઝલી કરતો હશે.

**દાદાશ્રી :** હા, એ તો પણ આ બેઉ ગુસ્સા જ કહેવાયને ?

**પ્રશ્નકર્તા :** પણ બન્નેયમાં ફેર છે ને ?

**દાદાશ્રી :** શો ફેર ?

**પ્રશ્નકર્તા :** પેલો જે ગુસ્સો કરે છે, તેનો હેતુ પેલાને સુધારવા માટેનો છે.

**દાદાશ્રી :** પણ લોક તો એમ જ જાણેને કે આ બાપ છોકરા જોડે ગુસ્સો કરે. એવું કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** લોક તો કહે.

**દાદાશ્રી :** અને આ પાડોશી જોડે ય ગુસ્સો કર્યો. આ કેટલા ક્રોધી માણસ છે. આ છોકરા પરે ય ગુસ્સો કર્યો. એ હેતુ પછી જોવાનો હોય, પણ આમ દેખાવમાં શું દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** આપણે કોઈને વઢીએ, પણ એના સારા માટે વઢતાં હોઈએ. હવે છોકરાંને વઢીએ તો એ પછી પાપ ગણાય ?

**દાદાશ્રી :** ના. એ પુણ્ય બંધાય. છોકરાના હિતને માટે વઢીએ, મારીએ તો ય પુણ્ય બંધાય. એ ક્રોધ કરેલાનું પુણ્ય બંધાય છે. ત્યાં ભગવાનને ઘેર તો અન્યાય હોય જ નહીં ને ! છોકરાને હિતને માટે પોતાને અકળામણ થઈ, છોકરો આવું કરે છે એટલા માટે અકળામણ થઈ અને એ છોકરાના હિતને માટે એને બે ધોલો મારી, તો ય એનું પુણ્ય બંધાય. એવું જો એ પાપ ગણાતું હોય તો આ ક્રમિક માર્ગના બધા સાધુ- આચાર્યો કોઈ મોક્ષે જ ના જાય. આખો દહાડો શિષ્ય જોડે અકળાયા કરે, પણ બધું પુણ્ય બંધાય. કારણ કે પારકાના હિતને માટે એ ક્રોધ કરે છે. પોતાના હિતને માટે ક્રોધ કરવો એનું નામ પાપ. તે ન્યાય કેવો સરસ છે આ ! કેટલું બધું ન્યાયી છે ! ભગવાન મહાવીરનો ન્યાય કેવો સુંદર છે, એ ન્યાય તો ધર્મનો કાંટો જ છે ને !

એટલે છોકરાંને વઢતાં હોય, મારતાં હોય એના ભલા માટે તો પુણ્ય બંધાય. પણ એનાં જો પાછા ભાગ પડે. 'હું બાપ છું, એને તો જરા મારવું પડે' એવો બાપનો ભાવ મહીં આવ્યો હોય તો પાછું પાપ બંધાય. એટલે જો સમજણ ના હોય તો પાછું ભાગ પડી જાય !

એટલે બાપ છોકરા પર અકળાય તો તેનું ફળ શું આવે ? પુણ્યૈ બંધાય.

**પ્રશ્નકર્તા :** બાપ તો અકળાય, પણ છોકરો સામે અકળાય તો શું થાય ?

**દાદાશ્રી :** છોકરો પાપ બાંધે. ક્રમિક માર્ગમાં 'જ્ઞાની પુરુષ' શિષ્ય ઉપર અકળાય તો એનું જબરજસ્ત પુણ્ય બંધાય, પુણ્યાનુબંધી પુણ્ય બંધાય. એ અકળામણ કંઈ નકામી જતી નથી. નથી એમનાં છોકરાં, નથી એમને લેવાદેવા, છતાં શિષ્ય ઉપર અકળાય છે !

આપણે અહીં વઢવાનું બિલકુલ નહીંને ! વઢવાથી માણસ ચોખ્ખું કહે નહીં ને પછી કપટ કરે. આ બધા કપટ તેથી ઊભાં થયાં છે જગતમાં ! વઢવાની જરૂર નથી જગતમાં. છોકરો સિનેમા જોઈને આજે આવ્યો હોય અને આપણે તેને વઢીએ તો બીજે દા'ડે બીજું કંઈ કહીને, મારી સ્કૂલમાં કંઈક હતું તેમ કરીને સિનેમા જોઈ આવે ! જેના ઘરમાં મા કડક હોય તેના છોકરાને વ્યવહાર ના આવડે.

**પ્રશ્નકર્તા :** ઘરમાં આપણું નાનું બાળક હોય, તે આપણી ઈચ્છા ન હોવા છતાં પણ એના દોષ દેખાઈ જ જાય. આપણે જાણીએ કે આ નથી જ જોવું, છતાં પણ આપણી નજરમાં એવું આવી જ જાય કે આ બરોબર નથી. એટલે એને ટકોર કરવી પડે, નહીં તો આપણાં મનમાં એને માટે દુઃખ થાય, મનમાં કલેશ થાય. આ બધું શું, આ કઈ જાતનો વર્તે છે ? તો આ બધાનું શું કારણ ?

**દાદાશ્રી :** એવું છે, કે આપણી જાગૃતિ ઊંધે રસ્તે છે. આપણી જાગૃતિ મિથ્યાત્વમાં છે. અત્યારે તમારી દ્રષ્ટિ એ બાજુ છે એટલે અવળું બધું દેખાય છે. 'જ્ઞાની પુરુષ' દ્રષ્ટિ ફેરવી આપે એટલે આ જાગૃતિ સમ્યક્ત્વમાં જાય. ત્યાર પછી જાગૃતિ છતે રસ્તે આવે, ત્યારે આપણને બધું છતું દેખાય. મિથ્યાત્વ એટલે અવળી

દ્રષ્ટિ અને સમ્યકત્વ એટલે સવળી દ્રષ્ટિ. સવળી દ્રષ્ટિ થાય એટલે બધું સુખ થાય. ત્યાં સુધી અત્યારે તમે તમારી ઊંધી દ્રષ્ટિથી બધું કરો છો, તેથી મહીં દુઃખ થાય છે. છતાં ય પણ પોતાનાં છોકરાં માટે આવું બધું કરે છે એટલે પુણ્ય બંધાય. તમે છોકરાંને આશરો આપો, સારાં સંસ્કાર માટે ટકોર કરો, એ બધાથી તમને પુણ્ય બંધાય. એનું ભૌતિક સુખ મળે. પણ એ સુખો બધા ટેમ્પરરી હોય. 'જ્ઞાની પુરુષ' દ્રષ્ટિ સવળી કરી આપે, એટલે પછી પરમેનન્ટ સુખ ઉત્પન્ન થાય.

## અવળા ચાલે ત્યાં કરવી પડે ટકોર; નહિ તો માને અમે છીએ બરોબર!

છોકરાથી પ્યાલા પડી ગયાને ફૂટી ગયા, એટલે એ તો બિચારો ગભરાઈ ગયો. પ્યાલો ફૂટી જાય એની પર વઢવાનું નથી. પણ, આપણે કહીએ, 'કેમ ધકમક કર્યા કરે છે ? ધીમે ધીમે ચાલ.' ટકોર તો કરવી જ જોઈએ ને ! હરેક બાબતમાં ટકોર તો હોવી જ જોઈએ. અમથા અમથા નહીં. પણ સાધારણ ટકોર હોવી જોઈએ. આ તો કહે છે, 'હું કશું કહેતો નથી !' પહેલા છોકરાં જાણે કે 'આપણે જેટલું કરીએ છીએ એ બધું કરેક્ટ જ છે. બાપ ખુશી થઈને સ્વીકારી લે છે ! પોતે જેટલું કરે છે એ કરેક્ટ જ છે, એ માની લે છે. હવે ઈન્કરેક્ટ હોય એટલે ચેતવો કે આ ખોટું છે. અહીં નહીં, આમ નહીં ચાલે. પછી ચલાવી લેવું પડે. પણ પહેલું આપણે બોલવું, એ એમ ન જાણી જાય કે 'આ હું બોલું છું, કરું છું એ બધું બરોબર છે.'

એટલે છોકરાંઓને છે તે વઢીએ નહીં ને, ત્યાં આગળ એને પૂછીએ કે ભઈ, દઝાયો નથી ને. ત્યારે કહે, ના, નથી દઝાયો. તો આપણે કહીએ કે જરા ધીમે ધીમે ચાલજે. એટલું જ એક જ વાક્ય કહેવાની જરૂર કે તું વિચારજે એની ઉપર. તો પછી એ વિચારે કે 'સાલું હવે મારી ક્યાં ભૂલ થાય છે', એ શોધખોળ કરે. આ તો એને મારો, એટલે પછી પેલો શું કહે, 'એવું જ કરવાનો.' એવું અવળું ચાલશે. આપણા લોક, ઈન્ડિયનો કેવું ચાલે ? અવળા ચાલવું એ આ ઈન્ડિયનનો સ્વભાવ. તમે મારો ને તો ય કહેશે, 'હવે એવું જ કરવાનો. જાવ, તમારાથી જે થાય એ કરજો.' એવું બને કે ના બને ? તમને કેમ લાગે છે, અવળા ચાલે કે ના ચાલે?

**પ્રશ્નકર્તા :** ચાલે.

**દાદાશ્રી :** તે આ અવળા ના ચલવશો, ઊલટાં બગાડે છે અને એના માથે હાથ ફેરવીને કહીએ, 'ભઈ, હવે ફરી આવું ના થાય, એવું કરજે. આપણા કેટલા પૈસા બગાડ્યા જો આ ! અને તારા બગડ્યા ને, મારા શું બગડવાના છે ? આ તારે ભાગે આવીને બગડ્યાને.' એવું કહીએ એટલે પાછું સમજે. બધું સમજે છે અને આ એ તોડતો નથી. ખરેખર આ તો આ કુદરત તોડે છે, કારણ કે નહીં તો પેલા પ્યાલાના કારખાનાવાળાનું ચાલે

જ નહીં. આ તો હું જોઈને બોલું છું, ગપ્પું નથી આ, એક્ઝેક્ટ કહું છું હું તમને. માટે આ પુસ્તક વાંચજો ને ઘરના ઝઘડા મટાડી દેજો. પહેલાં ઘરના ઝઘડા મટવા જોઈએ.

એટલે છોકરાને હાથે કશું તૂટી જાય, તો વઢીશ નહીં.

**પ્રશ્નકર્તા :** તૂટી જાય તો નથી વઢતી.

**દાદાશ્રી :** તો શું કરે ત્યારે વઢું છું ?

**પ્રશ્નકર્તા :** બહુ પેપ્સી પીએ, બહુ કોક પીવે, ચોકલેટ બહુ ખાય ત્યારે વઢું.

**દાદાશ્રી :** તે વઢવાની શી જરૂર, એને સમજણ પાડીએ કે બહુ ખાવાથી નુકસાન થશે. તને કોણ વઢે છે ?! આ તો ઉપરીપણાનો અહંકાર છે ખોટો. 'મા' થઈને બેઠાં મોટાં ! મા થતાં આવડતું નથી અને છોકરાને વઢ-વઢ કર્યા કરે આખો દહાડો ય ! એ તો સાસુ વઢતી હોય ને ત્યારે ખબર પડે. છોકરાને વઢવાનું કોઈને સારું લાગતું હોય ! છોકરાને ય મનમાં એમ થાય કે આ સાસુ કરતાં ય ભૂંડી છે. એટલે વઢવાનું બંધ કરી દે છોકરાને. ધીમે રહીને સમજણ પાડવી કે આ ના ખવાય, શરીર તારું બગડશે અમથું. ધણીને હઉ વઢું છું ?

**પ્રશ્નકર્તા :** ના, એ મને વઢે છે.

**દાદાશ્રી :** એ શાનો વઢે પાછો ! કંઈ લખી આપ્યું છે ?! વઢવાનું કંઈ લખી આપ્યું નથી. એને કહેજે કે દાદા કહેતા કે 'વઢવાનું લખી આપ્યું નથી. તમારે જે કહેવું હોય તે સીધી વાત કરો.' વઢવાનું હોતું હશે ? આ તે ગાયો-ભેંસો છે કે વઢે છે ? માણસ છે આ તો. માણસને વઢવાનું હોય ? તમને કેમ લાગે છે ? આપણામાં માનવતા ના હોય ? ગાયો-ભેંસો લઢી પડે !

## ગુસ્સે થાય તેની સામે સમતા; છાપ પડે જ્ઞાનની, ને વધે પૂજ્યતા!

તમારે ઘરમાં વઢવાડો બંધ છે કે નહીં ? બિલકુલે ય બંધ ?

**પ્રશ્નકર્તા :** હવે આ વઢવાનું ફાવતું નથી.

**દાદાશ્રી :** હા, શું કરવા બોલીએ ? પોતાનું મગજ બગાડવું, મૂરખ બનવું એ કોના ઘરની વાત છે તે ? પોતે મૂરખ બને અને પાછો મગજ બગાડે ! શું કાઢ્યું સારમાં ? સાર કશો કાઢવાનો નહીં !

મોટાભાઈ કચકચ કરતા હોય ને, તો ય આપણે કચકચ કરવા જેવી નથી. એ આપણને મૂરખ જાણે તો મૂરખ જાણવું. એમના હાથમાં કંઈ ઓછો કાયદો છે મોક્ષે લઈ જવાનો ? દાદાની પાસે સર્ટિફિકેટ લેવું, બસ !

અને બને એવું આપણા સંજોગમાં આવે ને, તો એની જોડે એવું વર્તન કરવું કે એની છાપ પડવી જોઈએ. તમને જ્ઞાન છે તો તમે છાપ પાડી શકો કે ના પાડી શકો ? પેલો અકળાયો હોય તો તમે શાંત રહી શકો કે ના રહો ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** પછી એને છાપ પડે કે ઓહોહો ! આ કેવા માણસ છે. તે જુઓને હું ગુસ્સે થયો છું, તો ય કેવા શાંત છે આ ! પણ તે એ છાપ જ ક્યાં પડે છે અત્યારે તો. જો છોકરો ચીઢાયો એટલે બાપ બાર ગણું ચીઢાય. ત્યારે છોકરો કહેશે, આવી જાવ !

આ જેટલાં મા-બાપ છે, તે છોકરાંને લઢે છે. એની છોકરાંઓ કંઈ નોંધ નથી કરતાં. એના કરતાં વઢ્યા વગરનું હોય છે, તેની નોંધ થાય છે. કારણ કે આ દુષમકાળમાં ફાધર પ્રત્યે એટલી બધી પૂજ્યતા નથી હોતી. આ દુષમકાળના પ્રતાપે એટલે પછી ઊંધું કરે છે !

## નથી ભૂલમાં દીકરો કે ફાધર; લઢાઈ છે પૂર્વકર્મની ફાચર!

લઢવાનો શોખ હોય છે ? છોકરાને બાપ લઢે ખરાં, પણ લઢવાનો શોખ કોને હોય છે ?

**પ્રશ્નકર્તા :** એ તો જેનું માથું ગરમ હોય એ લઢે. જેનો જેનો સ્વભાવ ગરમ હોય તે લઢે. એમાં છોકરાનો સ્વભાવ ગરમ હોય તો છોકરો લઢે ને બાપનો સ્વભાવ ગરમ હોય તો બાપ લઢે.

**દાદાશ્રી :** બાપનો ઠંડો હોય ને પેલાનો ગરમ હોય, તો લઢવું શા માટે પણ ?

**પ્રશ્નકર્તા :** છોકરો લઢે એટલે એ લઢે એમ.

**દાદાશ્રી :** પછી બાપ શું કરે ? બાપ પછી શું કહે ? મારા મોઢામાં આંગળા ઘાલીને તું બોલાવડાવું છું. પણ જો ઠંડા છો, તો તમારે બોલવાની જરૂર છે આ ? પણ ના રહેવાય, ઠંડા શી રીતે રહે ? કારણ કે એ પોતે ચંદુભાઈ છે. ખુદાનો બંદો થયો હોત તો ના ભાંજગડ આવત. પણ એ તો ચંદુભાઈ રહ્યા છે. એટલે આ ભાંજગડ અડે જ ને પછી ! હવે ખરી રીતે બાપ-દીકરાને વઢવાડો થાય છે, એમાં દીકરાની ય ભૂલ નથી ને બાપની ય ભૂલ નથી. કર્મની ફાચર છે. કર્મ પેલાને ઉશ્કેરે છે અને આને ય ઉશ્કેરે છે, કર્માધીન. કરુણા ખાવા જેવું ! એને આપણાં લોક કહેશે, 'શું આ બાપને ગાળો દે છે ? નાલાયક માણસો !' ના, અભિપ્રાય ના આપશો ભઈ. 'એ દે છે કે કોઈ દેવડાવે છે ?' એ તમને ખબર નથી. શા માટે અભિપ્રાય આપો છો ? એ દે છે કે કોઈ દેવડાવે છે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, દેવડાવે છે.

**દાદાશ્રી :** હા. કો'ક દેવડાવે છે. કોઈ ભૂતનું વળગણ છે એની પાછળ. આપણાં લોકો ન્યાય કરી નાખે. 'શું આ નાલાયક છે, બાપને ગાળો દે છે !' ના, તું ન્યાય ના કરીશ મૂઆ. તારે ન્યાયાધીશ થવાની જરૂર નથી. વાળવું હોય તો વાળ બન્નેને. તને વાળવાનો અધિકાર છે, ન્યાયાધીશ થવાનો અધિકાર નથી. કારણ કે કર્મનાં ઉદયો બધું લઢાવે છે બિચારાંને. કર્મનાં ઉદયો બધું આ કરે છે અને સારું રાખે છે તે ય કર્મનાં ઉદયો. આ તો મારો સ્વભાવ સારો તે ઘરમાં હું ઝઘડો થવા દેતો

નથી. પણ એ તો એક અહંકાર છે. કર્મનાં ઉદય સારા છે, તે એટલે ઝઘડા નથી થયા.

જેને સંસાર વધારવો હોય તેણે આ સંસારમાં વઢંવઢા કરવી, બધું ય કરવું. જેને મોક્ષે જવું હોય તેને અમે 'શું બને છે' તેને 'જુઓ' એમ કહીએ છીએ. આ સંસારમાં વઢીને કશું સુધરવાનું નથી, ઊલટો મનમાં અહંકાર કરે છે કે હું ખૂબ વઢ્યો. વઢ્યા પછી જુઓ તો માલ હતો તેનો તે જ હોય, પિત્તળનો હોય તે પિત્તળનો જ. ને કાંસાનો હોય તે કાંસાનો જ રહે. પિત્તળને માર માર કરે તો એને કાટ ચઢ્યા વગર રહે ? ના રહે. કારણ શું ? તો કહે, કાટ ચઢવાનો સ્વભાવ છે એનો. એટલે મૌન રહેવાનું. જેમ સિનેમામાં ના ગમતો સીન આવે તો તેથી કરીને ત્યાં આપણે જઈને પડદો તોડી નાખવો ? ના, એ ય જોવાનું. બધા જ ગમતાં સીન આવે કંઈ ? કેટલાક તો સિનેમામાં ખુરશી પર બેઠા બેઠા બૂમાબૂમ કરે કે, 'એ ય મારી નાખશે, મારી નાખશે !' આ મોટા દયાળુનાં ખોખાં જોઈ લ્યો ! આ તો બધું જોવાનું છે. ખાવ, પીવો, જુઓ ને મઝા કરો !!

## ડરાવીને કરવા જાય કંટ્રોલ; પ્રેમ સિવાય ન જીતાય, ડફોળ!

ઘરમાં ધણીને પણ ભય ના લાગે આપણો. છોકરાંને કોઈને આપણો ભય ના લાગે. એવી રીતે જીવન જીવવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હું એવા આશયથી કરતી નથી કે એમને ભય લાગે, પણ કદાચ કંઈ લાગતો હોય તો આપણને ખબર નથી.

**દાદાશ્રી :** કોઈ પણ કારણે ભય ના લાગવો જોઈએ. પ્રેમસ્વરૂપ થવું જોઈએ. ભય ના લાગવો જોઈએ આપણો.

**પ્રશ્નકર્તા :** હવે એવો પ્રયત્ન કરીશું.

**દાદાશ્રી :** હા. તમને ભય લગાવો એવું ગમે છે ?

**પ્રશ્નકર્તા :** કંટ્રોલ રાખવો ગમે છે.

**દાદાશ્રી :** હા. ભયથી જ તમે શીખવાડો. મોટો થશે ભયથી, પછી કલ્યાણ કાઢી નાખશે (!)

**પ્રશ્નકર્તા :** બાળકને આપણે કંટ્રોલ તો રાખવો પડેને, એટલે કંટ્રોલ રાખવા માટે પછી એને બીક તો લાગે જ ને, આપણે એવું કંઈ કરીએ તો ! એને ડિસિપ્લિન તો શીખવાડવી પડેને ?

**દાદાશ્રી :** પછી ડિસિપ્લિનવાળા થયા છે ખરાં ?

**પ્રશ્નકર્તા :** અમુક વસ્તુમાં પછી એ શીખે છે કે આ ખોટું છે કે આ સાચું છે.

**દાદાશ્રી :** ગપ્પું છે બધું ! કોઈને ય ભય નહીં પમાડવાં જોઈએ. આપણને કોઈ પમાડે, તે આપણે સહન કરી લેવાનું. કેટલાક લોક ઘેર કોઈને મારામાર ના કરે પણ ભય બહુ પમાડે. બીતી ને બીતી રહે બિચારી, વાઈફ. છોકરાં રાત-દહાડો બીતાં ને બીતાં રહે. મૂઆ, આવું શું કરવાં કરે છે ?! ભય તો કોઈ જીવ ના પામવો જોઈએ આપણાથી. આ ભય કોણ પમાડે કે વાઈલ્ડ જાનવરો છે, તે ભય પમાડે અને વાઈલ્ડ માણસો. જેવા જાનવરો વાઈલ્ડ હોય છે, એવા માણસો પણ વાઈલ્ડ હોય છે તે ભય પમાડે. બાકી આ ગાયો, ઘોડા કંઈ કોઈને ભય પમાડે ? એક દીપડો આવ્યો હોય તો આખા રોડ ઉપર માણસ આઘુંપાછું થઈ જાય. એવા માણસો ય વાઈલ્ડ ખરાં. જોયેલા માણસો વાઈલ્ડ ?

**પ્રશ્નકર્તા :** નથી જોયા.

**દાદાશ્રી :** આપણા હિન્દુસ્તાનમાં ઘેર ઘેર મૂઆ છે. છોકરાં ય દરરોજ કહે, 'પપ્પા મારશે, પપ્પા મારશે.' પપ્પો મારે ય ખરો.

**પ્રશ્નકર્તા :** પહેલાંના જમાનામાં કહેવાતું હતું કે સોટી વાગે ચમ ચમ ને વિદ્યા આવે ઘમ ઘમ. જ્યાં સુધી માર ના પડે ત્યાં સુધી વિદ્યા ચઢે નહીં એમ.

**દાદાશ્રી :** પહેલાનાં જમાનામાં તો એ એકલી કહેવત નહોતી. 'બુધે નાર પાંસરી' કહેતાં હતાં. એ જમાનાની આ વાતો બધી, ડેવલપ જમાનાની નહીં. તે

દહાડે અગિયાર વર્ષનાં થતાં ત્યાં સુધી લુંગી પહેરતાં ન્હોતા. તે જમાનાની વાત આ અને અત્યારે કેવડાં છોકરાં લુંગી પહેરે છે ? જન્મે ત્યારથી હોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમુક વાતનો તો ભય હોવો જ જોઈએ. ધારો કે પરીક્ષાનો ભય ન હોય, તો છોકરાં વાંચે જ નહીં.

**દાદાશ્રી :** પણ વાઈલ્ડ ભય નહીં હોવો જોઈએ. વાઈલ્ડ ના હોવો જોઈએ. ભય વડીલ તરીકેનો હોવો જોઈએ.

## માર સહે બની બાપડાં; વેર બાંધી બને દીપડા!

એ ખોટું કરતો હોય, તો એને ધીબ ધીબ કરવાનો ના હોય. ખોટું કરતો હોય અને એને ધીબ ધીબ કરીએ તો શું થાય ? એક જણ તો લુગડાં ધુએ એમ ધોતો'તો. અલ્યા મૂઆ ! બાપ થઈને આ છોકરાની આ દશા શું કરે છે ? છોકરો મનમાં શું નક્કી કરે છે તે જાણો છો તે ઘડીએ ? સહન ના થાય ને, તે કહે, 'મોટો થઉં એટલે તમને મારું, જોઈ લો.' મહીં નિયાણું કરી નાખે એ ! પછી એને માર માર જ કરે રોજ મોટો થઈને પછી ! ત્યારે મૂઆ અત્યારે શું કરવા બગાડ્યું છોકરાં જોડે ? રીતસર એને સમજાવી, પોપલાવીને કામ લે ! હંમેશાં મારવાથી દરેક કામ બગડે છે. મારવું એનું નામ કહેવાય કે એનાથી એ ભય પામ્યો હોય. તે ય કો'ક દહાડો જ ! ખાલી ભય જ પમાડવાની જરૂર છે. એને મારવાની જરૂર નથી. એટલે આ બાજુના ભાવ કરવાના બંધ કરી દે. પછી અને આ ખોટું છે એવું સમજાઈ જાય એને.

## મા-બાપની ધાક હોય માત્ર આંખથી; ક્યારેક દંડ કે સંકોરી પ્રેમ પાંખથી!

**પ્રશ્નકર્તા :** ઘણાને એવી બીલિફ હોય છે કે છોકરાંને મારીએ તો જ સીધાં થાય, નહીં તો બગડી જાય. આપણે મારીને ધાકમાં રાખવાં જ જોઈએ. તો જ છોકરાં પાંસરા ચાલે, એ શું બરોબર છે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી મારવા જેવી એની ઉંમર હોય ત્યાં સુધી મારવા જોઈએ અને ૩૦ વર્ષની ઉંમર થઈ ને મારવા જઈએ તો ?

**પ્રશ્નકર્તા :** એ સામા આવે.

**દાદાશ્રી :** માટે અમે એમ કહીએ કે મારજો અને એમે ય કહીએ કે ના મારજો. જ્યાં સુધી ખમી શકે એવો એનો અહંકાર જાગૃત થયો નથી, ત્યાં સુધી છેવટે મારીને પણ સીધા રાખવાં જોઈએ. નહીં તો અવળે રસ્તે જાય.

ખરી રીતે સીધા કરતાં લોકોને આવડતાં નથી. એવું જ્ઞાન નહીં હોવાથી એ આવડતું નથી. નહીં તો છોકરાંને સીધા કરવા માટે પ્રેમના જેવું તો ઔષધ જ નથી. પણ એવો પ્રેમ રહે નહીંને, માણસને ગુસ્સો જ આવેને ! છતાં એ ગુસ્સો કરીને મારીને ય એને સવળે રસ્તે લાવે છે એ સારું છે. નહીં તો એ અવળે રસ્તે ચાલ્યો જાય. કારણ કે એને જ્ઞાન જ નથી અને ૩૦ વર્ષની ઉંમરનાને આપણે મારીએ તો એ સામો થાય. તે જ્યાં સુધી આપણું ચાલે ત્યાં સુધી કરી લેવું. ના ચાલે તો પડતું મેલવું.

**પ્રશ્નકર્તા :** પણ કહ્યું માને નહીં, એટલે કોઈ વખત મારવાં પડે બાળકોને !

**દાદાશ્રી :** ના માને, તે મારવાથી કઈ માની જાય છે ? એ તો મનમાં રીસ રાખે મોટો થઈશ ત્યારે મારી મમ્મીને જોઈ લઈશ, કહેશે. મનમાં રીસ રાખે જ, દરેક જીવ રીસ રાખે જ ! પોતે હંમેશાં સમાધાનીપૂર્વક કાર્ય કરો, દરેક કાર્ય ! મારવું હોય તો કહેવું, 'ભઈ તું કહેતો હોય તો તને મારું, નહીં તો નહીં મારું.' એ કહે કે 'ના, મને મારો.' તો મારો, સમાધાનપૂર્વક મરાય. એવું કંઈ મરાતું હશે ? નહીં તો એ વેર બાંધે ! એને ના ગમતું હોય ને તમે મારો તો વેર બાંધે. નાનો હોય ત્યારે વેર ના બાંધે, પણ મનમાં નક્કી કરે કે આ હું મોટો થઈશ ને મમ્મીને મારીશ !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, મારી બેબી એને તો આપણે વઢીએ તો કશું નહીં, સેકન્ડમાં બધું ભૂલી જાય.

**દાદાશ્રી :** એ ભૂલી જાય છે. તો કંઈ એટલી ચાલાકી ઓછી છે. ચંચળતા ઓછી છે જરા, એટલે ભૂલી જાય. પણ ચંચળ માણસો બહુ ઊગ્ર હોય. એટલે વઢવાનું શું કામ છે હવે ? બાબાને કહેવું વઢવું હોય તો કે બોલ તને હું વઢું આવું કામ કર્યું ને ખરાબ કર્યું આ. હું તને વઢું તો કહે, 'હા, વઢો.' તો આપણે વઢવું. એ ખુશી થઈને વઢવાનું કહે, તો આપણે વઢવું.

છોકરાંને તમે મારશો નહીં, છોકરાનું વ્યક્તિત્વ છે.

**પ્રશ્નકર્તા :** આપણામાં કહે ને કે બાળક ઉપર ધાક રાખવી મા-બાપે. દાદાનું શું માનવું છે ? બાપ કે માની ધાક હોવી જોઈએ ? કેવી હોવી જોઈએ ?

**દાદાશ્રી :** હા. ધાક તો ફક્ત આંખની જ હોવી જોઈએ, હાથની નહીં. અને રોજ જે પ્રેમ આપતા હો ને, તે બંધ કરીએ એટલે એની મેળે જ મહીં સમજી જાય.

**પ્રશ્નકર્તા :** એવી તમે મહાત્માઓ ઉપર રાખો છો ને !

**દાદાશ્રી :** હા, રાખું છું. એવી સહેજ રાખીએ નહીં ને તો એને ખબર શી રીતે પડે ? દંડ થયેલો એવું ! એટલે જાગૃતિ રાખવા માટે. એટલે આ આવી રીતે કરવું, એને બીજું કંઈ મરાય નહીં. છોકરાંઓને સોળ વર્ષ પછી તો મિત્ર જ કરી નાખવાનો, સોળ વર્ષ સુધી ટકોર કરવી જોઈએ.

છોકરાંને સમજણ પડાય. સમજાવી-પટાવીને કામ લેવાનું. એ તો મરાય નહીં બિચારાને. એમની બુદ્ધિ હજુ પ્રગટ થઈ નથી, મારવાથી ઊલટું ભડકી જાય. આ તો બે ધોલો મારી દે. અલ્યા મૂઆ, ના મરાય છોકરાંને. એ તો ફૂલ જેવાં કહેવાય.

**પ્રશ્નકર્તા :** અહીંયાં બહારના જે અમેરિકનો છે, અમેરિકનોનું વાતાવરણ જે છે, એમનાં જે સંસ્કાર, એની અસર આપણા બાળકો ઉપર ના પડે ?

**દાદાશ્રી :** પડે. આપણે ઘેર છે તે માર-માર કરીએ છોકરાને, તો એ રક્ષણ ખોળે. એટલે જવાન ફ્રેન્ડ મળી આવે કે થયું, ચાલ્યું. આપણે તો છોકરાને માર-માર ના કરાય, છોકરાને તો મનમાં એમ થાય કે ક્યારે ઘેર જઉં તો મારા પપ્પાજીની પાસે બેસું. એટલો બધો પ્રેમ હોવો જોઈએ. આ તો માર-માર કરે એટલે પ્રેમ જ ના હોય બિચારાં, એટલે ગમે ત્યાં રખડી મરે છે. સમજાય એવી વાત નથી ?

**પ્રશ્નકર્તા :** મારવાથી છોકરાં સુધરે કે નહીં ?

**દાદાશ્રી :** કોઈ દહાડો સુધરે નહીં, મારવાથી કશું સુધરે નહીં. આ 'મશીન'ને મારી જુઓ તો ! એ ભાંગી જાય. તેમ આ છોકરાં ય ભાંગી જાય. ઉપરથી સાજાં સમાં દેખાય, પણ મહીં ભાંગી જાય. બીજાને 'એન્કરેજ' કરતાં ના આવડે તો પછી મૌન રહે ને, ચા પીને છાનોમાનો. બધાંના મોઢાં જોતો જા, આ બે પૂતળાં કકળાટ માંડે છે તેને જોતો જા. આ આપણા કાબુમાં નથી. આપણે તો આનાં જાણકાર જ છીએ.

મારવાથી જગત ના સુધરે, વઢવાથી કે ચિઢાવાથી કોઈ સુધરે નહીં. કરી બતાવવાથી સુધરે છે. જેટલું બોલ્યાં તેટલું ગાંડપણ.

## વંઠેલાને વાળો વીતરાગતાથી; નહીં તો સામો થશે નિર્દયતાથી!

**પ્રશ્નકર્તા :** છોકરાંઓને બહુ કહ્યા પછી પણ જો ના વળતાં હોય તો પછી એમને મારવાં ? ઘેરથી બહાર કાઢવાં કે પછી એમને એમનાં જે હાલ થાય તે પર છોડી દેવાં ?

**દાદાશ્રી :** બીજા કોઈને મિલકત આપવાની હોય તો ઘર બહાર કાઢજો. પણ ત્યારે એ દાવો માંડે, એના કરતાં ઘરમાં રહેવા દેજોને ! તમે કહો કે મારી જાતે મિલકત નહીં આપું ? તો એ દાવો માંડશે, એટલે ખોટું તો દેખાશે ને ! ઘરે રાખીને શોભા રાખજો. માર માર તો કરશો જ નહીં. કારણ કે એ જોરદાર વધારે હોય મૂઓ, આપણે ઘૈડા થયેલા હોઈએ ત્યારે બદલો વાળે.

**પ્રશ્નકર્તા :** આ કેવી રીતે પ્રશ્ન સોલ્વ કરવો ? જો છોકરાઓને આપણે આપણા રસ્તે લાઈનમાં ના લઈએ, ન વાળી શકતા હોઈએ, તો શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણું કહેલું ના માનતા હોય તો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** થઈ રહ્યું, આપણે હાથમાંથી લગામ છૂટી ગઈ. પછી કરવું શું તે ?

એ મારી પાસે મોકલે તો સુધારી આપીએ. બાકી કોઈ સુધારનારો છે નહીં. આ ફેરે છોકરીને કહ્યું કે મીટ નહી ખાવાનું. તે ઓલરાઈટ થઈ ગયું પેલી છોકરીને !

**પ્રશ્નકર્તા :** તો આનું સોલ્યુશન શું ?

**દાદાશ્રી :** ના, ના. એ છોકરાઓ ડિસિપ્લિન રાખે છે ને, તે ડિસિપ્લિન્ડ પુરુષો પાસે જ રાખે છે. પણ અન્-ડિસિપ્લિન્ડ પાસે એ ડિસિપ્લિન રાખે જ નહીં. એટલે બધો મા-બાપનો જ દોષ છે.

એક ભાઈ હતા. તે રાત્રે બે વાગે શું શું કરીને ઘેર આવતાં હશે તેનું વર્ણન કરવા જેવું નથી. તમે જાણી જાઓ. તે પછી ઘરમાં બધાંએ નિશ્ચય કર્યો કે આમને વઢવું કે ઘરમાં પેસવા ના દેવાં ? શો ઉપાય કરવો ? તે તેનો અનુભવ કરી આવ્યા. મોટાભાઈ કહેવા ગયા, તો એ મોટાભાઈને કહે કે, 'તમને માર્યા વગર છોડીશ નહીં.' પછી ઘરનાં બધાં મને પૂછવા આવ્યા કે, 'આનું શું કરવું ? આ તો આવું બોલે છે.' ત્યારે મેં ઘરનાંને કહી દીધું કે, 'કોઈએ તેને અક્ષરે ય કહેવાનું નહીં. તમે બોલશો તો એ વધારે 'ફ્રંટ' થઈ જશે, અને ઘરમાં પેસવા નહીં દો તો એ બહારવટું કરશે. એને જ્યારે આવવું હોય ત્યારે આવે ને જ્યારે જવું હોય ત્યારે જાય. આપણે રાઈટે ય નહીં બોલવાનું ને રોંગે ય નહીં બોલવાનું. રાગે ય નહીં રાખવાનો ને દ્વેષે ય નહીં રાખવાનો. સમતા રાખવાની, કરુણા રાખવાની.' તે ત્રણ-ચાર વર્ષ પછી એ ભાઈ સરસ થઈ ગયો ! આજે એ ભાઈ ધંધામાં બહુ મદદરૂપ થાય છે ! જગત નાકામનું નથી, પણ કામ લેતાં આવડવું જોઈએ. બધા જ ભગવાન છે, અને દરેક જુદાં જુદાં કામ લઈને બેઠાં છે, માટે ના ગમતું રાખશો નહીં.

## જ્ઞાનમાં શું બને તે જુઓ; સાથે પ્રતિક્રમણથી ધૂઓ!

**પ્રશ્નકર્તા :** આખો દહાડો છોકરાં બહાર રખડે. ઘરનું કામ હોય, અગત્યનો ફેરો ખાવાનો હોય, તેવું તો એણે કરવું જોઈએ ને. વઢીએ તો ય કશું કરે નહીં. પછી મૌન રહેવાય નહીં ને છોકરા પર હાથ ઉપડી જાય.

**દાદાશ્રી :** ના, એવું મૌન થઈ જવાય નહીં. તમારે શુદ્ધાત્માનું લક્ષ રહે છે કે નથી રહેતું ?

**પ્રશ્નકર્તા :** રહે ને.

**દાદાશ્રી :** પછી શો વાંધો છે ? એવું છે ને ખરી રીતે તો આપણું સાયન્સ શું કહે છે કે મારતી વખતે તમે એને જોયાં કરો. 'ચંદુભાઈ' છોકરાંને મારતાં હોય તે ઘડીએ તમારે 'ચંદુભાઈ'ને જોયાં કરવું. 'ચંદુભાઈ' શું કરી રહ્યા છે, એટલું જ જોયા કરવાનું અને પછી 'ચંદુભાઈ'ને કહેવાનું કે આ તમે અતિક્રમણ કર્યું, શા માટે આ બિચારાને માર્યું ? તમારાથી આવું વઢાય, તમે કેમ વઢ્યા ? માટે આ બધાનું પ્રતિક્રમણ કરો. એટલે 'ચંદુભાઈ' છોકરાંને મારે તે ઘડીએ તમારે જાણ્યા જ કરવું અને જોડે જોડે પ્રતિક્રમણ કરાય કરાય કરવું. આવું ફાવે ને ?

એક માણસ સંડાસના બારણાંને લાતો માર માર કરતો હતો. મેં કહ્યું કે કેમ લાતો મારો છો ? ત્યારે કહે છે કે બહુ સાફ કરું છું, તો ય ગંધાય છે. ખૂબ સાફ કરું છું તો ય ગંધાય છે. બોલો, હવે એ મૂર્ખાઈ કેટલી બધી કહેવાય ? જાજરૂના બારણાને લાતો મારીએ તો ય ગંધાય છે. તેમાં ભૂલ કોની ?

**પ્રશ્નકર્તા :** લાતો મારનારની.

**દાદાશ્રી :** કેવડી મોટી ભૂલ કહેવાયને ? કંઈ દરવાજાનો દોષ છે બિચારાનો ? આ લાતો મારી મારીને જગત આખું ગંધાય તેને સાફ કરવા જાય છે. પણ એ સંડાસના બારણાને લાતો મારીને પોતાને ઉપાધિ થાય છે અને બારણાં ય તૂટી જાય છે.

કેટલી બધી આ મુશ્કેલીઓ. સંસાર બધો મુશ્કેલીમાં મુકાયો છે, નહીં સમજણ પડવાથી મુશ્કેલીમાં મુકાયો છે. આ મુશ્કેલી સોલ્વ થઈ જાય કે કલ્યાણ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** હવે બીજું કહીએ ને કે ડખોડખલ કરવી નહીં અને જોયા કરવું બધું. હવે ઘરમાં ચાર વર્ષનું બાળક હોય અને કંઈ ખોટું કરતો હોય, તે આપણને એમ કે

હવે આ એને સમજણ ઓછી છે એટલે લાવ આપણે એને ટકોર કરીએ કે વઢીએ, ડખો કરીએ. એવું થઈ જાય આપણાથી, આપણે એવું કરવું પડે, આપણું બાળક છે એમ કરીને. તો એ શું બરાબર કહેવાય કે શું કરવું ત્યાં ?

**દાદાશ્રી :** હા, પણ જે કરે એ, આપણે જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** કશું કહેવાનું નહીં ?

**દાદાશ્રી :** 'ચંદુભાઈ' એને વઢતા હોય, મારતા હોય તો ય જોયા કરવાનું, પણ વધુ મારે ત્યારે કહેવું કે ભઈ આવું ના મરાય.

**પ્રશ્નકર્તા :** હવે મારવાનું નહીં. પણ શું છે, આપણે જાણતા હોઈએ કે આ 'ચંદુભાઈ' જ કરે છે. પણ એ જે અંદર ડખલ કરી એની ક્રિયામાં, એ યોગ્ય છે કે અયોગ્ય છે ?

**દાદાશ્રી :** કરવું બધું ય. ડખો, ટકોર-બકોર બધું ય કરવું. કરવી એવો ભાવ ના હોવો જોઈએ, શું થાય છે એ જોવાનું. કરવી એ તો કરવાપણું રહ્યું જ નહીંને હવે. કર્તાપદ જ રહ્યું નહીં ને હવે. શું થાય છે એ જોયા કરવાનું. એ ડખો કરી નાખે તે જોવું અને આ સારું કરે તે ય જોવું !

**પ્રશ્નકર્તા :** છોકરાઓ બહુ તોફાની થઈ જાય, તો પછી સમાજ એને સ્વીકારે નહીંને.

**દાદાશ્રી :** હા, પણ તમારામાં સુધારવાની શક્તિ હોય તો સુધારો. પણ મારી-ઠોકીને ના સુધરે એ. મારી ઠોકવાના એક જ રસ્તાથી ના સુધરે. એ તો પદ્ધતસર સુધરે.

**પ્રશ્નકર્તા :** એટલે એને દસ મિનિટ ઊભા રાખીએ અથવા એવી રીતે પનિશ (શિક્ષા) કરીએ, તો એના આત્માને હર્ટ (દુઃખ) થાય ?

**દાદાશ્રી :** શિક્ષા કરવાથી શું ફાયદો કાઢવાનો, શિક્ષા કરીને ! શિક્ષા કરવા કરતાં તને ઠીક લાગે એ ભગવાનનું નામ લેજે, કહીએ. અને માફી માગજે. તો કંઈક એમાં મન સારું થાય બળ્યું, એમ માનો ને તમને શિક્ષા કરે ધણી તો તમે શું કરો ?! મનમાં એમ થાય કે ક્યારે વખત આવે તો એમનું તેલ કાઢી નાખું. એમને મારા ઘાટમાં આવવા દો! મજા નથી આમાં, આવું ના હોય. જેવા છે એવા, તમે જો પ્રેમ રાખો તો જગત પ્રેમવાળું હશે. જગત તમારો ફોટો જ છે, અરીસો જ છે બધો તમારો. મારી પાસે પચાસ હજાર માણસ છે, પણ મારે કોઈની જોડે મતભેદ પડતો નથી. એ મને કહે કે 'તમે દાદા ચોર છો.' તો હું કહું, 'બેસ ભઈ, મને શી રીતે ચોર છું ?' એ મને તું સમજાવ. ત્યારે કહે છે, તમારા કોટની પાછળ લખ્યું છે કે 'દાદા ચોર છે.' મેં કહ્યું, 'કરેક્ટ.' લખેલું હોય તો પછી એવું કહે જ ને લોકો. લખ્યું હોય તો ના કહે ?!

**પ્રશ્નકર્તા :** હા, કહે. તો પછી બધો સમાજ છે તો એમ કહે કે, આ મા બરાબર નથી, છોકરાંઓને સાચવતી નથી. એવી રીતના માને બધા વગોવે કે, એવું ના થાય ?

**દાદાશ્રી :** એ તો આપણા મનના ખોટાં ભય છે, લોકો મને આમ માનશે ને તેમ માનશે ! છોકરાંઓ સુધરવાં જ જોઈએ આપણાં. આપણા સંસ્કાર એવા સુંદર કરી નાખો કે છોકરાંઓ સુધરે. આ તો છોકરાંઓ શું કરે છે કે પપ્પો ને મમ્મી બે વઢતા હોય ચાળા કરીને, તે ઘડીએ બાબો એમ જોયા કરે. 'પપ્પો જ ખરાબ છે, આ મમ્મી તો બિચારી સારી છે.' તે ઘણા મા-બાપને તો મેં ઈન્ડિયામાં કહી દીધેલું કે મૂઆ આવું ના કરશો, નહીં તો એ છોકરાં મોટા થશે ને, ત્યારે મમ્મી ને છોકરાં બધા ભેગા થઈને તમારું તેલ કાઢી નાખશે. માટે એવું ના કરો. આ પ્રેમમય જીવન જીવો. આવું શા માટે કરો છો ?!

હવે તમે હિતમાં કરવા જાવ છો. તમે અહિત નથી કરતા, પણ હિત કરતાં આવડતું નથી, તેનું શું થાય તે ?! જીવન જીવવું એ તો કળા છે. હિત કરતાં ના આવડવું જોઈએ ? મારે કોઈ માણસ જોડે મતભેદ નથી પડતો, એનું શું કારણ હશે

? તો તમારે પચાસ-સો માણસ જોડે મતભેદ ના પડવો જોઈએ એટલું ના કરવું જોઈએ એટલું ?

**પ્રશ્નકર્તા :** કરવું જોઈએ.

**દાદાશ્રી :** હં.... માટે થઈ શકે એમ છે, તમે નક્કી કરો એક વાર કે આપણે આમ જ જીવન જીવવું છે આવું. તો તમારી લાઈફ ઊલટી સુધરી જાય છે સરસ. અને આપણા ઘરના માણસોને તો સુખ હોવું જ જોઈએ. તમારે મારવાનો શોખ હોય તો બહાર પોલીસવાળાને મારીને આવો. પણ આ લોકોની જોડે કશું એવું ના કરો. તમને શોખ હોય તો બહાર તમારા હાથ ઊંચા કરો અને અહીં ઘરમાં ?! ના શોભે આપણને. આપણે ખાનદાન ક્વૉલિટી, આપણે અનાડી ન હોય. આપણે આર્ય પ્રજા છીએ અને બેનોએ વેર ના વાળવું જોઈએ કોઈ પણ રીતે, એમણે એમની મર્યાદામાં રહેવું જોઈએ. આપણે આપણી મર્યાદામાં રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** છોકરાઓ જોડે કકળાટ, ઝઘડો થઈ જાય છે. તે એનું શું કારણ ?

**દાદાશ્રી :** એ તો મા થતાં નથી આવડતું એટલે. છોકરાં તો બાળકો છે બિચારાં, એ તો તોફાન કરે જ ને ! પણ માને મા થવું જોઈએને ! તે તોફાન વધારે કરે ને તો ધીબ ધીબ કરે.

## છોકરાં સાચવો ગ્લાસ વિથ કેર; આ છે ભારતના ભાવિ હેયર!

કેટલાક તો છોકરાને માર માર કરે, આ મરાતી હશે ચીજ ? આ તો ગ્લાસવેર છે. ગ્લાસવેર તો ધીમે રહીને મૂકાય. ગ્લાસવેરને આમ ફેંકે તો ? હેન્ડલ વિથ કેર ! એટલે ધીમે રહીને મૂકવાનું. હવે આવું ના કરાય.

**પ્રશ્નકર્તા :** ઘરમાં છોકરાં-છોકરીઓ ગાંઠતાં નથી. હું ખૂબ વઢું છું તો ય કઈ અસર થતી નથી.

**દાદાશ્રી :** આ રેલવેનાં 'પાર્સલ' પર 'લેબલ' મારેલું તમે જોયું છે ? 'ગ્લાસ વિથ કેર' એવું હોય છે ને ? તેમ ઘરમાં પણ 'ગ્લાસ વિથ કેર' રાખવું. હવે ગ્લાસ હોય અને તમે હથોડા માર માર કરો તો શું થાય ? એમ ઘરમાં માણસોને કાચની જેમ સાચવવાં જોઈએ. તમે એ બંડલ પર ગમે તેટલી ચીઢ ચઢી હોય તો ય તેને નીચે ફેંકો ? તરત વાંચી લો કે 'ગ્લાસ વિથ કેર !' આ ઘરમાં શું થાય છે કે કંઈક થયું તો તમે તરત જ છોકરીને કહેવા મંડી પડો, 'કેમ આ પાકીટ ખોઈ નાખ્યું ? ક્યાં ગઈ હતી ? પાકીટ કેવી રીતે ખોવાઈ ગયું ?' આ તમે હથોડા માર માર કરો છો. આ 'ગ્લાસ વિથ કેર' સમજે, તો પછી સ્વરૂપજ્ઞાન ના આપ્યું હોય તો ય સમજી જાય.

આપને સમજાયું ને ? છોકરાં એ 'ગ્લાસ વિથ કેર છે.' મૂઆ સમજતા નહીં. છોકરાંને ધીબવાનાં હોય ? પણ એ સમજણ જ પડતી નથી ને બાપ થયો છે તે પરાણે અજાણપણે બાપો થઈ ગયો છે. આ તો દૂધીયું વાવ્યું, એટલે દૂધીયું પહેલાં બે પાંદડા ફૂટે. પછી પાંદડે પાંદડે આવડું દૂધીયું બેસે.

ત્યારે આ ધીબવાની વસ્તુ ના હોય. એ બંડલ ઉપર લખ્યું હોય કે 'ગ્લાસ વિથ કેર.' તો એ લોકો કેવી રીતે ઉતારે ?

**પ્રશ્નકર્તા :** સાચવીને ઉતારે.

**દાદાશ્રી :** પેલી સીમેંટની ગુણીઓ ઉતારે એવું નહીંને ?

આ બાળકો છે, એ કંઈ લોખંડના ઘડેલા નથી કે ઘણથી મારવાનાં હોય ! આ તો 'ગ્લાસ વિથ કેર.' ગ્લાસને વધારે મરાય ?

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

**દાદાશ્રી :** 'ગ્લાસ વિથ કેર' એટલે પછડતું ના નાખે અને સાચવીને ઉતારે. આપણા છોકરાં પછડતાં નાખે છે. અલ્યા મૂઆ, આ છોકરાં એ તો 'ગ્લાસ વિથ કેર' છે, સાચવીને મૂક. લોકો છોકરાં પછડતાં નાખે છે. આ છોકરાં એટલે તો ભાવિ પેઢી આપણા હિન્દુસ્તાનની છે. એને કેમ બગાડાય તે ! આમને સોંપીને તો જવાનું

આપણે દુનિયામાંથી. દુનિયા આમને સોંપવાની બધી, જુઓને ભઈબંધ હતાને તે સોંપીને ગયાને બધાને ! સોંપીને જ જવાનું છે. હવે પછી મેં છોકરાઓ સુધારવા માટે 'ગ્લાસ વિથ કેર' લખ્યું છે. હવે બોક્સની પાછળ જુઓ તો ખરાં.

**પ્રશ્નકર્તા :** ગ્લાસ વિથ કેર.

## છોડીને મારવાથી વળાય? પારકી થાપણ, સોંપી દે 'દાદાય'!

લે તું કંઈ પૂછતી કરતી નહીં ને જોયા કરે છે ! વાંધો નહીં, એ તો પૂછાય બધું.

**પ્રશ્નકર્તા :** હું પૂછું એના વતી. એને એક બેબી છે, પણ એણે એને સાચવવી બહુ ભારે પડે છે.

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** બહુ પજવે છે, એમ કહે છે. એ એને પ્રોબ્લેમ (પ્રશ્ન) મોટો છે બેબીનો.

**દાદાશ્રી :** બધો પ્રોબ્લેમ એને, પહેલેથી કહ્યું, એ ફાઈલ છે. ફાઈલ એટલે પ્રોબ્લેમ જ છે ને !

**પ્રશ્નકર્તા :** એ જરા એની વધારે છે, બુદ્ધિ બહુ ડેવલપ વધારે થયેલી છે. તો કહે કે એ ઊંધે રસ્તે ના જાય, એની મને બીક લાગે છે.

**દાદાશ્રી :** ફાઈલ છે એટલે એવી જ હોય. કોઈ ચીકણી હોય, કોઈ મોળી હોય. આપણો હિસાબ જ છે ને આ તો. એટલે ફાઈલ છે. ફાઈલનું કહેવાય નહીં કેવી નીકળે એ !

**પ્રશ્નકર્તા :** એનો સમભાવે નિકાલ કેવી રીતે કરવો ?

**દાદાશ્રી :** લે જે, દાદાનું નામ લઈને કરજે ને બધું. હું આશીર્વાદ આપીશ. એ છોકરી છે તે સારી છે. તે કોઈકને ઘેરે જતી રહેશે. છોકરો હોત તો આખી જિંદગી સુધી....

**પ્રશ્નકર્તા :** દુઃખી કરત.

**દાદાશ્રી :** હં.... માટે એવું ! આપણે મનમાં સમજવું કે એને ઘેર જતી રહેવાની છે. છોકરી છે તે વાંધો નહીં. છોકરો હોય તો મારીને પાંસરો કરે. ના સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એટલે અમને તરત જ વિચાર આવ્યો કે આ છોકરી છે ને ! દસ વર્ષ સુધી ગ્રહ નડે, પછી ? એને ઘેર જતી રહે. એને ધણી એવો મળી આવે પાછો. છોકરો હોય તો ઉપાધિ. ઠેઠ ખાટલામાં પડ્યા હોય તો ય હજુ પાણી-પાણી મૂઓ કરાવતો હોય.

**પ્રશ્નકર્તા :** એવી ફાઈલ ચીકણી હોય, તો, એને મારીને સીધી કરવાની ? એને ઝાટકવાની ?

**દાદાશ્રી :** બળ્યું, એ મારવાથી સુધરતું હોય તો મારીને સુધરે નહીં અત્યાર સુધી ! એ તો આપણી પાશવતા છે. છોકરાંઓ મારવા માટે નથી. સમજાવીને ડાહ્યાં કરવા માટે છે, 'એઝ ફાર એઝ પોસિબલ.' અને ના થાય તો એનું નસીબ, આપણું શું ? ખોટ ગઈ તો એને ગઈ, આપણે શું ? જેને નામ કાઢવું હોય તેને ભાંજગડ. આપણે નામ તો કાઢવું નહીં ને !

મેં એક ભઈને પૂછયું, તમારે નામ કાઢવું છે ? ત્યારે કહે, ના બા, હું તો થાક્યો. કંટાળ્યો આ ફાઈલોથી. મેં કહ્યું, મને સોંપી દો. તે પછી આ ચીકણી ફાઈલો બધી મને સોંપી દીધી. હવે એ ય રાગે પડી ગઈ. પેલો તો કહે, હવે મારે તો દાદાના આશીર્વાદ જોઈએ છે. તે ખરો ફાવી ગયો. એટલે એમને શાંતિ થઈ ગઈ. મને સોંપી દેવી ચીકણી ફાઈલો.

હું કંઈ એનું પ્રારબ્ધ બદલી શકું નહીં, પ્રારબ્ધ તે કંઈ બદલાય નહીં, પણ પ્રારબ્ધ ઢીલું કરી આપું. દુઃખ આવવાનું હોય ને તેને હલકું કરી આપું. ભાગાકાર કરતાં આવડે ને બળ્યું !

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** એટલે આપણે ભગવાનને કહી દેવું કે શેષ તમારી, ભાગાકાર મારો. ભાગાકાર કરતાં કરતાં શેષ વધે તે તમારી અને ભાગાકાર મારો પછી.

## સમજો શું છે કુદરતનો જવાબ; બાપ કરે મજૂરી ને દીકરો નવાબ!

**પ્રશ્નકર્તા :** એકબીજા સાથે મેળ નથી બેસતો. બધા એકબીજા સાથે લડ્યા વગર રહે, એને માટે શું કરવું ?

**દાદાશ્રી :** ના બેસે, કોઈ દા'ડો બેઠો જ નથીને. આ કળિયુગ છે ને, સત્યુગમાં બેસતો હતો. મને તમારા ફાધર કહેતા હતા, મને કોઈની જોડે મેળ નથી.

**પ્રશ્નકર્તા :** બધા મનમોજી રીતે રહે, જેને જેમ રહેવું હોય એમ રહે. એનું શું કરવું ?

**દાદાશ્રી :** શાના માટે ?

**પ્રશ્નકર્તા :** કુટુંબમાં બધા પોતાને મન ફાવે એમ રહે, તો એને માટે શું કરવું આપણે ?

**દાદાશ્રી :** તે આપણે બધા ભેગાં થઈને કંઈક કાયદો કરવાનો. કાયદો કરવો કે આ પ્રમાણે રહેવું જોઈએ. ગમે તેવું સ્વચ્છંદી વર્તન ના હોવું જોઈએ. કંઈક કાયદેસર હોવું જોઈએ વર્તન.

**પ્રશ્નકર્તા :** અને ના માને તો ?

**દાદાશ્રી :** ના માને તો ગયું. છોકરો ના માને તો છોકરો જુદો થઈ જાય અને બાપ જુદો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો પછી જુદા થઈ જઈએ તો કોઈ વડીલ હોય તો કહેશે, તમે કેમ ધ્યાન ન્હોતું રાખ્યું છોકરાઓનું ?

**દાદાશ્રી :** એ તો કહે તો ખરાં, ટકોર કરે ને લોકો. મૌન રહેવું એ વખતે આપણે. આ વાત તો ખરીને ! આપણી કંઈક ભૂલ તો થઈ તેથી છોકરાની જોડે

આવું થયું ને. બધે જ એવું થયા કરવાનું એ તો.

**પ્રશ્નકર્તા :** ઘરના જે મુખ્ય માણસ હોય, એને જે ચિંતા હોય એ કઈ રીતે દૂર કરવી ?

**દાદાશ્રી :** કૃષ્ણ ભગવાને શું કહ્યું છે, કે 'જીવ તું શીદને શોચના કરે, કૃષ્ણને જે કરવું હોય તે કરે.' એવું વાંચવામાં આવ્યું છે ?

**પ્રશ્નકર્તા :** મારું એવું માનવું છે કે માણસે શ્રમ તો કરવો જ જોઈએ, દેખભાળ તો કરવી જ જોઈએ.

**દાદાશ્રી :** શ્રમ તો પુષ્કળ કરવો. શ્રમ તમે પાંચ વાગે ઊઠીને કર્યા કરો, પણ ચિંતા–વરીઝ તમારે શું કરવા કરવાની જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** ઘરનાં ચાલીસ માણસો ખરાંને, એટલે ચિંતા તો રહ્યા જ કરવાની ને ?

**દાદાશ્રી :** ના, પણ આ તમે ચલાવો છો ? કૃષ્ણ ભગવાન શું કહે છે કે મને ચલાવવા દો ને ! તમે શું કરવા ભાંજગડ કરો છો ?

**પ્રશ્નકર્તા :** એવું છે, ઘરમાં મારે બધી મહેનત કરવી પડે છે. છોકરાંઓ કશું કરતાં નથી. આપણે છોકરાંઓને શ્રમ કરતાં શીખવાડીએ તો એ બરાબર ચાલે. પણ એ લોકો શ્રમ કશું કરતાં નથી, કામ કશું કરતાં નથી, જે કહીએ તેનાથી ઊલટું ચાલે છે.

**દાદાશ્રી :** એવું છે, કે આ તો અત્યારનાં છોકરાંઓની ચિંતા આપણે કરવી જોઈએ. પણ ગયા અવતારમાં છોકરાં હતા, તેનું શું કર્યું ? દરેક અવતારમાં બચ્ચાં મૂકી મૂકીને આવ્યા છે, જે અવતારમાં આવ્યાને તે અવતારમાં બચ્ચાં મૂકી મૂકીને આવ્યો છે, તે નાના નાના આવડાં રખડી જાય એવું મૂકીને આવ્યો છે. ત્યાંથી જવાનું જરા ય ગમતું નહોતું તો ય ત્યાંથી આવ્યા. પછી ભૂલી ગયો ને પાછાં આ

અવતારમાં બીજા બચ્ચાં ! એટલે બચ્ચાંનો કકળાટ શું કરવા કરો છો ? ધર્મને રસ્તે વાળી દો એમને, સારાં થઈ જશે.

એક શેઠ મને કહે, 'આ મારા છોકરાને કશું કહોને, મહેનત કરવી નથી. નિરાંતે ભોગવે છે.' મેં કહ્યું, 'કશું કહેવા જેવું જ નથી.' એ એના પોતાની ભાગ્યની પુણ્યૈ ભોગવતો હોય. એમાં આપણે શું કરવા ડખો કરીએ ? ત્યારે એ મને કહે કે, 'એમને ડાહ્યાં નથી કરવાં ?' મેં કહ્યું કે 'જગતમાં જે ભોગવે છે એ ડાહ્યો કહેવાય, બહાર નાખી દે એને ગાંડો કહેવાય ને મહેનત કર્યા કરે એ તો મજૂર કહેવાય.' પણ મહેનત કરે છે એને અહંકારનો રસ મળે ને. લાંબો કોટ પહેરીને જાય એટલે લોકો 'શેઠ આવ્યા, શેઠ આવ્યા' કરે એટલું જ બસ. અને ભોગવનારને એવી કંઈ શેઠ-બેઠની પડેલી ના હોય. આપણે તો આપણું ભોગવ્યું એટલું સાચું.

**પ્રશ્નકર્તા :** છોકરાં એની જવાબદારી સમજીને રહેતાં નથી.

**દાદાશ્રી :** જવાબદારી 'વ્યવસ્થિત'ની છે, એ તો એની જવાબદારી સમજેલો જ છે. એને કહેતાં તમને આવડતું નથી તેથી ડખો થાય છે. સામો માને ત્યારે આપણું કહેલું કામનું. આ તો મા-બાપ બોલે ગાંડું, પછી છોકરાં ય ગાંડાં કાઢે.

**પ્રશ્નકર્તા :** છોકરાઓને ફરવાનું બહુ હોય છે.

**દાદાશ્રી :** છોકરાં કોઈ આપણાં બંધાયેલાં નથી, સહુસહુના બંધનમાં છે. આપણે તો એટલું કહેવું પડે કે, 'વહેલા આવજો.' પછી જ્યારે આવે ત્યારે 'વ્યવસ્થિત.' વ્યવહાર બધો કરવાનો, પણ કષાયરહિત કરવાનો. વ્યવહાર કષાયરહિત થયો તો મોક્ષ ને કષાયસહિત વ્યવહાર તે સંસાર.

આ છોકરો તમારો ને ? હવે એ કોઈ દહાડો સામો થાય છે ખરો ? એ સામો થશે ત્યારે તમે શી રીતે સુખી રહેશો ?

**પ્રશ્નકર્તા :** એ તો ભગવાનની મરજી.

**દાદાશ્રી :** વળી મરજી કોઈકને ઘેર એવું કેમ ? આ છોકરાં આપણાં, દવાખાનામાં આપણે જઈએ, ડીલીવરી આપણે કરાવીએ અને પાછી મરજી પારકે ઘેર ? એવું તે હોતું હશે ? મરજી કોઈકની હોતી હશે ? આપણે ઘેર આપણી મરજી. તમે ભગવાનની મરજીનું શાક લાવો છો ? આ સાડીઓ ય તમારી મરજીની જ લાવો છો ને ! અને આમાં ભગવાનની મરજી ? ભગવાનનો કાગળ-બાગળ કશું કોઈ દહાડો આવેલો ? શી રીતે આ લોકોનું ચાલે છે ગાડું ? કે ધકમ્ ધક્કા જ પછી ? છોકરો સામો થયો કે પછી દહાડો સુખમાં જાય ખરું ને ? (!) પોતાનો છોકરો સામો થાય ખરો ?

**પ્રશ્નકર્તા :** થાય છે ને !

**દાદાશ્રી :** એટલે આ દુનિયામાં કશું ના બને એવું નથી ને ! બધું જ બને અને જોખમ કેટલાં બધાં ?! છોકરાં હોય પછી છોડીઓ હઉ હોય ! આપણે પૂછીએ કે બહેનો તમે શું કરવા આવી ? ત્યારે કહેશે કે એ પૂછશો નહીં, અમારા હિસાબથી અમે આવ્યા ને તમારા હિસાબથી તમે છો. આવું કહે, તે આપણાથી કશું પૂછાય પણ નહીં. એટલે કોઈ કોઈની ઉપર ઉપકાર નથી કરતા, એવું સરસ છે આ જગત !

**પ્રશ્નકર્તા :** છોકરાં તોછડાઈથી બોલે છે.

**દાદાશ્રી :** હા, પણ એ તમે શી રીતે બંધ કરશો ? આ તો સામસામું બંધ થાય ને તો બધાનું સારું થાય.

કોલેજનું સર્ટિફિકેટ આવ્યું કે આઘુંપાછું ના થાયને ? જુઓને, આ વકીલને એલ.એલ.બી.નું સર્ટિફિકેટ મળે તે છે આઘુંપાછું થાય છે પછી ? જ્યારે જુઓ ત્યારે..... અને બાપનું આપેલું તો કલાકે કલાકે ફરે. બાપ ધર્મિષ્ઠ હોય તો છોકરાંની ખોડ કાઢ કાઢ કરે. પ્રકૃતિની ખોડ કાઢવી ના જોઈએ. પ્રકૃતિની ખોડ કાઢવાથી ભગવાનને વાત પહોંચે છે. પ્રકૃતિ નિયમિત છે, 'વ્યવસ્થિત' છે.

## માને, બુઢ્ઢાની બુદ્ધિ બહેર મારી; તોય પ્રેમથી તો સંબંધ સુધારી!

**પ્રશ્નકર્તા :** છોકરાંઓ એવું માને છે કે બુઢ્ઢાઓમાં બુદ્ધિ ઓછી છે. એટલે એ લોકો આપણું માને જ નહીં. અમે કરતાં હોય એમ કરવા દો અમને, એટલે છોડી દેવાનું એ લોકોને કે ભઈ, ચાલો તમારું ખરું.

**દાદાશ્રી :** ના. છોડી નહીં દેવાનું. આપણે આપણું કર્યા જવાનું. એ ગમ્મે તેવું બોલે તો ય આપણે આપણું કર્યે જવું. આપણી ફરજ છે, ચૂકાય નહીં. છોકરાં નથી ગાંઠતાં એ આપણી ભૂલો છે, આપણી ખામી છે, ડિફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** એ ખામી દૂર કરવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** આપણે પ્રેમ કેળવવો જોઈએ. આ તો છોકરાથી રકાબી ભાંગી ગઈ. તારા હાથ ભાંગલા, એમ કહીને છે તે બે-ચાર મુઠીઓ મારી દે.

**પ્રશ્નકર્તા :** આ જમાનામાં આપણાં જ સંતાનો આપણું સાંભળતાં ન હોય, અને અવળે રસ્તે ચઢી ગયાં હોય. તો એમને કેવી રીતે પાછાં વાળવાં ? અને જો ન માને તો એમને શું કરવું ? જવા દેવાં એમને રસ્તે ?

**દાદાશ્રી :** શું કરે તે, ના માને તેને ? માને નહીં, તેને શું કરવાનું ?

આપણામાં બાપ થવાની તૈયારી જ ના હોય, સમજણ જ ના હોય બાપ થવાની, એટલે પછી માને જ કેવી રીતે ? પોલીસવાળાનું ય લોક માને છે, નહિ ? એ પોલીસવાળો છે જો અને આ બાપ થયા તો ના માને ?

## સામું છોકરાં આપે વણતોલ્યું; નોંધ જ ન રાખો ગમે તે બોલ્યું!

છોકરો સામો થાય તો તમે શું કરો છો ?

**પ્રશ્નકર્તા :** સમજાવું કે આ ખોટું છે, આવું ના કરવું જોઈએ.

**દાદાશ્રી :** પણ એ સામો થાય, ત્યારે તમે કડક ના થઈ જાવ ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર એવું થાય.

**દાદાશ્રી :** પણ અથડામણ ના થઈ જાય ? કોઈ દહાડો વાસણો ખખડતાં નથી ?

**પ્રશ્નકર્તા :** ખખડે. ત્યારે જરા ફૂંફાડો મારવો પડે. બસ એટલું જ, બીજું નહીં.

**દાદાશ્રી :** ફૂંફાડો મારો છો ? ત્યારે પેલો સામે ફૂંફાડો મારે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** એવો અનુભવ નથી થયો, એ સામે નથી ફૂંફાડો મારતો.

**દાદાશ્રી :** હા, પણ એ ફૂંફાડો મારે તો શું થાય ? માટે ફૂંફાડો ય ના કરવો જોઈએ. ફૂંફાડો શેને માટે ? ફૂંફાડો સાપ કરે. આપણે શેને માટે ફૂંફાડો કરવો પડે ? ફૂંફાડો તમને આવડે પણ શી રીતે ? ફૂંફાડો કોને કહેવાય, એ પણ તમે જાણતા નથી. ફૂંફાડામાં અહંકાર ના હોય. તમારા ફૂંફાડામાં તો અહંકાર હોય ને !

નહીં તો ફજેતો જ થાયને ! એ આપણને નાલાયક કહે. એટલે આપણે બીજું હથિયાર વાપરીએ, પછી રહ્યું જ શું ઘરમાં ? પછી લોકો ભેગા થાય, 'જુઓને, આ છોકરો આટલું બધું ભણેલો છે, આ બાપનામાં અક્કલ નહીં ને !' કહેશે. એ આપણી અક્કલ પાછા લોક જુએ. એનાં કરતાં આપણી અક્કલ આપણે જ જોઈએ, એ શું ખોટી ? નહીં તો લોક તો તાયફો જુએ ! લોકોને તો જોઈએ છે એવા તાયફા !

એટલે આ શોધખોળ છે મારી ! અને છોકરાને તો કહીએ કે લઈ જા પેલી પોટલી ! ભઈ, તારી પોટલી લઈ જા. એવું મેં વ્યવહારમાં કહેલું. અમારો એક ઓળખાણવાળો આપી જતો હતો આવડું આવડું, એટલે પછી મેં શું કર્યું ? આ વણતોલ્યું ને વણમાપ્યું આપે છે, એટલે આપણે અહીં બાજુએ મૂકી રાખો. આપણે કંઈ બોલવા જઈએ અગર તો આખી રાત તોલ તોલ કરીએ તો ઉપાધિ થાય. તમે કોઈ દહાડો આખી રાત કશું તોલેલું ? પહેલાં તોલ્યું હશેને ?

**પ્રશ્નકર્તા :** હાજી, કોઈકવાર બન્યું હોય.

**દાદાશ્રી :** હા, તોલે. રાતે તોલે પાછો હં, સાડા અગિયાર-બાર થાય તો ય તોલે. 'ઓહોહો, આવું મોટું, આવું મોટું !' કાટલા ના હોય, કશુંય ના હોય ને તોલે !

**પ્રશ્નકર્તા :** છોકરો ખરાબ શબ્દ બોલ્યો, સામો થયો હોય, તે નોંધી રાખ્યું. તો એ અભિપ્રાયથી લૌકિક વર્તનમાં ગાંઠ પડી જાય. આનાથી સામાન્ય વ્યવહાર ગૂંચાઈ ના જાય ?

**દાદાશ્રી :** નોંધ જ આ દુનિયામાં નકામી છે. નોંધ જ આ દુનિયામાં નુકસાન કરે છે. કો'ક બહુ માન આપે તે નોંધ ના રાખીએ. અને કો'ક ગાળો ભાંડે, ''તમે નાલાયક છો, અનફીટ છો.'' તે સાંભળી ને નોંધ નહીં રાખવાની. નોંધ એણે રાખવી હોય તો રાખે. આપણે આ પીડા ક્યાં લઈએ પાછી ? ચોપડા-બોપડા લાવીને પાછી નોંધો રાખવા માંડીએ ! નોંધવહી ને એ બધું એ કર્યા કરે. જેને

ખાતાવહી રાખવી હોય તે, આપણે તો નોંધીએ નહીં, તને જે બોલવું હોય તે બોલ. કારણ કે એ આગલા હિસાબ હશે તો જ બોલાશે, નહીં તો બોલાશે નહીં.

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મનું છે એમ સમજે તો પછી નોંધનો સવાલ જ ન આવે.

**દાદાશ્રી :** કારણ કે ઉદયકર્મ સમજે તો પછી કશું છે નહીં, બધું જ ઉદયકર્મ છે. આ કશું છે નહીં.

અહંકાર જાગૃત થાય એટલે સામો જવાબ આપેને. જ્યાં સુધી અહંકાર છે નહીં, ત્યાં સુધી એનાં પગ પહોંચતા નથી, ત્યાં સુધી એ પોતાનુ ધારેલું કરે નહીં. મોટો થયો, એટલે પોતાનું મન ધાર્યું કરેને, આપણું માને ખરો ?

**પ્રશ્નકર્તા :** માને નહીં, ત્યાં સુધી એ બરોબર. પણ પછી તો દોષો કાઢે આપણાં.

**દાદાશ્રી :** હા, દોષો કાઢે. જેણે મોટો કર્યો, જેનું એ કર્યું. તે બધાંનાં દોષો કાઢે. તે વખતે કેવી દશા થતી હશે ? કોઈનું અપમાન ના સહન કરેલું હોય ને તે વખતે છોકરો સામું બોલે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** આપણામાં દોષ હોય અને દોષ બતાવે, એમાં ખોટું શું ?

**દાદાશ્રી :** એ ખોટું નહીં. ખોટું તો કશું હોતું નથી. પણ સહન ના થાય માણસને. છોકરાં કે વહુ દેખાડે તે માણસથી સહન થાય નહીં.

**પ્રશ્નકર્તા :** એ વખતે જાગૃતિ રાખવી જોઈએ કે આ મારામાં દોષ છે, ને કહ્યો.

**દાદાશ્રી :** ના. એ જાગૃતિ રાખે તો ય ઊડી જાય. કારણ કે બીજા બહારનાં માણસ જોડે જાગૃતિ રાખે, પણ એનાં ઘરનાં માણસ જોડે જાગૃતિ રહે નહીં. કારણ કે 'હું એનો બાપ છું.' એ તો ખ્યાલમાં ભૂલી જાય કે ? 'હું એનો બાપ છું.' એ ભૂલી ના જાયને ? એ તો તમારે અનુભવ થાય ત્યારે ખબર પડે.

# સ્વતંત્રતા આપી વાળ્યો સત્યાનાશ; ભૂલ સુધારો હવે, રાખી હળવાશ!

**પ્રશ્નકર્તા :** એ લોકો હંમેશાં આર્ગ્યુમેન્ટ બહુ કરે.

**દાદાશ્રી :** એ આર્ગ્યુમેન્ટ એટલા માટે કરે કે 'હું છું તે આ..... મોટા મોટા લેખકો હોય ને અને મોટા મોટા પ્રધાનો હોય, એનાં જેવો થઈ ગયો છું.' એવું માને છે બધાં. 'મારા બાપ ને બધા કરતાં હું હોશિયાર છું' એવું માને છે. તમારા બધાનું જુએ છે ને એને કાચું લાગે છે કે આ લોકો જીવન જીવતાં નથી બરાબર. જીવન તો આપણને જીવતાં આવડે છે. 'આપણે જ હોશિયાર છીએ' એવું માને છે એક જાતનું. એમને સમજણ નથી બિલકુલ.

બાળકોના હાથને સ્વતંત્રતા અપાવી પાછી આ લોકોએ, આપણે શું કર્યું ? આપણે ત્યાં રિવાજ છે કે ઉછરતા યુવાનને સ્વતંત્રતા આપવી એ સ્વતંત્રતા સત્યાનાશ વાળે છે. એ સ્વતંત્રતા ના અપાય. તે આ લોકોએ સ્વતંત્રતા આપી. ડેમોક્રેટ કરી નાખે છે. એટલે કંટ્રોલમાં રહેવું જોઈએ. એ સ્વતંત્રતા સત્યાનાશ વાળે છે.

**પ્રશ્નકર્તા :** તો આ સ્વતંત્રતા આપી છે, તો હવે ડિસિપ્લિન્ડ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** હવે એ તો એવું છે ને કે અંધારી રાત્રિ હોય અને કાળો ઘોડો હોય અને ખીલે બાંધેલો હોય, પછી રાત્રે છોડીએ એને, પછી આપણે 'ઘોડા આય આય' કરીએ તો આવે ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** ઘોડો છૂટી ગયો એ છૂટી ગયો, અંધારી રાત ને પાછો કાળો, શી રીતે જડે આપણને ? આ તો પતંગની દોરી છૂટી ગઈ. દોરી હોય ત્યાં સુધી પતંગ ગુલાંટ ખાય તો ખેંચીએ. પણ હવે દોરી જ હાથમાંથી છૂટી ગઈ તો શું થાય ? એટલે હવે બીજો ઉપાય કરવાનો. ઉપાય તો હોય જ એની પાછળ.

**પ્રશ્નકર્તા :** હા, હવે બીજા ઉપાય શું કરવા ?

**દાદાશ્રી :** એ તો એની મેળે ઉપાય ખોળે. ત્યાર પછી ઈન્વેન્શન થાય પાછું કે આ ઉપાય કરવો. આ તો નવી વસ્તુ પેસવાની, પેલી જૂની હતી તે છૂટી ગઈ. અનુભવની હતી તે તો. હવે ઉપાય ખોળી કાઢો તો જડી આવશે ઉપાય એનો એવી આશા રાખીએ આપણે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** જુવાનને સ્વતંત્રતા ના અપાય, પણ આ સ્વતંત્રતા બે પેઢીથી અપાય છે તે સત્યાનાશ વાળી દેશે.

**પ્રશ્નકર્તા :** મા ને બાપ બન્ને ઘરમાં છે, તો એમાં એક છે તો છોકરાને સ્વતંત્રતા આપવાના પક્ષમાં હોય અને બીજા છે તો સ્વતંત્રતા ના આપવાના પક્ષમાં હોય. એટલે એને, છોકરાને દેખતાં જ મા-બાપ સામાસામી ઝઘડી પડે.

**દાદાશ્રી :** હા, એ ઝઘડી પડે. એક સ્વતંત્રતા આપવા માંગતો હોય બીજો ના આપવા માંગતો હોય. એ ઝઘડી પડે એટલે છોકરો જાણે કે હવે એકનો વોટ આવે છે, તો પછી આપણે શું વાંધો ! એટલે આમાં ભલીવાર ના આવે.

## શું બેબીને સુધારવી છે કે; કશું ઓપરેશન કરવું છે?

**પ્રશ્નકર્તા :** બીજું કાંઈ નહીં, દાદા. બસ ગમ્મે તેની સામું બોલે એટલી જ, આ છોકરીને ટેવ છે.

**દાદાશ્રી :** એ છો ને બોલે ! એ તો એની મેળે માર ખાશે. નહીં તો છેવટે સાસુ તેલ કાઢી નાખશે. કશું નહીં, એ તો બધું ભૂલી જાય પછી. જેમ જેમ સમજણ આવેને, આપણે એને સમજણ પાડવી કે આવું ના બોલાય સામું, એટલું કહેવું આપણે શું ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** એ સમજે ખરું પાછી, એ ના બોલાય એવું સમજે. ઘણાં ફેરા તો ગુરુ હોયને પોતાને, તે છોકરો થઈને આવ્યો હોય, હવે પછી ટૈડકાવે બાપને. પેલી ટેવ છે ને પહેલાંની ને જાય નહીં. આ તો બધું ઋણાનુબંધ છે ને ! ગુરુ છોકરો થઈને બેઠો હોય તો શું થાય ? એટલે આવા ઋણાનુબંધ હોય છે. લોકોને સમજાય નહીં અને માર-માર કરીએ તો ખોટું દેખાય ઊલટું. એટલે પહેલાં આત્માનું પોતાનું કરેને, તો છોકરા ડાહ્યા થઈ જાય. પોતે પોતાનું કરતા નથી ને છોકરાનું ભણાવા જાય !

અને બધા સમજણવાળા છોકરા. પાછા એવું તેં કંઈ ગાંડા-ઘેલા હોય તો ઠીક છે.

**પ્રશ્નકર્તા :** સામાને સમજાવવા મેં મારો પુરુષાર્થ કર્યો, પછી એ સમજે-ના સમજે એ એનો પુરુષાર્થ ?

**દાદાશ્રી :** આટલી જ જવાબદારી આપણી છે કે આપણે એને સમજાવી શકીએ. પછી એ ના સમજે તો એનો ઉપાય નથી. પછી આપણે એટલું કહેવું કે, 'દાદા ભગવાન! આને સદ્બુદ્ધિ આપજો.' આટલું કહેવું પડે. કંઈ એને અદ્ધર ના લટકાવાય, ગપ્પું નથી.

છેવટે નહીં તો પ્રાર્થનાનું 'એડજસ્ટમેન્ટ' !

## ન ચલાવાય આપણી દ્રષ્ટિથી કોઈને; વીતરાગથી વિરુદ્ધ છે, કહે દાદા જોઈને!

**પ્રશ્નકર્તા :** ફાઇલ ચીકણી અને પાસેની, એટલે એવું જ લાગે. એને તો એ ફાઈલો બધી ક્લેઈમવાળી કહેવાય.

**દાદાશ્રી :** ચીકણી ફાઈલો બધી પોતાની ભૂલો છે એ.

**પ્રશ્નકર્તા :** એ કઈ ભૂલ ?

**દાદાશ્રી :** જેટલો પારકાં જોડે નોબલ રહે છે, ઓપન માઇન્ડ, એટલો અહીં ઓપન માઈન્ડ રહેતો નથી. એટલે પછી શોધખોળ કરેલી અમે, તે ઓપન માઇન્ડથી જ અમે ચાલેલા. એટલે અમારે આમની જોડે ય ફાવે ને આમની જોડે ફાવે. આ તો ઓપન માઇન્ડથી ચાલતાં નથી, મનમાં એમ છે કે હું એનું સીધું કરી આપું, આવી રીતે ના ચાલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, દાદા એવું જ છે.

**દાદાશ્રી :** આપણી દ્રષ્ટિએ ચલાવવો છે એને, ચાલે છે જે દ્રષ્ટિએ એ નહીં ચાલવા દેવાનો. એ વીતરાગ મતની વિરુદ્ધ છે, એ વીતરાગોના સામાવળિયા કહેવાય છે. જે પોતાની દ્રષ્ટિએ બીજાને ચલાવડાવે, વીતરાગોના સામાવળિયા કહેવાય.

**પ્રશ્નકર્તા :** ચાનક લાગે એવું વાક્ય છે કે વીતરાગોના સામાવળિયા થાવ છો તમે આવું કરીને !

**દાદાશ્રી :** છે જ સામાવળિયા, તેથી જ દુઃખ છે ને ! ફરે કશું ય નહિ. તૂટી જાય ત્યાં સુધી ખેંચે એટલું જ. કેટલાક ડાહ્યા હોય તે કહેશે, 'ભઈ, તૂટ્યાં પછી ગાંઠ વાળવી.' તેના કરતાં આપણે તૂટવા જ ના દઈએ એ શું ખોટું ! પછી ગાંઠ વાળવાનું ના સમજે એ. તૂટ્યા પછી ગાંઠ વાળવી ડાહ્યા થઈ જાવ તેના કરતાં !

**પ્રશ્નકર્તા :** કોઈ વખત એવું થાય, તો સમજણ પાડવા માટે કંઈક કહેવું કે નહીં ?

**દાદાશ્રી :** બળ્યું, પારકાંને સમજણ પાડો છો ?! તે આ કંઈ નિશાળિયાં છે આપણાં ! આ તો હિસાબ લેવા આવ્યા છે, રાગ-દ્વેષના. આ કંઈ આપણા નિશાળિયાં ન્હોય. નિશાળિયાં એટલે માસ્તરને ક્યારેક પૈસા મળે, બીજું મળે. આ તો બધાં રાગ-દ્વેષનાં પૂતળાં છે, બધું લેવા આવ્યાં છે. ઊલટો હિસાબ આપણી પાસે શીખવાડે કે મારા કહ્યા પ્રમાણે ચાલતાં નથી.

**પ્રશ્નકર્તા :** આવી જ વાત છે દાદા, આ હકીકત છે. છોકરાઓ એમ જ કહે છે.

**દાદાશ્રી :** ખરું કહે છે એ. હવે આવું આપણે મોઢે કહે, ત્યાંથી પછી ઠેકાણાં વગરનાં થઈને ફરીએ ! આ તો કહેશે, 'હું ઠેકાણાવાળો છું.' બહારનો કોઈ ના કહે આપણને, બહારનો એવો કોઈ કહે નહીં કે 'તમે ઠેકાણાં વગરનાં છો.'

**પ્રશ્નકર્તા :** બહારનું કોઈ કહેતું નથી.

**દાદાશ્રી :** એટલે છોકરાઓની જોડે એવી રીતે વર્તીએ કે છોકરાઓ કહે કે મારા જેવા ફાધર કોઈને મળશે નહીં. કોઈ દહાડો અમારે ભાંજગડ નહીં, મતભેદ નહીં, કશું નહીં.

**પ્રશ્નકર્તા :** બીજી કંઈ ભાંજગડ પડતી નથી, પણ હું જ્યારે કહેવા કંઈક જાઉં, એટલે અટક્યું બધું.

**દાદાશ્રી :** કહેવાની ઈચ્છા જ ના રાખવી, આ નિશાળિયાં ન્હોય. નિશાળિયાં એ કોનું નામ કહેવાય કે જેને શીખવાડીએ, વઢીએ તો એ સ્વીકાર કરે. આ તો સામા થાય છે, તે બળ્યું એ શી કમાણી ! આ હું તમને શીખવાડું અને તમે સામા થાવ, તો હું તો અહીંથી છોડીને જતો રહું ને હડહડાટ !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે કોઈ દહાડો કોઈને વઢું છું ?

**પ્રશ્નકર્તા :** નથી વઢતા.

**દાદાશ્રી :** બધા વાંકાચૂકા નહીં હોય ?! મારા કહેવા પ્રમાણે ચાલે ! મારા ધાર્યા પ્રમાણે કોઈ ચાલતાં હશે ?! સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે ચાલે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે જ્યારથી આવ્યો છું ત્યારથી આપ એક શબ્દકોષ જેવા જ મને દેખાવ છો. ડિક્ષનરી જેવા જ હો, જ્યારે કંઈક અમે ગૂંચવાઈએ ત્યારે આપની પાસે પૂછવા આવીએ એટલે તરત જ એનો ખુલાસો આપો છો !

**દાદાશ્રી :** બધા ખુલાસા, બધું દર્શન પ્રાપ્ત કરેલું છે. ચોવીસ તીર્થંકરોનું ભેગું દર્શન પ્રાપ્ત કરેલું છે. જેનો જે ગૂંચવાડો હોય તેનો ખુલાસો તરત મળશે. તેનું જ્ઞાન થયું નથી પૂર્ણતાએ પણ દર્શન તો છે જ. સમજમાં આવી ગયું છે. કેવળજ્ઞાન સમજમાં આવી ગયેલું છે. અનુભવમાં નથી આવ્યું ત્યાં સુધી હું ય 'દાદા ભગવાન, દાદા ભગવાન' કર્યા કરું. એ અનુભવમાં આવ્યું નથી ને ! આ ઊંચામાં ઊંચી

આટલી જો આવડત આવે જગતમાં, આટલું ડહાપણ ફરી વળેને, તો કામ કાઢી નાખે જગતના લોકોનું. માન્યતાઓ ઠોકી ના બેસાડાય.

## ન કપાય બાવળીયો ઘણથી! કપાય એ તો કરવતની કળથી!

**પ્રશ્નકર્તા :** સ્વતંત્રતા અને સ્વચ્છંદતા ઘરમાં એટલી બધી ઘુસી ગઈ છે ને, પોતાનાં જ બાળકોને કહીએ તો આપણું સાંભળતાં જ નથી.

**દાદાશ્રી :** બળ્યું, આ પાંચ મિનીટમાં જ મારી પાસે સુધરી જાય છે. આમની પાસે આખી જિંદગી નહીં સુધરતાં તે ના સમજીએ કે એ ઘણથી બાવળીયા પાડવા જાય છે, કુહાડાથી બાવળીયા પાડવા જોઈએ કે ઘણથી પાડવા જોઈએ ?

**પ્રશ્નકર્તા :** કુહાડાથી !

**દાદાશ્રી :** તો ઘણથી મારઠોક કરે, આમ ઠોકે કે આમથી ઠોકે, પડે છે બાવળીયો ?

એક બાપ છે તે એનો આવડો ત્રણ વર્ષનો છોકરો હતો. તેને લઈને અહીં દર્શન કરાવવા તેડી લાવ્યો અને છોકરાને કહે છે, ''ભઈ, તું દર્શન કર દાદાનાં, દાદાજીને જે' જે' કર.'' ત્યારે પેલા કહે, 'ના.' ચોખ્ખું જ ના કહ્યું, 'નહીં કરું', કહે છે. ના માન્યું તે ના જ માન્યું. ત્યારે બાપાએ શું કર્યું ? આખો ઊંચકીને અહીં અડાડી દીધો. એટલે પેલો જ બાપા સામે જોઈને આમ ચીઢાયો, તે પછી માર માર કર્યો બાપાને. આની પાછળ શું હશે ? ત્યારે મેં કહ્યું, 'આ બાપાની ભૂલ છે.' છોકરાની ભૂલ છે કે મારી ભૂલ છે આ ? કોની ભૂલથી આ ઝઘડા ? કોની ભૂલથી આ ગાડી ઊભી રહી છે ? એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** એને સંસ્કાર એવા નથી, એટલા માટે.

**દાદાશ્રી :** સંસ્કાર નથી એવું કેમ કહેવાય આપણાથી ? પછી એનાં બાપને કહ્યું કે તને આ તાળાની ચાવી ઊઘાડતાં આવડતી નથી. તારા પોતાનાં ઘરનાં કારખાનાનું તાળું, એને ચાવીથી ઊઘાડતાં તને નથી આવડતું. હા, લોકોનાં કારખાનાનું તાળું હોય ને ના ઊઘડે તો એ વાત જુદી છે ! એટલે પછી બાપે બહુ જોર કર્યું. આમ લાવી આપીશ, તેમ લાવી આપીશ. બહુ લાલચો આપી ને, ત્યારે એણે જે' જે' કર્યું, પણ આમ પાછળ હાથ રાખીને. જે' જે' કર્યું તો ય સીધું ના કર્યું. આમ ઊંધા ફરીને કર્યું. એટલે હું સમજી ગયો કે કયાં ડીફેક્ટ છે. આ છોકરાને કેટલો અહંકાર હશે તે સામું જોઈને જે' જે' પણ નથી કરી શકતો. ત્યારે એ પૂર્વનો કેટલો અહંકાર લઈને આવેલો છે !

એટલે પછી એના બાપે કહ્યું, ''આમ ના થાય. સીધું જે' જે' કર.'' ત્યારે એમ કંઈ થતું હશે ? સમજણ સીધી પાડો. ત્યારે કહે, 'આ સમજણ પાડું છું, પણ નથી માનતો ને !' મેં કહ્યું, 'શી રીતે માને ?' બાપા થયા છે એટલે બાપ ના થયા હોત, ને ભાઈ થયા હોત તો માનત. પણ તમે તો બાપ થઈ બેઠા છો પાછાં. કે' કર, કરે છે કે નહીં ? મને કહે છે, 'આ નથી કરે એવો.' ત્યારે મેં કહ્યું, 'ઊભા રહો. બાબા, હું તને જે' જે' કરું તો ? તું અહીં આવ. 'જય સચ્ચિદાનંદ'. તો એણે તરત કર્યું. આમ હાથ સીધા જોડીને બોલ્યો, 'જય સચ્ચિદાનંદ'. અરે વાળ તો ખરો ! એને વાળવામાં શું જાય છે ? પછી કર્યા કરશે. એક ફેરો વાળી આપીએ એટલે પછી કર્યા કરે. મેં જે' જે' કર્યું ને ત્યારે તરત એણે કર્યું. એ એમની અટકણ આવી ! ત્યારે બાપો કહે છે, 'તમે ખરું કર્યું.' ત્યારે મેં કહ્યું, 'આટલું શીખ.' એમ ને એમ બાપ થઈ બેઠો છે, વગર કામનાં ! પણ આંખો કાઢીને બીવડાવે. બાપ ના થઈશ મૂઆ, છોકરું હઠે ચઢ્યું છે અને આ છોકરું એ છોકરું નથી. ગયે અવતારે ૮૦ વર્ષનો થઈને મરી ગયો ને એ ૮૩ વર્ષનો થયો છે અત્યારે.

બોલો પુનર્જન્મની હયાતી વગર એ છોકરાને એટલો બધો અહંકાર ક્યાંથી આવ્યો ? અને તે આવો ? આ તો મેં જોયેલું જ નહીં આવું તો, ''આમ જે' જે' કહું, પણ આ આંખે દેખતાં નહીં કરું'' ત્યારે એ અહંકાર કેટલો ભારે ?!

એટલે ચાવી ઊઘાડતાં આવડવી જોઈએ. પથ્થર માર માર કરીએ તો તાળાં ઊઘડે ? તાળું ઊઘાડતાં ના આવડવું જોઈએ ?!

**પ્રશ્નકર્તા :** આપ જે જે લેવલના માણસ હોય તેની સાથે તે તે રીતની વાત કરો છો.

**દાદાશ્રી :** હા, પણ શું કરીએ ત્યારે !

એક છોકરો તો, એવો આડો હતો, તે કડવી દવા પાય, તે પીવે નહીં, ઉતારે નહીં ગળે એવો આડો થયેલો. ત્યારે એની માએ બહુ પાકી હતી. એ તો જેમ છોકરું આડું હોય તો એની મા કંઈ કાચી હોય કે ! તે માએ શું કર્યું, નાક દબાવ્યું. તે હુડહુડ

કરીને ઊતરી ગયું. એટલે છોકરો વધારે પાકો થઈ ગયો. એટલે બીજે દહાડે જ્યારે પાતી હતી ને, ત્યારે મા નાક દબાવા ગઈ, તો આણે ફૂઉઉઉ કરીને આંખમાં ફેંક્યું ! આ તો આની આ કવૉલિટી ! પેટમાં નવ મહિના નફામાં રહે વગર ભાડે અને વળી પાછાં ઉપરથી પાછાં ફૂંકારા મારે, મૂઆ ! વિધાઉટ એની રેન્ટ નાઈન મન્થ !

## ભોગવે તેની ભૂલ એ ન્યાય; દારૂડિયો દીકરો નથી અન્યાય!

એક બાપ અમને કહેતા હતા કે 'આ મારો ત્રીજા નંબરનો છોકરો બહુ જ ખરાબ છે. બે છોકરા સારા છે.' મેં કહ્યું, 'આ ખરાબ છે, તો તમે શું કરશો ?' ત્યારે કહે, 'શું કરે બળ્યું આ ? પણ બે છોકરાને મારે કશું કહેવું નથી પડતું અને આ ત્રીજા છોકરા માટે મારી આખી જિંદગી જ ખરાબ થવા માંડી છે' મેં કહ્યું, 'શું કરે છે એ છોકરો તમારો ?' ત્યારે એ કહે, 'રાત્રે દોઢ વાગે આવે છે, દારૂ ઢીંચીને આવે મૂઓ. મેં કહ્યું, 'પછી તમે શું કરો છો ?' ત્યારે કહે, 'હું જોઉં છું, જો એને મોઢું દેખાડું તો એ ગાળો ભાંડે. હું છેટો રહીને બારીમાં રહીને જોયા કરું કે શું કરે છે !' ત્યારે મેં કહ્યું, 'દોઢ વાગે ઘરે આવીને પછી શું કરે છે ? ત્યારે કહે છે, 'ખાવા કરવાની કશી વાત નહીં કરવાની, આવીને પથારી એની કરી આપવાની, મહીં સૂઈ જવાનું એણે તરત અને સૂઈ જાય છે ને, તરત નાખોરા બોલે છે.' ત્યારે મેં કહ્યું, 'તમારી શી દશા થાય છે ?' ત્યારે એ કહે, 'એ સૂઈ જાય ને તરત ઊંઘી જાય નફિકરો' મેં કહ્યું, 'તો ફિકર કોણ કરે છે ?' ત્યારે કહે, 'તે તો હું જ કરું છું.'

પછી કહે છે, 'મને તો આખી રાત ઊંઘ નહીં આવતી, એનો આ વેશ જોઈને.' મેં કહ્યું, 'આ દોષ તમારો છે. એ તો સૂઈ જાય છે નિરાંતે. તમારો દોષ તે તમે ભોગવો છો. આ પૂર્વભવે શીખવાડનારો તું આ દારૂનું વ્યસન.' પેલાને શીખવાડીને ખસી ગયાં. શા હારું શીખવાડે ? લાલચનાં માટે. તે આ ગયા અવતારે ફટવ્યો છે, ઊંધે રસ્તે ચઢાવ્યો છે. તે એ શીખવાડ્યાનું ફળ આવ્યું આ ફેરે. તે હવે ફળ નિરાંતે ભોગવો ! તે ભોગવે એની ભૂલ. જો પેલો ઢોંગરો તો સૂઈ ગયો છે ને નિરાંતે ? અને બાપ આખી રાત ઉપાધિ કરતો કરતો, પાછો દોઢ વાગે જાણે ય ખરો. આવેલો છે, જાણે ને બોલાય નહીં પાછો. બોલે તો કહે, આવડી ગાળો આપે અને સૂઈ જાય તો

પાછો નાખોરા હડહડાટ બોલે. પાછો સીગરેટ પીઈને સૂઈ જાય નિરાંતે. જોને કોનાં બાપની પડેલી છે ? તે ભોગવે પેલો. ભૂલ એની.

એટલે એવા છોકરાનું આપણે ચલાવી લેવું પડે બધું. એમાં ચાલે નહીં. વહુ હોય તો ડાઈવોર્સે ય આપીએ. પણ છોકરાને ડાઈવોર્સ અપાય નહીં, આ દુનિયામાં એવું સાંભળવામાં આવ્યું છે ?

**પ્રશ્નકર્તા :** ઘણા લોકો છોકરાંને કાઢી મૂકે છે.

**દાદાશ્રી :** એવું કાઢી મૂકવો એ ગુનો છે એક જાતનો. એ બેજવાબદારી કહેવાય. એ છોકરો પછી ક્યાંય હોટલમાં ગમે ત્યાં આખી જિંદગી બગાડે. આપણે ત્યાં જન્મ્યો એટલે એને માટે આપણી કંઈક જવાબદારી તો હોવી જોઈએને !! એટલે રીસ્પોન્સીબીલીટી આપણી છે !

## વહુની ગાળો કાનથી જાય સંભળાઈ; ભાંગો ભૂલ, ત્યાં હતા જ નહીં કરી!

વહુ જાણે કે સસરા પેલા રૂમમાં બેઠાં છે. એટલે વહુ બીજા જોડે વાત કરે કે 'સસરામાં જરાક અક્કલ ઓછી છે.' હવે આપણે તે ઘડીએ ત્યાં આગળ ઊભા હોય તો આપણને આ સાંભળવામાં આવે. તો આપણી મહીં એ રોગ પેઠો. તો ત્યાં આપણે શો હિસાબ કાઢવાનો કે આપણે પેલા રૂમમાં ત્યાં બેઠા હોત તો શું થાત ? તો કશો રોગ ઊભો ના થાત. એટલે અહીં આવ્યા તે ભૂલનો રોગ છે ! આપણે એ ભૂલ ભાંગી નાખીએ. આપણે એમ માનોને કે ત્યાં જ બેઠા હતાં. ને આ નહોતું સાંભળ્યું એટલે એ ભૂલ ભાંગી નાખીએ.

મહાવીર ભગવાનની ય પાછળ તો લોકો બોલતા હતા. એ તો બોલે લોક. આપણે આપણી ભૂલ ભાંગી નાંખવી. એને ફાવે એવું બોલે અને આપણા કર્મના ઉદય હોય, તો જ એનાથી આવું બોલાય. આપણા ઉદય રાશી હોય તો જ બોલાય.

આપણે સાંભળી ગયા કે વહુ આપણી માટે 'અક્કલ વગરનાં છે' એવું બોલી. તો ય આપણે જાણીએ કે આ તો આવું જ ચાલવાનું છે. આપણે કોઈકને ઘેરે રહેવા ગયા હોય, ને કોઈકનાં છોકરાની વહુ હોય તો આપણે ચલાવી લઈએ કે ના ચલાવીએ ? એવું જ અહીં માની લેવાનું. નહીં તો આનો ક્યારે પાર આવે ? આ સોનું ચોખ્ખું થાય નહીં ને દહાડો વળે નહીં. એના કરતાં છાશીયું ને છાશીયું રહેવા દેવું. આ સોનું કોઈ દહાડો ચોખ્ખું થાય નહીં. આજે આપણે ગાળીને લગડી મૂકીએ તો ય પાછી કાલે હતી તેવી ને તેવી થઈ જાય અને આ તો બધું હિસાબ અમે જોઈને બેઠેલા, અનંત અવતારથી હિસાબ ખોળી કાઢેલો. એટલે અમને તો ભાંજગડ જ ના થાય ને આની ! અને અમને તો તરત કીમિયા જડે. અમારી પાસે લાખો ચાવીઓ હોય !

## છોકરાં જોડે કરો ડહાપણથી 'ડીલીંગ'; નહીં તો કરશે એ હાર્ટનું 'ડ્રીલીંગ'!

પાછું ઉંમરનું, જેમ ઉંમર વધેને, તેમ એ જાણે કે મારી ભૂલ થાય નહીંને, છોકરાની ભૂલ બહુ થાય છે. પોતાની ભૂલ બહુ થાય છે, પણ પોતે માને કે પોતાની ભૂલ થાય નહીં, જાણે મેજીસ્ટ્રેટ ના હોય. છોકરો પાછો કહે ય ખરો કે તમારામાં અક્કલ નથી. તો ય એ મનમાં વિચાર કરે કે આ નાનો છે, સમજણ નથી. અલ્યા મૂઆ, એ કહે છે તો તોલી તો જો. આપણામાં અક્કલ છે કે નહીં તે તોલવી ! એ કહે તો તોલવી ના જોઈએ કે 'મારામાં અક્કલ નથી', તે લાવ તોલ તો કરવા દે. તો મહીં વિચાર કરે તો ખબર પડે ને કે કશું અક્કલ નથી. અક્કલ હોય તો આવું હોય નહીં. અક્કલ હોય તેને ત્યાં ક્લેશ ના હોય. અક્કલવાળા હોયને, તેને ત્યાં ખાય-પીવે શાંતિથી બધા. ઓછું હોય તો ઓછું ને ઘણું હોય તો ઘણું, પણ ક્લેશ ના હોય. તે અહીં કેટલા ક્લેશ વગરનાં ઘર હોય ?

**પ્રશ્નકર્તા :** છોકરાંની બાબતમાં કયું ઘટિત છે ને કયું અઘટિત છે એ સમજાતું નથી.

**દાદાશ્રી :** જેટલું સામા જઈને કરીએ છીએ એ જ દોઢડહાપણ છે, તે પાંચ વર્ષ સુધી જ કરવાનું હોય. પછી તો છોકરો કહે કે, 'બાપુજી મને ફી આપો.' ત્યારે આપણે કહીએ કે, 'ભઈ, પૈસા કંઈ અહીં આગળ નળમાં આવતા નથી. અમને બે દહાડા આગળથી કહેવું. અમારે ઉછીના લાવવા પડે છે.' એમ કહીને બીજે દહાડે આપવા. છોકરાં તો એમ સમજી બેઠાં હોય છે કે નળમાં પાણી આવે એમ બાપુજી પાણી જ આપે છે. માટે છોકરાં જોડે એવો વ્યવહાર રાખવો કે એની સગાઈ રહે અને બહુ ઉપર ચઢી વાગે નહીં, બગડે નહીં. આ તો છોકરાં ઉપર એટલું બધું વહાલ કરે કે છોકરો બગડી જાય. અતિશય વહાલ તે હોતું હશે ? આ બકરી જોડે વહાલ આવે ? બકરીમાં ને છોકરામાં શો ફેર છે ? બેઉમાં આત્મા છે. અતિશય વહાલે ય નહીં ને નિઃસ્પૃહ પણ નહીં થઈ જવાનું. છોકરાંને કહેવું કે, 'કંઈ કામકાજ હોય તો પૂછજો. હું બેઠો છું ત્યાં સુધી કંઈ અડચણ હોય તો પૂછજો.' અડચણ હોય તો જ, નહીં તો હાથ ઘાલીએ નહીં. આ તો છોકરાના ગજવામાંથી પૈસા નીચે પડ પડ કરતા હોય તો બાપ બૂમાબૂમ કરી મેલે, 'એય એય...' એમ. આપણે શું કામ બૂમાબૂમ કરીએ ? એની મેળે પૂછશે ત્યારે ખબર પડશે. આમાં આપણે કકળાટ ક્યાં કરીએ ? અને આપણે ના હોત તો શું થાત ? 'વ્યવસ્થિત'ના તાબામાં છે, અને વગર કામનો ડખો કરીએ છીએ. સંડાસે ય વ્યવસ્થિતના તાબામાં છે, અને તમારું તમારી પાસે છે. પોતાના સ્વરૂપમાં પોતે હોય ત્યાં પુરુષાર્થ છે. અને પોતાની–સ્વસત્તા છે. આ પુદ્‌ગલમાં પુરુષાર્થ છે જ નહીં. પુદ્‌ગલ પ્રકૃતિને આધીન છે.

છોકરાંનો અહંકાર જાગે, ત્યાર પછી તેને કશું કહેવાય નહીં અને આપણે શું કામ કહીએ ? ઠોકર વાગશે તો શીખશે. છોકરાં પાંચ વર્ષનાં થાય ત્યાં સુધી કહેવાની છૂટ. અને પાંચથી સોળ વર્ષવાળાને વખતે બે ટપલી મારવી ય પડે. પણ વીસ વર્ષનો જુવાન થયા પછી એનું નામે ય ન લેવાય, કશું અક્ષરે ય બોલાય નહીં, બોલવું એ ગુનો કહેવાય. નહીં તો કો'ક દહાડો બંદૂક મારી દે.

અમારી પેઠ 'અબુધ' થઈ ગયો તો કામ જ થઈ ગયું. બુદ્ધિ વપરાઈ તો સંસાર ઊભો થયો પાછો. ઘરનાં પૂછે તો જ જવાબ આપવો આપણે અને તે વખતે મનમાં થાય કે 'આ ના પૂછે તો સારું' એવી આપણે બાધા રાખવી. કારણ કે ના પૂછે તો આપણે આ મગજ ચલાવવું ના પડે. એવું છે ને, કે આપણા આ જૂના સંસ્કાર બધા

ખલાસ થઈ ગયા છે. આ દુષમકાળ જબરજસ્ત વ્યાપેલો છે, સંસ્કારમાત્ર ખલાસ થઈ ગયા છે. માણસને કોઈને

સમજણ પાડતાં આવડતી નથી. બાપ છોકરાંને કંઈક કહે તો છોકરો કહેશે કે, 'મારે તમારી સલાહ નથી સાંભળવી.' ત્યારે સલાહ આપનારો કેવો ને લેનારે કેવો ? કઈ જાતના લોક ભેગા થયાં છો ?! આ લોક તમારી વાત શાથી નથી સાંભળતા ? સાચી નથી તેથી. સાચી હોય તો સાંભળે કે ના સાંભળે ? આ લોક શાથી કહે છે ? આસક્તિને લીધે કહે છે. આ આસક્તિને લીધે તો પોતે પોતાના અવતાર બગાડે છે.

**પ્રશ્નકર્તા :** એટલે હવે પછી એમાં બીજો મને પ્રશ્ન એ થયેલો કે કોઈપણ વસ્તુ કે બને ત્યાં સુધી સલાહ ના આપવી. પણ જો મોંમાં આંગળા નાખીને જ પૂછવામાં આવે, તો પછી જો સાચું તમે કહો તો સાંભળનારને ગમે નહીં અને ખોટું તમે કહી ના શકો, તો એ વચ્ચે દ્વિધામાં હું છું.

**દાદાશ્રી :** 'વણમાગી સલાહ આપવી નહીં' એવું અમે લખ્યું છે ખરું ! એટલે કોઈ કહે, આપણને પૂછે, તો આપણે સલાહ આપવી અને તે ઘડીએ આપણને ઠીક લાગે એવું આપણે કહી છૂટવું અને સલાહ આપ્યા પછી આપણે એમ કહીએ કે તમને અનુકૂળ આવે એમ કરજો. અમે તો આ તમને કહી છૂટીએ. એટલે એને પછી કંઈ ખરાબ લાગે એવી વસ્તુ નથી. એટલે આપણે આ જે બધું કરવાનું છે ને એની પાછળ વિનય રાખવાનો છે.

આ કાળમાં ઓછું બોલવું એના જેવું એકે ય નથી. આ કાળમાં બોલ પથ્થર જેવા વાગે એવાં નીકળે છે, અને દરેકના એવાં જ હોય. એટલે બોલવાનું ઓછું કરી નાખવું સારું. કોઈને કશું કહેવા જેવું નથી. કહેવાથી વધારે બગડે છે. એને કહીએ કે, 'ગાડીએ વહેલો જા.' તો એ મોડો જાય અને કશું ના કહીએ તો ટાઈમે જાય. આપણે ના હોઈએ તો બધું ચાલે એવું છે. આ તો પોતાનો ખોટો અહંકાર છે. જે દહાડાથી છોકરાં જોડે કચકચ કરવાનું તમે બંધ કરશો, તે દહાડાથી છોકરાં સુધરશે. તમારા બોલ સારાં નીકળતા નથી, એનાથી સામો અકળાય છે. તમારો બોલ એ સંઘરતો નથી, ઊલટાં એ બોલ પાછાં આવે છે. આપણે તો છોકરાંને ખાવાનું-પીવાનું બનાવી આપીએ ને આપણી ફરજ બજાવીએ, બીજું કહેવા જેવું નથી. કહેવાથી ફાયદો નથી, એવું તમને તારણ નીકળે છે ? છોકરાં મોટાં થયાં છે એ કંઈ

દાદરેથી પડી જાય છે ? તમે તમારો આત્મધર્મ શું કરવા ચૂકો છો ? આ છોકરાં જોડેનો તો 'રિલેટિવ' ધર્મ છે. ત્યાં ખોટી માથાકૂટ કરવા જેવી નથી. કકળાટ કરો છો, તેના કરતાં મૌન રહેશો તો વધારે સારું રહેશે. કકળાટથી તો પોતાનું મગજ બગડી જાય ને સામાનું પણ બગડી જાય.

## છોકરાંથી બગડે તો ય, ન કર દ્વેષ; જ્ઞાનથી ઉકેલો હિસાબો અંતે નિઃશેષ!

છોકરા જોડે અથડામણ થાય છે કે ?

**પ્રશ્નકર્તા :** ચાલે એ તો.

**દાદાશ્રી :** બહુ નહિ. થોડી થોડી, નહીં ? શું ચાલે ?

**પ્રશ્નકર્તા :** અથડામણ.

**દાદાશ્રી :** હા, પણ એમાં છોકરાઓનું શું જાય, આપણું જાય. એ તો અથડાવા હારું જ આવ્યા છે. પણ આપણને મોક્ષ જ જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** એ એમ ન કહે, હું અથડાવ છું. તમે અથડાવ છો, એમ કહે એ તો. કોઈને પોતાના દોષ દેખાય નહીં ને !

**દાદાશ્રી :** દોષ ના દેખાય ત્યાં સુધી મોક્ષે જવાનું વિચારી જ ના શકે ને. એને દ્રષ્ટિ જ ના કહેવાય ને ? દ્રષ્ટિ સમ્યક્ હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** છોકરાં આપણી જોડે ઝઘડે, રાગ-દ્વેષ કરે. હવે આપણને છોકરાંઓ માટે ખૂબ લાગણી હોય. આપણી કુટુંબ ભાવના હોય, બધા સંપીને રહીએ એવી બધી ભાવના હોય, પણ આવું થયા કરે. ત્યારે મા-બાપે શું કરવું?

**દાદાશ્રી :** શું કરો છો, આવું બને છે ત્યારે ?

**પ્રશ્નકર્તા :** આવું બને છે ત્યારે શું થાય ? છોકરાઓ જોડે થોડીવાર ચકમક થાય પછી એની મેળે જ ટાઢું પડે. પાછું બે-ચાર દા'ડે થાય. એવું ચાલ્યા કરે.

**દાદાશ્રી :** આનો પાર જ ના આવે ! તમને મારતાં તો નથી ને?

**પ્રશ્નકર્તા :** ના. કોઈ દહાડો છોકરાઓ મારવા કરવાનું કરતાં નહીં.

**દાદાશ્રી :** તમે કહો છો કે મારા છોકરા મારતા નથી મને, એટલે હજુ સારાં કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, સારાં કહેવાય.

**દાદાશ્રી :** એ તમને ખરાબ કહે, તમે એમને ખરાબ કહો. અને પછી વાતાવરણ દૂષિત થતું ચાલ્યું અને પછી ભડકા થશે આમાં. એટલે તમારે એમને સારાં કહેવા, કઈ દ્રષ્ટિએ ? એક દ્રષ્ટિ મનમાં સમજી લો કે 'આફટર ઓલ હી ઈઝ એ ગુડ મેન.' (અંતે તો એ સારા માણસ છે.)

**પ્રશ્નકર્તા :** પણ દાદા, બીજી જાતની પણ અથડામણ થાય છે. તીવ્ર બુદ્ધિના છોકરાઓ એમ કહે કે તમે વીસ વર્ષ પછાત છો.

**દાદાશ્રી :** આવું બધું તો કહેશે ! ને આ કાળમાં તો પાછળથી ભણેલા છોકરાઓ અને એમના ભેગા રહેવું, તે આ બ્રેઈન (મગજ)ની કઢી કરવા જેવું છે. એટલે મને પૂછી લેવું, ખાનગીમાં પૂછી જવું. હું દેખાડીશ પછી તમને રસ્તો. આ પ્રોબ્લેમ દરેકને જુદો જુદો હોય એટલે જુદી જુદી રીતે કહેવાનું હોય. એટલે મને ખાનગીમાં પૂછી લેવાનું. બાકી આનો નિવેડો આવે એવો નથી. આ બધે આનો આ જ પ્રોબ્લેમ છે. કારણ કે દરેકના છોકરા જુદી જુદી રીતનાં, કર્મો જુદી જાતનાં અને રીતે ય જુદી હોય.

**પ્રશ્નકર્તા :** છોકરાઓ સાથે અથડામણ થાય તો આપણે કેવો એપ્રોચ લેવો, આપણે શું કરવું, આપણે કેવું વર્તન કરવું ?

**દાદાશ્રી :** તે આપણે મહીં જાતને પૂછવું, 'કેમ અથડાવ છો, એમાં શું સ્વાદ કાઢવાનો છે હવે ? મોક્ષે જવું છે કે અથડાઈ અથડાઈને માર ખાવો છે ?' ઉદય પ્રમાણે બધું થયા કરે.

**પ્રશ્નકર્તા :** અથડામણ જ્યારે થાય ત્યારે છોકરાઓ સાથે કેવું વર્તન કરવું ?

**દાદાશ્રી :** રાગ-દ્વેષ ના થવો જોઈએ, એણે કંઈ બગાડ્યું હોય કે નુકસાન કર્યું હોય, તો ય એની ઉપર દ્વેષ ના થવો જોઈએ અને એને 'શુદ્ધાત્મા' રીતે જોવો જોઈએ બસ. રાગ-દ્વેષ ના થાય એટલે બધો નિવેડો આવી ગયો અને આપણું જ્ઞાન રાગ-દ્વેષ ના થાય એવું છે.

**પ્રશ્નકર્તા :** અને ધારો કે છોકરાને રાગ-દ્વેષ થાય, તો આપણને રાગ-દ્વેષ થઈ જાય તો શું કરવું પછી ?

**દાદાશ્રી :** ના થાય. આ જ્ઞાન જો લીધેલું છે ને મારી આજ્ઞા પાળશે તો રાગ-દ્વેષ થાય નહીં અને થાય છે તો મારી આજ્ઞા પાળતો નથી. આ રાગ-દ્વેષનું જ્ઞાન ન હોય અને જે રાગ-દ્વેષ જેવું કંઈ દેખાતું હોય તો તે ફાઈલનું છે, આપણું ન્હોય. ભરેલો માલ છે એ બહાર નીકળી જાય.

## ગૂંચ પડતાં જ કરો તપાસ મહીં; રાખ જુદો ગૂંચાયો 'હું' નહીં!

આપણું મન સ્હેજ ગૂંચાય, તે એ ગૂંચ બીજાની નહીં, આપણી જ. એટલે આપણે સમજી જવું કે આ ગૂંચ આપણી છે. એને બાજુએ મૂકી દેવી. આપણે 'શુદ્ધાત્મા' જ જોવો. જેટલી ગૂંચ દેખાય એ ગૂંચ બધી આપણી. કોને ગૂંચ પડી ? આપણને પડી ગૂંચ. શાથી ગૂંચ પડી ? એ આપણને જોતાં ના આવડ્યું તેથી, પણ ગૂંચ ના પડવી જોઈએ. ગૂંચ આપણે ભાંગી નાખવાની. 'હું શુદ્ધાત્મા છું', બીજું બધું 'વ્યવસ્થિત' છે. આ 'સોલ્યુશન' મેં આપ્યું છે. ગૂંચ પડે એટલે જાણવું કે આપણી ભૂલ થઈ. ગૂંચ છે જ નહિ જગતમાં. તમને ગૂંચ છે નહીં, છતાં ય દેખાય છે ને ગૂંચો ?

**પ્રશ્નકર્તા :** દેખાય તો ખરીને ! પણ પછી જતી રહે છે.

**દાદાશ્રી :** પછી જતી રહે, નહીં ? પણ એ દેખાય ખરી ? એ આપણી ભૂલથી ગૂંચ પડી. કોઈની ભૂલ નથી. કોઈ પણ ગૂંચ પડે. તે આપણી જ ભૂલ, બીજા કોઈની ભૂલ હોતી નથી. ગૂંચ કેમ દેખાય ?! ગૂંચ વગરનું જગત !! આત્મા જ દેખાય છે બધે. બીજું તો બધું નિર્દોષ છે જગત આખું. કેવી રીતે ગૂંચ પડે ? એટલે ગૂંચ ના પડવા દેશો, બહુ દહાડા, અનંત અવતાર ગૂંચો જ પાડ પાડ કરી છે. બીજો કશો ધંધો કર્યો નથી, ગૂંચો જ પાડ પાડ કરી. એટલે હવે ગૂંચ ના પડવા દેશો, અને ગૂંચ પડે તો તમારી જ ભૂલ. તમારા અમેરિકાવાળા છોકરાઓની ભૂલ નહીં ?

**પ્રશ્નકર્તા :** ના, મારી ભૂલ.

**દાદાશ્રી :** હા, તમારી ભૂલ. છોકરાંની ભૂલ નહિ. છોકરાઓ તો લખે. એ લખે એમના કર્મના ઉદયે. એ પોતે તો આત્મા છે. ચંદુભાઈના કર્મના ઉદય પ્રમાણે પેલા છોકરા લખે. તે 'આ' જાણે કે મારે ગૂંચ પડી ગઈ એની જોડે. ના, 'આપણને નહિ', 'ચંદુભાઈ'ને ગૂંચ પડી. હા, તે 'આપણે' કહીએ કે 'ભાઈ, મારી ન હોય આ ગૂંચ.' એટલે અમસ્તો બોજ માથે લેશો નહીં હવે, કર્માધીન છે. એક જ શબ્દ છોકરાએ એવો લખ્યો હોય ને તે મહીં વાગ્યા કરે, ઘંટની પેઠ. તે પછી ગૂંચ પડે. 'આવું ?! આવું લખ્યું ?' ત્યારે કહેવું, જેવા છો એવું લખ્યું. મોટા ઘંટનો મોટો અવાજ હોય ને ? મોટો ઘંટ હોય તેને આપણે કહીએ કે ધીમે રહીને વાગજે તો ?

**પ્રશ્નકર્તા :** ના વાગે ?

**દાદાશ્રી :** કેમ ના વાગે ?

**પ્રશ્નકર્તા :** એનો સ્વભાવ, એનાં એવાં લક્ષણ બધાં.

**દાદાશ્રી :** તે આપણા હિસાબની ગૂંચો પડે છે. જેવા તેવા નહીં. આ તો મોટો માણસ ! ગૂંચો પાડી લાવે ને ?! પણ ભાંગી જાય, જતી રહે છે ખરી હવે, નહીં ? ઊભી નથી રહેતી, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા. તરત જ પાછળથી યાદ આવે કે આપણું જ છે ને આપણી સામે આવ્યું છે.

**દાદાશ્રી :** હા, ખરી વાત છે. ગૂંચો જતી રહે તો બહુ થઈ ગયું. 'સોલ્યુશન' કરવાનું છે ને આપણે તો ? ખરેખર ગૂંચો છે જ નહીં, ગૂંચો જ નથી ને ! આ તો આમ દ્રષ્ટિ કરીએ તો કહેશે, કશું થયું ? અલ્યા, કશું થતું નથી. આત્મા સિવાય કશું થતું જ નથી. ટાઈમે શું થાય છે એ જોઈ લેવું. જમવાનું મળે છે કે નથી મળતું ? અને તે રસ-રોટલી નહીં, પણ ખીચડી એકલી એ મળે છે ? એકલી ખીચડી મળે તો મોટો રાજા જાણવું

પોતાની જાતને ! તે શરીરને તો ખીચડી એકલી જ જોઈએ છે. આ તો બધાં ચેનચાળા છે. છતાં ય બીજું મળે તો ખાજો. મારું કહેવાનું કે એની મેળે થાળીમાં આવે તે ખાજો. ગૂંચાવાનો પ્રયત્ન ના કરશો કે 'મારે આમ કેમ નહીં ?' એવું તેવું ના કરશો. મળે તો ખાજો. પણ ના આવે તો ખીચડી એકલીની જ જરૂર. ખીચડી-કઢી બે જ જોઈએ. બીજું કશું જોઈએ નહીં. શી ધમાલ આ વગર કામની ? છતાં ય આવે તો લઈએ, થોડી પ્રસાદી ખાઈ લઈએ.

## ન કરાય ન્યાય કોઈના ઝઘડામાં; વિનંતી કરું છું કહી પડો રગડામાં!

**પ્રશ્નકર્તા :** મારા ભઈબંધને ત્યાં ઘરમાં મા-બાપ જોડે ઝઘડો થયો. બે મહિના ઉપર બનેલો પ્રસંગ, પેલો ભઈબંધ મને પરાણે ખેંચી ગયો કે, ચાલ અમને સમાધાન કરી આપ. હવે ત્યાં જોયું કે એનાં મા-બાપ સાચા છે, ભઈબંધનો વાંક છે. એટલે હવે સમાધાન કરતી વખતે ભાઈબંધને કહું કે તારી ભૂલ છે, તો પેલા ભાઈબંધ જોડે કટ થઈ જાય વ્યવહાર. એની જોડે દ્વેષ ઊભો થાય અને ભઈબંધનું સાચવવા જાય તો પછી એનાં મા-બાપને અન્યાય થાય. તો મા-બાપ પાછાં દ્વેષ કરે અને મૌન રહીએ તો પછી એનો અર્થ નથી. તો શું કરવું આવા વખતે ?

**દાદાશ્રી :** એવું છે ને આ દુનિયામાં એક પણ માણસ એવો નથી કે જે બે માણસનો ન્યાય કરી શકે અને આ ન્યાય કરવા ગયા !! આ તો દારૂખાનું ફોડ્યા જેવું થઈ ગયું. પછી દઝાય ત્યારે શું થાય ? કોઈ દહાડો ન્યાય કરવા જશો નહિ કોઈ જગ્યાએ.

**પ્રશ્નકર્તા :** દાદા, બે લડતા હોય ને છોડાવા જાય તો ડફણાં ય ખાવાં પડે. બે લડતાં હોય બાથમ્બાથા, તો કેટલાય છોડાવનારા મરી ગયેલા છે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આ જેવો એક મિત્રનો દાખલો કીધો. એવું ઘણીવાર ઘરની અંદર પણ થાય. હવે ઘરની અંદર પણ આવું મૌન તો સેવાય જ નહિ, બોલાય પણ નહિ. આવું ઘરમાં પણ બને તો ત્યાં આગળ શું કરવું ? કંઈક તો કહેવું પડે, કરવું પડે, સમાધાન લાવવું હોય તો. તો ત્યાં પણ થઈ જાય આવું તો શું કરવું ઘરમાં ?

**દાદાશ્રી :** વારે ઘડીએ અમે તમને વિનંતી કરીએ છીએ, એમ કહેતાં ય રહેવું. વિનંતી કહે એટલે એનો વાંધો નહિ. બાકી એને ન્યાય કરવા જશો નહિ. ન્યાય કોણ કરી શકે ? જેનો શબ્દ, વાદી-પ્રતિવાદી ઓળંગે નહિ એ ન્યાય કરી શકે.

## છોકરાં-વહુ બાપને વારે વારે ટોકે; નાના થઈને ગુજારે તેને કોણ રોકે?

**પ્રશ્નકર્તા :** દાદા, મારો છોકરો પંદરસો રૂપિયા મહિને કમાય છે. હું 'રિટાયર્ડ' છું, તેની સાથે રહું છું. હવે છોકરા અને વહુ મને ટોક્યા કરે છે કે તમે આમ કેમ કરો છો ? બહાર કેમ જાવ છો ? એટલે હું તેમને કહેવાનો છું કે હું ઘરમાંથી ચાલ્યો જઈશ.

**દાદાશ્રી :** ખવડાવે-પીવડાવે છે સારી રીતે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** ત્યાર પછી 'ચાલ્યો જઈશ' એમ ના બોલાય. વખતે કહ્યા પછી જવાનું ના બને, તો આપણા બોલ આપણે જ ગળવા પડે.

**પ્રશ્નકર્તા :** એટલે મારે એમને કશું જ કહેવાનું નહીં ?

**દાદાશ્રી :** બહુ ત્યારે ધીમે રહીને કહીએ કે, 'આમ કરો તો સારું, પછી માનવું-ના માનવું તમારી મરજીની વાત છે.' તમારી ધોલ સામાને વાગે તેવી હોય અને તેનાથી સામાનામાં ફેરફાર થતો હોય તો જ ધોલ મારજો ને જો પોલી ધોલ મારશો, તો એ ઊલટો વિફરશે. તેના કરતાં ઉત્તમ તો, ધોલ ના મારવી તે છે.

**પ્રશ્નકર્તા :** છોકરાઓ વીસ-બાવીસ વર્ષના થઈ જાય એટલે ચાલે.

**દાદાશ્રી :** નહીં તો પછી શું ? પડી રહેવું પડે. છોકરાઓ કહે, સૂઈ રહો છાનાં માનાં. એના કરતાં આપણે આપણું સબ સબકી સંભાલો, એ શું ખોટું ?! નહીં તો છોકરાઓ તો આ ગાદી ઉપર બેઠાં પછી સૂઈ રહેવાનું કહે. સૂઈ રહો છાનાંમાનાં, કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** કહે.

**દાદાશ્રી :** તમે સાંભળેલું નહીં આવું તેવું, નહીં ?

**પ્રશ્નકર્તા :** હજી નથી સાંભળ્યું.

**દાદાશ્રી :** હા. એ કહે, સૂઈ રહો છાનાંમાનાં. એ તો બહુ બોલીએ ત્યારે કહેશે, તમારામાં સમજણ નહીં ને વગર કામનાં બોલ બોલ કરો છો ! એટલે થઈ રહ્યું, આવી રહ્યું એ બધું સહન કરવું પડે. એનાં કરતાં આપણે પોતાનું હોય ત્યાં રહેવું નિરાંતે ! આપણે તો નાના થઈને કામ કાઢી લેવું. બાબાને બે વખત કહીએ કે અલ્યા, પેલું લાવ, પેલું લાવ. ત્યારે એ પટિયાં પાડતો હોય તો આપણે તરત જાતે ઊઠીને લેવું. છોકરા કહેશે કે રહેવા દો, રહેવા દો. ત્યારે આપણે કહીએ, ના, હું લઈ લઉં છું. એમ કહીને કામ કાઢી લેવું. આપણે તો આ સંયોગો જોડે સંયોગ પૂરા કરવાનાં છે, આ સંયોગોમાં આવી ફસાયા છીએ, તો આ સંયોગો જેમ તેમ કરીને ઊંચા મૂકવાના છે. આપણે તો ધણી થવા માટે નથી આવ્યા, બાપા થવા નથી આવ્યા, આ તો સંયોગોને ઊંચા મૂકવાના છે, ઉકેલ લાવવાનો છે.

**પ્રશ્નકર્તા :** બાળકો છે અહીંયા અમેરિકામાં, તો અમેરિકાનું જે કલચર છે, એજ્યુકેશન છે સોસાયટીનું, તો બાળકોએ ઘણીવાર એ એક્સેપ્ટ કરવું હોય અને કરે છે. અને પૅરેન્ટ્સ એનો વિરોધ કરે, તો તે માટે આપનું શું કહેવું ?!

**દાદાશ્રી :** વિરોધ કરવો હોય તો એ જગ્યાએ મોકલવાં નહીં. અને મોકલ્યાં એટલે પછી વિરોધ કર્યાનો શો અર્થ છે ? તે સમજાવીને કામ લો ને ! આપણે છોકરાને ત્યાં લઈ ગયા, ઊંધા રસ્તે ગયા, અને પછી વિરોધ તો થવાનો જ છે ને !

વિરોધ નહીં, ગોળીઓ મારશે હજુ તો, મોટા થશે ત્યારે. કારણ કે મગજ એમના તોર રહેવાના. આ લોકોના સંગમાં 'ચુ, ચુ' કરીને ગોળી મારી દેશે. આ ભાન વગરનાં છે. હવે મોકલ્યા એટલે પછી હવે શું કરવા સુખ ખોળો છો એમાંથી. તે હજુ છે તે ચેતવવા હોય તો ચેતી લો. કોઈ લાઈન ઉપર ચઢાવી દો એને.

**પ્રશ્નકર્તા :** નહીં, એ પોતે પૂછે છે કે અમે આ સોસાયટીમાં છીએ, અને મા-બાપો વિરોધ કરે છે !

**દાદાશ્રી :** તો શું થાય ને ! મા-બાપને શી રીતે રુચે ? મા-બાપ પહેલાનું એકઠું કરવા જાય છે, આ અત્યારની વાત કરવા જાય છે, મેળ પડે નહીં ને ! મા-બાપે છોડી દેવું જોઈએ.

## ભેગાં રહી સાસુ-વહુ કરે કકળાટ; પ્રેમથી સાચવો કરી જુદો વસવાટ!

એટલે બધા અમે જ્યાં જ્યાં ગયાં ને અમેરિકામાં, તે બધા ય છોકરાંની બૂમો પાડતાં હતાં કે 'દાદાજી, અમારા છોકરાઓનું શું થશે ?' ત્યારે મેં કહ્યું, 'શું વાંધો આવે ?' તે કાલે સવારે 'મેરી'ને પૈણીને લાવે તો મારે શું કરવું ? એનાં ભેગું ભણવાનું. અને 'મેરી' જોડે પૈણે તો મારી શી દશા થાય, કહે છે ? ત્યારે મેં કહ્યું, 'મેરી'ની સાસુ થજો. એમાં શું ખોટું છે ? સાસુ થવાનું ના ફાવે મેરીનાં ? એ પછી, આવ્યા પછી કંટાળીએ તો ચાલે નહીં, તે પહેલાં ચેતીએ. ભેગાં રાખશો તો ક્લેશ ઊભા થશે અને એનું જીવન બગડશે અને આપણું બગાડશે. જો પ્રેમ જોઈતો હોય તો એને જુદો રાખી અને પ્રેમ સાચવો, નહીં તો જીવન બગાડશો. નહીં તો આમાં પ્રેમ ઘટી જશે. હંમેશાં એની વાઈફ આવી હોય ને, તો આપણે એમ ભેગો રાખવા જઈએ તો વાઈફનું કહેલું એ માનશે, તમારું નહીં માને. અને વાઈફ કહેશે, કે 'આજ તો બા છે તે આવું બોલતાં હતાં અને તેવું બોલતાં હતાં.' ત્યારે કહે, 'હા, બા એવા જ છે.' એ ચાલ્યું તોફાન. હવે એનાં કરતાં છેટે રાખવાં અને રોજ સાસુ થવું એની ઘેર જઈને એ સારું. છેટેથી બધું સારું.

પ્રેમમાં આપણે આંધળા થઈ જવાની જરૂર છે ? પ્રેમમાં આંધળા ના થઈ જવું જોઈએ ને ? ત્યારે તમારા વહુને હઉ ઘેર રાખવી છે અને છોકરાંને ઘેર રાખવો છે ? પાછો તે બાપો થાય ત્યાં સુધી ?!

એક છ મહિનામાં કકળાટ ઊભો થશે એવી વસ્તુ જ ના કરશો.

મોટો થાય તો આપણે આ ફોરેનવાળાને પેઠે રાખવું. અઢાર વર્ષનો થાય બાબો, એટલે પછી તું જુદો રહે, કહીએ. આપણું 'ડીલીંગ' બહુ ઊંચું છે, ફોરેનવાળા કરતાં. જુદો રહ્યા પછી એકતા જેવું જ ડીલીંગ રાખીએ છીએ, પેલા નથી રાખતાં બરાબર. કારણ કે હવે આ જમાનો જુદી જાતનો છે. જમાના પ્રમાણે ના વર્તીએ તો મૂર્ખ થઈએ.

## ન કર દૂર વસેલા પુત્રની હાયહાય; સુખી સહુ ઘેર ન લગાડ લ્હાય!

**પ્રશ્નકર્તા :** છોકરાં પરદેશ છે એ યાદ આવ્યા કરે, ચિંતા થાય છે એમની.

**દાદાશ્રી :** એ છોકરાંઓ તો ત્યાં ખાય-પીને મઝા કરતાં હશે, બાને યાદ પણ ના કરતાં હોય અને આ બા અહીં ચિંતા કર્યા કરે, આ કોનાં ઘરની વાત ?

**પ્રશ્નકર્તા :** એ છોકરાઓ ત્યાંથી લખે છે કે તમે અહીં આવી જાવ.

**દાદાશ્રી :** હા, પણ જવું કંઈ આપણા હાથમાં છે ? એનાં કરતાં આપણે જ જેમ છે તેમ ગોઠવી દઈએ, એ શું ખોટું ? એનું એને ઘેર, આપણું આપણે ઘેર ! આ પેટે અવતાર થયો માટે કંઈ એ બધા આપણાં છે ? આપણાં હોય તો આપણી જોડે આવે. પણ કોઈ આવે આ દુનિયામાં?

**પ્રશ્નકર્તા :** જોડે કોઈ ના આવે.

**દાદાશ્રી :** એટલે આ તો વગર કામની હાય હાય કરવાની. આપણું કોઈ થાય નહીં. આપણાં છોકરાઓને જરૂરિયાત હોય, કાગળ આવે કે 'બા, આ લઈને

મોકલી આપજો.' તો આપણે મોકલી આપવાનું. બાકી ના આવે તો ચિંતા કરવાની નહીં. આ કંઈ જોડે આવવાનાં સોદા ન હોય ! તેમ મસ્કો પણ આપણે નહીં લગાડવાનો. 'સુપરફ્લ્યુઅસ વ્યવહાર' બધો કરવાનો !

અહીંથી કોઈક દહાડો જવાનું તો ખરુંને આપણે ? તે બધા કંઈ જોડે આવશે ? જોડે આવવાનાં હોય તેની ચિંતા કરવી. આ તો વગર કામના આપણે ચિંતા કરીએ ! નહીં લેવા, નહીં દેવા, નહીં જોડે આવવાના. એની

શી ચિંતા કરવાની તે ? જેનો સંગાથ કરવાનો હોય એની ચિંતા કરવાની હોય. સંગાથ તો આપણો આત્મા એકલો જ કરે એવો છે, બાકી સંગાથ કોઈ કરે નહીં. તો આમની ચિંતા આપણે ક્યાં કરીએ ?! આ છોકરાં આપણી જોડે આવવાનાં છે ? બેન, આવે ખરાં ? તમે જાણોને કે એ જોડે ના આવે તો આપણે ચિંતા નહીં કરવાની. આપણે આત્માની ચિંતા કરો, પોતાના આત્માની ચિંતા કરો.

એટલે છોકરા છે તે વાંધો નહીં આપણને. જ્યારે આવે ત્યારે 'આવ બા, તારું ઘર, બેસ. હું ય તારી, આ બધું તારું.' એવી વાતો-ચીતો કરીએ. એને કંઈ વાગ્યું કર્યું હોય તો માથે હાથ ફેરવવો, બધું ય કરવાનું. પણ કોઈ પણ ચીજ, જે સંભારણું આપણને સતાવે, એ સંભારણું આપણે અડવા ના દઈએ. આપણને સતાવે એ સંભારણાને આપણે શું કરવાનું ?

માટે કશું નવકાર મંત્ર બોલો. કારણ કે છેલ્લી ઘડીએ કોઈ હાથ પકડે નહીં. બધા તે ઘડીએ ખસી જશે. શું કહે કે અમે શું કરીએ? એટલે આ તો આપણા કરેલાં કર્મ તો ભોગવવાં જ પડે ને ! તમે કહો કે નવકારમંત્ર બોલું પણ કર્મ તો નથી ભોગવવાં, તો ના ચાલે. એ તો ભોગવવાં જ પડે ને ! કોઈ આપણું થાય નહીં. માટે નવકાર મંત્ર બોલે તે અડધી રાતે બોલશો તો ય એ ફળ આપશે, નહીં તો 'દાદા ભગવાન સર્વજ્ઞ શરણં ગચ્છામિ' બોલો. ધીસ ઈઝ ધી કેશ બેન્ક, રોકડું ફળ આપે.

## છોકરાં પરદેશ વસે, ન ગમે બાપને; ક્ષેત્ર-કાળને આધીન બેઠક સંજોગ મા-બાપને!

**પ્રશ્નકર્તા :** છોકરાં બધાં જ પરદેશ જવાનું કહે છે, અહીંનો મોટો ધંધો છોડીને. તો મારે શું કરવું ?

**દાદાશ્રી :** તમે અત્યારે જે જગ્યાએ બેઠા છો એ જગ્યા, ટાઈમ બધું સાથે ગુણાકાર થયેલા હોય છે. ટાઈમ અને સ્પેસ બેનો ગુણાકાર હોય છે. એમાં માણસનું ચાલે એવું નથી. તમારે તો કહેવાનું ખરું કે ભાઈ, મારી ઈચ્છા આવી છે. તમે ના

જાવ તો સારું. પછી શું બને છે એ જોવાનું. કારણ કે ટાઈમ અને સ્પેસ, એ બેના ગુણાકાર થયેલા જ હોય છે. માણસ ધારે કે સ્પેસ બદલવી છે, પણ ટાઈમ થયા વગર સ્પેસ નહીં બદલાય અને ટાઈમ થશે ત્યારે સ્પેસ આવ્યા વગર રહેશે નહીં. આ બેનાં ગુણાકાર હોય છે. એટલે મુખ્ય વસ્તુ, આ ટાઈમ અને સ્પેસ છે.

એટલે છોકરાઓનો પરદેશમાં પ્રવેશ કરવો એ સ્પેસ ત્યાં હશે તો ટાઈમ મળશે, નહીં તો નહીં મળે. એટલે આમાં તમારે તો કહી છૂટવું કે 'ભાઈ, અહીં રહો તો આપણે ત્યાં ધંધા બહુ સારા છે આમ છે, તેમ છે.' બધું કહી છૂટવું, તેમ છતાં ય એમને એ ન થાય, તો શું બને છે એ જોયા કરવાનું. બીજું કશું આપણા હાથમાં નથી. આપણે તો કહી છૂટવું, બસ.

**પ્રશ્નકર્તા :** દાદા, પરદેશ જવાથી મનનો વિકાસ થાય એટલે બે-ત્રણ વર્ષ માટે પરદેશ જવાની મારી ઈચ્છા છે.

**દાદાશ્રી :** પણ 'શું બને છે' એ જોયા કરવું. આગ્રહ નહીં કરવો કે આમ જ કરવું છે. પણ શું બને છે, કુદરત ક્યાં લઈ જાય છે, તે આપણે જોયા કરવાનું. છેવટે તો કુદરત ધારેલાં ઠેકાણે જ લઈ જાય છે. ટાઈમ અને સ્પેસ બેનો ગુણાકાર હોય છે. કારખાનામાં હતા ત્યારે ખબર તમને હતી કે અહીં આ જગ્યાએ બેસશો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** મકાન તમારું છે. તમે ધારો ત્યાં બેસી શકો તેમ છો. પણ ના, એ જગ્યા અને ટાઈમ બે નક્કી થયેલું હોય, 'ત્યારે મારે તમારી જોડે આ કોર્નરમાં વાતચીત થાય. નહીં તો પેલા કોર્નરમાં વાતચીત થાય. તે આ બધી ગોઠવણી છે. ફક્ત આપણે પુરુષાર્થ શું કરવાનો છે ? આપણે નિશ્ચય રાખવાનો કે મારે આમ જ કરવું છે. કોઈનું બૂરું નથી કરવું એવો નિશ્ચય રાખવાનો. છતાં થઈ જાય તો ઈટ ઈઝ એ ડિફરન્ટ મેટર. એ આપણા હાથની સત્તા નથી. તેને માટે પણ આપણે ક્ષમા માગીએ છીએ કે આવું ના થવું જોઈએ. 'આપણે સારું થવા દેવું જ છે, સારું કરવું જ છે.' એવું મનમાં રાખવું અને તેમ છતાં અવળું થઈ જાય, આપણે તેના જોખમદાર નથી. ફક્ત એટલું જ પશ્ચાતાપ રાખવો જોઈએ કે આ ના થાય તો સારું.

**પ્રશ્નકર્તા :** અમે ૧૮ વર્ષ અમેરિકા રહ્યા. પછી છેલ્લા સાત વર્ષ ભારત રહી આવ્યા અને ત્યાં પેલું ગુજરાતમાં તોફાનો ચાલ્યા કરે. એટલે બે વર્ષ ઉપર પાછા અહીં આવી ગયા. પણ અમને ભારત જવાનું બહુ આકર્ષણ રહ્યા કરે. એટલે મહીં પેલું ઘર્ષણ ચાલ્યા કરે. 'પૈસા માટે અહીં રહેવું છે' એવું નથી પણ છોકરાઓનાં ભણતર માટે અહીંયા રહેવું પડે એમ છે. ત્યાં એડમીશન હવે નથી મળતું, તો હવે શું કરવું ? ભારત રહેવાનું મન છે અને રહેવું પડે છે અહીંયા.

**દાદાશ્રી :** તો ભણતર બંધ કરી દો અને ભણતર ચાલુ રાખવું હોય તો છોકરાને છોડી દેવાનાં આપણે. જેમ ઠીક લાગે એમ કરો.

**પ્રશ્નકર્તા :** છોકરાંને કેવી રીતે મૂકી દેવાય ?

**દાદાશ્રી :** તો એનાં કરતાં ભારત રહેવાનું છોડી દેવું. બેમાંથી એક છોડી દેવાનું. કાં તો છોકરાં છોડી દેવાનાં કાં તો ભારત છોડી દેવાનું. બે સાથે થાય નહીંને. એમાંથી મનમાં ગૂંચવાડો રહ્યા કરે ને થાય નહીં કશું ય. આખી જિંદગી ગૂંચવાડો રહ્યા કરે. એટલે ગૂંચવાડાને કહીએ કે તું તારે ઘેર જા. ડિસાઈડ વન્સ, ડિસિઝન ઈઝ ધી ફાઈનલ !

**પ્રશ્નકર્તા :** તમે કઈ બાજુનું ડિસિઝન લો ? ભારત જવાનું લો કે છોકરાઓ જોડે અમેરિકામાં રહેવાનું લો ?

**દાદાશ્રી :** છોકરાં પર પ્રીતિ હોય તો છોકરા જોડે રહું. પ્રીતિ શેની પર છે એ હું જોઈ લઉં. કઈ બાજુ માટે પ્રીતિ છે, તે બાજુ તરફ લઈ જવાનું ડિસિઝન !

## સત્યુગમાં ઘર એટલે ખેતરાં એક સ્વભાવી; કળિયુગમાં ઘર બગીચો પ્રકૃતિઓ ઓળખાવી!

કંઈ વાતચીત કરજો. ખુલાસો થવો જોઈએને ! આ ક્યાં સુધી ચાલવા દેવું ? છોકરો મોટી ઉંમરનો થયો અને મતભેદ પડે તો આખી રાત ઊંઘ ના આવે અને પોતાના જ છોકરાથી ઊંઘ ના આવી જુઓને !

આ લાઈફ બધી, યુઝલેસ લાઈફો ! ચિંતા આખો દહાડો, મનુષ્યપણું જતું રહે ! લાઈફ સારી ના જોઈએ બળી ?! મતભેદ જોયેલો કે નહીં જોયેલો ?

**પ્રશ્નકર્તા :** જોયેલો ને.

**દાદાશ્રી :** ઘણાં જોયા છે ને ? એ મતભેદ જ બધું રઝળપાટ છે. જ્યાં મતભેદ છે ત્યાં રઝળપાટ છે. મતભેદ એટલે જુદા જુદા માર્ગ લઈને બેસવા. એડજસ્ટમેન્ટ નથી થતું, એનું કારણ શું ? કુટુંબમાં બહુ માણસ હોય તેથી ને, બહુ માણસ હોય તે બધાની જોડે મેળ પડતો નથી ને ! અને દહીંનો ડખો થઈ જાય પછી, દહીં આખરીયું હોય ને ડખો થઈ જાય સવારમાં.

એટલે એવું છે આ મનુષ્યોનો સ્વભાવ, જે માનવતાનો સ્વભાવ છે ને, તે એક જાતનો નથી. જેવો યુગ હોય ને તેવો સ્વભાવ થઈ જાય છે. સત્યુગમાં બધાં એકમતે રહ્યાં કરે, સો માણસ ઘરમાં હોય ને તો ય પણ એ દાદાજી કહે એ પ્રમાણે ! ત્યાંથી આ કળિયુગમાં દાદાજી કહે તેમને આવડી ચોપડે, બાપ કહે તેને ય આવડી ચોપડે. કળિયુગમાં એવું હોય, અવળું હોય. એનાથી આ યુગનો સ્વભાવ છે. હવે કહે છે, યુગનો સ્વભાવ, પણ બદલાઈ કેમ ગયું ? ત્યારે કહે, માનવ તો માનવ જ છે, મનુષ્ય જ છે. પણ તમને ઓળખતાં નથી આવડ્યું. ઘરમાં પચાસ માણસ હોય, પણ આપણને ઓળખતાં આવડ્યું નહીં, એટલે ડખો થયાં કરે, એને ઓળખવા જોઈએ ને ? કે આ ગુલાબનો છોડ છે કે આ તો શેનો છોડ છે, એવું તપાસ ના કરવી જોઈએ ?

પહેલાં શું હતું ? સત્યુગમાં એક ઘેર બધાં ગુલાબ અને બીજાને ઘેર બધાં મોગરાં, ત્રીજાને ઘેર ચંપો ! અત્યારે શું થયું છે એક ઘરે મોગરો છે, ગુલાબ છે ! જો ગુલાબ હશે તો કાંટા હશે અને મોગરો હશે તો કાંટા નહીં હોય, મોગરાનું ફૂલ સફેદ હશે, પેલાનું ગુલાબી હશે, લાલ હશે. એમ દરેક જુદાં જુદાં છોડવાં છે અત્યારે. આપને સમજમાં આવી એ વાત?

સત્યુગમાં જે ખેતરાં હતા તે કળિયુગમાં બગીચારૂપે થયું છે ! પણ એને જોતાં નથી આવડતું, એનું શું થાય ? જેને જોતાં ના આવડે તેને દુઃખ જ પડે ને ? તે આ

જગતની દ્રષ્ટિ નથી આ જોવાની. કોઈ ખરાબ હોતું જ નથી. આ મતભેદ તો પોતાના અહંકાર છે. જોતા નથી આવડતું તેના અહંકાર છે. જોતાં આવડે તો દુઃખ જ નથી. મને આખી દુનિયા જોડે મતભેદ નથી પડતો. મને જોતાં આવડે છે કે ભઈ, આ ગુલાબ છે કે આ મોગરો છે.

આ પેલો ધતૂરો છે કે કડવી ગીલોડીના ફૂલ છે, એવું બધું ઓળખું પાછો.

## લાવેલા સંસ્કારનું માત્ર કર સિંચન; ન અપેક્ષા, ન વઢ, ન કર તું પીંજણ!

**પ્રશ્નકર્તા :** અહીંયા જે અમેરિકામાં જે આપણા હિન્દુ લોકો વસે છે. એમનો મુખ્ય પ્રશ્ન એ છે કે એમના જે બાળકો છે, એમને આપણા સંસ્કાર નથી, તો એ કઈ રીતે જાળવી રાખવા ?

**દાદાશ્રી :** સંસ્કાર તો એવું છે ને, કે સંસ્કાર તો ગુલાબનું બીજ હોય ને, તે ગુલાબ જ થાય. ફક્ત એને માટી, પાણી અને ખાતર આપવાની જરૂર. પછી એને મારમાર નહીં કરવાનું રોજ. આપણા લોકો છોકરાઓને મારે ને વઢે. અલ્યા મૂઆ, ગુલાબને વઢીએ આપણે, કેમ કાંટા છે, તો શું થાય ? કોની મૂર્ખાઈ ?

**પ્રશ્નકર્તા :** આપણી જ.

**દાદાશ્રી :** ત્યારે ચંપાને કહીએ, તું કેમ ગુલાબી રંગનો નથી ? તો એ ઝઘડામાં પડે ? એટલે આપણા લોકો શું કરે છે કે એમનાં છોકરાને એમના પોતાના જેવાં બનાવે છે. પોતે ચીકણો હોય તો છોકરાને ચીકણો કરે, પોતે નોબલ હોય તો છોકરાને નોબલ બનાવે. એટલે પોતાનાં આશય ઉપર ખેંચી જાય છે, એટલે આ ઝઘડા છે. બાકી એને ખીલવા દોને છોકરાને. ફક્ત એને સાચવીને પાણી, ખાતર એ બધું નાખ્યા કરવાનું.

છોકરાં બહુ સરસ છે, એ કોઈ વાર બગડે નહીં, એમાં બીજમાં છે ગુણ એટલા જ બગડવાના, એટલું જ થવાનું. આમ રેડો, આમ ઊંધા કરો કે આમ કરો પણ

એનું એ જ થવાનું. તમારે પાણી છાંટવાની જરૂર. તમારામાં સંસ્કાર જો એને દેખાય, તો એને હેલ્પ (મદદ) કરે એ. આ તો એને મારી ઠોકીને, 'તું ગુલાબ કેમ છું ? આવો કાંટાવાળો કેમ છું?' બૂમાબૂમ કરી મેલે છે.

એટલે આપણે સમજી જવાનું કે આની પ્રકૃતિ ગુલાબ જેવી છે, એની પ્રકૃતિને તો ઓળખવી પડે કે ના ઓળખવી પડે ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** આપણે આ લીમડો દેખીએ, પછી કોઈ મોઢામાં પાંદડા ઘાલે ખરાં ? શાથી ? પ્રકૃતિ ઓળખે કે આ કડવો ઝેર જેવો. ફરી લાવ ટ્રાયલ કરીએ કંઈક મોળો થયો હશે કે નહીં થયો ?

## બાપ લોભી ને દીકરો નોબલ; પ્રકૃતિ ઓળખીને કર લેવલ!

એક મા-બાપ હતાં, તે સારું કુટુંબ હતું. ખાનદાન શ્રીમંત ફેમીલી હતું. છતાં એના છોકરાંને શું કહે છે ? એના છોકરાની ફરિયાદ કરી મને, કે આ અમારો છોકરો આ દુકાન પર બેસાડીએ છીએ. તે સાંજે દસ રૂપિયા લાવતો નથી, કહે છે. તે એ છોકરાની દુકાન મેં જોયેલી, હું ત્યાં આગળ જતાં-આવતાં બેસું થોડીવાર, મને બોલાવે એટલે. કાપડની દુકાન કરે બિચારો, સીધો માણસ. હવે આ શું કહે છે, તું ગમે તે રસ્તે દસ રૂપિયા લાવ. જરા વધતું-ઓછું કરીને પણ દસ રૂપિયાનું લાવ. ત્યારે પેલો છોકરો કહે છે, ના. મને એ નહીં ફાવે. એટલે આ છોકરાંને કહે છે કે આ છોકરો અમારો કુસંસ્કારી પાક્યો. હવે બોલો, આ મા-બાપના સંસ્કાર છોકરો લે તો સારું કે ન લે તો સારું ?!

**પ્રશ્નકર્તા :** ના લે તો સારું.

**દાદાશ્રી :** પણ આવું ! આવું કંઈ આ મા-બાપ બધા સંસ્કારી છે અત્યારના !! પોતપોતાનાં વ્યુપોઈન્ટ ઉપર લઈ જાય છે બધાં. એવું બને કે ના બને ? એટલે પછી બહુ લોકોની ભાંજગડો થવા માંડીને. પછી મને સારા સારા વિચારક માણસો આવીને પૂછવા માંડ્યા, તો આ કાળમાં કરવું શું ? મેં કહ્યું, પ્રકૃતિને ઓળખો આ કાળમાં.

આ તો એના ધાર્યા પ્રમાણે ના કરે. એટલે છોકરા જોડે લઢવા આવે. તમારા ધાર્યા પ્રમાણે થતાં હશે ! આપણા ધાર્યા પ્રમાણે છોકરાએ ચાલવાનું ? બાપ લોભિયો હોય એટલે છોકરાને લોભિયો કરવો ? છોકરા તો નોબલ હોય ને બાપ

લોભિયો હોય તો શું થાય ? રોજ લઢવાડ થાય. બાપ નોબલ હોય ને છોકરો લોભિયો હોય તો ય લઢવાડ થાય. હવે એ લઢવા જેવી વસ્તુ નથી. એ પહેલાના જમાનામાં હતું કે લોભિયાના છોકરા-છોડી બધું લોભી હોય, સત્યુગમાં ! આ તો કળિયુગ છે લોભિયાને ત્યાં મોટા મોટા નોબલ માણસો જન્મે છે !

એક બાપ એનાં છોકરાને વગોવ વગોવ કરે. છોકરો બહુ ખરાબ, કેમ એમ ? ત્યારે બાપ કરકસરિયા હતા જરા, ઘરે પૈસા બહુ હતા. પણ કરકસરિયા સ્વભાવનાં. છોકરો જરા નોબલ હતો. તે બાપની શી ઈચ્છા ? કે આ છોકરો મારા જેવો થાય, તો મારા ઘરનું રાગે પડે. તે પછી બાપ મને પાછા કહેવા માંડ્યા, કે જુઓને આ છોકરો મારો બગડી ગયો છે. મેં કહ્યું, કેમ દુનિયામાં બીજા કોઈ નોબલ માણસો નહીં હોય ? તમારો છોકરો એકલો જ નોબલ છે. બીજા નોબલ ખરાં કે દુનિયામાં ? ત્યારે કહે, ના, પણ મારા જેવો થાય તો એનું રાગે પડશે ને પછી, અત્યારથી દુઃખ ના આવે ને ? મેં કહ્યું, પ્રકૃતિને ઓળખો. એક હજાર કોઈકના કાઢી ય લાવનારો હોય પાછો. અમે કરીએ નહીં કશું, એ તો આવું જ હોય. હા, એને સમજણ પાડ પાડ કરીએ. મારા જેવા પાસે તેડી લાવો તો દવા કરીએ અમે. પણ માર માર કરવાનો શું અર્થ છે એને મૂઆ ! તારાં જેવો બબૂચક બનાવું છું ! ચાર આના તો વપરાતાં નથી તારાથી અને આવો મોટા મનનો માણસ, એને માર માર કરું છું ? મોટા મનનો તો કો'ક હોય, એકાદ માણસ. મોટા મનનો ક્યારે થાય ? કેટલા સંસ્કાર થાય ત્યારે મનનો મોટો થાય. આ ભાઈનું કેટલું મોટું હશે ? માટે કહે છે, બધું ય આમાં, સત્સંગમાં જ વાપરવું છે. ત્યારે મન કેટલું મોટું ? દર સાલ એક પુસ્તક છપાવે છે !

આ પ્રકૃતિ ઓળખતાં નથી. એટલે મેં પુસ્તક લખ્યું છે, 'ઘર બગીચો થયો છે. માટે કામ કાઢી લો આ વખતમાં.' આ પોતે જો નોબલ હોય અને છોકરાં ચીકણો હોય તો કહેશે, 'અલ્યા, સાવ ચીકણો છે, મારો એને.' એને એ મારી-ઠોકીને એની જેમ નોબલ કરવા માંગે, ના થાય. એ માલ જ જુદો છે. મા-બાપ પોતાના જેવા કરવા માંગે. અલ્યા, એને ખીલવા દો. એની શક્તિઓ શું છે ? ખીલવો. કોનામાં કયો સ્વભાવ છે એ જોઈ લેવાનો. મૂઆ લઢો છો શેના માટે ?

એટલે આ બગીચો ઓળખવા જેવો છે. બગીચો કહું છું તે ત્યારે લોકો તપાસ કરે છેને, પછી છોકરાને ઓળખે છે. પ્રકૃતિને ઓળખને મૂઆ ! ઓળખી જાને એકવાર છોકરાને અને પછી એ પ્રમાણે વર્ત ને ! એની પ્રકૃતિ જોઈને વર્તીએ તો શું થાય ? ભાઈબંધની પ્રકૃતિને એડજસ્ટ થાય છે કે નહીં થતા ? એવું પ્રકૃતિને જોવી પડે, પ્રકૃતિ ઓળખવી પડે. ઓળખીને પછી ચાલીએ. તો ઘરમાં ભાંજગડ ના થાય. નહીં તો બધાને, મારી-ઝુડીને મારા જેવા જ થાવ, કહે છે. શી રીતે થાય તે પેલાં ?

હવે આનો મેળ ક્યારે પડે ? એટલે ત્યાં સુધી એડજસ્ટમેન્ટ આવડે નહીં અને માર ખાયા કરે. આ હકીકતમાં શું છે ? એ સમજવું તો પડશેને ? બગીચો જાણે તો પછી ફેરફાર ના કરે ? તમારે ત્યાં પાંચ છોડવા હતા, બે મોટા છોડવાં ને ત્રણ નાના છોડવાં. હવે એ બધા એક જ જાતના હોય ? બધાં કંઈ ગુલાબ જ હોય ? આપણાં બધા છોડવાં કેમ ગુલાબ થતા નથી, એવું લાગ્યા કરેને પછી ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ઠેર ઠેર બધા મા-બાપો કહે છે કે અમારાં છોકરાં ગાંઠતા નથી, એ શું છે ?

**દાદાશ્રી :** શેનાં ગાંઠે તે ? આ મોગરો ગુલાબને શી રીતે ગાંઠે ? હવે આપણે ગુલાબ હોઈએ એટલે પેલાને કહીએ, 'કેમ તું આવું ફૂલ કાઢું છું ! તારું ફૂલ આવું કેમ ?' એટલે આ ઓળખી અને કશું ઝઘડા કરવા જેવું છે નહીં, બધા પોતપોતાનાં એમાં જ છે. એને ફક્ત ખાતર અને પાણી આપવાની જરૂર છે. આ તો પોતપોતાનાં આઈડીયા ઉપર લઈ જાય છે, માણસો ઊલટાં બગાડે છે. આ છોકરાને બધા બગાડી નાંખ્યા લોકોએ. તમને એવું નહીં લાગતું. ભૂલ થતી હશે એવી ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** જો સમજી ગયાને !

**પ્રશ્નકર્તા :** સંસારમાં ગુલાબ જોઈએ છે અને કાંટાને ગાળો ભાંડવી છે એ કેમ બને ?

**દાદાશ્રી :** હા, પણ જેને ગુલાબની જરૂર છે તે કાંટાની બૂમ પાડે જ નહીં ને ! દરેક માળીને પૂછી આવો જોઈએ, એ કાંટાની બૂમો પાડે છે ? પાડે જ નહીં. એ તો સાચવીને જ કામ કરે. પોતાને વાગે નહીં એવી રીતે કામ કરે. એ તો જેને ગુલાબની બહુ પડેલી નથી એ લોકો જ કાંટાની બૂમો પાડે છે. ગુલાબની પડેલી હોય તે તો કાંટાનો દોષ કાઢે જ નહીં ને !

બાકી કળિયુગમાં તો ઘર બધાં બગીચા જેવા થઈ ગયા છે. પહેલા તો બાપ-દાદા ઉદાર હોય તો આખા ઘરનાં દરેક માણસ ઉદાર અને બાપ-દાદા ચીકણાં હોય તો ઘર બધું એવું, એટલે ઘરમાં દરેકનો એક અભિપ્રાય ! અને અત્યારે તો દરેકના અભિપ્રાય જુદા, તે આખો દહાડો અભિપ્રાયની જ ભાંજગડ ને વઢંવઢા, અત્યારે તો બાપનો પંથ જુદો, માનો પંથ જુદો, મોટાભાઈનો પંથ જુદો, નાનાનો પંથ જુદો. આમ પ્રકૃતિ જોવા જઈએ તો બહુ સારામાં સારી, પણ એકબીજાને મેળ પડે નહીં. હું પ્રકૃતિ ઓળખું એટલે મને તો બહુ સારું લાગે.

આમને ત્યાં એમ બગીચો જ છે ને ? કોઈ ગોરો, કોઈ કાળો, કોઈ ટૂંકો, કોઈ ઊંચો, કોઈ જાડો, કોઈ પાતળો. જાતજાતનાં ફૂલો છે ને !

પેલા ગળ્યા છે તે મોળા થાય, તીખા ના થાય. તીખા તો મોઢાંમાં ઘાલે કે વેષ કરી નાખે અને મહીં ના નાખ્યા હોય તો સ્વાદે ય ના આવે અને મોળો હોય તો મઝા ના આવે. ઘરમાં ય એક તરફી હોય તો મોળું કહેવાય.

## નર્સરીનો કોર્સ કરી ઉછેરે છોડવાં; છોકરાં ઉછેરો એમ માંડો વિચારવા!

જો વહેલાં ઊઠનારા મા-બાપ હોયને, તે છોકરો જરા સાડા છએ ઊઠે તો એને આળસુ કહે, કહે કર્યા કરે રોજ. હવે મા-બાપ જ સાડા છ એ ઊઠનારા હોય અને છોકરો પાંચ વાગે ઊઠનારો. ત્યારે કહેશે, બહુ ઉત્પાતિયો ને બહુ ઉત્પાતિયો ને તોફાન. આ બધું સમજ્યા વગર ઠોકાઠોક કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** હા. એવું થઈ જાય. અમારો બાબો એવો જ છે. એ પાંચ વાગે ઊઠીને જતો રહે, ખબર ના પડે. જાય ત્યાં સુધી અમે સૂતા હોઈએ.

**દાદાશ્રી :** નહીં, પણ આવા બધા તોફાન નહીં કરવા જોઈએ. એને ખીલવા દેવો જોઈએ. એને એની પ્રકૃતિમાં ખીલવા દેવો જોઈએ અને આપણે એને ખાતર અને પાણી આપ્યા કરવાનું. ખાતર-પાણીમાં શું ? ત્યારે કહે, આપણે એક મુખ્ય વસ્તુ કહેવી કે ભઈ દારૂ-માંસાહાર, એ ન કરીશ અને ખોટી ચોરી એ આપણને ન પોસાય.

આ તો છોકરાને શી રીતે કેળવણી મળે ? એની નર્સરી કેવી હોય ? આ વેજીટેબલના છોડવા હોયને, તે નર્સરીમાં પાસ થયેલા હોવા જોઈએ. તો જ નર્સરીમાં પેસવા દે. નહીં તો નર્સરી બગાડી નાખે બધી. ત્યાં નાપાસ થયેલા હશે લોકો ?!

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો આમાં ? તમને કેમ લાગે છે ? વિચાર માંગી લે એવું નથી આ વાક્ય મારું ?

**પ્રશ્નકર્તા :** છે.

**દાદાશ્રી :** તે વેજીટેબલ છોડવાને માટે આટલી બધી સરસ નર્સરી હોય છે, તો આ છોકરાને નર્સરી ના જોઈએ ?!

## સમજાવનારો નિસ્વાર્થ ઘટે; સુધરેલો જ સુધારી શકે!

હિન્દુસ્તાનમાં આપણા લોકો કરતાં અહીં અમેરિકાનાં (ઈન્ડિયનો) સારાં છેને આ લોકો. બધાં હસે જ છેને ! કંઈ છે ? કોઈની જોડે કંઈ સામાસામી રાગ-દ્વેષ કે કંઈ ભાંજગડો છે કોઈ જાતની ? બહુ સારું !

**પ્રશ્નકર્તા :** પછી ચોખ્ખી વાત કરી દે પાછાં.

**દાદાશ્રી :** આને સમજાવનાર જોઈએ. સમજાવો તો બહુ સુંદર ચાલે એવા છે. સમજાવનાર નથી તેની આ ભાંજગડ છે અને જે સમજાવા આવે છે એ પોતાના સ્વાર્થથી સમજાવા આવે છે. પોતાના સ્વાર્થવાળો માણસ

સમજાવી શકે નહીં તમને સાચી વાત. જેને કંઈ પણ સ્વાર્થ નથી એ જ લોકો સાચી વાત સમજાવી શકે.

**પ્રશ્નકર્તા :** અમારે અહીંયા વડીલો નથી હોતા એટલે સમજાવે કોણ ? અહીંયા કોઈ વડીલો તો હોય જ નહીં.

**દાદાશ્રી :** હા, તે સમજાવનારો ના હોય એટલે માણસ ગૂંચાયા કરે છે. શું થાય ?

**પ્રશ્નકર્તા :** આ ગૂંચાઈએ, કોઈ સમજાવનારું ના હોય વડીલો, તો એનો રસ્તો શું ?

**દાદાશ્રી :** આપણે ભગવાનને પ્રાર્થના કરવી, તે ભેગા કરી આપે આપણને.

એટલે છોકરાંઓને આ બાબતમાં જાણવા માટે બીજી બધી વસ્તુઓ હોય તે, આમ જાણતાં જાણતાં ફીટ થઈ જાય એમનું જીવન. વાઈફ જોડે કેમ વર્તવું જોઈએ ? મધર જોડે કેમ વર્તવું જોઈએ ? ફાધર જોડે કેમ વર્તવું જોઈએ ? પોતે પોતાની જોડે, માગતાવાળા જોડે કેમ વર્તવું જોઈએ ? આપણી જેની પાસે માંગતા હોઈએ તેની જોડે કેમ વર્તવું જોઈએ ? આવું બધું એને સમજાવામાં આવે તો કામ ચાલે. નહિ તો એ તો મૂંઝાયા જ કરે છે ! અને પાછું કેવું ? આ જગતમાં પાછાં લોકો શું કહે ? અમે તારા દુઃખને લઈ લઈશું એવા સંતો હોય છે. સાંભળેલું ખરું એવું ?

**પ્રશ્નકર્તા :** સાંભળેલું.

**દાદાશ્રી :** માન્યું ખરું એવું તમે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** માનેલું નહીં ! પણ સાંભળેલું ખરું ને ? હવે એવું કંઈક માનનારા હશે ને ? જો એ દુઃખ લેનારાં છે તો માનનારાં ય હશે ને ? માનનાર હોય તો જ આ પછી આવાં ઊભા થાય ને ? લાલચુ લોકો. મારા છોકરાને ઘેર છોકરા થાય એટલી

લાલચ ! અરે મૂઆ પણ તારો છોકરો,તને હવે છોકરાના છોકરા માટે લાલચ શું કરવા રાખું છું તું ? પણ આ લાલચુ લોકો ! તે માણસે કંઈ કેવું જીવન જીવવું ? એ કંઈ સ્વતંત્ર જીવન જીવવાનું હોવું જોઈએ. ભલે ભ્રાંતિવાળું તો ભ્રાંતિવાળું, પણ પોતાનું સ્વતંત્ર હોવું જોઈએ. આવું ના હોવું જોઈએ.

આખું જગત આવું વ્યવહાર જ્ઞાન ખોળે છે અને આ ધર્મ નથી. આ સંસારમાં રહેવાનો ઉપાય છે. સંસારમાં રહેવાનો, એડજસ્ટ થવાનો ઉપાય છે. 'વાઈફ જોડેનાં એડજસ્ટમેન્ટ કેમ લેવાં ? છોકરા જોડે એડજસ્ટમેન્ટ કેમ લેવાં ?' તેના ઉપાય છે.

ઘરમાં ભાંજગડો થાય, તે આ વાણીના શબ્દો એવા છે કે બધાને ભાંજગડો મટી ગઈ. એટલે આ વાણીથી બધું રાગે પડે છે. જેનાથી દુઃખ જાય એ વાણી ખોળે છે લોકો. કારણ કે કોઈએ આવા ઉપાય જ નથી બતાવ્યા ને ! સીધા એપ્લાય થાય એવા ઉપાય જ નથીને !

**પ્રશ્નકર્તા :** અને એક-એક ઉપાય આપના સચોટ છે.

**દાદાશ્રી :** હા, સચોટ છે.

# (૧૦) શંકાનાં શૂળ

## છોડી પર શંકા, મારી નાખે જાતને; શંકા પડતાં જ મૂળથી કાઢને !

શંકાથી આખું જગત સપડાયું છે. હું તો એટલું કહી દઉં. જે વ્યવસ્થિત છે એને કોઈ ફેરવી શકવાનું નથી. એક ભઈ એની છોકરી સંબંધી વાત કરતા'તા. તે મને કહે છે, 'આ બીજી નાતનો છોકરો મારી છોકરી જોડે ફરે છે ને એ બધું, મને રાતે ઊંઘ નથી આવતી.' મેં કહ્યું, 'કેમ નથી આવતી ?' ના ઊંઘું તેથી કંઈ આ છૂટી જશે ?

**પ્રશ્નકર્તા :** ના છૂટે.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'આ શંકા કાઢી નાખ.' કારણ કે ચાર છોડીઓનો બાપ હોય અને તે પાછો બ્રિલિયન્ટ હોય, જાગ્રત હોય. એટલે ફર્સ્ટ ચરમાં આવી છોકરી, ત્યાંથી દેખરેખ રાખ્યા કરે એની દ્રષ્ટિ. 'કોની જોડે ફરતી હશે ? શું કરતી હશે ? ક્યાં ગઈ હશે ?' ચારનું જોવા જાય તો શું રહે એની પાસે ? એ તો સારું છે, આ પબ્લિક મોહી છે ને, તે ભાન જ ભૂલી જાય. બેબીઓ ગઈ હોય કોલેજમાં અને એ ભૂલી ગયો હોય અને એ ધંધામાં હોય. તેથી ગાડું સારું ચાલે છે ને ! નહિ તો મરી જાય મૂઆ.

માટે શંકા જ્યાંથી ઉત્પન્ન થાય, ગમે તેવી કોઈ પણ પ્રકારની શંકા ઉત્પન્ન થાય, ત્યાંથી તે બીજમાંથી કાઢીને ફેંકી દેવી. શંકાથી કશું વળશે નહીં અને એ શંકા તમને મારી નાખશે તે જુદી !

## છોડી નાસી ગઈ પરનાતમાં; સ્વીકારી લે, નહિ તો આપઘાતમાં !

એક માણસ મારી પાસે આવતો. તે એને એક છોડી હતી. તેને મેં પહેલેથી જ સમજાવ્યું હતું કે આ તો કળિયુગ છે, એમાં કળિયુગની અસર છોડીને ય થાય. માટે ચેતતો રહેજે. તે એ માણસ સમજી ગયો અને જ્યારે એની છોડી બીજા જોડે નાસી ગઈ. ત્યારે એ માણસે મને યાદ કર્યો. ને મારી પાસે આવ્યો ને કહેવા લાગ્યો. 'તમે કહી હતી તે વાત સાચી. જો તમે મને આવી વાત ના જણાવી હોત તો મારે ઝેર પીવું પડત.' આવું છે આ જગત પોલંપોલ. જે થાય તે સ્વીકાર્ય કરી લેવું પડે. એમાં તે કંઈ ઝેર પીવાય ? ના મૂંઆ ! એ તો તું ગાંડો ગણાઈશ. આ તો કપડાં ઢાંકીને આબરૂ રાખે છે અને કહે છે કે અમે ખાનદાન !

એક ભાઈ મને કહે, 'મારી છોડીઓ તો બહુ ડાહી.' મેં કહ્યું, 'હા, સરસ.' પછી એ ભાઈ બીજી છોડીઓની ટીકા કરવા માંડ્યા. ત્યારે મેં તેમને કહ્યું, 'ટીકા શું કરવા કરો છો લોકોની ? તમે લોકોની ટીકા કરશો તો તમારી હઉ લોકો ટીકા કરશે !' ત્યારે એ કહે છે, 'મારામાં ટીકા કરવા જેવું છે શું ?' ત્યારે મેં કહ્યું, 'દેખાડું, ચૂપ રહેજો.' પછી છોડીઓની ચોપડીઓ લાવીને દેખાડ્યું બધું. જુઓ આ, કહ્યું. ત્યારે

એ કહે, 'હેં !' મેં કહ્યું, 'ચૂપ થઈ જાવ. કોઈની ટીકા કરશો નહીં. હું જાણું છું. તો ય હું તમારી જોડે કેમ ચૂપ રહ્યો છું ?' આટલું બધું તમે રોફ મારો છો તો ય હું ચૂપ કેમ રહ્યો છું ? હું જાણું કે ભલે રોફ મારીને પણ સંતોષ રહે છે ને, એમને ! પણ જ્યારે ટીકા કરવા માંડી ત્યારે કહ્યું કે, 'ના કરશો ટીકા.' કારણ કે છોડીઓના બાપ થઈને આપણે કો'કની છોડીઓની ટીકા કરીએ એ ભૂલ છે.

અને આજની છોડીઓ ય બિચારી એટલી ભોળી હોય છે કે મારા બાપા કોઈ દહાડો ડાયરી નહીં વાંચે એવું માને. એની 'સ્કૂલ'ની લખવાની ડાયરી હોય ને, એની મહીં પત્રો મૂકે. એના બાપે ય ભોળા હોય, તે છોડી પર વિશ્વાસ જ આવ્યા કરે. પણ હું તો આ બધું જાણું કે આ છોડીઓ ઉંમરલાયક થઈ છે. હું એના 'ફાધર'ને એટલું જ કહું કે આને પૈણાવી દેજો વહેલી. હા, બીજું શું કહું તે ?

## કોલેજીયન છોડી પર કરે શંકા; 'છોડ' એ, યાદ કર દાદાઈ ડંકા !

એક અમારો ખાસ સગો હતો, તેને ચાર છોડીઓ હતી. તે જાગૃત બહુ. તે મને કહે, 'આ છોડીઓ મોટી થઈ, કોલેજમાં ગઈ, તે મને વિશ્વાસ નથી રહેતો.' ત્યારે મેં કહ્યું, 'જોડે જજો. કોલેજમાં જોડે જઈએ અને એ કોલેજમાંથી નીકળે ત્યારે પાછળ આવજે.' એ તો એક દહાડો જઈશ. પણ બીજી વખત શું કરીશ ? વહુને મોકલજે (!) અલ્યા, વિશ્વાસ ક્યાં રાખવો ને ક્યાં રાખવો નહીં એટલું ય નથી સમજતો ? અહીંથી આપણે કહી દેવાનું, 'બેન જો, આપણે સારા માણસ, આપણે ખાનદાન, કુળવાન છીએ.' આમ એને આપણે ચેતવી દેવાનું. પછી જે બન્યું એ 'કરેક્ટ'. શંકા નહીં કરવાની. કેટલાક શંકા કરતા હશે ? જે જાગ્રત હોય તે શંકા કર્યા કરે. એવો સંશય રાખે ક્યારે પાર આવે ?

માટે ગમે તેવી શંકા તો ઉત્પન્ન થતાં પહેલાં જ તેને ઉખાડીને ફેંકી દેવી. આ તો આ છોડીઓ બહાર ફરવા જાય, રમવા જાય, એની શંકા કરે. અને શંકા ઉત્પન્ન થઈ કે ત્યાં સુખ આપણને બહુ વર્તે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના. પણ પછી શંકા કરવાનો અર્થ નથી.

**દાદાશ્રી :** હા, બસ, એટલે ગમે તેવું કારણ હોય તો ય પણ શંકા ઉત્પન્ન થવા દેવી નહીં. સાવધાની રાખવી, પણ શંકા ના કરવી. શંકા કરે કે 'મરણ' આવ્યું જાણો.

**પ્રશ્નકર્તા :** પણ શંકા તો એની પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે ને ?

**દાદાશ્રી :** હા, પણ એ ભયંકર અજ્ઞાનતા છે. એનાથી બહુ દુઃખ પડે. છોકરીઓ બહાર ગઈ હોય, તો કોઈ કહેશે કે એને એનો ફ્રેન્ડ મળ્યો છે ! એટલે પાછી છોકરીઓ ઉપર શંકા પડી, તે શો સ્વાદ થાય ?

**પ્રશ્નકર્તા :** બસ, પછી અશાંતિ રહ્યા કરે.

**દાદાશ્રી :** અશાંતિ કરે. તેથી બહાર ઠેકાણે પડી જવાનું છે ? ફ્રેન્ડ જોડે ફરે છે તેમાં કંઈ ફેરફાર થઈ જવાનો છે ? ફેરફાર કંઈ થાય નહીં

અને એ શંકાથી જ મરી જાય ! એટલે આ શંકા ઉત્પન્ન થાય કે તરત જ 'દાદાએ ના પાડી છે.' એટલું યાદ કરીને બંધ કરી દેવી. બાકી, સાવધાની બધી રાખવી.

લોકોને પોતાની છોડીઓ તો હોય ને ? ત્યારે એ 'કોલેજ'માં ના જાય ? જમાનો એવો છે, એટલે કોલેજમાં જાય ને ? આ કંઈ પહેલાંનો જમાનો છે કે છોડીઓને ઘરમાં બેસાડી રાખવાની ? એટલે જેવો જમાનો એ પ્રમાણે વર્તવું પડે ને ?! જો બીજી છોડીઓ એના 'ફ્રેન્ડ' સાથે વાત કરે, ત્યારે આ છોડીઓ ય એવું એના 'ફ્રેન્ડ' સાથે વાત ના કરે ? હવે છોડીઓની જ્યારે કંઈક એવી વાત સાંભળવામાં કે જોવામાં આવે ને શંકા પડે ત્યારે એની ખરી મઝા (!) આવે. અને મને આવીને પૂછે તો તરત કહી દઉં કે શંકા કાઢી નાખ. આ તો તેં જોયું તેથી શંકા પડી અને ના જોયું હોત તો ?! જોવાથી જ જો શંકા પડી છે તો નથી જોયું, એમ કરીને 'કરેક્ટ' કરી નાખને ! આ તો 'અંડરગ્રાઉન્ડ'માં બધું છે જ. પણ એને મનમાં એમ થાય કે 'આમ હશે તો ?' તો એ વળગ્યું એને. પછી ભૂતાં છોડે નહીં એને, આખી રાત છોડે નહીં. એટલે શંકા રાખીએ તે ખોટું છે.

## કાળજી લો પણ શંકા ન કરાય; આસક્તિથી મુક્તિ એ જ ઉપાય !

આપણી છોડીને ઉઠાવી ગયા હોય તો ય શંકા નહીં રાખવાની. કારણ કે છોડી 'જોડે લઈ જવાની' ચીજ નથી. અને ઉઠાવી જાય એ ગેરકાયદેસર હોતું નથી. એની પાછળ લૉ છે ! લૉ હશે કે નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** ખરું.

**દાદાશ્રી :** હા... આ જ્ઞાન તો તમને કેટલું બધું સેફ રાખે છે, કશી હરકત ના આવે. પેલા શંકાવાળા, અજ્ઞાની જ બગાડે છે આ બધું. એવો સંશય રાખે ક્યારે પાર આવે ? ન્યાય એ થર્મોમીટર છે, ન્યાય શું કહે છે ? જો એ પ્રમાણે બને તો કરેક્ટ કહેવું !

આ બેન કહેતી હતી કે અમથો કો'ક આવ્યો હોય તો ય, 'યે કોન આયા ?' એ શંકાવાળા ફાધર, એ બિચારા દુઃખી-દુઃખી થઈ જાય. આ લોકો મારી કને પૂછતા હોય ને તો હું એમને સમજણ પાડી દઉં કે મૂઆ દુઃખી ના થવું જોઈએ. એની પર કાળજી રાખો. બધા જ પ્રિકોશન્સ લો. પણ એની ઉપર શંકા નહીં. પણ આપણા લોકો બિચારાને સમજણ નહીં ને !

**પ્રશ્નકર્તા :** ધારો કે એનાં પેરેન્ટસ, એનાં મા-બાપ એનાં માટે પ્રિકોશન લેતા હોય, જાપ્તો રાખતા હોય, તો એને પોતાને ખબર તો પડે ને કે....

**દાદાશ્રી :** જાપ્તો નહીં રાખવાનો, પ્રિકોશન્સ લેવાનાં.

**પ્રશ્નકર્તા :** પ્રિકોશન રાખે, તો પણ એને ખબર તો પડે ને કે આ શંકા માટે મારી પ્રિકોશન રાખે છે.

**દાદાશ્રી :** એ તો ભલે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** તો પછી એને લાગે ને કે આ મારા ઉપર શંકા કરે છે એવું થાય નહીં !

**દાદાશ્રી :** નહીં, એનું નામ શંકા ના કહેવાય. શંકા ના કરાય. પ્રિકોશન્સ એટલે એને બધા છોકરાંના ટોળામાં એકલી જવા ના દેવી, એવું તેવું તે બધા લેવા જોઈએ. આપણે તો અમુક ઉંમરની છોકરી બહાર જ ન્હોતા કાઢતા. ખબર છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કારણ કે પેટ્રોલ અને અગ્નિ બે સાથે મૂકી શકાય નહીં. જોખમ ભરેલું તે જગતના લોકો ય સમજે કે બે છૂટાં રાખજો. પછી હવે આ જ્ઞાનવાળાને તો કશું અડે જ નહીં. પાંચ છોડીઓ ફ્રેંડસ્ જોડે ફરતી હોય ને, તો ય ના અડે એવું આપણું જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** કોને ના અડે ? મા-બાપને ના અડે કે પેલી ફરનારીને ના અડે ?

**દાદાશ્રી :** કોઈને ય અડે નહીં એ તો, આ 'જ્ઞાન' હોય પછી તો.

**પ્રશ્નકર્તા :** એ છોકરીઓને 'જ્ઞાન' હોય તો ને !

**દાદાશ્રી :** ના, છોકરીઓને નહીં, આપણને જ્ઞાન હોય ને, તો શા માટે આ બોધરેશન કરવાનું ?! આ તો આપણી છોકરી જેવું લાગે છે આપણને એ ય આપણી છોકરી હોતી નથી. આ તો તરબુચાનું બીજ રોપ્યું એટલે તરબુચા થયા જ કરે. એ તો બધા કેટલાય તરબુચા બેસે. માલિકીપણાનું દુઃખ છે આ માલિકીપણાનું.

**પ્રશ્નકર્તા :** એટલે બાળકો માટે એવું ના થાય કે એ લોકો દુઃખી થઈ જશે, સાવ ખોટા રસ્તે ચઢશે તો ?

**દાદાશ્રી :** એ થાય. પણ તે એનો અર્થ એવો નહીં કે આપણે એને માટે શંકાઓ કરવી. દુઃખી ના થાય એવો રસ્તો લો. કોલેજ બદલી નાખીએ, જગ્યા બદલી નાખીએ, સંજોગો બદલી નાખીએ. તેમ છતાં ય ફેરફાર ના થાય તો ઉપાય નથી, નિર્ઉપાય છે, શુદ્ધાત્મામાં રહેવું, જેનો ઉપાય જ નથી ત્યાં !

**પ્રશ્નકર્તા :** આપણે એની કોલેજ બદલી નાખીએ, એનું સર્કલ બદલી નાખીએ, પણ આપણને એની શંકા પડે ત્યારે પછી આવું બધું કરીએ ને આપણે !

**દાદાશ્રી :** શંકા નહીં.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** સેફસાઈડ માટે !

**પ્રશ્નકર્તા :** એમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** શંકા નહીં, સેફસાઈડ, અટકાવવું. કંઈ પણ ઉપયોગ કરો. મારી છોડી હોત તો ય શંકા ના કરત. હીરાબાની જોડે ય શંકા ના કરું. કોઈની ઉપર હું શું કરવા શંકા કરું ? આમચા ક્યા લેના-દેના ? અમારે શું લેવાદેવા ? તુમચા ય નહીં

ને આમચા ય નહીં, જગત માજા માજા કર્યા કરે છે. અમારે શું લેવાદેવા ? (તમારું ય નહીં ને અમારું ય નહીં. જગત મારું-મારું કર્યા કરે છે !)

**પ્રશ્નકર્તા :** જ્યાં આગળ આસક્તિ હોય, ત્યાં આગળ જ શંકા થાય ને આપણને ?!

**દાદાશ્રી :** હા, ત્યાં જ. બીજી કોઈ જગ્યાએ નહીં. કોઈ પૈસા લઈ ગયો હોય તો શંકા થાય. કોઈ બાગમાંથી ફૂલાં લઈ ગયો હોય તો શંકા થાય. બધી બહુ જાતની શંકાઓ થાય.

શંકાઓ તો પાર વગરની થાય. અને આપણે ત્યાં તો બાબાને... 'મારો બાબો રૂપાળો, મારા બાબાને પેલા જોઈ લેશે, એની નજર લાગી જશે.' એવી શંકા પડે. તે કાળું ટપકું મારીને આવે અહીંયા આગળ. અલ્યા મૂઆ, શું કરવા નજર લાગે ! એ કંઈ ખાવાની ચીજ છે ? કો'કને છોકરા ના હોય, ત્યારે પહેલાંના જમાનામાં એવું થતું હતું. અત્યારે કંઈ પડેલી નથી !

## છોડી મોડી રાત્રે આવે ઘેર; કાઢી ના મૂકાય, કળથી કર ફેર !

હવે એક ચાર છોડીઓનો બાપ સલાહ લેવા આવ્યો હતો. એ કહે છે, 'મારી આ ચાર છોડીઓ કોલેજમાં ભણવા જાય છે, તે એ બધી શંકા તો આવે જ ને ! તો મારે શું કરવું આ ચાર છોડીઓનું ? છોડી બગડી જાય તો શું કરું ?' મેં કહ્યું, 'પણ એકલી શંકા કરવાથી સુધરશે નહીં.' અલ્યા, શંકા ના લાવીશ. ઘેર આવે ત્યારે ઘેર બેઠાં બેઠાં એની જોડે કંઈ સારી વાતોચીતો કરીએ. આપણે 'ફ્રેન્ડશીપ' કરીએ. એને આનંદ થાય એવી વાતો કરવી જોઈએ અને તું ફક્ત ધંધામાં, પૈસા માટે પડ્યો છે, એવું ના કરીશ. પહેલાં છોકરીઓનું સાચવ, એની જોડે 'ફ્રેન્ડશીપ' કરીએ. એની સાથે જરા નાસ્તો કરીએ, જરા ચા પીએ, તે પ્રેમ જેવું લાગે એને. આ પ્રેમ તો ઉપરચોટિયો રાખો છે, એટલે પછી એ પ્રેમ બહાર ખોળે છે.

પછી મેં કહ્યું કે, અને તેમ છતાં ય છોડીને કોઈ જોડે પ્રેમ થઈ ગયો.

તો એ પછી રાતે સાડા અગિયાર વાગે આવે, તો તમે કાઢી મૂકો ? ત્યારે એ કહે, 'હા, હું તો ગેટ આઉટ કરી દઉં. એને ઘરમાં પેસવા જ ના દઉં.' મેં કહ્યું, 'ના કરશો એવું. એ કોને ત્યાં જશે રાત્રે ? એ કોને ત્યાં આશરો લેશે ?' એને કહીએ, 'આવ, બેસ, સૂઈ જા.' પેલો કાયદો છે ને, કે નુકસાન તો ગયું, પણ હવે એથી વધુ નુકસાન ન જાય એટલા માટે સાચવવું જોઈએ. એ બેન કંઈક નુકસાન કરીને આવી અને વળી પાછા આપણે કાઢી મૂકીએ એટલે તો થઈ રહ્યું ને ! લાખો રૂપિયાની ખોટ તો જવા માંડી છે, પણ તેમાં ખોટ ઓછી જાય એવું કરીએ કે વધી જાય એવું કરીએ ? ખોટ જવા જ માંડી છે, તો એનો ઉપાય તો હોવો જ જોઈએ ને ? એટલે બહુ ખોટ કરીશ નહીં. તું તારી મેળે એને ઘેર સૂવાડી દેજે. અને પછી બીજે દહાડે સમજણ પાડી દઈએ કે 'ટાઈમસર આવજે. મને બહુ દુઃખ થાય છે અને પછી નહીં તો મારું હાર્ટફેઈલ થઈ જશે.' કહીએ. એટલે એમ તેમ કરીને સમજાવી દેવાનું. પછી એ સમજી ગયો. રાતે કાઢી મેલે તો કોણ રાખે ? લોકો કંઈનું કંઈ કરી નાખે. પછી ખલાસ થઈ ગયું બધું. રાતે એક વાગે કાઢી મૂકે તો છોડી કેવી લાચારી અનુભવે બિચારી ?! અને આ કળિયુગનો મામલો, જરા વિચાર તો કરવો જોઈએ ને ?!

એટલે કોઈ ફેરો છોડી રાતે મોડી આવે તો પણ શંકા ના કરીએ, શંકા કાઢી નાખીએ, તો કેટલો ફાયદો કરે ? વગર કામની ભડક રાખ્યાનો શો અર્થ છે ? એક અવતારમાં કશો ફેરફાર થવાનો નથી. પેલી છોકરીઓને વગર કામનું દુઃખ દેશો નહીં, છોકરાંઓને દુઃખ દેશો નહીં. ફક્ત મોઢે એમ કહેવું ખરું કે, 'બેન તું બહાર જાય છે તે મોડું ના થવું જોઈએ. આપણે ખાનદાન ગામનાં, આપણને આ શોભે નહીં. માટે આટલું મોડું ના કરશો.' આમતેમ બધી વાતચીત કરવી, સમજાવીએ કરીએ. પણ શંકા કર્યે પાલવે નહીં કે 'કોની જોડે ફરતી હશે, શું કરતી હશે.' અને પછી રાતે બાર વાગે આવે તો ય પાછું બીજે દહાડે કહેવાનું કે, 'બેન, આવું ના થવું જોઈએ !' તેને જો કાઢી મૂકીએ તો એ કોને ત્યાં જશે એનું ઠેકાણું નહીં. ફાયદો શેમાં ? ઓછામાં ઓછું નુકસાન થાય એમાં ફાયદો ને ?! એટલે મેં બધાને કહ્યું છે કે મોડી આવે તો ય છોડીઓને ઘરમાં પેસવા દેજો, એમને કાઢી ના મૂકશો. નહીં તો બહારથી કાઢી મેલે, આ કડક મિજાજના લોકો એવાં ખરાં કે ?

કાળ કેવો વિચિત્ર છે ! કેટલી બળતરાવાળો કાળ છે !! ને પાછો આ કળિયુગ છે, એટલે ઘરમાં બેસાડીને પછી સમજાવવું.

## સામો કરે શંકા તો ન દેવું અડવા; ભોગવે તેની ભૂલ ને માંડ ભાંગવા !

**પ્રશ્નકર્તા :** હવે સામો કોઈ આપણા ઉપર સંશય રાખે તો એનો કેવી રીતે પોતે ઉકેલ લાવે ?

**દાદાશ્રી :** એ સંશય રાખે છે એવું આપણે જ્ઞાન જ ભૂલી જવાનું. એ જે જ્ઞાન છે આપણને, એ જ્ઞાન જ ભૂલી જવાનું. સામો સંશય રાખે છે કે નથી રાખતો, એ શું તમને ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** મને આવી આવી શંકા છે, એવું મોઢે કહે તો ?

**દાદાશ્રી :** મોઢે કહે, તો કહીએ, 'શંકા તમને છે, દુઃખી તમે થશો. શંકા રાખશો તો દુઃખી થશો.' એવું કહી ચૂકીએ. પછી જે થાય તેને આપણે શું કરીએ ? ! અને તમારાં એવાં આચરણ નહીં હોય તો તમને કોઈ શંકા કરશે ય નહીં. જગતનો નિયમ જ છે એવો !! કો'ક દહાડો એવાં આચરણ કરેલાં છે, તેથી આ શંકા ઊભી રહી છે. કારણ કે ગુનો થયો હોય પચ્ચીસ વર્ષનો હતો ત્યારે, અને સાઠ વર્ષનો થાય ત્યારે કોર્ટમાં કેસ ચાલ્યો ! આ આવું બધું હોય છે બધું. માટે કોઈ શંકા કરે છે તે આપણો જ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** એને આપણા પર સંશય આવ્યો હોય, તો આપણે પૂછવું પડે કે કેમ સંશય આવ્યો ?

**દાદાશ્રી :** પૂછવામાં મજા જ નહીં. એ પૂછવું નહીં. આપણે તરત જ સમજી જવું કે આપણો કંઈક દોષ છે. નહીં તો શંકા કેમ આવી ? કેટલાક માણસો ચોર નથી

હોતા. છતાં એના પર ચોરની શંકા આવે છે. તો એ ચોર પહેલાં હોવો જોઈએ. નહીં તો એમ ને એમ શંકા ના પડે.

**પ્રશ્નકર્તા :** સામા માણસની દ્રષ્ટિ એવી હોય તો શું કરીએ આપણે ?

**દાદાશ્રી :** ના, સામાની દ્રષ્ટિ એવી નથી હોતી, એ આપણી જ ભૂલનું પરિણામ છે. એટલું જગત ગેરકાયદેસર નથી કે તમારામાં ભૂલ ના હોય તો સામાને દ્રષ્ટિ આવી ઉત્પન્ન થાય. જગત બિલકુલ કાયદેસર, એક સેંકડે સેંકડે કાયદેસર છે !

'ભોગવે એની ભૂલ' એ વાક્ય લગાડી દીધું કે ઉકેલ આવી ગયો. શંકા કરનાર છે તે ભોગવે છે કે શંકા જેની પર થાય છે તે ભોગવે છે, એ જોઈ લેવું.

## મોક્ષ માર્ગમાં શંકા બહુ બાધક; 'સમભાવે કર નિકાલ' હે સાધક !

એટલે આપણે શું કહ્યું કે ફાઈલોનો સમભાવે નિકાલ કરો. આ બધી ફાઈલો (ઋણાનુબંધી સગાઈઓ) છે. આ કંઈ તમારી છોડીઓ નથી કે આ તમારી વહુ નથી. આ વહુ, છોડીઓ એ બધી 'ફાઈલો' છે. 'ફાઈલો'નો સમભાવે નિકાલ કરો. જ્યારે પક્ષાઘાત થયો હોય ને, ત્યારે કોઈ તમારું સગું થાય નહીં. ઊલટું બહુ દહાડા થાય ને, તો લોક બધા ચિઢાયા કરે. પેલો પક્ષાઘાતવાળો ય મહીં મનમાં સમજી જાય કે બધા ચિઢાયા કરે છે. પણ શું કરે તે ? આ 'દાદા' એ દેખાડેલો મોક્ષ સીધો છે, એક અવતારી છે. માટે સંયમમાં રહો ને 'ફાઈલો'નો સમભાવે નિકાલ કરો. છોકરી હોય કે બૈરી હોય, કે બીજું હોય કે ત્રીજું હોય, પણ બધાનો સમભાવે નિકાલ કરો. કોઈ કોઈની છોકરી હોતી નથી દુનિયામાં. આ બધું કર્મના ઉદયને આધીન છે અને 'જ્ઞાન' ના મળ્યું હોય તેને આપણાથી આવું કશું કહેવાય નહીં. આવું બોલે તો તે એ વઢવા તૈયાર થઈ જાય.

હવે મોક્ષ ક્યારે બગડશે ? મહીં અસંયમ થશે ત્યારે ! અસંયમ થાય એવું આપણું 'જ્ઞાન' જ નથી. નિરંતર સંયમવાળું 'જ્ઞાન' છે. ફક્ત શંકા કરી કે ઉપાધિ આવી ! માટે એક તો શંકા રાખવી, કંઈ પણ શંકાશીલ બનવું એ મોટામાં મોટો

ગુનો છે. નવ છોડીઓના બાપને નિઃશંક ફરતા મેં જોયેલા, અને તે ય ભયંકર કળિયુગમાં ! અને નવે ય છોડીઓ પૈણી. આ શંકામાં રહ્યો હોત તો કેટલો જીવત એ ? માટે કોઈ દહાડો શંકા ના કરવી. શંકા કરે તો એને પોતાને ખોટ જાય.

## કોણ છોડી ને કોણ બાપ? નાટકનાં પાત્રો ન કો' સાચ !

એકની એક છોડી હોય ને તેને કોઈ ઉઠાવી જતો હોય, ને બાપ વીતરાગ હોય તો તે શું કરે ? મહાવીરને છોડી હતી કે નહીં ? એવું વીતરાગની એકની એક છોડી હોય ને કોઈ ઉઠાવી જતો હોય તો શું કરે ?

**પ્રશ્નકર્તા :** એને અટકાવવા પ્રયત્ન કરે. ને છતાં ય લઈ જાય તો કંઈ નહિ.

**દાદાશ્રી :** એ પ્રયત્નો પણ ડ્રામેટિક કરે. ડ્રામેટિક, નાટકમાં આમ કરે ને કે, 'શું સમજે છે તું તારા મનમાં ? તારા પર દાવો માંડીશ. તને કોર્ટમાં ફરિયાદ કરીશ. આમ કરીશ, તેમ કરીશ.' બધું બોલે. નાટકી બધું બોલે.

પોતાની એકની એક છોકરી હોય, ત્યાં જ્ઞાની પુરુષ શું કરે ? નાટકી કરે. છોકરી હોતી જ નથી પોતાની ! જ્યાં દેહ જ પોતાનો નથી ત્યાં છોકરી પોતાની શી રીતે હોઈ શકે ? અને જે બને છે, જે બની રહ્યું છે, એ કોઈની સત્તાની વાત નથી. પણ છતાં ય તે ઘડીએ તમારાથી એમ ના કહેવાય કે, 'સારું ભઈ, ત્યારે તું લઈ જા બા.' એવું ના બોલાય. એ વ્યવહાર પાંગળો દેખાય.

**પ્રશ્નકર્તા :** બધું કરવું છતાં નિર્લેપ રહેવું.

**દાદાશ્રી :** હા. છતાં નિર્લેપ રહેવું. ખરું સમજી ગયા. દેહ જ આપણો નથી. આ તો ગાળો ખાઈને કર્મ બાંધવા નીકળ્યા છે લોકો !

## (૧૧) વારસામાં છોકરાંને કેટલું ?

## છોકરાં માટે વાપર્યું, ન બંધાય ભાથું; પારકા માટે વાપરે તે પુણ્ય સાચું !

**પ્રશ્નકર્તા :** પુણ્યના ઉદયે, જોઈએ તેનાં કરતાં વધારે લક્ષ્મીની પ્રાપ્તિ થાય તો ?

**દાદાશ્રી :** તો વાપરી નાખવી. છોકરાં હારું બહુ રાખવી નહિ. એમને ભણાવવા-ગણાવવા, બધું કમ્પ્લીટ કરી, એમને સર્વિસે લગાવી દીધાં. એટલે પછી એ ડાળે (કામે) લાગ્યાં, એટલે બહુ રાખવી નહિ. એટલું ધ્યાન રાખવાનું કે જેટલું આપણી જોડે આવે એટલું જ આપણું.

તમારે કેટલા દીકરા છે ?

**પ્રશ્નકર્તા :** ત્રણ. બે દીકરા ને એક દીકરી.

**દાદાશ્રી :** માથાકૂટ કોણે કરી ? તમે કરી. ભોગવશે કોણ ? આ બધાં, પણ એ લોકો સાથે લઈને આવ્યાં હોય !

**પ્રશ્નકર્તા :** હું મૂકી જઈશ તો છોકરાં વાપરશે.

**દાદાશ્રી :** છોકરાઓ ય સોંપીને જશે કે આ સોંપ્યું. કારણકે એમને ય ક્યાં જોડે લઈ જવાય છે ?

**પ્રશ્નકર્તા :** પણ એવો કોઈ રસ્તો છે સાથે લઈ જવાય એવો ?

**દાદાશ્રી :** આ છોકરાંઓ લઈને આવ્યા'તાં ? આ છોકરાંઓ ક્યાંથી લઈને આવ્યા'તાં ? એમણે મહેનત કરી ? માથાકૂટ કરી એમણે ? અને તૈયાર થઈને આવ્યું ? જોડે લાવેલાં જ ને !

**પ્રશ્નકર્તા :** આ ભાઈ અહીંથી જોડે જોડે લઈ જઈ શકશે ખરા ?

**દાદાશ્રી :** હવે શું લઈ જાય ? જોડે હતું તે અહીં વાપરી ખાધું ? હવે આ કંઈક મોક્ષનું મારી પાસેથી આવીને મળે તો દહાડો વળે ! હજુ જિંદગી છે, હજી લાઈફ ટર્ન કરે, જાગ્યા ત્યાંથી સવાર !

ત્યાં લઈ જવામાં કઈ વસ્તુ આવે છે ? અહીં જે તમે વાપર્યું તે બધું ગટરમાં ગયું. તમારા મોજશોખ માટે, તમારા રહેવા માટે જે બધું કરો, એ બધું ગટરમાં ગયું. ફક્ત પારકાં માટે જે કંઈ કર્યું, એટલો જ તમારો ઓવરડ્રાફ્ટ છે.

**પ્રશ્નકર્તા :** એટલે ક્રેડિટ મળે.

**દાદાશ્રી :** એટલો ઓવરડ્રાફ્ટ છે. એટલે પારકાં માટે કરજો. પારકાંના રસ્તા જ્ઞાનીઓને પૂછી પૂછીને કરજો.

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું કે બીજાને સુખ આપવાથી તારું સુખ વધે છે. તો હું મારા દીકરાને કાળાધોળા કરીને પાંચ લાખ રૂપિયા આપું ને એ સુખી થાય તો મારું સુખ વધે ?

**દાદાશ્રી :** નહીં, સુખ આપ્યું કોને કહેવાય ? કે જેને આપણને લાગતું-વળગતું ના હોય. છોકરાંને તો આપણે ફરજિયાત આપીએ છીએ, પ્રેમથી, નર્યા પ્રેમથી આપીએ એ કંઈ સુખ આપ્યું ના કહેવાય. એ તો એક પ્રકારનો મોહ છે, આસક્તિ છે. બાકી, બીજા લોકોને આપે જ્યાં આસક્તિ નથી, એ આપ્યું કહેવાય. અને આ તો આપણે ના આપીએ તો એ દાવો કરીને લઈ લે.

એટલે આ એટેચમેન્ટ-ડીટેચમેન્ટ તો આમ કેમ કરીને જાય તે ? એ ય કંઈ કાઢવાથી જાય નહીં. પોતાનું રીયલાઈઝ થઈ જાય, તો છૂટું જ છે આ ! નહીં તો લાખ અવતારે ય ના વળે. શું હકીકત છે, વાસ્તવિકમાં શું

છે એ જાણીએ તો બધો હિસાબ આવી જાય આપણી પાસે. સુખ-દુઃખનું શાથી પ્રોજેક્શન થાય છે, તે ય પણ આપણે હિસાબમાં આવી જાય. પ્રોજેક્ટ કરવાનો રસ્તો સમજી ગયાં, એટલે ઉકેલ આવી ગયો.

## આત્મા માટે કરે, તે ખરો સ્વાર્થ; તે સિવાયનું બધું પરાર્થ !

**દાદાશ્રી :** કોઈ સ્વાર્થી છે ક્યાંય ?

**પ્રશ્નકર્તા :** બધાં જ છે.

**દાદાશ્રી :** મને ના દેખાયો. સ્વાર્થી તો હું એકલો જ છું આ દુનિયામાં. આ તો બિચારાં કંઈ સ્વાર્થી છે ? આ તો પરાર્થી છે બિચારાં ! પારકાં હારું ઊંધા-ચત્તાં કરી અને પારકાંને હારું મૂકીને જાય છે, પરાર્થી લોકો છે. એમાં સ્વાર્થી ક્યાં છે તે ? સ્વાર્થી તો પોતાનું જ કામ કરે. બીજા કોઈનું ના કરે. આ તો પરાર્થી ! લાખો રૂપિયા લોકોની પાસે ઊંધા-ચત્તાં ખટપટ કરીને ભેગાં કરીને પછી આ છોકરાં-છૈયાને બધાને આપીને જતો રહે મૂઓ ! પોતે કશું લઈ જાય નહીં જોડે, એ પરાર્થી. પારકાં હારું જીવવાનું ને ખટપટો કરીને મરી જવાનું, પાછું પેલાને સોંપીને જવાનું. અને છોકરાં જીવતા'તા, ત્યાં સુધી ટૈડકાવતા'તા. અને તેને જ પાછું આપવાનું. અને આપણે આપવાનું ના કહીએ ને, ત્યારે કહેશે, 'અમે દાવો કરીને લઈશું, અમારો હક્ક છે.'

ન્હોય એ સ્વાર્થ. આ તો પરાર્થી છે. એ પરાર્થી આ લોકો, તે નાટકવાળા ય પસંદ ના કરે છે, આ પરાર્થીનું. એક નાટકવાળો ગાતો'તો કે, 'જો મરણ આ જિંદગીની છે રે છેલ્લી દશા, તો પરાર્થે અર્પવામાં આ જીવનના મોહ શા ?' તે પરાર્થનો અર્થ લોકો એ શું કહેવા માંગે છે કે આ પારકાં લોકોને આપવાનું, પણ એ તો પરમાર્થ થાય. આ તો છોકરાંને આપે છે એટલે એ પરાર્થ.

## ભણાવો, પૈણાવો, ધંધે લગાડો; બાકીનાં વાટખર્ચી કાજે ભેલાડો !

એક જણે મને કહ્યું, 'છોકરાને શી અમારી ફરજો છે ?' તો મેં કહ્યું,તમારી ફરજ એટલી કે છોકરાને ભણાવવો જોઈએ. તમારી પાસે પૈસા હોય તો સારી રીતે ભણાવવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** છોકરાઓને પૈણાવવા જોઈએ ને ?

**દાદાશ્રી :** એને પૈણાવીએ-બૈણાવીએ, બધું ય કરાવવાનું.

આ ફોરેનવાળાં શું ખોટું કહે છે કે ભઈ, છોકરો છોકરાનું કરી લેશે. છોકરાને, એને એડજસ્ટ થાય એવું આપણે ભણાવો-ગણાવો અને ૧૮ વર્ષનો થાય એટલે જુદો ! આ લોભની ગાંઠવાળાને એ અમેરિકનો શું કહે છે ? કે 'તમે લોકો ઈન્ડિયનો શા માટે તમે આવું કરો છો, પેટ બાળીને ભેગા કરો છો ! ખાવ-પીવો, મજા કરો. 'અલ્યા, અમારા પાછળ જોઈએ ને !' 'છોકરાને આપવા માટે ભેગા કર્યા.' ત્યારે છોકરાને આપવા એ તો ગુનો છે મોટો.

એક માણસે મને પ્રશ્ન કર્યો કે 'છોકરાંને કશું ના આપવું ?' મેં કહ્યું, 'છોકરાંને આપવાનું. આપણા બાપે આપણને આપ્યું એ બધું જ આપવું. વચલો જે માલ છે તે આપણે ફાવે ત્યાં ધર્માદામાં વાપરી નાખીએ.'

**પ્રશ્નકર્તા :** અમારા વકીલના કાયદામાં ય એવું ખરું કે વડીલોપાર્જિત પ્રોપર્ટી (મિલકત) ખરી તે છોકરાંને આપવી જ પડે, અને સ્વોપાર્જિત તેની અંદર બાપને જે કરવું હોય તે કરે.

**દાદાશ્રી :** હા, જે કરવું હોય તે કરે. હાથે જ કરી લેવું ! આપણો માર્ગ શું કહે છે કે તારો પોતાનો હોય તે માલ તું જુદો કરીને વાપર, તો તે તારી જોડે આવે. કારણકે આ 'જ્ઞાન' લીધા પછી હજુ એક-બે અવતાર બાકી રહ્યા છે તે જોડે જોઈશે ને ! બહારગામ જઈએ છીએ તો થોડાં ઢેબરાં લઈ જઈએ છીએ. તો આ ના જોઈએ બધું ?

એટલે છોકરાને તો ફક્ત શું આપવા-કરવાનું ? એક ફ્લેટ આપવાનો. આપણે રહેતા હોઈએ તે. તે ય હોય તો આપવું. આપણે બતાવી દેવું કે 'ભઈ, અમે

ના હોઈએ કે તે દહાડે તારું, ત્યાં સુધી માલિકી મારી ! ગાંડા કરીશ તો કાઢી મેલીશ, કહીએ. વહુ સાથે કાઢી મેલીશ. અમે છીએ ત્યાં સુધી તારું નહિ. અમારા ગયા પછી બધું તારું. વિલ બધું કરી નાખવું. આપણાં બાપે આપ્યું હોય એટલું આપણે એને આપવાનું. એટલો હક્કદાર છે. ઠેઠ સુધી છોકરાને મનમાં એમ રહે કે હજુ કે 'બાપા પાસે હજુ પચાસેક હજાર છે.' આપણી પાસે હોય તો લાખ. પણ એ મનમાં જાણે કે ૪૦-૫૦ હજાર આપશે. એ લાલચમાં રાખવો ઠેઠ. એની વહુને કહેશે, 'જા, ફર્સ્ટ ક્લાસ બાપાને જમાડ, ચા-નાસ્તા લાવ.' રોફભેર રહેવું આપણે. એટલે આપણા બાપાએ જે કંઈ ઓરડી આપી હોય તે એને આપી દો. એટલે આ લોકો, ફોરેનર્સો શું કહે ? 'બાપા એ જે કંઈ ઓરડી આપીને, એ તને આપી દઈએ છીએ, અમે ખોટું કર્યું નથી કે અમે દેવું કશું કર્યું નથી.' એવું કહેશે.

## મોટો વારસો બનાવે દારૂડિયો; સંસ્કાર, ભણતર જ ખરો રૂપિયો !

**પ્રશ્નકર્તા :** બાપે એનાં છોકરા માટે કેટલા રૂપિયા મૂકી જવા જોઈએ ?

**દાદાશ્રી :** છોકરા માટે રૂપિયા મૂકી જઈએ તો દારૂડિયા થાય. એટલે મા-બાપે અહિત કર્યું કહેવાય. વધ્યા હોય ત્યારે જ એવું કરવું પડે ને. વધારવું કેટલું કે એ બૂમ ના પાડે કે, મારા બાપાએ બધું ખરાબ કરી નાખ્યું !

અને ડોલર તે કંઈ અહીંથી કોઈ જોડે લઈ ગયેલો કે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કોઈ જોડે લઈ જવા દેતા નથી. આપણને બાળે છે જતી વખતે. તો પછી છોકરા માટે બહુ મૂકી જાય તો ? છોકરાં માટે બહુ મૂકી જાય તો છોકરા શું કરે ? હવે ધંધા-નોકરી કરવાની જરૂર નથી. પીવાનું રાખે અને નિરાંતે એમાંથી દારૂડિયા થાય બધાં. કારણ કે સોબત એવી મળી આવે પછી. આ દારૂડિયાનાં જ થયેલા છે ને બધા ! એટલે છોકરાને તો આપણે પદ્ધતસરનું આપવું જોઈએ. આ

વધારે આપીએ તો દુરુપયોગ થાય. હંમેશા જોબ (નોકરી)માં જ રહે એવું કરી આપવું જોઈએ. નવરો પડે તો દારૂ પીવે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ આપણે સમજવા જેવું. નહીં તો પૈસા ખૂટે નહીં, એટલું છોકરાને આપે પછી શું થાય ? આપણે એને હેવાન બનાવ્યો. માણસમાંથી હેવાન બનાવ્યો. આ આપણો પ્રેમ (!), આનું નામ પ્રેમ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યું, એ તો પાછળની વાત થઈ. હયાતીમાં તો એવું જ કરે છે ને મા-બાપો. છોકરાંઓ મા-બાપના પૈસા હયાતીમાં ઊડાડે જ છે ને ? મા-બાપના પૈસા હોય અને મા-બાપ જીવતા હોય, તો પણ મા-બાપ એને પૈસા ઊડાડવા દે છે અને ઊડાડવા માટે રસ્તા પણ કરી આપે છે. હજુ એવાં છે મા-બાપ.

**દાદાશ્રી :** છોકરાંને સારું ને !

**પ્રશ્નકર્તા :** દાદા, આજે તો એવું છે કે, અમુક મા-બાપને ત્યાં, પેલો છોકરો ભણવા જતો હોય નિશાળે, તો સો રૂપિયાની નોટ આપી દે.

**દાદાશ્રી :** શું થાય હવે ? અને છોકરાંને રોકડા બધા આપવા એ છે તે ગાડું ઘોંચમાં પડ્યું ! આપણા લોકો જે છોકરાને આપે છે ને, એ ભ્રાંતિથી આપે છે કે મારાં છોકરાં છે ને એમના સુખને હારું એ કરે છે. એટલે એ બધી ભ્રાંતિ છે. પોતે વાપરે નહીં ને પૈસા સાચવ સાચવ કરે ત્યારે આ છોકરો શું કહે છે ? કે 'બાપાજી, કંઈ ધર્માદા કરો ને, આમ શું કરવા કરો છો ? અમે અમારું કરી લઈશું.' આવી અણસમજણ શું કામની ? બધું રીતસર શોભે. આપણે આપણા બાપ મરી ગયા પછી કેટલા દહાડા સંભાળીએ છીએ ! તેવો એ આપણને એ સંભારનારા છે, તમે ગમે એટલા ડોલર આપો ને તો ય ! એ તો મોહ છે બધો.

છોકરાને મિલકત આપવી એ મહાનમાં મહાન ગુનો છે. કારણ કે તરત જ એને દારૂડિયા મળી આવશે. અને આપણે ગયા કે દારૂડિયા બધા ભેગા થઈને બધું

ઘરમાં ધૂળધાણી કરી નાખે. કંઈક બાપની મૂડી રખડી ગઈ આમ તો. છોકરાને આપવું એ મોટામાં મોટો ગુનો છે ! ઊલટાં એમને લોભિયા બનાવો છો અને અવળે રસ્તે ચઢી જાય. કાં તો જો કદી આગળ દારૂડિયા ના મળ્યા તો લોભિયો બની જાય.

તમારાથી રોકડા અપાય નહીં ! લોકો દારૂડિયા બનાવે છે, તેનાં કરતાં મા-બાપ જ છોકરાને બગાડે છે. મોટી મિલકત આપીને જાય છે. પછી પેલો નવરો જ રહે ને, જોબ કશું કરે નહીં ને ! જોબમાંથી નવરો જ ના પડે એવું કરવું જોઈએ. જોબમાંથી નવરો પડે ત્યારે આવું બધું જડે ને ! ભઈબંધો મળી આવે !

**પ્રશ્નકર્તા :** દાદા, બધું લઈને આવ્યો હોય ને એ હિસાબ.

**દાદાશ્રી :** હા. હિસાબ લઈને આવ્યો હોય. પણ આપણે તો સમજીને ચાલવું ને પછી હિસાબ લઈને આવ્યો હોય તો માંગશે. પણ આપણે હાથે ન થવું જોઈએ. આ ડૉક્ટર તો પાર વગરનું ધન, પણ જો પોતાની કમાણી ઉપર રહે છે ને, અહીં નિરાંતે ! બાપ-દાદાના પૈસા ઉપર આધાર રાખવો એ તો સારું ના કહેવાય. ટાઢી ખીચડી ખાધી કહેવાય. ખીચડી તો તાજી જ ખાવાની. અને તે સ્વાદિષ્ટ લાગે. પેલી ટાઢી ખીચડીમાં મજા ન આવે.

**પ્રશ્નકર્તા :** હં. વાત સાચી દાદા.

**દાદાશ્રી :** એટલે આ છોકરાને ના અપાય એવી ટાઢી ખીચડી. એમને તો ધંધો કરી આપવાનો, એકાદ મોટર રાખી આપવાની, બસ. આપણા ફાધરે કંઈ ના આપ્યું હોય, તો ય આપણે કંઈ ને કંઈ આપવું જોઈએ.

છોકરાં દારૂડિયા બને ખરા, બહુ વૈભવ હોય તો ?

**પ્રશ્નકર્તા :** હા, બને. છોકરાઓ દારૂડિયા ન બને એટલું તો આપવું જોઈએ.

**દાદાશ્રી :** એટલું જ આપવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** વધારે વૈભવ આપીએ તો એવું થઈ જાય.

**દાદાશ્રી :** હા, એ હંમેશા ય એનો મોક્ષ બગાડશે. હંમેશા પદ્ધતિસર જ સારું. છોકરાને વધુ આપવું એ ગુનો છે. એ તો ફોરેનવાળા બધા સમજે છે. કેવા ડાહ્યા છે. આમને તો સાત પેઢી સુધીના લોભ ! મારી સાતમી પેઢીના મારા છોકરાને ત્યાં આવું હોય. કેટલા લોભિયા છે આ લોકો ? છોકરાને આપણે કમાતો-ધમાતો કરી આપવો જોઈએ. એ આપણી ફરજ

અને છોડીઓને આપણે પૈણાવી દેવી જોઈએ. છોડીઓને કંઈક આપવું જોઈએ. અત્યારે છોડીઓને પાર્ટ અપાવડાવે છે ને ભાગીદાર તરીકે ! પૈણાવીએ જ છીએ ને ! પણ પોતાનું તો પોતે વાપરવું જોઈએ.

## ધંધે લગાડ દીકરાને લઈ વ્યાજે; શીખ બોધકળા દાદાની, સુખ કાજે !

બીજું કંઈક સાધન હોય, તો એને ધંધો કરી આપવો જોઈએ. બસ, એટલું જ. નાનો અમથો પાંચ-પચ્ચીસ હજાર રૂપિયાનો ધંધો શરૂ કરી આપવાનો. દસ-વીસ-પચ્ચીસ હજાર આપણા નાખવાના. કોઈ બિઝનેસ એને ગમતો હોય તો કરી આપવો. કયો ધંધો ગમે છે તે પૂછી અને એને જે ધંધો ઠીક લાગે એ કરી આપવાનો. અને પચ્ચીસ-ત્રીસ હજાર બેંકના લઈ આપવા. લોન ઉપર તે ભર્યા કરે એની મેળે અને થોડાક આપણે આપી દેવા. એને જોઈતી હોય તેમાં અડધી રકમ આપણે આપવી ને અડધી બેંકની લોન ભર્યા કરે. એટલે પચ્ચીસ હજારની કહીએ બેંકમાંથી લોન લે. એ લોન તું હપ્તા ભરજે, કહીએ. એટલે હપ્તા ભરે, એ છોકરો ડાહ્યો થાય. બેંકવાળાનો કાગળ આવે કે તમે આ સાલ આ ભરી ગયા નથી, એને જાગતો ને જાગતો રાખે. અને આપણે જાતે કરીને દેવું આપવું. એ દેવાના આધારે એ સીધો થાય.

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા.

**દાદાશ્રી :** નહીં તો તમને ટૈડકાવી ટૈડકાવી તમારું તેલ કાઢશે. અને જો તમે ટૈડકાવશો તો એ સામો થઈ જશે. આ બેંકવાળો ટૈડકાવશે તો એ સામો નહીં થાય તમને.

એટલે આપણે એટલા બેન્કમાંથી લઈ લેવાના પચ્ચીસ હજાર. અને કહેવું કે પચ્ચીસ હજારના આવી રીતે હપ્તા ભર્યા કરજે. તે સોંપી દેવાનું, હપ્તા સાથે. તે બેંકવાળો ગોદો મારે ને જાગે, ગોદો મારે ને જાગે. રોકડું બધું ના અપાય, ગુનો છે. અમારી વાત જો સમજે તો કામ કાઢે. વાત સમજવી જોઈએ ને.

છોકરાનું હિત કર્યું ક્યારે કહેવાય ? ગોદા મારનાર જોઈએ બેંકવાળો.

'રૂપિયા ભરી જતાં નથી, આમ ને તેમ.' અને આપણે કહીએ, 'અલ્યા, રૂપિયા મેં તને કહ્યું'તું આ ભરી જજે.' ત્યારે કહે, 'કચકચ ના કરશો. અમથા વગર કામનું મારું મગજ ખઈ જાવ છો.' અલ્યા, ત્યાં બેંકવાળાને કહે ને ?! તારાં બાપાને તો ત્યાં સામું કહે ! પણ બેંકવાળાને તો શી રીતે સામું કહેવાય ?

એટલે બધું ખાનગી ચીજ કરી નાખવાની અને બેંકવાળો ટૈડકાય ટૈડકાય રોજ કરે. બેંકવાળો પછી આપણી પાસે આવે. 'તમે જામીન રહ્યા.' ત્યારે બેન્કવાળાને કહેવું, 'હું તમને ગમે ત્યાંથી લાવીને આપીશ. તમારા હમણે એની (છોકરાની) પાસે લો ને !' 'ગમે ત્યાંથી લાવીને આપીશ.' એને કહીએ. 'મારી પાસે નથી.' એવું દેખાડવું. બેંકવાળાને જામીન તો રહેવું પડે.

તો શું થાય, બેનો સંબંધ બહુ મીઠો રહે. ઉપરાંત છે તે આ છોકરો કોઈક ફેરો અડચણમાં મૂંઝાયો. તો કહે, 'કેમ અલ્યા, આ શું છે ? કેમ અડચણમાં છું ?' એ કહે, 'બે-ચાર હજાર ડોલરની બહુ મુશ્કેલી છે તે હવે ક્યાંકથી વ્યાજે લાવું.' ત્યારે કહીએ, 'ના, હું તને લઈ આપીશ. મારા ફ્રેન્ડ છે ને તેની પાસેથી લઈ આપીશ.' પોતે ના આપે. ફ્રેન્ડ પાસેથી લઈ આપીશ, આવું કહે અને થોડુંક બેંકમાં કોઈ જગ્યાએ મૂકી રાખવું દસ-વીસ હજાર. તે કો'ક ફેરો છોકરો મુશ્કેલીમાં આવ્યો હોય તો એને પાંચેક હજાર આપી દેવા. એને કહેવું નહિ કે ભઈ, મેં મૂકી રાખ્યા છે. હા, નહિ તો મુશ્કેલીમાં ના આવતાં હોય તો ય આવે. પાકાં હોય ને !

**પ્રશ્નકર્તા :** હા, કરવું જ પડે ને ! તમે તો એવી રીત શીખવાની વાત કરો છો ને પણ !

**દાદાશ્રી :** એવું છે ને આ રીતે સામસામે કોઈનો કંટ્રોલ તૂટે નહીં. આત્મા વશ કરવો સહેલો છે, મનવશ કરવું વસમું છે. મનને કોઈ દિશાનું ઠેકાણું નથી. પેલી દિશામાં ય ભાગે અને આ દિશામાં ય ભાગે. એટલે એને માટે આ કળા છે. આ 'દાદા ભગવાન'ની કળા છે ને બોધકળા કહેવાય છે. આખા ઘરનાં માણસ આનંદમાં રહે અને કોઈને એમ ના લાગે કે અમારી ઉપર દબાણ છે. અને કોઈ

મર્યાદા ના તોડે. જો કશું બોલીશ,ખોટું લાગશે તો મને નહીં આપે, કોઈ વખત મદદ નહીં કરે.

પછી પેલાને ફરી ભીડ પડે ને તો કહેશે, 'પપ્પાજી, થોડા મારે ટેન થાઉઝન્ડ જોઈશે.' 'હા, ભઈ ઊભો રહે, પાંચ હજાર મારી પાસે છે. પાંચ હજાર હું ઉછીના લઈ આવું છું જા.' એટલે એ કહેશે, 'ઓહોહો ! મારા ફાધરે પાંચ હજાર ઉછીના લઈ આપ્યા. હોય ભલે આપણી પાસે, પણ જરા આવું રાખવાનું, ટેકનિકલી. એવું ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ, જોઈએ.

**દાદાશ્રી :** પછી પાંચેક હજાર બીજા એને આપ્યા હોય આપણા. પણ કહેવાનું કે ભઈ આ ફલાણા ભઈના વ્યાજે લીધેલા છે. એટલે હપ્તા ભરજે, કહીએ. નહીં તો એ જાણે કે આટલા છે તો વાપરી ખાવ ને ! પછી જોઈ લઈશું, કહેશે. હપ્તા ભરવાના હોય ત્યારે ગાડું ચાલે. હપ્તા વગર તો માણસ બેફામ થઈ જાય. એટલે આ અમેરિકામાં એટલો સારો રિવાજ છે કે બધાને હપ્તા ભરવાના હોય છે. એ મને ગમ્યો. દરેકને હપ્તા ભરવાના હોય. મહિનો પૂરો થયો કે ચિંતા આવીને ઊભી રહી. પચ્ચીસ હજાર ડોલરનું દેવું છે તે આપ્યા કરજે, વિથ ઈન્ટરેસ્ટ. તો રીતસર ધંધો કરે, હપ્તા ભરતો જાય બેંકના.

પછી છોકરો કહે કે, 'આ વર્ષમાં મારે લોન ભરાતી નથી.' ત્યારે કહીએ કે 'હું લાવી આપું, તને પાંચ હજાર. પણ આપી દેવાના વહેલા.' એટલે પાંચ હજાર લાવી આપવાના. પછી આપણે પેલા પાંચ હજાર સંભારીએ. પેલા વહેલા આપી દેવાના છે, એવું કહ્યું છે. આવું સંભારીએ તો છોકરો કહે, 'તમે કચકચ ના કરશો હમણે.' એટલે આપણે સમજી જવાનું. 'બહુ સારું છે એ.' એટલે ફરી લેવા જ ના આવે ને ! આપણને વાંધો નથી, 'કચકચ કરો છો' એવું કહે તેનો. પણ પછી લેવા આવે નહીં ને ! એટલે આપણી સેફસાઈડ આપણે રાખવાની અને પછી ખોટા ના દેખાઈએ, છોકરા પાસે. છોકરો કહેશે, 'બાપા તો સારા છે, પણ મારો સ્વભાવ વાંકો છે.' હું અવળું બોલ્યો તેથી. બાકી બાપા બહુ સારા છે ! એટલે છટકી નાસવું આ જગતમાંથી.

પછી છોકરો કહેશે, 'હજુ તો મૂડી બીજી વધારે જોઈશે.' ત્યારે કહે, 'હવે અમારી પાસે વધારે નથી, અમારે જરૂરિયાત પૂરતું જ રહ્યું છે હવે.' ત્યારે છોકરો કહે કે પપ્પાજી, આ આપણી પાસે પૈસા આટલા બધા હતા ને આ દેવું કેમ તમારે ? ત્યારે કહે, 'હતા ને એ શેરમાં જતા રહ્યા.' કોઈને કહેવાય નહીં. હવે કહીએ તો આપણી આબરૂ જાય. તેરી બી ચૂપ ને મેરી બી ચૂપ. સમજી જાને, વાત કહીએ છીએ તે !

## બૈરી-છોકરાંને ક્યારેક ભીડ દેખાડો; નહીં તો વંઠશે ને કરશે ભેલાડો !

એક માણસ તો અમારી પાડોશમાં રહેતા'તા. તે છોકરું એક ત્રણ વર્ષનું, એક પાંચ વર્ષનું, એક સાત વર્ષનું, એક નવ વર્ષનું. એમ ચાર છોકરાં હતાં. તે દિવાળીને દહાડે પરચુરણ લઈ આવે સો રૂપિયાનું અને છોકરાંને પછી મુઠીએ મુઠીએ આપે. છોકરાં બગડી ગયાં ઊલટાં. એ, ચાર આના માગે ત્યારે આપણે એને કહેવું કે 'ચાર આના તો સોળ પૈસા થયા ને ? તો તું અગ્યાર પૈસા લઈ જા. પાંચ પૈસા ફરી આવશે ત્યારે આપીશ.' તો એ મર્યાદામાં હેંડે. આ તો મુઠીએ-મુઠીએ, બૈરીને ય પાનસે-પાનસે આપે. પછી ટેવ પડી જાય એ તો.

**પ્રશ્નકર્તા :** પછી તો બીજે વર્ષે પણ માંગે જ ને ! આપ્યાં છે એટલે, આ ફેરે.

**દાદાશ્રી :** માંગે, એ જ માંગે. પછી ઓછું આપીએ ત્યારે વઢે. દાંતિયા કરે. પહેલાં આપતા'તા ને હવે કેમ નહીં આપતા ? પણ એ રસ્તો કર ને પદ્ધતસરનો. એને આપવાં ખરાં, પણ એને એમ લાગે કે પૈસા એ ચીજ એવી છે કે આ નળમાં પાણી આવે છે એવું નથી આ. એ તો ઘરનાં માણસો ય એમ જ માની લે છે કે હમણાં નળની ચકલી ઊઘાડીશ એટલે પાણી આવશે, એવું માની બેઠાં છે.

**પ્રશ્નકર્તા :** ઘરનાં માણસ માની બેઠાં આપે કહ્યું એ કોણ ?

**દાદાશ્રી :** ઘરનાં બધાં બૈરી-છોકરાં એ બધાં. કારણકે આપણે કરીએ એવું એટલે પછી એવું જ માને ને ! એટલે પછી એક શેઠે મને શીખવાડ્યું. એક શેઠને

ત્યાં હું બેઠો'તો. શેઠ પૈસાવાળા માણસ હતા અને જૈન લૂગડાં-બૂગડાં પહેરે એ બીજા. આટલે સુધી જ ટૂંકું. આટલે સુધી લાંબું સીવડાવીએ તો કપડું વધારે જાય ! ભલેને ટાઢ હશે તો વાંધો નહિ ! રોજ મારી બેઠક ત્યાં આગળ. પછી છે તે છોકરો શાક લેવા માટે પૈસા લેવા આવ્યો. તે દહાડે મારી હાજરીમાં આવી વાત બની. નહીં તો રોજ તો એવું કંઈક પહેલું થઈ ગયું હોય. પણ તે દહાડે તો એવું બન્યું કે છોકરો લેવા આવ્યો. તો આ કહે છે, 'આજ તારી મમ્મીને કહેજે કે ભીડ છે આજે. એટલે આજે છે તે પેલાં તુવેરનાં બાકરાં બનાવજો.' કહે. આજ ભીડ છે, કહે છે. અરે, આ શેઠિયો શું બોલે છે ? હમણે કોઈને વીસ હજાર જોઈએ તો હમણાં ધીરે પૈસા. સરસ નાણું બેંકમાં અને આવું બોલે છે ! ત્યારે મેં કહ્યું, આનું મગજ ખસી ગયું છે કે શું આની અક્કલ છે આ, તે આપણને આની કંઈ સમજણ નથી પડતી ! પછી એ છોકરું-બોકરું ગયાં પછી એકલાં પડ્યાં. ત્યારે મેં કહ્યું, શેઠ, આવું શું કરો છો ? આ નિર્દયતા શું કરો છો ? છોકરાને, એને શાક લાવવાનાં પૈસા ય ના જોઈએ ? ત્યારે કહે, રોજ આપું છું, જેટલા જોઈએ એટલા. પણ એક દહાડો આવું કરું અઠવાડિયામાં. એટલે એમ જાણે કે આ પૈસાની ભીડ હોય છે આમને. મેં કહ્યું, આ તો બહુ અક્કલવાળા. નહિ તો એ લોકોને ટેવ પડી જાય. મેં જાણ્યું, આ નિર્દયતા કેમ કરે છે ? નિર્દયતા નહીં, પણ એ સાચો રસ્તો હતો.

**પ્રશ્નકર્તા :** એના ધ્યાન ઉપર લાવ્યા કે અહીંયાં ય કોઈ વખત ભીડ હોય છે. જ્યારે માંગીએ ત્યારે મળી જાય એવું નથી.

**દાદાશ્રી :** નહીં, પેલાં લોકોનાં મનમાં એમ થાય કે આજ ભીડ છે એટલે આજ કરો અને ફરી આપણને વખતે ખરેખર ભીડ આવી તો આપણે કહી શકીએ કે ભીડ છે. એટલે તરત માની જાય. પહેલેથી કેવું સરસ ઘડતર કરી રાખે છે. મને તો હું જ્યાં જઉં ત્યાં આવાં, આવાં નુસખા યાદ રહી જાય વધારે. મને આ ગમે. કોઈ નવી જાતનું અક્કલવાળું હોય ને એ મને ગમે. રસ્તો તો સારો ને ! એમાં તો બે મત જ નહિ ને ! છે ને ધન્ય એની બુદ્ધિને ય !

# જો પૈસા જોડે લઈ જવાતા હોત; દેવું કરીને પોટલું લેત બહોત !

અહીંથી જોડે ના લઈ જવા દે ? અહીંથી સાથે આપણને ડોલર કમાયેલા લઈ જવા ના દે ? કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** ના લઈ જવાય ? તો પછી, પૈસાને આપણે શું કરવાના ત્યારે ? આપણે જાતે વાપર્યા નહીં પોતાનાં સુખ ને સાહ્યબી માટે ! ને સારા કામમાં ય વાપર્યા નહીં !

બીજા પાંચ લાખ હોય તો તો આપણે બીજી વ્યવસ્થા કરવાની સારી ! તે એનો ઓવરડ્રાફ્ટ તો મળે. બીજાનાં સુખને માટે વાપરવાં એનું નામ ઓવરડ્રાફ્ટ. બીજું બધું આપણે આગળનો ડ્રાફ્ટ કઢાવી લેવાનો.

**પ્રશ્નકર્તા :** કઈ બેંકમાં ?

**દાદાશ્રી :** એ તો હું કઢાવી આપીશ.

એટલે છોકરાને રીતસર પદ્ધતિસર આપી અને બીજું સારે રસ્તે આપણે લોકોનાં સુખને માટે વાપરી દેવું. લોકોને સુખ કેમ પડે, લોકોના દિલ ઠારવાથી, એ તમારી જોડે આવશે મિલકત. આમ રોકડું નથી આવતું, પણ આ ઓવરડ્રાફ્ટ રીતે આવે છે. રોકડું તો જવા જ ના દે ને ત્યાં આગળ ! આમ ઓવરડ્રાફ્ટ કરે, લોકોને ખવડાવી દે, બધાનું દિલ ઠારે, કોઈને અડચણ હોય તો ભાંગે. આ રસ્તો છે આગળથી ડ્રાફ્ટ મોકલવાનો. એટલે પૈસાનો સદ્ઉપયોગ કરો. વરીઝ-બરીઝ કરવાની નહીં. ખાવો-પીવો, ખાવા-પીવામાં અડચણ ના કરો. એટલે હું કહું છું કે, 'વાપરી નાખો, ને ઓવરડ્રાફ્ટ લો. શા હારું આમ કરો છો તે ?' પણ ઓવરડ્રાફ્ટ કઢાવનારા ઓછા છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે એક શેઠિયાને મેં પૂછ્યું હતું, આમ સારી મિલકત ધરાવતા હતા અને ગામડાનાં શેઠિયાઓ એટલે આટલે ઘુંટણ સુધી ધોતિયું પહેરે, અને આટલે સુધી ટૂંકી બંડી પહેરે, તે ય ખાદીની. તે બધું થઈને તે જમાનામાં ત્રણ રૂપિયાનું હોય. આ એનો કુલ ડ્રેસ. ત્યારે મેં એને કહ્યું કે, 'શેઠ, આ ક્યાં સુધી પોતડીઓ પહેર્યા કરશો ? મોટાં મિલકતદાર છો, હવે કંઈ સારાં ધોતિયાં પહેરો ને !' ત્યારે કહે કે, 'એમાં શું ? આમાં શું દુઃખ છે ?' ત્યારે મેં કહ્યું કે, 'તો આ બધું, એક-બે લાખ જોડે લઈ જજો !' ત્યારે કહે છે કે, 'અંબાલાલભાઈ, એ તો જોડે ના લઈ જવાય. એ તો કોઈ લઈ ગયેલો નહીં.' ત્યારે મેં કહ્યું કે, 'તમે લોકો કંઈ કાચા છો ? અમે જરા કાચા પડીએ.' ત્યારે કહે છે, 'ના, કોઈથી ય ના લઈ જવાય.' ત્યારે મેં કહ્યું કે, 'જોડે લઈ જવાય એવો મને રસ્તો જડ્યો છે, હું તમને દેખાડું.' ત્યારે કહે કે, 'શું ?' મેં કહ્યું કે 'આવી રીતે થોડો ઓવરડ્રાફ્ટ કઢાવો. ત્યારે કહે કે, 'મારી મહીં અંદરખાને એ ભાવના ખરી.' પણ એ આમ છટકી ગયા, એ જાણે કે આ ઊંધું પાછું ક્યાં દેખાડ્યું ?!

એટલે પછી મેં એમનાં છોકરાંને પૂછ્યું કે તમારા બાપાએ આ બધી મિલકત કરી છે, તે તમારા માટે કરી છે, પોતડીઓ પહેરીને ! ત્યારે કહે છે, 'તમે અમારા બાપાને ઓળખતાં જ નથી.' મેં કહ્યું કે, 'કેમ ?' ત્યારે કહે છે કે, 'જો અહીંથી લઈ જવાનું હોત ને, તો મારા બાપા, અહીં લોકોની પાસે દેવું કરીને દસ લાખ લઈ જાત. આવા પાકા છે ! દસ લાખનું દેવું કરીને જાય એવા છે, માટે બહુ મનમાં રાખવા જેવાં નથી આ.' એટલે એનાં છોકરાંએ જ મને આવી સમજણ પાડી. મેં કહ્યું કે, 'હવે સાચી વાત મળી મને ! હું શું જાણવા માંગું છું એ મને મળી ગયું. આમ કરતાં કરતાં એ શેઠ જતાં રહ્યા ને કશું જોડે લઈ ગયા નહીં.

## છોકરાને આપવું પદ્ધતસરનું વિલ; લોકહિતમાં વાપરી, લે ઓવરડ્રાફ્ટનું રીલ !

**પ્રશ્નકર્તા :** આપણી જે મિલકત હોય, તેનું વિલ બનાવવું હોય છોકરાં માટે, તો આદર્શ વિલ કઈ રીતનું હોવું જોઈએ ? એક છોકરો ને એક છોકરી હોય તો ?

**દાદાશ્રી :** છોકરીને અમુક પ્રમાણમાં આપવું. આપણે છોકરાને પૂછવું, 'તારે શું ધંધો કરવો છે ? શું કરવું છે ? સર્વિસ કરવી છે ?' આપવું પણ અમુક પ્રમાણમાં. અડધી મૂડી તો આપણી પાસે રહેવા દેવી, એટલે પ્રાઈવેટ ! એટલે જાહેર કરેલી નહીં. બીજી બધી જાહેર કરવી અને કહેવું કે, અમારે જોઈએ, પણ અમારા બે જણને જીવતા સુધી જોઈએ ને ? કહીએ. અને પાછું દેવું કરી આપવું બેંકનું. બેંકનું દેવું ના કરે એ ધંધો ના કરવો. એટલે ગોદા મારનાર જોઈએ એને. જેથી દારૂ ના પીવે. એટલે આપણે પદ્ધતિસર, સમજણપૂર્વક કામ કરવું.

**પ્રશ્નકર્તા :** પણ માણસ મરી જાય, પછીનું વિલ કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** ના, મર્યા પછી તો જે છે ને આપણી પાસે, અઢી લાખ રૂપિયા વધ્યા છે, તે તો આપણી હાજરીમાં જ મર્યા સુધી રહેવા જ ના દેવાં. બનતાં સુધી ઓવરડ્રાફ્ટ કરાવી જ લેવા. દવાખાનાના, જ્ઞાનદાનના બધા ઓવરડ્રાફ્ટ કઢાવી લેવા અને પછી વધે તે છોકરાઓને આપવા. તે વધારવા ય ખરા થોડાક. એ લાલચ એમની છે ને, તે લાલચ હારું પચાસ હજાર રાખવા. પછી બીજા બે લાખના તો ઓવરડ્રાફ્ટ કઢાવી લેવાના, આવતે ભવ આપણે શું કરીએ ? આ બધા ગયા અવતારનાં ઓવરડ્રાફ્ટ અત્યારે વાપરો છો, તો આ અવતારમાં ઓવરડ્રાફ્ટ ના કાઢવો પડે ? આ શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ઓવરડ્રાફ્ટ.

**દાદાશ્રી :** હા, કોઈને આપણે આપ્યા નથી આ. આ લોકોના હિતને માટે, લોકકલ્યાણ માટે વાપર્યા એ છે તે ઓવરડ્રાફ્ટ કહેવાય. છોકરાને આપીને તો પસ્તાયેલા, એવા પસ્તાયેલા કે ખરેખર ! છોકરાનું હિત કેવી રીતે કરવું તે આપણે સમજવું જોઈએ. તે મારી જોડે આવીને વાતચીત કરી જવી.

એટલે હું કહું છું કે ધૂળમાં જાય એના કરતાં કંઈ સારા રસ્તે જાય એવું કંઈક કરો. જોડે કામ લાગશે અને ત્યાં તો જતી વખતે ચાર નાળિયેર બંધાવશે ને ! અને તે ય છોકરો શું કહેશે, 'જરા સસ્તામાંના, પાણી વગરનાં આપજો ને !' માટે સારે રસ્તે પૈસા વાપરજો. લોકોના સુખને માટે વાપરજો. તમારા પૈસા જો વધારાના હોય તો લોકોના સુખને માટે વાપરશો. એટલા જ તમારા, બાકી ગટરમાં.....!

આ તો આવું બધું ના બોલવું જોઈએ. છતાં બોલીએ છીએ અમે !

## ન સોંપાય પહેલેથી બધી મિલકત; લાચારીને ઠેબાં મળે જાણ હકીકત !

એકનો એક છોકરો છે તે વારસદારને સોંપ્યું. ભઈ આ બધું તારું, હવે અમે બે છે તે ધર્મ કરીએ. આ મિલકત બધું એનું જ છે ને, એવું બોલશો તો ફજેતો થશે ! કારણકે એને મિલકત આપવાથી શું થાય ? પેલા ભઈ મિલકત આપીને ઊભા રહે, એકનો એક છોકરો. એટલે પછી છોકરો પેલા બે જણને સાથે રાખે. પણ છોકરો એક દહાડો કહેશે, 'તમને અક્કલ નથી, તમે એક જગ્યાએ બેસી રહો અહીં આગળ તે !' એટલે તે ઘડીએ પેલાના મનમાં એમ થાય કે આ મેં આને ક્યાં હાથમાં લગામ આપી ? એ પસ્તાવો થાય ને, એના કરતાં આપણે કૂંચી આપણી પાસે રાખવી.

હવે પેલા ભઈનો છોકરો મારી હાજરીમાં કહે છે, દાદાજી, મારી કહેલી વાત બાપા એક્સેપ્ટ કરતા નથી. એટલે મેં એને કહ્યું, તું શું સમજું છું તારા મનમાં ? ઈઝ હી પાર્ટી ? એ પાર્ટી છે ? એ એમ સમજે, આ અમારો બાપ એ પાર્ટી અને આ ય પાર્ટી, હું ય પાર્ટી. પાર્ટી સમજે છે મહીં. તે પછી છોકરો મને કહે છે, પણ મારા પપ્પા આમ કરે છે એ કેમ ચાલે ? એ મને નહીં ફાવે. એટલે મેં કહ્યું, આ જબરો મૂઓ ! મેં કહ્યું, યુ આર નોટ ધી પાર્ટી ! અહીં પાર્ટી-બાર્ટી ના હોય. કે આ એ આમ કરે છે. પછી કહ્યું, 'પપ્પાજી તારા પાસે ખાવાના પૈસા લે છે ?' એટલે ચમક્યો. 'ખાવાના લે મારી પાસે ?' 'ત્યારે તે કોની પાસે લે ?' તને ખવડાવે છે. તે તું નાનો હોઉં ત્યાં સુધી ખવડાવે. અને અહીં ન્યાય કરવાનો નથી. અહીં તો તારા ફાધરનો ન્યાય એ ન્યાય છે, કહ્યું. એ વહેલી તકે ઊડાડી મેલી એની વાત. પેલો

ન્યાય ખોળતો હતો, મૂઓ ! અલ્યા મૂઆ, અહીં ન્યાય ખોળું છું ?! બાપની પાસે ન્યાય ખોળું છું ?! એમનું બધું, એમના પૈસાનું ખઉં છું. ત્યારે પછી કહે, બિઝનેસ છે એમનો. તો એ પોતે કરે સર્વિસ અને એમનો ધંધો મને સોંપી દે, કહે છે. મેં કહ્યું, રૂપિયા આપ વ્યાજે લાવીને અને જો તારે આ જોઈતા હોય તો કેટલા ટકા ઈન્ટરેસ્ટ આપીશ એ નક્કી કર ! એટલે એને એમ લાગ્યું કે દાદા છે તે કંઈ કરાર કરાવી લેશે મારી પાસે હઉ. પણ પેલો સમજી ગયો કે કરાર કર્યા વગર ચાલે એવું નથી, નહીં તો પછી દાદા, નવી જાતનું ફેરવીને કશું આપે નહીં તો શું કરીએ ? ચમક્યો ! અને છોકરો તો શું બોલે, તમારા બેઉ જણમાં બિલકુલ સેન્સ નથી, કહે છે. એટલે એના બાપા કહે છે, આ બધા ડોલર આપ્યા તેનો આ બદલો ? બાપથી બોલાય નહીં, બાપ બોલે ને ત્યારે પેલો કહેશે, પણ ન્યાય આ નથી કહેતો. અલ્યા મૂઆ, ન્યાય કરું છું, બાપની જોડે ? એ તો બાપનું કહ્યા પ્રમાણે જ કરવાનું. આખો વારસો લેવો છે. અને એની પાછળ ઉપરથી ન્યાય ખોળું છું ! અને તારો સ્વભાવ વાંકો હોય તો એ તો પાછું તે ઘડીએ તું વાંકું બોલીને ઊભો જ રહેવાનો છું. અત્યારથી જ આવું કરું છું, તો તે દહાડે તું મારો શું ફજેતો કરે ? આ છોકરો આવું બોલે છે, કંઈ જાત જાતનું બોલે છે. મેં કહ્યું, જો સોંપશો નહીં. લાગણીવાળો છે બધું ય. લાગણીવાળો છે, પણ સ્વભાવ કંઈ જાય કે ?

**પ્રશ્નકર્તા :** નહીં.

## રાખ લગામ હાથમાં એ બન્નેનું હિત; વખત પડે ત્યારે ખેંચ એ ખરી પ્રીત !

**દાદાશ્રી :** એનો સ્વભાવ એવો એટલે પછી... એ છોકરો મને શું કહે, મને લાગણી છે દાદાજી. એમને બહુ સારી રીતે સાચવીશ, કહે છે. લાગણી છે પણ ગમે તેટલી લાગણી હોય બાપ જોડે, પણ બાપને કહેશે, નોનસેન્સ. એટલું કહ્યું એટલે થઈ રહ્યું ! એમના મનમાં એમ થાય કે બળ્યું આવું જીવન કેમ જીવાય ? છોકરો જ કહે તે ! એ લાગણીને શું કરવાની ? પછી પોતે જે રીતે જીવેલો તે નથી જીવાતું ને !

**પ્રશ્નકર્તા :** નહીં જ ને !

**દાદાશ્રી :** એટલે ઠેઠ સુધી જીવવાની ચાવી આપણી પાસે રાખવી, ચાવી. એને બધી રીતે ઉત્તેજન કરવાનું. ધંધો કરાવી આપવો, બહુ હેલ્પ કરવી. એટલે પેલા સમજી ગયા બધા. તે એમણે ગોઠવણી કરી છે હમણે.

એટલે હાથમાં લગામ રાખીને કામ લેજો. તે એને બહુ સમજણ પડી ગઈ. બધા આવી રીતે ફસાયેલાં હતાં. આ તો મા-બાપ બિચારાં ભલાં એટલે કહે, આ તારું જ છે ને, બા. આ તારું જ છે એમ કરીને તો છોકરાં પાછાં ચઢી બેસે એ તો પછી. ના આપે એ તો આપણને. માટે લગામને પદ્ધતસર રાખવી જોઈએ. એ ય સમજવા જેવી ને વાત પાછી. આપણા હાથમાંથી લગામ છોડી અને પછી બૂમો પાડીએ. આપણામાં એક કહેવત છે કે અંધારું ઘોર થયેલું હોય અને કાળો બળદ હોય અને પછી ખીલેથી આપણે છોડ્યો. પછી આપણે કહીએ લે, આવ, આવ, આવ. તે દેખાય નહીં ને કઈ બાજુ આવ આવ કરીએ ? એ ખીલે બાંધવા સારું ! લે આવ, લે આવ. તે મૂઆ ખીલેથી ના છોડીશ. અંધારું છે ને કાળો છે એ.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એટલે કહ્યું, લગામ રાખ તારી પાસે.

**પ્રશ્નકર્તા :** તો એમાં વાણી, મન અને વર્તનની સરળતા રાખીએ, તો એ તો શુદ્ધ ગુણ છે. તો પછી એનું શું કરવું ? એ ય નહીં રાખવાનું ?

**દાદાશ્રી :** એ સરળતા રાખી જ ના કહેવાય. આપણે છે તે ઘોડાને હાંકવાનો હોય ને, તો એની લગામ ઢીલી કરી દઈએ એને સુખ પડે એવું, એને સુખી થાય એટલા સારું. તો શું થશે ? ઠોકર ખાઈ દેશે, પાડી નાખશે બધું.

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એટલે આપણા હિતને માટે લગામ ખેંચવાની એ ભલે ડોળા ખેંચાય. જરા લોહી નીકળતું હોય તો ભલે નીકળે. પણ બંનેના હિતને માટે છે.

**પ્રશ્નકર્તા :** હવે લગામ હાથમાંથી જતી રહી પછી શું કરવું ?

**દાદાશ્રી :** જતી તો રહી એ લગામ જાણીને પછી, ફરી વાત દબાવી દેવાની. થયેલી ભૂલને શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** બધાને જ એવું થયું છે, દાદા.

**દાદાશ્રી :** એવું છે ને, બહુ મુશ્કેલીમાં આવ્યું હોય તો મારી પાસે લાવજે, હું સમું કરી આપીશ. ના મુશ્કેલીમાં આવ્યું હોય તો ચલાવી દેજો. જેવું ચાલે એવું ખરું, શું થાય તે ? કારણ કે અમારે જ્ઞાનીની પાસે જ્ઞાન એકલું ના હોય, એની પાસે બોધકળા ને જ્ઞાનકળા બધી કળાઓ હોય. એ વ્યવહારમાં એવી રીતે રહે કે કોઈની જોડે મતભેદ ના પડે. કોઈ ગાળ ભાંડનારની જોડે મતભેદ ના પડે એવો વ્યવહાર રાખે. અને કોઈ સામો થાય જ નહીં. મોટો રાજા હોય તો ય સામો ના થાય એવો વ્યવહાર હોય. એટલે વ્યવહારકળા ને બોધકળા બેઉ હોય. જ્ઞાન છે, ત્યાં શું ના હોય એમની પાસે. એટલે આપણે આપણું કામ કાઢી લેવું. જરા કાચું પડ્યું હોય તો ફરી સુધારી લેવું. સંસારમાં બધા કાચા પડી ગયેલા. અત્યારે તો આ વ્યવહારિક જ્ઞાન જ નથી ને લોકોને ! વ્યવહારિક જ્ઞાન ઓછું થઈ ગયું છે લોકોને. ડોલરની પડી છે. બસ, બીજી કશી પડેલી નથી. રાતદહાડો એનું જ ધ્યાન. જાણે એ મા-બાપ ના હોય ! બધે ધ્યાન રાખવું પડે. એકતરફી નહીં હોવું જોઈએ. બધું જ ધ્યાન, છોકરાઓનું ધ્યાન રાખવું જોઈએ, વાઈફનું ધ્યાન રાખવું જોઈએ, ડોલરનું ધ્યાન રાખવું જોઈએ. આપણો છોકરો સારો છે, પણ તો ય નાથ તો એક નાની અમથી આપણી પાસે રાખવી.

**પ્રશ્નકર્તા :** નાથ ?

**દાદાશ્રી :** નાથ, લગામ. બહુ જેન્ટલમેન છે, પણ એને બોલતાં શું શીખ્યો હોય અને કોઈ વખત ચિડાય ત્યારે શું બોલી જાય, તે એ બોલી જાય. જો આપણને મહીં પચી જતું હોય તો વાંધો નથી. એના બધા બોલ પચતા હોય, તો વાંધો નથી, પણ નહીં પચે. જ્ઞાન છે તો ય નહીં પચતા. તો પછી જ્ઞાન ના હોય તો શું પચે ?

એટલે પેલા ડૉક્ટર કહે છે, મને ય એવું કરી આપો, મારા છોકરા જોડે. મેં કહ્યું, કરી આપીશું. છોકરાં જોડે નિવેડો તો આવવો જોઈએ ને ! એ છોકરો તો ડાહ્યો થશે, જો તમે એને કંટ્રોલમાં રાખશો તો. બધી રીતનાં કંટ્રોલ નહીં. બીજું નહીં. એ અને એનાં વાઈફ વિનયમાં રહેતા હોય તો એનો કશો વાંધો નહીં. પણ અમુક એના મગજથી જ રાજ ચલાવે બધું. અને આપણે એનાં પ્રજા થઈ જઈએ.

**પ્રશ્નકર્તા :** તે નહીં ચાલે.

**દાદાશ્રી :** તે ન થવું જોઈએ. મહાપરાણે પરસેવા પાડી પાડીને કમાયા. તે પાછળની જિંદગી દુઃખી કરવા માટે નહીં કર્યા. અમારી જિંદગી દુઃખી થાય તો અમારો આત્મા જતો રહે. અમે તો આત્મા માટે આવ્યા છીએ.

**પ્રશ્નકર્તા :** પણ દુઃખી થાય તો આત્મા જતો રહ્યો ?

**દાદાશ્રી :** દુઃખી થાય તો મહીં બગડી જાય પછી. આપણા કાન ખરી જાય એવું બોલે. પછી એની વહુ આવશે ને ! એટલે પછી કહેશે, તમારામાં સેન્સ નથી બરોબર, તો તે આબરૂ રાખ. તે ફજેતો ના થવા દેજો ! ચેતી જાવ આ. આ વ્યવહાર છે. ખરેખર રીયલી વસ્તુ નથી, આ રિલેટિવ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી ત્યારે પણ આપણે જ્ઞાનમાં, જાગૃતિમાં રહીએ તો સુંદર ને !

**દાદાશ્રી :** રહેવાય તો બહુ સારું. ઊલટું આવું જો મળે ને ત્યારે સારું કહેવાય. પણ મહીં સહન ના થાય તો પછી ઊંધું થાય. તમારું તો એટલું બધું સહન કરવાની શક્તિ ના પહોંચે તે વખતે.

## વિલ કરવું વ્યવહારથી; પછી જીવન જીવાશે પ્યારથી !

આ તો બાપ એકના એક છોકરાને કહેશે, 'મને તારા વગર ગમતું નથી, બાબા. તારું જ છે ને બા, બધું તારું જ છે ને !' મેર ચક્કર, તારી શી દશા થશે ? એનું હોય તો અહીં શું લેવાદેવા ? એટલે પછી એ જાણે 'મારાં બાપાનું એ મારું જ છે ને, આ તો ?' હોવે, આ તારું છે ! વહુ આવે તે ઘડીએ અમારી દશા જ બેસાડે ને તું તો ?

આ તો એકનો એક છોકરો છે, તે વહીવટ કરવા માંડ્યો, મોટલનો એ બધો. તો આ ભઈ, એના ફાધર મને કહે છે, બધો વહીવટ હવે સંભાળી લે છે એ. મેં કહ્યું, ના સોંપાય વહીવટ. અને વહીવટ સોંપી દઈએ તો શું થાય ? એ તો જાણે કે

મારી જ છે મિલ્કત આ તો. અને આપણે ય ઘણાં વખત ભોળા ભાવમાં બોલી જઈએ કે ભઈ, બીજું કોણ વાપરવાનું છે, તારે જ વાપરવાનું છે ને. એટલે ઝાલી પડે.

એટલે પછી મેં કહ્યું, છોકરાને પૂછ્યું કે આ મોટલનો તું વહીવટ કરું છું તે મોટલ તને સોંપવાની છે ? ત્યારે કહે, મારી જ છે એમાં શું સોંપવાનું છે ?! મેં કહ્યું, તારી શી રીતે ? લાવ કાગળ. લાવ તારી પાસે છે કશું ? આ તો પપ્પાની પાસે છે. પછી કહે છે કે, હું એમનો છોકરોને, એકનો એક જ છું. મેં કહ્યું, ના ચાલે. એ તો તારા પપ્પા કાલે બીજા કોઈને આપી દે. એમની જાતની કમાણી છે. આ દાદાની કમાણી નહીં કે તું દાવો માંડીને લઈ શકે.

પછી છોકરાને મેં કહ્યું, 'અહીં તારે શું લેવાદેવા છે અહીં ?! આ તો ફાધરનું છે, હું જાણું છું અને આ બધાં ય જાણે છે. ચૂપ થઈ ગયો. પહેલું તો આ એમ જ જાણતો હતો કે આ બધું મારું. તને ભણાવાનો-બણાવાનો અધિકાર એમને હતો, એમ કરીને ઉતારી પાડ્યો જરા. હવે કંટ્રોલમાં રહેશે. પેલું તો રહેતા હશે કે ! તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** કંઈક ના જોઈએ બધું ? અને છોકરાને કહ્યું, તને શું હક્ક છે બીજો અહીં ? આ તો તને પેસવા દે છે એટલે સારા માણસ છે. ત્યારે કહે, હા, સારા માણસ છે. ત્યારે મેં કહ્યું, તને મોટેલ સોંપે, તો તારી પાસે ડાઉન છે પૈસા ? ત્યારે કહે, નથી. એટલે ટાઢો પડ્યો. ત્યાર પછી મને કહે છે, તો પણ આ વહીવટ તો હું કરું છું એમાં તો વાંધો શો છે ? ત્યારે મેં કહ્યું, ના, તે વાંધો નહીં, તું તારા નામે જ કરી લે આ મોટેલ. ત્યારે કહે, હું પૈસા કંઈથી લાવું ? મેં કહ્યું, પૈસા તો તું વ્યાજે લાવજે. ઈન્ટરેસ્ટ આપજે. ત્યારે કહે, કેટલું વ્યાજ ? મેં કહ્યું, બાર ટકા. ત્યારે કહે, કાલે વિચાર કરીને કહીશ. તો પછી કોઈને પૂછી આવ્યો હશે કે સાત ટકે હા પાડે તો માનજે. તો કહે, સાત ટકા. મેં કહ્યું, સાત ટકા આપજે. મેં કહ્યું, એને કરાર કરી આપો આ. તમારી બધી સોંપી દો મોટેલો-બોટેલો. હવે ધંધામાં હમણે બે વર્ષ પછી એ જ્યાં સુધી ભણે છે. ત્યાં સુધી બે વર્ષ છે તે ૫૦૦૦ ડોલર કામ કર્યા

બદલનાં દર સાલ એને આપવાના. બે સાલ દસ હજાર આપી દેવાનાં અને ધંધાનું એગ્રીમેન્ટ આજથી કરે. તે બે વર્ષ પછી આ મોટેલનો ધંધો તને સોંપવામાં આવશે. અને આટલી કિંમતથી આટલા ડોલરથી સોંપવામાં આવે છે અને તેનું દર સાલ આટલા તારે ભરવાં આમને અને ઈન્ટરેસ્ટ પંદર ટકા બહાર ચાલે છે તેને બદલે સાત ટકા એ એક્સેપ્ટ કરે છે.

**પ્રશ્નકર્તા :** આ ફાધર ને છોકરાનાં રિલેશનમાં આ બધું કેમ ?

**દાદાશ્રી :** એ વ્યવહારને ખાતર. પછી જ્યારે અડચણ પડે તો મદદ કરે પાછા ફાધર. ફાધર તો ખરાં ને ! પણ વ્યવહારથી તો કરવું પડે ને, વ્યવહાર તો સરકારી કાયદા બધા.

બસ, બરાબર છે ? કરેક્ટ છે એગ્રીમેન્ટ ? સાત ટકા ઈન્ટરેસ્ટ બરાબર છે કે પંદર ટકા જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ઘરવાળા છે એટલે સાત ટકા બરાબર છે.

**દાદાશ્રી :** બરાબર છે, યુ આર રાઈટ. હા, ઘરનાં માણસોની પાસે વધારે લેવાય નહીં. બરાબર છે !

રૂપિયો હોય તો પાંસરો ના થાય, એવો માણસનો સ્વભાવ. હાથમાં ડોલર ખલાસ થાય તો પાંસરો થઈ જાય, એ ત્યાં સુધી ના થાય, એવો મનુષ્યનો સ્વભાવ. એટલે અમે તો બધી લગામ હાથમાં રાખીએ. એ વ્યવહાર એવો છે કે આવી રીતે લગામ પકડવી કે જેથી એ ઘોડો દુઃખી ના થાય, પકડનાર દુઃખી ના થાય. વ્યવહારને વ્યવહાર કહેવો જોઈએ. વ્યવહાર અણીશુદ્ધ હોવો જોઈએ. વ્યવહારમાં મતભેદ ના થાય, ચિંતા ના થાય, દુઃખ ના થાય કોઈને, એવી રીતે વ્યવહાર હોવો જોઈએ. તને પણ દુઃખ ના થવું જોઈએ. તું છોકરો છે ને ! હવે પૈણીને આવ્યો તે તારી વાઈફને પણ દુઃખ ના થાય એવું હોવું જોઈએ. જેમ બેંકોમાં ગોઠવણી

કરવામાં આવે છે, આ રૂપિયા ગણવાનો અધિકાર છે, ઘેર લઈ જવાનો અધિકાર નથી. એવું વ્યવહારમાં ગોઠવણી કરવાની છે બધી.

એ જાણે કે આ તો બધું આપણું જ છે. એટલે મેં કહ્યું, એગ્રીમેન્ટ કરી લો. કરાર સાથે કરી લો. અને છોકરાની પાસે વ્યાજ ઓછું લે એ તો બહુ સારું કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** આમ સારા, અહીં જન્મેલા ને ! એટલે આમ હૃદય સારાં હોય છે આ પૈસાની બાબતમાં અને આપણે ત્યાં ઈન્ડીયામાં ચોંટી પડે, શાનો મારી પાસે કરાર મંગાવો છો ? આ તો મારી મિલકત છે, એવું કહે મૂઆ. આપણે તો એમ કહીએ ને કે ભઈ આ મારા ફાધરે આપ્યું એ તને આપીશ. બાકી બધું જૂદું, મારું જ છે. વારસો જેટલો ફાધરે આપેલો હોય એટલો જ હોય, કાયદેસરનો. તમારું કમાયેલું એ છોકરાનું ના હોય. એ તમારી મરજી પર વિલ (વસિયતનામું). એટલે કાયદેસરનું કોર્ટમાં એ ન કરી શકે. ફાધરનું આપણે લીધું હોય એટલે આપણે આપવું જોઈએ. નહીં તો ચઢી બેસે ને પછી આપણી જિંદગી ખલાસ કરી નાખે. પછી મનમાં થાય કે જિંદગી આ જીવે છે ને, કૂતરા જેવું જીવન ગાળે છે. એવું અપમાનિત જીવન કંઈ સારું કહેવાય ! એ આપણને બાપ થતાં ના આવડ્યું તેની જ ભાંજગડ ને !

**પ્રશ્નકર્તા :** હાસ્તો, હાસ્તો.

**દાદાશ્રી :** હવે એ તો કાલે હવે પૈણાવી દઈએ, તો પેલા એના ગુરુ મહારાજ આવે તો આપણું કલ્યાણ થઈ જાય ! આપવું છે એને જ, મનમાં આપણે સમજી રાખવાનું. પણ ગુરુ મહારાજને લઈને આપણે મૂર્ખ બનીએ એવું ના થવું જોઈએ. કૂંચી આપણી પાસે રાખવી.

**પ્રશ્નકર્તા :** હા, રાખવી પડે.

**દાદાશ્રી :** કૂંચી રાખવાની, પ્રેમ બધો રાખવાનો, બધું રાખવાનું પણ વ્યવહાર કરવો. એવો કંટ્રોલમાં લઈએ કે વહુનું માને જ નહીં. એ જાણે કે વહુનું માનીશ તો આ મારે અહીંથી આ જગ્યા ખાલી કરવી પડશે. એ ભયનું માર્યું જગત રહે છે.

**પ્રશ્નકર્તા :** હા, ભયનું જ છે, બરાબર છે. બધે ભય જ છે.

**દાદાશ્રી :** હા, ભયનું. ભય છૂટ્યો કે આ ખરાબ થઈ જાય. એટલે મેં કહ્યું, આ છોકરો ફજેતો કરશે, ત્યાં સુધી તમે કરાર કરી લો. તમારે તો આવું એગ્રીમેન્ટ પેપર લાવીને આ પ્રમાણે એને લખી લેવાનું. એ એને સાયકોલોજીકલ ઈફેક્ટ રહ્યા કરે. એમનું તો કામ થઈ ગયું. એનું એગ્રીમેન્ટ થશે, તારું એગ્રીમેન્ટ થશે. એટલે ઘરમાં ઝઘડા નહીં થાય હવે. પછી કહ્યું, પચ્ચીસ હજાર ડૉલર માંગવા આવે. તે ભઈ મારી પાસે નથી, કો'ક મારા મિત્ર પાસેથી લઈ આપું, એમ કરીને આપવા તમારે. અને વ્યાજ-બ્યાજ બધું લેતા જવું અને મિત્રને આપી દે હવે, કહીએ. એવું ડીલિંગ રાખવું બધું. સંસારમાં ય વ્યવહાર સમજવો જોઈએ કે ના સમજવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** સમજવો જોઈએ.

**દાદાશ્રી :** વ્યવહાર ના સમજેલાં તે બધાં ગૂંચાઈ ગયેલાં. પછી છે તે એક ફેરો ફસાય, પછી વળે નહીં. કકળાટ કરનારો જે મછવાવાળો હોય. બે-ત્રણ મછવાવાળા ઊભા હોય, કોઈ પણ જતો હોય તો એક જણ કહે છે, અલ્યા મૂઆ, એ કકળાટિયા છે એનામાં ના જઈશ, હમણે થોડી વાર પછી આનામાં જા. તો ય પેલામાં બેસી જઈએ અને પછી આ ઠેઠ સુધી, નદી ઓળંગતા સુધી કકળાટ કર્યા કરે એ સહન કરવું પડે ને !

**પ્રશ્નકર્તા :** કરવું પડે.

**દાદાશ્રી :** એટલે વ્યવહાર સમજીને કરવાનો છે નહીં તો ફસામણ.

પોલીસવાળા જોડે બોલે કે ? પોલીસવાળા જોડે કેમ સામા નથી થતાં, એનો સ્વભાવ છે તો ય ? ત્યાં કેમ નહીં કહેતા, મારો સ્વભાવ વાંકો છે ? ના, એ જોઈએ

જ વચ્ચે, પરમ વિનય જોઈએ જ. જ્યાં જુઓ ત્યાં. બાપા જોડે ય પરમ વિનય તો જોઈએ ને ! પરમ વિનય નહીં હોય તો બધું ધૂળધાણી થઈ જાય !

## મિલકત વેચી દીકરાને ધંધે લગાડ્યો; હડધૂત જીવન બાપનું રે ભવ બગાડ્યો !

એક બાપા તો મને કહેવા લાગ્યા, મેં અમારા છોકરાને ધંધો કરવા માટે પૈસા આપ્યા, અમદાવાદમાં બંગલો હતો તે વેચીને, એની માનાં છે તે ઘરેણાં વેચીને આપ્યા. હવે છોકરો કહે છે, મારી જોડે રહો અહીં. તે અમને બન્નેને અમેરિકા બોલાવી દીધા. હવે અમને કહે છે, આ મોટલમાં કામ કરો અને તમારો પાર્ટ રાખીશું. અલ્યા, અમારે પાર્ટ શું કરવો છે આ ? ત્યારે કહે, કામ કરો તો તમારો પાર્ટ રાખીશ. એ છોકરો અત્યારે રાખે છે ખરો, પણ એ કહે છે કે 'પગાર જેટલું પાંચસો ડોલર મહિને આપે, કામ કરો.' અને અમારે વાપરવા કહે, મને પાંચ-દસ ડોલર ના જોઈએ ? પણ કશું આપતો નથી અને આ દસ વર્ષથી કૂતરા જેવું જીવન જીવીએ છીએ બેઉ જણ છોકરાની પાસે. ત્યારે મેં કહ્યું, બંગલો વેચીને શું કરવા આપ્યા ? કોણે કહ્યું હતું તમને ? બંગલો વેચીને આપ્યા મૂઆ! એ તો ઘોડું આપીને ગધેડો બનાવ્યો ? હવે અમને નોકરી કરાવે છે. પણ પગાર નહીં આપતો. અમારે કશું જોઈતું હોય, ધર્માદામાં સો-બસો ડોલર વાપરવા હોય તે ય નથી આપતો. ત્યારે મેં કહ્યું, આ લગામ છોડ્યા પછી બૂમો પાડો છો ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર.

**દાદાશ્રી :** તમને ના ગમ્યું, નહીં ?

**પ્રશ્નકર્તા :** બરાબર. ગમ્યું. દોર ટાઈટ રાખવાની, લગામ.

**દાદાશ્રી :** એ ટાઈટ નહીં. એને વ્યવહાર કહેવાય છે. એવો જ વ્યવહાર. પણ પોલીસવાળાની સાથે એટલી બધી ફ્રેન્ડશીપ નહીં કરી નાખવી કે પેલો ગમે તેમ ટૈડકાવે. એ કેવું ખરાબ લાગે, જો સોંપી દીધું, બધું આપી દીધું. અને આ તો હાર્ટ વગરનાં છોકરાં, સત્યાનાશ વાળી દે આપણું તો. ન્હોય છોકરા પોતાના, છતાં પ્રેમ

રાખવાનો. પણ અંદરખાને એ ના સમજી જાય કે આમને આવું છે. વેપારી સિસ્ટમ એ સમજવા જેવી.

**પ્રશ્નકર્તા :** આટલી બધી ઈન્ડિપેન્ડન્સ કેમ આવી જાય, બહાર રહેવા આવે છે, પરદેશ રહેવા આવે ત્યારે ?

**દાદાશ્રી :** લોકોનું જોઈને. આ ફોરેનના છોકરાને એમના મા-બાપ પહેલેથી કહે કે તારે છૂટું રહેવાય. હવે એમનું આપણા શીખે તો ક્યારે પાર આવે ? અને તે થાય એવું. એક શબ્દે ય અવિનય બોલતો ન હોય, અવિનય વર્તને ના હોય. આ તો એવું બોલે કે આપણા માથાના વાળ ખરી જાય. એટલે પછી આપણે જતું રહેવું પડે. ભલે એમ ને એમ રોટલા કોઈકનાં ખઈશું, પણ આ ના હોય. ફસાઈ ગયા એ ફસાઈ ગયા. આપી દીધું એ આપી દીધું, હવે પાછું મળે જ નહીં ને ! પેલાં કાકા આવે છે ને.

**પ્રશ્નકર્તા :** હા, એ ત્યાં વાત કરતાં હતાં.

**દાદાશ્રી :** અરે, એટલી મુશ્કેલીમાં કે ન પૂછો વાત. એક કાગળ લખીને આપ્યો હતો. એ વિધિ કરી આપી તે રાગે પડશે હવે.

**પ્રશ્નકર્તા :** ના, હું એટલે સમજાવતો હતો ઘણી વખત કે કશું આપી ના દેવું.

**દાદાશ્રી :** નહીં, આપણે જ બગાડ્યું. સામા ખોટાં નથી હોતા, આપણે છૂટ આપીએ...

**પ્રશ્નકર્તા :** હા. અને પછી આપણા પર ચઢી બેસે છે.

**દાદાશ્રી :** હવે છોકરાનો ય ગુનો ન્હોતો. છોકરાનો કંઈ ઈરાદો ન્હોતો એવો. પણ એવા સંજોગોમાં છોકરો ગૂંચવાયેલો છે કે એવા લોભમાં કે આ ચપટી હોય તે ય પાછું બીજું નાખીને ધંધો આગળ વધાર વધાર કરે, તે પણ આપણા ઘરના મા-બાપને જોઈતું હોય એટલું તો આપવું પડે ! પણ છોકરો ન્હોતો આપતો. છોકરા કંઈ ગુનેગાર નથી હોતા પણ એ છોકરાનું એના સ્વભાવ પર જતો રહે ને ! તે પછી એની

ય વિધિ કરી આપી. તે છોકરાને બોલાવીને રાગે પાડ્યું. થોડું-ઘણું રાગે પડ્યું છે. ધીમે ધીમે પડી જાય. આવું ના હોવું જોઈએ. બિચારા, કેવા બિચારા બંગલો-જણસો વેચીને આપી દીધું બધું !

## ઊઘાડી આંખે સાવધાનીપૂર્વક ચલાય; પછી અથડાય તો વ્યવસ્થિત મનાય !

એક બઈ આવીને કહે છે કે આ છોકરો મને એટલી બધી ગાળો દે છે, કશું કમાતો તો છે નહીં, નોકરી જતી રહી છે. હું જાતે ચાર કલાક જઈને દોઢસો ડોલર લઈ આવું છું. મકાન ઘરનું છે. થોડો ભાગ ભાડે આપ્યો છે, ગાડું ચાલે છે. બહુ ભાડું આવતું નથી. પણ આ દોઢસો છે તે એના ઉપરથી ચલાવીએ છીએ. આખો દહાડો કકળાટ કરીને મને હેરાન, હેરાન કરી નાખે છે. દાદા, હું શું કરું ? આ એકનો એક છોકરો છે હવે ! આમ પજવીને તેલ કાઢી નાખે છે. તે મને કહી દીધું સારું થયું. પછી પેલા ભઈને બોલાવ્યો. અલ્યા મૂઆ, કમાતો નથી ને ઉપરથી પાછું શિરજોરી કરું છું ! શિરજોરી આજથી બંધ કરી દે. અક્ષરે બોલીશ ? ત્યારે કહે, નહીં બોલું. અત્યારથી બંધ. પછી બઈને પૂછ્યું, ના અક્ષરે બોલતો નથી.

મારે ત્યાં તો બધા પોલીસ ડિપાર્ટમેન્ટ, બધા ડિપાર્ટમેન્ટ છે. એકલું સિવિલ એકલું ના હોય. સિવિલ ચાલે નહીં એકલું. સિવિલ એકલું ચાલતું હશે !?

**પ્રશ્નકર્તા :** ના ચાલે.

**દાદાશ્રી :** આપણે ત્યાં તો પોલીસ ડિપાર્ટમેન્ટ. એટલે બધા ઊંધા ચત્તા કરીને આવે તે બધાને.

**પ્રશ્નકર્તા :** આપણે છોકરાંને ભણવા માટે મૂક્યો હોય અને ત્યાં એ ખોટી રીતે પૈસા વાપરતો હોય, ધ્યાન ના રાખે નાપાસ થાય, તો આપણે વ્યવસ્થિત જ સમજવાનું ? કે પછી કંઈ કરવાનું ?

**દાદાશ્રી :** કંઈ કરવાનું. વ્યવસ્થિત નહીં સમજવાનું, કરવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે કહીએ છીએ ને કે બધું વ્યવસ્થિત છે, એટલે એ માની લેવાનું ?

**દાદાશ્રી :** એવું કહેવાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** શું કરવાનું ત્યારે ત્યાં ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત એટલે આંખો મીંચીને ચાલવું એનું નામ વ્યવસ્થિત નહીં. ઊઘાડી આંખે ચાલો અને સાવધાનીપૂર્વક ચાલવાનું. પછી અથડાય એ વ્યવસ્થિત. વ્યવસ્થિતનો અર્થ સમજો. ઊઘાડી આંખે ચાલો અને સાવધાનીપૂર્વક ચાલો.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં આગળ છોકરાં જોડે શું પગલાં લેવાં ?

**દાદાશ્રી :** એને સમજાવાનાં. બીજું મારામાર કરવાનું હોય જ નહીં ને !

## બાપ ભણાવે દીકરો ઊડાવે; શાણો તો વ્યાજ સાથે ઊઘરાવે !

**પ્રશ્નકર્તા :** દાદા, મેં તો એને કીધું મારા દીકરાને કે, આ કોલેજમાં ભણવા જાય, પચાસ હજાર ડૉલર ખર્ચ થાય. એકેએક પૈસો લોન તરીકે આપવાનો અને એકએક પઈનું ઈન્ટરેસ્ટ સાથે. મારી ઈચ્છા થાય કે તું સારી રીતે ઉછર્યો અને એ આપવું હોય તો મારી મરજી.

**દાદાશ્રી :** હા, હા. બરાબર છે. વાત બધી વેપારીની કરી.

**પ્રશ્નકર્તા :** કારણકે નહિતર શું કહે છે, આ બધું મારું જ છે. મેં કહ્યું, હં... એવું માની ના બેસતો. મારી ફરજ છે કે તું તૈયાર થાય બસ. તું મારા કરતાં દસ ગણું મેળવજે, પણ આપું નહીં.

**દાદાશ્રી :** એટલે આપણે ત્યાં મુખ્ય કહેવત છે કે ઉછરતા યુવાનને સ્વતંત્રતા આપવી એ સ્વતંત્રતા સત્યાનાશ વાળે છે. મેં બધી જગ્યાએ જોયું છે, આ કંઈ જ્ઞાનીઓ નથી કે જેમને સ્વતંત્રતા અપાય. આ તો અજ્ઞાની. જુઓને, પણ આ

છોકરો બાપને મારી નાખે છે બિચારાંને. રડતા હતા કાલે બિચારાં. આવું બધું ત્યાં ચાલે છે. એટલે હું જાણું ને બધું. આ આખું જગત બધું સડી ગયું છે. બહુ મોહ રાખીએ ને મારો દીકરો, મારો દીકરો કરીને આ સોંપે બધું. આ બધું તારું જ છે ને, તારું જ. એટલે પેલાને સાયકોલોજીકલ ઈફેક્ટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** મારું અને મારા દીકરાનું ખાતું એક ખોલેલું બેંકમાં ભેગું, કરન્ટ. કારણકે એ દૂર રહે ને સાનફ્રાન્સિસ્કો. એટલે કંઈ જરૂર પડે. એટલે એક વર્ષ ટ્રાય કર્યો. મેં કહ્યું, હવે બહુ થઈ ગયું. કારણકે પછી છૂટ થઈ ગઈ ને. એટલે બધા ખર્ચ જસ્ટીફાય કરે કે આ જરૂર હતી. એટલે હું જોઉં કે આ હું અહીંયાથી પાંચ સેન્ટ માટે કંઈ આંટો મારતો હોઉં અને પેલો ત્યાં બેઠો બેઠો એના ફ્રેન્ડને ટેલિફોન કરીને પચ્ચીસ ડૉલર ઊડાડી મારતો હોય. એટલે મેં કહ્યું કે આ નહીં.

**દાદાશ્રી :** એવું છે આવું કરીએ ત્યારે એ સુધરે. એને પોતાને પછી ભવિષ્યમાં એમ લાગે કે ઓહોહો, મારા ફાધરે મને સારો બનાવ્યો. સારું ઘડતર ઘડ્યું એમ લાગે. નહીં તો પછી વાઈફનો બધો કંટ્રોલ. કારણકે આ છોકરાઓને પછી ખ્યાલ જ નહિ ને, બિચારાંને અનુભવ જ નહીં. મોટા મોટા ખોવાઈ જાય છે તો ?!

## ગાદી માટે બાદશાહો મારતાં બાપને; દૂધ પાઈને ઉછેર્યા ઘરનાં સાપને !

આ રસ્તો જીવન જીવવાનો, જીવન જીવવાની કળા. નહીં તો બાપ થઈને રકમ આપશો બધી, તે એ રકમ ખલાસ કરીને પછી કહેશે, તમારે બીજી રકમ આપવી પડશે. અલ્યા, મારી જાત કમાણી છે આ. ત્યારે કહે, જાત કમાણી છે માટે શું થઈ ગયું ? નહીં આપો તો છરો દેખાડીશ, કારણ કે ઘણાં ખરા બાદશાહોને છોકરાઓએ મારી નાખેલા, દિલ્હીમાં. સાંભળેલું તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** શા માટે મારી નાખે ? ગાદી લેવા માટે ! મૂઓ, આ બૂઢ્ઢો ક્યાં સુધી જીવશે હવે ? આ બૂઢ્ઢો જીવશે તો આપણી ગાદી હાથમાં આવશે નહીં. મોડી ગાદી

આવે તો કામની શી ? અત્યારે જવાનીમાં ના આવી તો ! એમ કરીને બાપાને ખલાસ કરી નાખેલાં !

ગમ્મત છે આ તો. વાત મહીં ગમતી હોય તો લેવી. આપણને ના ગમતી હોય તો રહેવા દેવું. પટેલનું ઘર છે, ના ગમતું અહીં પડી રહેશે તો પૂંજો વાળવામાં કાઢી નાખશે એ લોકો. વાત થોડી ગમી આમાંથી ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે ! બિલકુલ સાચી વાત છે.

**દાદાશ્રી :** આ વાત મારે કહેવામાં મારો કેટલો સ્વાર્થ હશે ?

**પ્રશ્નકર્તા :** કશો જ નહીં.

## ઘરમાં વાપર્યા તે જરૂરી ગણાય; ઊંચું ક્યારે ? પારકાં માટે વપરાય !

**પ્રશ્નકર્તા :** મારી પાસે અત્યારે જે ઘર છે. હવે હું એફોર્ડ કરી શકું એમ છું. છોકરાઓ નાનાં છે અને જો મોટું ઘર હોય, એક એકરના પ્લોટ ઉપર, તો છોકરાઓને વધારે મજા આવે. અને હું એ ધ્યાનમાં રાખીને મોટા ઘરમાં પૈસા રોકું.

**દાદાશ્રી :** તો વાંધો નહીં, વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** તો એના એ ગટરમાં ગયા કહેવાય કે ?

**દાદાશ્રી :** ના, ના. એ ગટરમાં ના કહેવાય. પણ ગટરમાં ગયા ક્યારે કહેવાય કે એ પ્રમાણે પેલી બાજુ છે તે સારા માર્ગે જતો ના હોય તો ગટરમાં ગયા કહેવાય. પ્રમાણ સાચવવું જોઈએ.

આપણી પાસે પંદર લાખ હોય તો પંદર લાખે આમાં ને આમાં બધું છોકરાઓને ખુશ કરવા ઘાલ્યા. પંદર લાખમાંથી પાંચ-સાત લાખ પેલી બાજુ જાય અને પાંચ-સાત લાખ આ બાજુ રહે, તો વાંધો નહીં. પણ પેલી બાજુ પેલામાં જવું

જોઈએ. પેલી નહેર જ કોરી હોય પછી ધૂળ ઊડતી હોય એ શું કામનું ?! સૂકી નહેર ત્યાં આગળ મોકલો એ જ તમારું, બાકી આ બધું ય ગટરમાં ગયું.

## આજના યુવાનો ન રાખે આશ; જાત કમાઈ પર આધાર ખાસ !

આમણે એમના છોકરાને કહ્યું કે, બધી મિલકત એને આપવાની છે. ત્યારે એ કહે છે કે, તમારી મિલકતની મેં આશા રાખી નથી. એ તમને જ્યાં યુઝ કરવી (વાપરવી) હોય ત્યાં કરજો. પછી તો કુદરતનું નિર્માણ એ જુદી વસ્તુ છે. પણ નિશ્ચય આવો એનો અભિપ્રાય આપી દીધો છે ને ! એટલે થઈ ગયો સર્ટિફાઈડ અને મોજ-શોખ કશું રહ્યું નથી હવે.

## માગે પૈઠણ, આપવી કે નહીં? સંજોગ પ્રમાણે કરવી સહી !

**પ્રશ્નકર્તા :** કોઈ છોડી માટે ખૂબ પૈઠણ માગે તો આપવું કે ના આપવું ?

**દાદાશ્રી :** એવું સોનું હોય તો આપવું જોઈએ. પ્યૉર ગોલ્ડ હોય તો આપવામાં શું વાંધો ? પિત્તળ લાવવું તેનાં કરતાં પ્યૉર ગોલ્ડ હોય તો આપવાં.

**પ્રશ્નકર્તા :** મેં તો સિદ્ધાંત કર્યો છે કે આપવું નહીં. દાદરો ઉતારી દઉં.

**દાદાશ્રી :** એ તો પણ બીજો મળી આવે ત્યારે ને પણ !

**પ્રશ્નકર્તા :** બીજો તો મળે. એના વગર ચાલે.

**દાદાશ્રી :** મળી આવે. પણ આપણા મનમાં મોહ હોય તો પૂરો કરવો. પણ તને મોહ છે ને એવો ?

**પ્રશ્નકર્તા :** દાદા, પણ છોકરીઓને આપવું એવો ભાવ સારો ? આપણી પોતાની છોકરીઓ હોય અને વ્યવહાર પ્રમાણે કંઈ હોય એ આપવું એવો ભાવ સારો ?

**દાદાશ્રી :** વ્યવહાર પ્રમાણે નહિ, પણ આપણું હોય એ આપવું જોઈએ.

## ઘરજમાઈથી ભારે ફસામણ; ન કહેવાય-સહેવાય અથડામણ !

ભઈ, તમને વાત ગમી આ ?

**પ્રશ્નકર્તા :** હા. પણ અમારે તો છોકરા નથી. છોકરો નથી એટલે ઘરજમાઈ લાવવાનાં છે.

**દાદાશ્રી :** છોકરો તો સારો. એને વઢાય ય ખરો અને આ જમાઈને શું કહીએ ? બોલાય નહિ ને માર ખાવો પડે. તે જમાઈની જોડે બહુ ચેતીને ચાલવું. બંગડી-બંગડીઓ, અછોડો-બછોડો દમભેર કરી આપો. 'લે બા. તમારા હારું રાખી મેલી છે.' પણ આપવાનું નહિ જરા ય. તમારા હારુ રાખી મેલી છે બા, કહીએ. અમારે વેચવાનું નહિ.

# (૧૨) મોહના મારથી મર્યા અનંતીવાર

## ન થાય દીકરો કદિ સગો; દેહ પણ અંતે દે છે દગો!

**દાદાશ્રી :** તમે એક કલાક ટૈડકાવો ને ! નાલાયક, બદમાશ, ચોર લોકો, એમને વઢો તો ? એક કલાક મારી તો જુઓ ! મારીએ તો શું કહે ?

**પ્રશ્નકર્તા :** ઠપકારીએ તો સામા થાય.

**દાદાશ્રી :** સામા થાય તો મારવા ફરી વળે. તો એ તમારા છોકરા કેમ કહેવાય ? છોકરા તો એનું નામ કે મારી મારીને એ કરી નાખીએ, તો ય કહેશે, બાપુજી, તમે બાપુજી જે કરો એ. તમારું જ છે આ બધું. એનું નામ છોકરાં. એવાં છે ?

**પ્રશ્નકર્તા :** નથી. રામ-સીતાનાં વખતમાં હશે.

**દાદાશ્રી :** રામના વખતમાં ય નહોતા. આ દેહ પોતાનો નથી તો આ છોકરા શી રીતે પોતાનાં થાય ? આ દેહ, પોતાનો દેહ પોતાનો થાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી થતો.

**દાદાશ્રી :** રાત-દહાડો બ્રશ મારીએ છીએ તો ય દાઢો દુઃખે છે ને પાછી, રાત્રે ઊંઘવા ના દે. એટલે દેહ તો દગો છે આપણો. હવે આ દેહ છે એટલે આગળનો ડખો ઊભો થયો છે. ત્યાં સુધી માણસ શી રીતે સુખી હોય ?

**પ્રશ્નકર્તા :** જીવન છે તો જીવવા માટેનો ધ્યેય તો હોવો જોઈએ ને?

**દાદાશ્રી :** ધ્યેય હોવો જોઈએ. શું ધ્યેય છે તમારો ? છોકરાં મોટાં કરીને દુકાને બેસાડી દેવા એ ધ્યેય છે ?

**પ્રશ્નકર્તા :** છોકરા મોટાં થશે, પછી આપણા રહેશે કે નહીં એ કોને ખબર ?

**દાદાશ્રી :** હા, તે કોઈ આપણું કોઈ કશું રહેતું હશે ? આ દેહ જ આપણો નથી રહેતો તો ! આ દેહ જ લઈ લે છે પછી આપણી પાસેથી. કારણ કે પારકી ચીજ આપણી પાસે કેટલા દહાડા રહે ?

એ મોહને લીધે તો 'પપ્પાજી, પપ્પાજી' એવું બાબો બોલે, એટલે પપ્પાજી ઊંચો ને ઊંચો ચઢતો જાય. ને બાબો 'મમ્મી, મમ્મી' કરે એટલે પેલી મમ્મી ય ઊંચે ચઢતી જાય. પપ્પાજીની મૂંછો ખેંચે તો ય પપ્પો બોલે નહીં. આ નાના છોકરાં તો બધું બહુ કામ કરે. એ પપ્પા-મમ્મીનો ઝઘડો થયેલો હોય ને તો એ બાબો જ લવાદ તરીકે નિકાલ કરી આપે. ઝઘડો તો હંમેશા થવાનો જ ને ! સ્ત્રી-પુરુષને અમથી ભાંજગડ તો પડ્યા જ કરવાનીને ! તો બાબો કેવી રીતે નિકાલ કરી આપે ? સવારમાં પેલાં ચા પીતા ના હોય, જરા રીસાયા હોય, તો પેલી બઈ બાબાને શું કહેશે ? કે જા પપ્પાજીને કહે 'મારી મમ્મી ચા પીવા બોલાવે છે, પપ્પાજી ચાલો.' એટલે આ છોકરો પપ્પાજી પાસે જઈને બોલ્યો કે 'પપ્પાજી, પપ્પાજી' કે પેલો બધું ભૂલી જાય ને તરત ચા પીવા આવે. એવી રીતે બધું ચાલ્યા કરે. 'પપ્પાજી' બોલ્યો કે જાણે ઓહોહો ! જાણે શું યે મંત્ર બોલ્યો ! અલ્યા, હમણે તો કહેતો હતો કે મારે ચા નથી પીવી !

અરે, પપ્પાને જ બાબો જઈને કાલી ભાષામાં કહે કે 'પપ્પાજી, ચાલો મમ્મી ચા પીવા બોલાવે.' તે બાપો મહીં એવો મલકાય, એવો મલકાય, જાણે સાંઢ મલકાયો ! એક તો બાળભાષા, કાલીભાષા, તેમાં ય પપ્પાજી કહે એટલે ત્યાં તો મોટો પ્રધાન હોય તો ય તેમનો હિસાબ નહીં. આ તો મનમાં શું ય માની બેઠો છે કે મારા સિવાય કોઈ પપ્પો જ નથી. મેર ગાંડિયા ! આ કૂતરાં, ગધેડાં, બિલાડાં નર્યા પપ્પા જ છે ને ? કોણ પપ્પા નથી ? આ બધો કકળાટ એનો એ જ છે ને ?

સમજીને પપ્પા ના થાય એવું કંઈ ચરિત્ર કોઈનું ઉદયમાં આવે તો એનાં તો વધામણાં જ લેવાં પડે. બાકી બધા પપ્પા જ થાય છે ને ? બોસે ઓફિસમાં ટૈડકાવ્યો હોય ને ઘેર બાબો 'પપ્પા, પપ્પા' કરે. એટલે તે ઘડીએ બધું ભૂલી જાય ને આનંદ થાય. કારણ કે આ પણ એક પ્રકારની મદિરા જ કહેવાય છે, તે બધું ભૂલાવી દે છે !

## ત્રણ કલાક લઢે ત્યાં ફૂટે ટેટો; ન સંધાય પડે બાપથી છૂટો!

છોકરો કાલું કાલું બોલે તો ના સમજી જાય ? વખતે પપ્પાને પપ્પી કહ્યું તો, પપ્પાને રીસ ચઢે ? પપ્પાને એ કહે, 'તું પપ્પી છું, પપ્પી છું.' તો ય રીસ ના ચઢે. એ જાણે કે આ કાલું કાલું બોલે છે, બિચારો.

કોઈ કોઈનો છોકરો થયો નથી વર્લ્ડમાં. આખા વર્લ્ડમાં એવો કોઈ છોકરો ખોળી લાવો કે જેની જોડે બાપ ત્રણ કલાક લઢે અને છોકરો કહેશે, 'હે પૂજ્ય પિતાશ્રી, આપ ગમે તેટલું લઢો તો ય તમે ને હું એક જ છીએ.' એવું બોલે એવો છોકરો ખોળી લાવશો ? આ તો અડધો કલાક ટેસ્ટમાં લીધો હોય ત્યાર પહેલાં તો ફૂટી જાય. આ બંદુકીયો ટેટો ફૂટતાં વાર લાગે, પણ આ તરત ફૂટી જાય. જરા વઢવા માંડીએ તે પહેલાં ફૂટી જાય કે ના ફૂટી જાય ?

## છોકરાં પ્રત્યે છે ઉછીનું સુખ; રિપે કરવાનાં ભોગવીને દુઃખ!

લોક આપણને એમ જ કહે છે, આ પપ્પા ચાલ્યા. અલ્યા, પપ્પા શાના કહો છો અમને ? ત્યારે કહે છે, સહી કરતી વખતે, બાપ છોકરાંને શું કહે ? અલ્યા, 'પ' લખ 'પ'. પપ્પાનો 'પ' એટલે લોકોએ પપ્પા નામ પાડી દીધું. પત્ર લખવાનો ને, તે સહી કરતી વખતે 'પ' લખાવ્યો હોય તો પપ્પાનો 'પ' લખ કહે છે. તે 'પપ્પા' લોક કહેતાં હતા, મશ્કરી કરતા હતાં. હવે પપ્પા કહે છે, એટલે ખુશ થઈ જાય છે !

હવે, આ જે સુખો લો છો ને એ બધાં, તો લોન ઉપર લો છો, તે પાછાં રિપે (Repay) કરવાં પડશે. માટે ચેતીને ચાલજો, લોન ઉપર લીધેલાં સુખ બધાં રિપે કરવાં પડશે આ. આ વાઈફની પાસેથી, છોકરા પાસેથી સુખ લઈ લઉં છું ને, લોન ઉપર લઉં છું એ રિપે કરવાં પડશે. જેટલું રિપે કરવાની આપણી શક્તિ હોય એટલું લોન ઉપર લેજો અને પછી સહન નહીં થાય.

**પ્રશ્નકર્તા :** સંસાર ભોગવવામાં સુખ ચાખ્યું, તો એ પછી એનું દુઃખ કઈ જાતનું આવવાનું છે ?

**દાદાશ્રી :** એ લોન તો એવી ભારે પડશે, તે મરવાના વિચાર આવશે કે આ ક્યાં જઈને મરવું ! હજુ તો આની લોન રિપે કરવાનું આવશેને ત્યારે ખબર પડશે. હજુ તો કાગળ નથી આવ્યો રિપે કરવાનો, માટે સમજીને લોન લે આ. લોન લઉં ને તો રિપે કરવી પડશે, એવું સમજીને લે. આ જેટલાં સુખ, સંસારી સુખો છે ને, એ બધાં રિપે કરવાં પડશે.

**પ્રશ્નકર્તા :** મારા મા-બાપે સંસાર સુખ ભોગવ્યું અને મને પેદા કર્યો, તે એ તો હજી સુખી જ છે. એ સુખ ભોગવે જ છે. એમને દુઃખ આવતું નથી કંઈ.

**દાદાશ્રી :** એ તો સુખી લાગે તને. મોઢા ઉપર આપણે કહીએને, કોઈ બહુ દુઃખીયો હોય, એના મોઢા ઉપર કહીએ, 'બહુ દુઃખીયો છે.' ત્યારે કહે 'તારો બાપ દુઃખીયો મૂઆ' અને આમ રડતો હોય. મારી પાસે બધા બહુ રડે છે બિચારાં, પણ મોઢે ના કહે. મોઢે તો બધાની આબરૂ જાય.

શા માટે પપ્પા કહે છે ? એમ કરીને ભાડાના પપ્પા કહે છે એ તો ! સાચા પપ્પા નહીં. ભાડાના એક વખત પપ્પા કહ્યા બદલનાં વીસ ડૉલર લેશે !

છોકરો 'પપ્પાજી, પપ્પાજી' કરે તો તે કડવું લાગવું જોઈએ. જો મીઠું લાગ્યું તો એને ઉછીનું સુખ લીધું કહેવાય. એ પછી દુઃખરૂપે પાછું આપવું પડશે. છોકરો મોટો થશે, ત્યારે તમને કહેશે કે, 'તમે અક્કલ વગરના છો.' ત્યારે થાય કે આમ કેમ ? તે પેલું તમે ઉછીનું લીધું હતું તે પાછું લે છે. માટે પહેલેથી ચેતો. અમે તો ઉછીનું સુખ લેવાનો વ્યવહાર જ મૂકી દીધેલો. અહો, પોતાના આત્મામાં અનંત સુખ છે ! એ મૂકીને આ ભયંકર ગંદવાડામાં પડવાનું ?

## પગ પહોંચતા સુધી છોરાં પાંસરાં; પછી બનાવે બાપને બહાવરાં!

કેડમાં ઘાલેલું છોકરું હોયને, દરિયામાં જઈએને, તે પગ નીચે લંબાવી જુએ, જો ભોંયે અડે નહીંને, ત્યાં સુધી આપણને છોડે નહીં. અને ભોંયે અડ્યું તો છોડી દે આપણને. તે દબાવી જુએ, પગ મૂકી જુએ અને પગ પહોંચે નહીં ભોંય પર, એટલે

આપણને છોડે નહીં. આપણે કહીએ છોડ છોડ, તો ય ના છોડે. પણ પગ પહોંચ્યા કે તરત છોડી દે. એટલે આ પઝલ છે બધું !

મોટી ઉંમરનો થાય અને અહંકાર થાય, ત્યાર પછી એનો પગ પહોંચે, પછી રોફ મારે ને ? પગ ના પહોંચે ત્યાં સુધી તો મૂઓ ટાઢો ટપ જેવો રહે. પણ પહોંચ્યા એટલે આપણા પર રોફ મારવાની તૈયારી થાય ! એ એના ઘાટમાં જ હોય.

## જેટલો મોહ હશે છોકરાં માટે; માર તેટલો જ પડે વ્યાજ સાથે!

અમારે ત્યાં પાડોશીમાં એક આંધળાં ડોસી અને તેનો દીકરો રહે. ડોસી આખો દહાડો ઘર સાચવે ને કામ કર્યા કરે. તે ભાઈને ઘેર એક દિવસ તેના સાહેબ આવ્યા. આ ઘરના સાહેબ અને પેલા ઓફિસના સાહેબ ! બંને ઘેર આવ્યા. તે ભાઈસાહેબને થયું કે મારી આંધળી માને મારો સાહેબ જોશે, તો મારી આબરૂ જશે. તે મૂઓ સાહેબની સામે પોતાની માને કહે કે આંધળી ઊઠને, મારા સાહેબ આવ્યા છે ! મૂઆએ માને લાત મારીને

સાહેબ પાસે પોતાની આબરૂ ઢાંકી ! મોટો સાહેબ ના જોયો હોય તો ! આ મૂઓ આબરૂનો કોથળો ! 'મા'ની આબરૂ સાચવવાની હોય કે સાહેબની ?

આપણે કલકત્તાથી આવતાં સારી કેરી દીઠી હોય, ને ત્યાં મજૂર ના મળે, કરંડિયા ના મળે, તો ય સાચવીને અહીં લાવીએ. અને અહીં લાવ્યા પછી કેરીઓ ખાઈએ અને ખાઈ લીધા પછી ગોટલા ને છોતરાં નાખી દઈએ. અલ્યા, આટલી મહેનત કર્યા પછી નાખી દીધું ? તો કહે કે હા, માત્ર રસનું જ કામ હતું. એમ આ માણસોને ય ગોટલા-છોતરાં રહે, રસ ના રહે ત્યારે છોકરાં ય લાતો મારે !

આ કેરી શાથી લઈ આવતા રહો છો ? તો કહે કે રસ માટે, સ્વાદ માટે, આ તો સ્વાર્થનું જગત ! માટે આપણા માંહ્યલા ભગવાન સાચા, ને મોક્ષે ગયા તો કામ થયું. નહીં તો આ તો 'ઊઠ આંધળી' એવું કહે !

નાનપણમાં મેં નજરોનજર જોયેલું. એક આંધળા ડોસા હતા. એ ખાતાં હોય ત્યારે છોકરાં એમની થાળીમાં કાંકરા નાખી આવે. પેલાં કંટાળીને ચિઢાય ને બૂમો પાડે. એટલે આ છોકરાં ખુશ થઈ જાય ને વધારે કાંકરા નાખે ! એવું આ જગત છે ! અને પાછાં આવાં કેટલાં અવતાર થવાના છે એનું ઠેકાણું નથી ! મોક્ષનો સિક્કો વાગ્યો હોય તો બે-ત્રણ અવતારમાં ય ઠેકાણું પડે. પણ એવો સિક્કો વાગ્યો નથી છતાં ય આ જગત પર લોકોને કેટલો મોહ છે !

નર્યો માર ખા ખા કર્યો, અનંત અવતાર મોહનો માર ખા ખા કર્યો છે ! હવે હિન્દુસ્તાનમાં આવ્યા પછી આપણે મોહનો માર ખાઈએ તો એ આપણને શોભે નહીં. કારણ કે બહાર હોય ત્યાં સુધી મોહનો માર ખાવાનો વાંધો નથી.

## મોહને લીધે લાગે મીઠો સંસાર; છોકરાં વઢે ત્યારે લાગે અસાર!

હવે સંસાર ગમતો નથી એ નક્કી થઈ ગયું છે ચોક્કસ !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ તો ખાતરી થઈ ગઈ છે ?

**પ્રશ્નકર્તા :** ખાતરી થઈ ગઈ છે.

**દાદાશ્રી :** આ ખાતરી જોઈએ. આ ડેવલપ કોમ શેને કહેવાય છે કે જેની સ્ત્રીઓ એમ કહે છે કે હવે આ સંસાર અમને ગમતો જ નથી. એ ડેવલપ કોમ કહેવાય છે. નહીં તો સ્ત્રીઓ તો બધી મોહી હોય. માર ખાય તો ય એને ગમે. પણ આ કોમ ડેવલપ્ડ શાથી કહેવાય તે જેની સ્ત્રીઓ પણ જાગૃત થઈ ગઈ કે આ, આમાં શું સુખ છે બળ્યું ! કડવું લાગે છે. અરે ખારું લાગે છે ! સંસારનું પાણી બધું, આ સંસાર સંબંધીનું પાણી ખારું છે. તો ય લોક શું કે' છે, ના મીઠું છે. બોલો કેટલી ભ્રાંતિ હશે ! ભ્રમણા કેટલી હશે !

તે એક ઘૈડાં માજી હતાં, સિત્તેર વર્ષનાં બહાર આવીને કકળાટ કરવા માંડ્યાં. બળ્યો, આ સંસાર ખારો દવ જેવો, મને તો આ ગમતો જ નથી. હે ભગવાન ! તું મને લઈ લે. ત્યારે કો'ક છોકરો હતો ને તે કહે છે, માજી રોજ કહેતાં હતાં, બહુ સારો છે ને આજ ખારો કેમ થઈ ગયો ? રોજ મીઠો દરાખ જેવો લાગતો હતો. અને આજ ખારો કેમ થઈ ગયો છોકરાએ પૂછ્યું, ત્યારે કહે, બળ્યો, મારી જોડે કકળાટ કરે છે છોકરો અને ઘડપણમાં પણ કહે છે, તું જતી રહે અહીંથી. હા, બળ્યો ખારો દવ જેવો જ લાગે છે ને સંસાર ! છોકરો બોલ્યો નહીં ત્યાં સુધી મીઠો અને આ બોલ્યો એટલે પેલો મોહ ઉડી ગયો. એટલે દેખાયું ખારું ને ખારું. બોલે તો મોહ ઉડે ને.

છોકરો પજવે એટલે મૂર્ચ્છા એટલા પૂરતી ઊડી જાય ને સંસાર ખારો લાગે પણ ફરી પાછી મૂર્ચ્છા આવી જાય ને બધું ભૂલી જાય ! અજ્ઞાની તો એટ એ ટાઈમ જઈને બધું ભૂલી જાય. જ્યારે 'જ્ઞાની'ને તો એટ એ ટાઈમ બધું હાજર રહે. એમને તો આ જગત 'જેમ છે તેમ' નિરંતર દેખાયા જ કરે, એટલે મોહ રહે જ ક્યાંથી ? આ તો પેલાને ભાન નથી, તેથી માર ખાય છે.

બંધન ગમે છે ? કંટાળો આવે છે કોઈ વખત ? આ બંધનમાં કંટાળો આવે છે કોઈ વખત ?

**પ્રશ્નકર્તા :** કંટાળો જ છે.

**દાદાશ્રી :** કંટાળો છે જ. કંટાળો આવતો નથી, છે જ કંટાળો. તમને નથી લાગતો કંટાળો ? થોડો ઘણો લાગે છે, બહુ નહીં ? ચા પીતી વખતે હઉ કંટાળો આવે ? સરસ ટેસ્ટી ચા પીવો તો ય કંટાળો આવે ?

**પ્રશ્નકર્તા :** દર વખતે કંઈ એવો કંટાળો આવતો નથી. આમાં રચ્યાપચ્યા રહીએ તે વખતે ભૂલી જવાય.

**દાદાશ્રી :** આમાં રચ્યાપચ્યા રહીએ એટલે કંટાળો ભૂલી જવાય ને ? એટલે એ તો મૂર્ચ્છા કહેવાય ને ? એક ફેરો કંટાળો આવ્યા પછી, આપણે દેવતામાં એક ફેરો દઝાયા, ફરી ફરી ભૂલી જઈએ એને તો મૂર્ચ્છા જ કહેવાયને. એક ફેરો દેવતાને અડ્યા ને દઝાયા. પછી ભૂલી જઈએ ?

આ તો કાયમનો ખારો છે. છતાં મૂર્ચ્છાને લીધે મીઠો લાગે છે. પછી જ્યારે ગાળો ભાંડે, ખોટ જાય, ઘર બળી જાય ત્યારે મૂર્ચ્છા ઉતરે. ત્યાં સુધી મૂર્ચ્છા ઉતરે નહીં ને ! તે આ મૂર્ચ્છામાં બધાં, મસ્તીમાં ગધ્ધામસ્તાનીમાં રહ્યા છે. ગધેડું એનાં મનમાં મસ્તાન ! મૂર્ચ્છિત સુખ છે આ. સાચું સુખ તો આવ્યા પછી જાય જ નહીં. એનો અંત જ ના આવે. એને સનાતન સુખ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ છોકરાંનો ઉપકાર માનવો જોઈએ.

**દાદાશ્રી :** ઉપકાર જ માનવો જોઈએ ને. તેથી આ કાળમાં ઉપકારી ઘેર બેઠાં જન્મ્યા છે. પહેલાં ખોળવા જવાં પડતાં હતાં બહાર અને ઉપકારી ઘેર બેઠાં જન્મ્યા છે એટલે નિરાંતે છોકરો આપે એટલું લઈ લેવું.

અને મહાવીર ભગવાનને ય ઉપકારી મળતા ન્હોતા. આર્ય દેશમાં ઉપકારી મળતા ન્હોતા. તે પછી અનાર્યમાં વિચરવું પડ્યું, સાઈઠ માઈલ છેટે અને આપણે

તો ઘેર બેઠાં ઉપકારી છે. છોકરો કહેશે, અમારે મોડું-વહેલું થાય તો તમારે કચકચ ના કરવી. તમારે સૂવું હોય તો સૂઈ રહો છાનામાના. હવે સૂઈ રહીશ કહીએ, હું ના જાણું આવું તેવું, નહીં તો માંડત જ નહીં આ. માંડ્યું તો માંડ્યું કહીએ હવે. આ પહેલી ખબર ના પડે ને આપણને, તે પહેલાં તો માંડી દઈએ અને પછી ફસાઈએ !

**પ્રશ્નકર્તા :** ના ગમતું આવે ને આત્માના ઉપયોગમાં એને લેવાનું એવો અર્થ થયો ?

**દાદાશ્રી :** ના ગમતું આવે તે આત્માના હિતકર જ હોય. એ આત્માનું વીટામીન જ છે. ભીંસ આવી કે તરત આત્મામાં રહે ને ? હમણે કોઈ ગાળ ભાંડે ને તે ઘડીએ એ સંસારમાં ના રહે પોતાના આત્મામાં જ એક થઈ જાય. પણ જેણે આત્મા જાણ્યો છે તેને !

## મા-બાપની આશા ઘૈડપણમાં ચાકરી; કોણ જાણે ચાકરી થશે કે ભાખરી?

**પ્રશ્નકર્તા :** ઘૈડપણમાં ચાકરી કોણ કરે, તો પછી ?

**દાદાશ્રી :** ચાકરીની આશા શું કરવાની ? ભાખરી ના કરે તો સારાં છે. ચાકરીની આશા રાખવી નહીં. કોઈ માણસ સેકડે પાંચ ટકા સારું મળી આવે, બાકી ૯૫ ટકા તો ભાખરી કરે એવાં છે. એટલે તમારી ભાખરી ના કરે તો ઉત્તમ, તમારા જેવા કોઈ પુણ્યશાળી નહીં. મને પાંસરો ખાવા દઉં તો બહુ સારું, સુવા દઉં તો બહુ સારું ! કહીએ.

સાસુથી કામ ના થતું હોય, તો વહુ સાસુને શું કહેશે કે તમે આઘાં બેસો. નહીં તો સાસુને ઘંટીએ બેસાડી દે. સાસુને કહે કે તમે દળો એટલે વચ્ચે ના આવો અને આ મા તો શું જાણે કે છોકરો મોટો થાય તો મારી ચાકરી કરશે. તે એ મૂઓ ચાકરી કરશે કે ભાખરી કરશે એ પછી ખબર પડે.

પહેલાં આંબા ઉછેરતા હતાં. એ તો કેરીઓ ઘેર આવતી હતી અને આજના આંબા ઉછેરતાં, છોકરારૂપી આંબા, તે બે કેરીઓ એમને આવે, બીજી બે કેરીઓ આપણી પાસે માંગશે, એટલે આ આંબા ઊછેરશોને, ઉછેર્યા વગર છૂટકો નથી. આવી પડે તે ઉછેરવા તો પડે જ. પણ આજનો આ માલ છે બધો. કળિયુગનો માલ.

## વધારે કમાવાનું છોકરાં માટે? વઢો તો પહોંચાડે હલકી ઘાટે!

**પ્રશ્નકર્તા :** આપણે માટે તો ઈનફ (પૂરતા) છે. પણ આપણાં છોકરાઓ માટે તો કમાવું જોઈએને ! એટલે માટે કમાઈએ છીએ.

**દાદાશ્રી :** બરાબર છે. છોકરો પોતાનો હોય તો કમાવું જોઈએ અને પોતાના ના હોય તો શા માટે કમાવાનું ? હવે પોતાનો છે કે નહીં તે જોવા માટે એ પચ્ચીસ વર્ષનો હોયને, તે એક કલાક સુધી ટૈડકાવ ટૈડકાવ કરવો. તમારો છે કે નહીં તે ખાતરી થઈ જશે. ગમે તેનો છોકરો હોય, પણ એક કલાક જો કહી દો જોઈએ ? 'તારામાં અક્કલ નથી, તું ગધેડો છું', ટેસ્ટ લો જોઈએ. એ કહેશે, 'પપ્પા, સાચવીને બોલજો, નહીં તો મારીશ.'

ખરેખર છોકરાની જો નાડી જોઈએ એને ટેસ્ટ ઉપર મૂકીએ તો તો સામો થઈ જાય, કે તમે કોણ ને હું કોણ, એવું કહી દે ! અલ્યા, તું મારો છોકરો નહીં ?! ત્યારે કહે, તમને તમારા બાપના છોકરા થતાં આવડતું નથી, મારું શું છે !

એક કલાકમાં વેરવી થઈને રહે એ ન્હોય છોકરાં. આ તો બધું જો આપણે સારું રાખીએ તો સારું રહે, નહીં તો ના સારું રહે. આપણે બગાડીએ તો બગાડવા તૈયાર જ હોય. તમે માની બેઠાં હતાં કે મેરા લડકા ! હોતો હશે કોઈની જોડે લડકો ? લડકાંવાળા આવ્યાં ! આ તો બધી ભ્રાંતિ જ છે !

આ તો ભ્રાંતિથી સમજાય નહીં, ને કહેશે કે મારો દીકરો મારા જેવો જ છે. ઓહોહો, મૂઆ દીકરાવાળા આવ્યા. હેંડતા આવડતું નથી અને મોટા દીકરાવાળા થયા. એ સામો થાયને ત્યારે કહે, 'શું કરું, સામો થઈ જાય છે. ગાળો બોલે છે.'

એટલે આપણે શું લેવાદેવા ? આ તો આપણે માની બેઠાં છીએ અને લેવાદેવા હોય તો આપણે છંછેડીએ તો ખબર પડી જાય. છંછેડીએ તો 'મારી–તમારી' થઈ જાય અને આવડી આવડી ચોપડશે. ટેસ્ટ કરે તો ખબર પડે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** છોકરો પચ્ચીસ વર્ષનો થાય ત્યાં સુધી રાહ જોવાની, ટેસ્ટ લેવા માટે એ તો બહુ લેટ કહેવાય. અઢાર વર્ષે કરી નાખવાનું.

**દાદાશ્રી :** અઢાર વર્ષે કરે. પચ્ચીસ વર્ષનો બરાબર જરા વધારે સમજણો થયો હોય. એવું છે ને કે અહંકાર પોતાનો ખડો થઈ ગયો, એટલે બાપ નથી ને બેટા નથી. જ્યાં સુધી અહંકાર ખીલ્યો નથી ત્યાં સુધી 'પપ્પાજી પપ્પાજી' કર્યા કરે. અહંકાર ખીલ્યો કે, આવી જાવ, ભઈ !

## કલદાર માનીએ તો થાય આસક્તિ; ટેસ્ટીંગે બોદા, માટે કર 'સ્વ'ની ભક્તિ!

**પ્રશ્નકર્તા :** છોકરાની ઉપર લાગણી છે.

**દાદાશ્રી :** હોય, છોકરો સામો થાય તો લાગણી હમણે થાય ? છોકરો બાપને કહે, 'યુ આર નાલાયક, અન્ફીટ મેન.' તો પછી લાગણી થાય ?

**પ્રશ્નકર્તા :** તો ય થાય.

**દાદાશ્રી :** ના, ના, ના. એ તો એક કલાક જ વઢવાની જરૂર છે. ટેસ્ટેડ. કલદાર છે કે નહીં તે ! બોદો છે કે કલદાર, તરત ખબર પડી જાય. લાગણી તો કલદાર હોય તો રાખવા જેવું. એ રૂપિયો ખખડાવતાં પહેલાં જ બોદો છે કે કેમ માલમ પડી જાય ? તે ખબર પડી જાય કે પોતાનાં છે કે પારકાં છે ! તમે ખખડાવી જોયેલો રૂપિયો ? પછી તમે સમજી ગયાં કે ખખડાવામાં માલ નથી હવે, નહીં ?

છોકરા કલદાર છે કે બોદા, એ ખખડાવ્યા વગર શી રીતે ખબર પડે ? એવું ખખડાવ્યા સિવાય છોકરો શું કામનો ? અને બૈરીને ય ખખડાવેને એક કલાક તો ખબર પડી જાય કે કલદાર છે કે બહેરી (બોદી) છે. માટે આપણું પોતાનું છે કે નહીં તે ખખડાવીએ એટલે ખબર પડી જાય. એક વખત ખખડાવીને જોઈ લઈએ, પછી બેઉ ભેગાં રહોને ! મારું શું કહેવાનું કે બોદા રૂપિયા હોય છે ને, એને કલદાર માનીએ તો આસક્તિ થાય ને ! આ તો બધું બોદા રૂપિયા ને બોદી વાત !! આમાં મઝા નહીં. ઢાંકેલું જ સારું છે. જ્યાં સુધી ઢાંકેલું છે ત્યાં સુધી સારું છે. કવર્ડ (ઢાંકેલું) જોઈએ !

# મિલકત માટે મારે, કોર્ટે જાય લઈ; રીયલ નહિ, આ તો રિલેટિવ સગાઈ!

બાપને દીકરા જોડે મતભેદ પડે, તો બેઉ કોર્ટમાં કોઈ દહાડો જાય ખરાં ? બહુ મતભેદ ભારે પડી ગયો હોય તો કોર્ટમાં જાય ને ?

**પ્રશ્નકર્તા :** ઘણાં જાય છે.

**દાદાશ્રી :** હા, બોલો હવે, આ ખરેખર બાપ-દીકરા છે કે શું છે ? એની કરેક્ટનેસ જાણવી જોઈએને કે ના જાણવી જોઈએ ? આવું ગપ્પું ક્યાં સુધી ચાલવા દેવું ? જો ખરેખર બાપ-દીકરો હોય તો એક પણ આવો કેસ બને ? એટલે આ તો બધી સાચી સગાઈઓ ન હોય. આ બધી રિલેટિવ સગાઈઓ છે, એને ક્યાં સુધી સાચી માનવી ? ક્યાં સુધી આવું ગપ્પું ચાલવા દેવું ?

અરે ! છોકરો તો શું કરે, એક છોકરાએ એના બાપને કહ્યું કે તમે મારો ભાગ આપી દો, રોજ રોજ કચકચ કરો છો મને નહીં પોસાય. તો એનો બાપ કહે છે, તે મને એટલો બધો હેરાન કર્યો છે કે હું તને કશું ભાગ જ નથી આપવાનો. ત્યારે કહે, 'ના કેમ આપો ? મારા દાદાની કમાણી છે, નહીં આપો તો જેલમાં ઘલાવીશ. તમે ના આપો પણ મારા દાદાની મિલકત તો તમારી પાસેથી દાવો માંડીને લઈશ.' વારસાઈની ને ! પપ્પા શું કહે ? હું તને મારી જાતની કમાણી છે એટલે મિલકત નહીં આપું. ત્યારે પેલો કહે, આ બધું તો મારા દાદાની છે એટલે હું દાવો માંડીશ કોર્ટમાં. હું કોર્ટમાં લઢી લઈશ પણ છોડીશ નહીં. એટલે ખરેખર આ છોકરાં પોતાનાં ન્હોય.

**પ્રશ્નકર્તા :** ચાવી પાસે જ રાખી હોય તો ?

**દાદાશ્રી :** મારીને લઈ લે, આજનો છોકરો તો. તે કંઈ નિયમ છે કોઈ જાતનો ? મારીને લઈ લે.

એક છોકરો તો તેના ફાધરને કહે, ‘મારી મિલકત મને આપી દો.’ એનો ફાધર ફરી પૈણ્યો એટલે. ત્યારે એના ફાધર કહે છે, ‘ભઈ આપીશ હજુ, આમાં તારું કંઈ જતું રહેવાનું છે ! તારો હિસાબ તને હું આપી દઈશ.’ તે પેલાએ લોચો વાળીને ઝઘડો કર્યો. ઝઘડો કર્યો એટલે ફાધર જરા કંઈ આડુંઅવળું બોલી ગયા હશે એટલે પેલાએ માંડ્યો દાવો કોર્ટમાં. રોજ ‘પપ્પાજી, પપ્પાજી’ કરતો હતો અને પપ્પાજી ખુશ થઈ જનાર તે જ છોકરો આ. તે માંડ્યો દાવો. એટલે દાવામાં પપ્પાજી હારી ગયા. છોકરો કેસ જીતી ગયો. પછી એના વકીલને એણે સમજ પાડી. વકીલને કહ્યું કે કેસ તમે જીતાડ્યો તો ખરો, પણ હવે બીજું એક કામ કરો તો ત્રણસો રૂપિયા આપું. ત્યારે કહે કે શું કામ કરું ? ત્યારે છોકરો કહે છે કે મારા બાપની નાકકટ્ટી થાય એવું કોર્ટમાં કરો, તો ત્રણસો રૂપિયા આપું. બોલો, હવે આ સગાઈ કેવી ?

**પ્રશ્નકર્તા :** તો ય દીકરો તો દીકરો જ કહેવાય ને ? અને બાપ બાપ જ કહેવાય ને ? એમાં કંઈ ફેર ના પડે ?!

**દાદાશ્રી :** હા, ફેર પડે નહીં, પણ બાપ અંદર જાણે કે છોકરાને ક્યારે મારી નાખું અને છોકરો જાણે કે ક્યારે બાપની નાકકટ્ટી કરાવું. એવું આ બધાં મહીં વેર ઊભાં થાય. આને સુખ કેમ કહેવાય તે ? છોકરો બાપની સામે દાવો માંડે એમાં છોકરાને સુખ પડે ખરું ?

હવે આ ફાધર અચ્છા કે લડકા અચ્છા ? કોણ અચ્છા ? છોકરાં તો, આવાં છોકરાં હોજો ! આવાં છોકરા મળો કે જેથી કરીને મોક્ષે જવાની ભાવના જાગે આપણી બધી. ત્યારે શું કરે તે વળી આ ! પપ્પાજી, પપ્પાજી કરે ને રોજ, તે જવા ના દે મોક્ષે !

એટલે આપણે ફરજિયાત છે, એમાં કંઈ બોલી કે કરી બતાવવા જેવું નહીં. આ તો દાખલો આપું છું કે ફરજિયાત છે. ઘાણીઓ કાઢવી એ ય ફરજિયાત. બોલી બતાવવાનું નહીં, પણ મનમાં સમજી જવાનું કે આ ઘાણીઓ કાઢવા બંધાયા છીએ. આ તો ઘાણીઓ કાઢે છે ને ઉપરથી કહે છે કે, મને છોકરા વગર ગમતું નથી ! મેં કહ્યું, મૂઆ, પહેલાં કહેતો હતો ને, વહુ વગર ગમતું ન્હોતું, હવે વહુને ખસેડીને છોકરાં વગર ગમતું નથી. પછી તો એ મારા બાબાનો બાબો છે તે બહુ માંદો છે.

અલ્યા, પણ એ માંદો છે તે તું શું કરવા માંદો થઉં છું ! એ તો મિલકત લેવા આવ્યા છે.

ઘાણી તમે કાઢો અને ડબ્બામાં લઈ જશે તેલ આ. બાપા એ તો ઘાણી કાઢવાની.

## લાગણી–મમતા એ બધું એબ્નોર્મલ; ઉપકારી ભાવ સદા, કર પ્રશ્નો હલ!

**પ્રશ્નકર્તા :** આપણા સગાસંબંધીને દુઃખ થયું હોય, પૈસા કે માન–અપમાનનું, તબિયતનું વગેરે. તેની ચિંતા આપણને થતી હોય ?

**દાદાશ્રી :** એ તો બધું આપણું ઈગોઈઝમ છે, મમતા છે. મમતા હોય તો દુઃખ થાય, હમણાં તમારો સગો ભાઈ હોય, તે મમતા હોય તો થાય. પણ એક દહાડો ખૂબ લડ્યા અને પછી તમે કહો કે ભઈ તારું મોઢું ના દેખાડીશ, ત્યાર પછી દુઃખ ના થાય. એને દુઃખ થાય તો ય, તમને પછી દુઃખ થાય ? ત્યારે એને મમતા છૂટી ગઈ. આ મમતાને દુઃખ થાય છે.

એક બાપ ડૉક્ટરનો એ ઓળખીતો હતો. એના છોકરાને આંગળીએ વાગેલું. તે પછી પાકેલું, એટલે એનું ઓપરેશન કરવાનું હતું. બાપે છોકરાને બહુ ફંટવેલો, બહુ પૈસાવાળો હતો. હવે ડૉક્ટર કહે કે હું ઘડીમાં જ આમ ઓપરેશન કરી નાખીશ. તમે ચિંતા ના કરશો. પણ શેઠ કહે કે મને ઓપરેશન થીયેટરમાં બેસવા દો. શેઠ તો વજનદાર માણસ એટલે ડૉક્ટરે બેસાડવા દેવા પડ્યા. હવે બાપ બેઠેલો આઠ ફૂટ છેટે અને ડૉક્ટરે આંગળીએ ઓપરેશન કરવા કાપ મૂક્યો. છોકરા પર મમતા બહુ, તે પેલું આંગળીનું ઓપરેશન કરવાનું હતું ને તે દવા ચોપડીને કર્યું, છોકરાને કશું ના થયું, અને પેલાં બાપે જોયું. બાપે, પેલું આમ ઓપરેશન કર્યું તે જોયું, તે રડવા માંડ્યો. થર, થર, થર ! અલ્યા, તાર–બાર નથી, આ શી રીતે ? પણ એ મમતા, એ ભોગવે તે ભૂલ એની. 'ભોગવે એની ભૂલ.' એવું બને કે ? બાપ ભોગવે એમ ? રડે એ ? આંગળી પેલાની ક્યાંય હોય ?! હવે ન્હોતો કોઈ તાર જોડ્યો, કશું હતું

નહીં ને છતાં આ ડફોળને વગર તારે આંખમાંથી પાણી નીકળવા માંડ્યું. આ વગર તારે પાણી નીકળે તો શું હશે ? એ તો બબૂચક કહેવાય. ના સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** હા, પડી.

**દાદાશ્રી :** હમણાં બાપ છોકરા જોડે એક કલાક લડે, આવડી આવડી ગાળો ભાંડે, તો છોકરો શું કહે ? શું સમજો છો તમે ? વારસાની મિલકત માટે કોર્ટમાં દાવો હઉ માંડે. પછી એ છોકરા માટે ચિંતા થાય ? મમતા છૂટી ગઈ કે ચિંતા છૂટી. છોકરાની મમતા છૂટી ગઈ. મૂઓ એ છોકરો, મારે નહીં જોઈતો હવે. આ ચિંતા થાય છે ને તે મમતાવાળા ને થાય છે.

**પ્રશ્નકર્તા :** એમ નહીં, ઝઘડો ના થયો હોય અને મમતા બાંધેલી હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** એ મમતા ધીમે રહીને છોડી નાખવી. મહીં મનથી બોલવું 'હે દાદા ભગવાન' એ મારા ન હોય, 'હે દાદા ભગવાન' મેં મારા માન્યા, તેથી મને ઉપાધિ આવી ગઈ.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે પોસિબલ (શક્ય) બને ?

**દાદાશ્રી :** હા, ચોક્કસ બને. આવું કરોને, એક દહાડો કરી જો. બીજે દહાડે જતી રહેશે. આ તો બધા ઉપાય છે.

**પ્રશ્નકર્તા :** મા-બાપ હોય, એમની પ્રત્યે મમતા હોય. એ તો કેમ છોડાય ?

**દાદાશ્રી :** મા-બાપની ય છોડી દેવાય ને ! મા-બાપ તો વ્યવહારના છે અને વ્યવહારના ઉપકારી છે, અને વ્યવહારનો ઉપકારનો હું બદલો વાળીશ, પણ બીજું મારે શું લેવાદેવા ? આમ કરીને ય મા-બાપની ય મમતા છોડી દેવાય. વ્યવહાર ઉપકારી છે, તે આપણે વ્યવહારથી બદલો આપીશું. પણ મા મને તારા વગર ગમતું નથી, તારા વગર ગમતું નથી, પછી ચિંતા જ થાય ને ! તમને એવું થતું નથી ને?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો સારું. એવી ભાંજગડ નહીં. આમને બહુ થાય.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં મા-બાપની ને છોકરાઓની મમતા કેવી રીતે છૂટે, એ તો ના છૂટે.

**દાદાશ્રી :** એ મમતા શેને કહેવાય છે ? વધારે પડતું એબ્નોર્મલ થવું એને મમતા કહેવાય છે. નહીં તો મમતા કેવી રીતે કહેવાય ? એબ્નોર્મલ જો થઈ ગયું હોય તો મમતા ! અને બિલો નોર્મલ એ પણ સારું ના કહેવાય ! કારણ કે મનુષ્યો છીએ આપણે, મા-બાપ ઉપર, છોકરા ઉપર ભાવ તો રહેવો જોઈએ જ આપણો !

## બાપને જોવા જાય બે વખત; સાઢુને દવાખાને બાર વખત!

**પ્રશ્નકર્તા :** દાદા, આપણને એવો ભાવ કેમ રહેતો હશે કે આપણે આ છોકરાઓનાં છોકરાઓ છે, એનાં માટે પણ કંઈક આપતા જાવ, આમ કરતાં જાવ. એ શું ? એ કેમ ભાવ રહેતો હશે ?

**દાદાશ્રી :** બળ્યું ! બાપનું નામ સંભારતો નથી, મરી ગયા પછી.

**પ્રશ્નકર્તા :** હા. એ તો બરાબર છે.

**દાદાશ્રી :** જ્યાં સંભારવું છે ત્યાં સંભારતો નથી. જેનો ઉપકાર છે તેને આ ભઈ સંભારતો નથી અને વ્યાજના વ્યાજને બે ફેરો સંભારે છે. જે મારા નથી તેને મારા કર્યા અને જે મારા હતા તેને તરછોડ્યા. મા-બાપે આપણને ઉપકાર કર્યો, નવ મહિના તો આપણને પેટમાં રાખે મા, તો ય પણ એને તરછોડે.

**પ્રશ્નકર્તા :** હા, એવું બને છે.

**દાદાશ્રી :** અને છોકરાને મારાં-મારાં કરે ! હવે છોકરાને આપણે પૂછીએ ત્યારે એ આપણને, ઘૈડાં થયા ને તે કચકચ કર્યા કરે છે વગર કામનાં ! એ પાછો એના બાબાને રમાડ રમાડ કરતો હોય. બાબો ગોદા મારે તો ય પાછો એને રમાડ રમાડ કરે અને બાપ સુંવાળું સુંવાળું બોલે તો ય એને ગમે નહીં. એટલે મેં તો છેકીને કાઢી દીધેલું કે આ ન્હોય મારા, એમ કરી ને! મમતા, ખોટી મમતા !

આડે દા’ડે શું કહે, સ્વભાવ વહુનો સારો નથી અને વખત આવે ત્યારે બે એક થઈ ગયા હોય. હું તો એ કહે ત્યારથી સમજું ! મૂર્છાથી છેતરાય છે જગત, મૂર્છાથી માર ખાય છે. મને એ પોષાય એવો ન્હોતો માર્ગ. આ માર્ગ કેમ પોષાય ! મિલકત આપવી અને પાછો પેલો ટૈડકાવે.

એનો સાઢુ હોય ને, તો બાર વખત દવાખાનામાં જોઈ આવે અને બાપા હોય ત્યારે ત્રણ વખત ગયો હોય. અલ્યા મૂઆ, એવી તે કઈ ચાવી ને આધારે તું આવું કરું છું તે ! ઘરમાં બીબી ચાવી ફેરવે, મારા બનેવીને જોતાં આવજો ! તે બીબીએ ચાવી ફેરવી એટલે એકાકાર. તે બીબીને આધિન છે જગત.

## મા વગર ન ફાવ્યું વર્ષ બાવીસ; ગુરુ આવતાં જ મા લાગી બાલિશ!

આ ધણી મળ્યો, છોકરો મળ્યો, આ બધા જોડે કંઈ આપણને સાઢું સહિયારું છે ?! આમ તો ૭૦-૮૦ વર્ષનું આયુષ્ય હોય. તેમાં આ છોકરો ૧૮-૨૦ વર્ષનો થાય, એટલે ૨૦ વર્ષ તો જતાં રહ્યા. પછી એને પૈણાવો એટલે એના ગુરુ આવ્યા હોય એટલે નવી જ જાતનો ફેરફાર થયેલો હોય ! ફક્ત ૨૦ વર્ષ આપણા તાબામાં રહે અને ગુરુ આવ્યા કે તરત ફેરફાર ! એટલે આપણે પહેલેથી ના સમજીએ કે ગુરુ આવશે એટલે ફેરફાર થઈ જશે. માટે આપણે પહેલેથી તૈયારી કરી રાખવી. આપણે ગાંઠ કરીને બંધ રાખી દેવાનું. ધણીને ય કહેવું કે ‘ગાંઠ કરી રાખજો આપણે.’ આ દેખાતું આપણે એને આપી દેવાનું !! પછી છોકરો હક્ક ના કરે !

આમ તો છોકરો સારો હોય, પણ જો એને ગુરુ ના મળવાનાં હોય તો. પણ ગુરુ મળ્યા વગર રહે નહીં ને ! પછી પરદેશી ગુરુ આવી કે ઈન્ડિયાની હોય, તો ય પણ મારું કહેવાનું કે પછી આપણા હાથમાં કાબુ ના રહે. માટે લગામને પદ્ધતિસર રાખવી જોઈએ.

છોકરામાં ઊંચા ગુણો આવ્યા હોય તો ઘરમાં તમને બધાને શાંતિ રહે, આનંદ રહે, બધાને સુખ રહે. અને છોકરાનાં લગ્ન તો કરવાનાં જ. લગ્ન કરે એટલે બહારનો

માલ આવવાનો અને એ ગુરુ થઈ બેસવાનો પાછો. પછી એને શીખવાડે એટલું જ એ શીખે. પણ અત્યારથી છોકરાને હું તૈયાર કરી રાખું, એટલે પેલી ગુરુ થઈ બેસે નહીં ને ! અત્યારે તો બધે ગુરુ થઈ બેસે છે ને મા-બાપને મુશ્કેલીમાં મૂકે છે !

**પ્રશ્નકર્તા :** આ મોહ છોડાવા માટે છોકરાઓ વધારે ઉપકારી કે વહુઓ ?

**દાદાશ્રી :** વહુઓ જ ઉપકારી ને વધારે. વહુઓ વધારે ઉપકારી ! પણ મૂળ કારણ તો છોકરાં જ છે. દેખાવમાં વહુઓ લાગે. પણ મૂળ કારણ તો છોકરાં જ છે. કારણ કે છોકરો જે હતો એની બાનો અસલ ભક્ત હતો, એની મધરનો. આ છોકરાઓ એની મધરના ભક્ત હોય છે બિચારા. પણ પછી એક બેન મને કહેતી હતી કે મારો છોકરો મને પૂછયા વગર કશું કરવાનો નથી. એની મા આવું કહેતી હતી. એટલે મેં કહ્યું કે હજુ એના ગુરુ આવવા તો દો, પછી જુઓ ! એના ગુરુ આવે ત્યારે શું કહે, એને ગુરુ મળવા જોઈએ. ગુરુ મળ્યા નથી ત્યાં સુધી. ગુરુ મળ્યા કે ચાલ્યું ! 'ગુરુ બ્રહ્મા, ગુરુ વિષ્ણુ, ગુરુ દેવો મહેશ્વરા.' છોકરા તો બહુ સારા હોય છે. પણ પૈણ્યા પછી એમના ગુરુ આવે છે ત્યારે જોઈ લો પછી ! વાઈફ હોય ને, એને ય ગુરુ કરે ને ! જ્યારે ગુરુ એને કહે ને, કે આ બા તો તમે જાણો છો, બા તો આવા છે ! ત્યારે પહેલાં તો છોકરો જોર કરે કે બે તમાચા મારી દે, કેમ મારાં બાની વાત કરું છું !? એક શબ્દ જો મારી મમ્મી માટે બોલી છો તો તારી વાત તું જાણે, કાઢી મૂકીશ.' કહે છે. બે-ચાર વખત એવું કરીને પેલીને નરમ કરી મૂકે. હવે હમણે ટાઈમ છે ને તે વાત નરમ મૂકે. તે વર્ષ-બે વર્ષ આવું બોલે એટલે પેલી સમજી જાય કે આમને કંઈ રાગે પાડવાં પડશે. પછી છે તે ધીમે, ધીમે ટાઈટ કરી દે નટ. પછી ઈન્જીન ઊંચું-નીચું જ ના થાય. તે બધું આવડે એને કળા, તે ધીમે ધીમે ગરમ થાય કે ઉપર હથોડી મારે અને વાળે. એમ ને એમ ટાઢું વળે નહીં. દોઢ-બે ઇંચનો સળીયો ગરમ થાય એટલે હથોડી મારે. એમ કરી કરીને વાળે એને અને પછી કહે, જો બા આજ આ પ્રમાણે બોલતાં હતાં ને તમને કેમ લાગે છે ? ત્યારે છોકરો કહેશે, 'હા, તે મારી બાનો જ વાંક છે, બરાબર છે, યુ આર રાઈટ.' તે ચાલ્યું અવળું. દ્રષ્ટિ બદલી નાખે એ !

કારણ કે બઈ જો જરા જબરી હોય ને, તો ભઈને ઓળખી જાય કે ભઈને કયા પ્રિય અને અપ્રિય શબ્દ પર બહુ મમતા છે. પછી બઈ કયો પ્રિય શબ્દ છે એની શોધખોળ કરે. આપણે ગાય રાખી હોય ને તો ય ચાર દિવસમાં આપણને ખબર પડી જાય કે આ ગાયને શી રીતે રાખે તો સારી રીતે ખાય. એવું બઈ એ ય સમજી જાય એટલે બઈ પ્રિય શબ્દ એવા બોલે કે પછી પેલાને માજી જોડે ઝઘડો થાય.

## નવ માસ રહ્યો વગર ભાડાંની ખોલીમાં; ગુરુ આવતાં માને જલાવે સદા હોળીમાં!

એક પાંત્રીસ વર્ષનો છે તે બી.કોમ. થયેલો મોટો ઓફીસર હતો. અમારો ભત્રીજાનો દીકરો. એટલે હું દાદો થઉં એનો. તે મને આવીને કહેવા માંડ્યો કે દાદાજી મારી મધર ઓફ થઈ ગયાં, તો ય મારે હજુ કહેવું પડે છે કે બહુ પક્ષપાતી હતાં.

એટલે આ જ્ઞાન થતાં પહેલાંની આ વાત, બે વર્ષ અગાઉ. એટલે પછી જ્ઞાન થયેલું નહીં અને વાતને તો એને જવાબ આપવાની પ્રેકટીસ. એટલે પછી મેં એને શું કહ્યું, તારી બાએ પક્ષપાત કર્યો એ વાત સાચી ભઈ. તારી બાએ તને શું કર્યું છે એ હું કહી આપું તને હવે. જો સાંભળ બધી વિગત. હું જાણું છું, તું તો નાનો હતો આવડો. નવ મહિના પેટમાં રાખ્યો. અઢાર વર્ષ કુરકુરિયું જોડે ફેરવે એમ ફેરવ્યો. છોકરું તો માની જોડે જ ફરે ને ! આમ આઘી ખસે તો ય હાથ ઝાલે. મા આઘી ખસી જાય તે આ સાલ્લો ઝાલીને ફરે અને અત્યારે તો ઓછા ઝાલે છે આજનાં છોકરા તો. પણ પહેલાં તો બહુ ઝાલતા હતા ! અને પછી ગુરુ (પત્ની) આવ્યા ત્યારે પછી ફરી ગયો ! ગુરુ શીખવાડે છે એમ તું કરું છું ? મેં પૂછ્યું, આ પેટમાં રાખનાર કોણ ? આવડા મોટા ઓફિસરને ! અને હું તો જાણતો હતો કે એની માએ નવ મહિના પેટમાં રાખ્યો હતો, ભાડું-બાડું દીધું નથી તે. નવ મહિના આરામ કર્યો તેનું. ના, પણ આ જુઓને કહે છે, આ મારી માએ પક્ષપાત કર્યો. આવું બોલાતું હશે ? કર્યો હોય તોય ના બોલાય. મધર એટલે મધર. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** નવ મહિના કેબીન(માના પેટ)માં તમે રહ્યા હતાં, એ નવ મહિના તો મા ખાતી હતી તે રસ ચાખીને તમારું બંધારણ થયેલું છે, ઘન ચક્કરો ! કઈ જાતના પાક્યા છો ? અઢાર વર્ષ સુધી ગાયને પાછળ વાછરડું ફરે એમ તને જોડે ફેરવ્યો, તો ય તને મા પર વિશ્વાસ ઊડી ગયો ? અને આ વહુ આવી એની પર વિશ્વાસ બેસી ગયો ? આમ મોટો ઓફિસર, ભણેલો, તે આવું કશુંક જરા કહીએ ત્યાર વગર ગાંઠે નહીં ને ! આ નવ મહિના પેટમાં રાખ્યો એ કંઈ જેવી તેવી વાત છે ? એનું ભાડું તો આપી જો ! ખાવા-પીવાનું, સૂઈ રહેવાનું, બધું સાથે, વિથ કમ્પ્લિટ રિઝર્વેશન ! તોય આ લોકોને કિંમત નહીં !

હવે મોટા થયા પછી સાહેબ થઈ જાય, તો શું થાય ? નવ મહિના પેટની રૂમમાં રહ્યા ત્યારે બા ઉપર તિરસ્કાર ન્હોતો આવતો.

આ છોકરાંઓને સમજણ નથી તેથી માનો ઉપકાર નથી માનતાં ને ! માનો ઉપકાર તો ભૂલાય નહીં. આખી ચામડીના જોડા સીવડાવીએ તો ય માનો ઉપકાર ચૂકવાય નહીં. કારણ કે નવ મહિના પેટમાં રાખે છે, અઢાર વર્ષ વાછરડાની જેમ જોડે ફેરવે છે; અને વહુ આવી એટલે આ વિફર્યો ! આ તે કઈ જાતનું કહેવાય ?! માજી જોડે ઝઘડો કરું છું ? તને માજી ઉપર વિશ્વાસ નથી આવતો એટલે આ વહુ ઉપર વિશ્વાસ આવે છે. આવું કેમ હોય માણસને ? મનુષ્યપણું કોઈ મૂરખ બનાવી જાય એવું ના હોવું જોઈએ. વર્લ્ડમાં કોઈ મૂરખ ના બનાવી શકે એવું મનુષ્યપણું હોવું જોઈએ અને જેવી એની વાઈફ આવે છે, ત્યારે જ એ ગુરુ આવે છે કે તરત બદલાઈ જાય છે ને ! આવા માણસો જે કો'કના કહેવાથી, કો'કના ચડાવવાથી બદલાઈ જાય. મા-બાપની વિરુદ્ધ થઈ જાય.

બહુ શરમ આવી એને. આ શું કહે છે, દાદા ! ખરું કહે છે, સ્ત્રીનું મનાય જ કેમ કરીને ? પોતાના મા-બાપ ગમે તેવા ગાંડાઘેલાં હોય. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે. સાચી વાત છે.

**દાદાશ્રી :** આ કાળ દુષમ કાળ છે. જ્યારે મહાવીર ભગવાનનો કાળ હતો ને, તે વખતે પિતાનું કહેવું છોકરો માનતો હતો અને એની વાઈફનું કહેવું માનતો નહોતો. અત્યારે તો વાઈફને ગુરુ કહે છે અને પછી પિતાને આવડી આવડી ચોપડે છે. વાઈફને ગુરુ કરી દે છે અને વાઈફના કહ્યા પ્રમાણે જ ચાલે છે. એટલે પિતાને ગણકારતાં નથી.

એટલે આપણાં મહાત્મા દુઃખી ન થાય એવાં બધા રસ્તા બતાવીએ. વ્યવહારમાં ય દુઃખી ના થાય. એટલે દેશમાં બધાને શિખવાડી દેવાનું આ તો. ફરી ફજેતો ના થાય. નહીં તો પછી દાદાને સમું કરવા આવવું પડે. પાછું નટ તો ખોલી આપું હું તો. ત્યારે શું થાય ?

એટલે ચેતતા રહેવું આપણે. કારણ કે છોકરો તો આપણો જ છે, પણ હજુ ગુરુ આવવાના બાકી છે અને ગુરુ આપણે જ લઈ આવવાના પાછા. કોણ લઈ આવે ?

**પ્રશ્નકર્તા :** આપણે ! મા-બાપ જ.

**દાદાશ્રી :** હા, એ જ ગુરુ આપણી ગાદીને ખસેડે છે. તે ખસેડે, જોઈ લો, દેખ લો, મજા પછી !

**પ્રશ્નકર્તા :** સારું પણ મળે, કદાચ. સારી ગુરુ પણ મળે કદાચ.

**દાદાશ્રી :** અત્યારે માલ જ સારો ના હોય ને !

**પ્રશ્નકર્તા :** આપણે સારા ન્હોતા ?

**દાદાશ્રી :** એ જમાનો જુદો ગયો અને આ જમાનો જુદી જાતનો આવ્યો !

## વહુ વાળે વેર તે છે 'વ્યવસ્થિત'; ભોગવે તેની ભૂલ નથી આમાં પ્રીત!

**પ્રશ્નકર્તા :** આપણે એમ કીધું કે છોકરો પૈણાવીએ, પછી વહુ આવે અને જો આપણું વ્યવસ્થિત એવું હોય કે તમારા બા તો આવા છે. આ બધાની સામે આપણે કયું શસ્ત્ર રાખવું ? એની સામે આપણે પ્રિકોશન કેવું રાખવું કે જેનાથી આપણી જાગૃતિને અથવા આપણાથી એ સહન થાય. એને માટે કયા પગલાં ભરવાં ?

પાસ કરીને વહુ લાવ્યા અને પછી વહુ અવળું બોલવા માંડી. એટલે તરત આપણે આ બોલે છે એ 'વ્યવસ્થિત' છે બધું. કારણ કે પાસ કરીને લાવ્યા આપણે. આશીર્વાદ આપ્યા, ઘરમાં આવીને સોનાની માળા પહેરાવી. હવે એ બોલવા માંડી. તો આ 'વ્યવસ્થિત' સમજી જવાનું અને પછી ભોગવવું પડે તો 'ભોગવે તેની ભૂલ' કહેવાની. આપણે ભોગવવું તો આપણે મહીં જાતને કહેવું કે બા, 'ભોગવે તેની ભૂલ'. એ દાદાજીએ બધી એક એક વાત સમજણ પાડી દીધેલી છે.

**પ્રશ્નકર્તા :** આ તો તમે પછીની વાત કરી, પણ આ અમને પ્રિકોશન જોઈએ કે હવે....

**દાદાશ્રી :** પ્રિકોશન તો હોતાં જ નથી. પ્રિકોશનમાં તો આપણે સારું લાવવું છે એવી ભાવના રાખવી. જે આવવાની છે ને, તેને કોઈ છોડવાનું નથી. પણ છતાં આપણે જોવી, કરવી.

**પ્રશ્નકર્તા :** અને આપણે એના શુદ્ધાત્માને જોયા કરીએ, તો કદાચ ઢીલું પડી જાય.

**દાદાશ્રી :** નરમ પડે, નરમ પડે. પણ પૂર્વનું જે વેર હોય ને, તે વાળ્યા વગર ના રહે.

## રાગમાંથી વેર ને તેથી સંસાર; વીતરાગતા જ કરાવે ભવ પાર!

ખરો સ્વાર્થ કયો ? સ્વ એટલે આત્મા અને સ્વને અર્થે, આત્માને અર્થે જે કરવું એનું નામ ખરો સ્વાર્થ કહેવાય. અને જગતમાં જે સ્વાર્થ ચાલે છે તે તો પરાર્થ છે. બધું પારકાં માટે જ કરવાનું. એમાં પોતે જોડે કશું લઈ જવાનું નથી. કોઈ કહેશે કે આ છોકરાં પોતાના ન્હોય ? આ દેહ જ પોતાનો થતો નથી, તો છોકરો કયે દહાડે પોતાનો થવાનો છે તે ! છતાં વ્યવહારમાં છોકરાને છોકરા તરીકે રાખવો જોઈએ અને વ્યવહારમાં આપણી ફરજો બજાવવાની અને તે કુદરતી રીતે જ બંધન છે અને એવી રીતે થઈ જ જાય છે, એની વરીઝ કરવા જેવું નથી. છોકરો હોય તે આખો દહાડો સોડમાં ઘાલ ઘાલ કરીએ તે સારું લાગે ? છોકરો પછી કંટાળી જાયને તો બચકાં ભરે આપણને. એટલે રીતસરનું બધું સારું.

આ છોકરાં એ તો બધા પૂર્વભવનાં ઋણાનુબંધ છે અને તે આસક્તિના જ બધા બંધ છે. આસક્તિથી વેર બંધાયા છે અને વેરનો જ બંધ છે, તે વેર પ્રમાણે વેર વાળીને જાય.

**પ્રશ્નકર્તા :** આ છોકરાંઓ વેર વાળીને જાય એ ના સમજાયું.

**દાદાશ્રી :** એવું છે ને એ છોકરાને આપણી જોડે સ્નેહ બંધાયેલો હશે ને, તો સ્નેહ વાળીને જાય અને વેર બંધાયેલું હોય તો ગમે તેટલું એની જોડે વહાલ કરો તો પણ એ વેરને વેર જ વાળ્યા કરે. માટે સ્નેહનું તો આપણે નિકાલ કરી નાખીએ, સ્નેહનું તો વાંધો નહીં આવે. પણ વેર બંધાયેલું હશે ત્યાં બહુ મુશ્કેલી ઊભી થશે. આપણે વેરને શાથી આગળ મૂકીએ છીએ કે આ વેર એ મુશ્કેલીવાળું છે. સ્નેહનું બંધાયેલું હોય તો એ મુશ્કેલી વગરનું છે, પણ આ દુષમ કાળમાં સ્નેહનાં તે ઓછાં હોય છે, નર્યાં વેર જ વધારે હોય છે.

આ કાળની વિચિત્રતા છે કે ઘરનાં માણસો જ સામસામી આરોપ આપે કે તમે આમ કરી નાખ્યું, તમે આમ કરી નાખ્યું. અલ્યા ભઈ, મેં નથી કર્યું આ. તો એ કહેશે કે ના, તમે જ કરી નાખ્યું છે. એટલે નફો આવે ને ત્યાં સુધી શેઠને 'આવો શેઠ આવો શેઠ' કરે. અને ખોટ જાય ત્યારે, તમે જ ઊંધું બગાડ્યું, તમે આમ કર્યું. તમારામાં અક્કલ નથી, આમ બધાં આક્ષેપો આપ આપ કર્યા કરે. તે વખતે કડવું ઝેર જેવું લાગે. પછી મનમાં આંટી રાખે કે મને સપડાવ્યો અને મારી પર આક્ષેપ

આપે છે, પણ એ મારા લાગમાં આવે તો હું એની પર આપીશ. તે વખત આવે ત્યારે પેલો આની પર આક્ષેપ આપે ને પાછું વેર વાળે. એટલે જ્યારે આપણે સપડાઈ ગયા હોઈએ ને ત્યારે એણે આપણને આક્ષેપ આપ્યા હોય, ત્યારે આપણે સહન કરી લઈએ. પણ ફરી એ લાગમાં આવે ને, એ સપડાય ત્યારે પાછા આપણે એને આક્ષેપ આપીએ. એવી રીતે આ સંસાર ઊભો રહેલો છે.

વેરબીજથી આ સંસાર ઊભો રહ્યો છે. પ્રેમમાં કંઈ સંસાર બંધાય એવો નથી. પણ પ્રેમમાંથી જ વેર ઊભું થયેલું છે. વેર શેમાંથી ઊભું થાય છે ? આસક્તિમાંથી જ. એટલે છોકરા ઉપર અભાવ નથી કરવાં જેવો, તેમ છતાં એને છાતીએ વળગાડ વળગાડ કરવાં જેવો ય નથી. બધામાં આસક્તિ નહીં, નોર્માલિટી. બધું નોર્માલિટીમાં જોઈએ.

## છોકરાંને મારીને સીધો કરાય? વેર વસુલ કરશે ગમ્મે તે ઉપાય!

**પ્રશ્નકર્તા :** ગયા અવતારમાં કોઈની જોડે વેર બાંધ્યું હોય, તો તે કોઈ ભવમાં તેને ભેગાં થઈને ચૂકવવું પડે ને ?

**દાદાશ્રી :** ના, એવું નથી. એવી રીતે બદલો વળતો નથી. વેર બંધાય એટલે મહીં રાગદ્વેષ થાય. ગયા અવતારમાં છોકરા જોડે વેર બાંધ્યું હોય તો આપણે વિચાર કરીએ કે એ કયા અવતારમાં વળશે ? આવી રીતે પાછા ક્યારે ભેગાં થઈશું ? એ છોકરો તો આ ભવમાં બિલાડી થઈને આવે. તેને તમે દૂધ ધરો તો એ તમારા મોઢાં પર નખ મારી જાય ! આ એવું છે બધું ! આમ તમારું વેર ચૂકવાઈ જાય. પરિપાક કાળનો નિયમ છે એટલે ટૂંક સમયમાં હિસાબ પૂરો થાય. કેટલાક તો વેરભાવે આવે ને, તે છોકરો આપણને વેરભાવે તેલ કાઢી નાખે. એવું બને કે ના બને, દુશ્મન ભાવે આવે તો ?

**પ્રશ્નકર્તા :** બને.

**દાદાશ્રી :** છોકરાં મારી–ઠોકીને સમા કરવાં જાય છે તેનાં વેર બંધાય છે. આખી રાત ઓરડીમાં પૂરી રાખ્યો એક જણને. અલ્યા મૂઆ, એને મનમાં કેટલું બધું દુઃખ થાય. પછી મનમાં શું ભાવ થાય છે એ જાણો છો ? હું મોટો થઉં એટલે આ બાપાને એવો મારીશ ! એટલે પોતે ડિસાઈડ કરે, ડિસિઝન લે. અલ્યા મૂઆ, વેર ના બાંધીશ. જીવતું છે આ છોકરું. વેર બાંધેલાની શી દશા થાય ?

એક રાણી હતી. તે એને રાજાનું માંસ ખાવાનું મન થયું. એટલે રાણીના મનમાં થવા લાગ્યું, આવાં કેમ મને વિચાર આવે છે ? રાણીએ રાજાને કહી દીધું કે મને આવું હોય નહીં, છતાં આવા વિચાર આવે છે. તે રાજાએ જાણ્યું કે ધેર ઇઝ સમથિંગ રોંગ. એટલે જ્યોતિષિઓને બોલાવ્યા. જ્યોતિષ જોવડાવ્યું. જ્યોતિષિઓએ કહ્યું કે આ મહીં જે ગર્ભ રહ્યો છે રાણીને, તેના પ્રતાપથી આ બોલી રહી છે. આ ગર્ભ રહ્યો છે તે બોલાવે છે. તે રાજાને મારવો ને એને કાપીને ખઈ જાય એવો હતો. પેટમાં આવીને બોલે છે ને તરત ! છોડે નહીં ને, વેર !

**પ્રશ્નકર્તા :** એક મા–બાપને ત્યાં ચાર છોકરાં છે, બધા લઢે છે, ને ભયંકર વેર બાંધે છે. એક છોકરો વાંદરાના કૃત્યવાળો છે ને વાંદરામાં જવાનો છે. બીજો છોકરો ગધેડામાં જાય એવી જુદી જુદી પશુયોનિમાં ગતિ બાંધી રહ્યા છે. પેલું ઋણાનુબંધ સખત છે તો પેલાં મા–બાપનું શું ? એ કંઈ ગધેડામાં જાય ?

**દાદાશ્રી :** જવું જ પડેને, છૂટકો જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** મા–બાપના કૃત્યો એવાં નથી, છોકરાઓમાં એવાં છે.

**દાદાશ્રી :** એ જેનાં હોય તે ગધેડામાં જાય.

**પ્રશ્નકર્તા :** પણ પેલાએ મા–બાપ જોડે વેર બાંધ્યું હોય તો ?

**દાદાશ્રી :** મા–બાપથી એમાં સામો પ્રતિકાર થાય તો વાંધો આવે. નહીં તો મહાવીર ભગવાનને ય મોક્ષે જવા ના દેત લોક. ભગવાન તો બહુ દેહકર્મી, તે લોક ઊઠાવી જતા હતા. પણ એ પોતે જ કોઈની પર કિંચિત્ માત્ર રાગ નથી રાખતાને !

રાગ નહીં ને દ્વેષે ય નહીં, વીતરાગ. પછી છોને એમની પર જેટલો રાગ કરવો હોય એટલો કરે. સામો પ્રતિકાર ના થાય તો કશું વાંધો નથી.

## છોકરાં પજવે તો થવું ખુશ મહીં; છોડાવે છે મોહમાંથી ઉપકાર લહી!

આજના છોકરાઓ, આ જનરેશન જોડે મેળ નથી પડતો ઘૈડા

માણસોને. એટલે એ ખત્તા ખઈ–ખઈને રહેવું પડે છે. પેલો અવળું બોલે છે, ચલાવી લઈશું પણ એવું આ ચલાવી લે છે. મહીં પણ પાર વગરનો અજંપો થયા કરે ને મનમાં એમે ય થાય કે મૂઆ. આથી વહેલો મરી ગયો હોત તો સારો એ. કાં તો હું મરી ગયો હોત તો સારો. બેમાંથી એક નક્કી કરે. આવાં અજંપાથી બધું ચાલી રહ્યું છે.

માને પજવે તો ય એને આ વ્હાલો લાગ્યા કરે અને બાપને સહન ના થાય, બાપને શી રીતે સહન થાય ? જ્યાં બુદ્ધિનું લાઈટ હોય. સ્ત્રીઓમાં ય બુદ્ધિ ખરી, પણ મોહ ખરો ને. તે મોહને લઈને અંધારું થયા કરે બુદ્ધિ પર ? અને આપણે પાછળ ફોકસ મૂકેલું હોય એટલે મૂંઝામણ થઈ જાય.

આ કાળમાં પેલા ધણી કહેશે, હું ઘરડાઘરમાં જઉં છું, તમે આવો છો કે ?! ત્યારે પેલી કહે, ના, છોકરા જોડે મને ફાવશે, વહુ સારી છે ને ! ના આવે, આવે નહીં કોઈ દહાડો ય. આ બહારનાં લોકોને માટે વાત છે. બહારના લોકોને કેવી મુશ્કેલી છે એ તો મને સમજાય !

આ મને તો સાત છોકરા હોય ને, જો કદિ આવું છોકરા પજવ પજવ કરતા હોય ને તો જેમ અવળું બોલે, તેમ હું ખુશ થઈ જઉં, હેંડ તું ગાંડો છું, પણ હું ડાહ્યો છું ને ! પણ હું મોઢા ઉપર અવળું દેખાડું. મોઢા ઉપર એવું દેખાડવું પડે કે મને બહુ દુઃખ થયું અને અંદરખાને હું ખુશ થઉં કે એનો ચક્કર કાચો પડ્યો, કહીએ. જે મશીન ફટાકા મારેને તેને અમે કાચા કહી દઈએ. મશીન બોલેને મારી પાસે એટલે 'હું પાકો છું' એવું કહી દઉં. વિનય રાખે એટલે હું જાણું કે પાકો છે આ. પણ, તમે આવા છોને તેવાં છો, બોલે એટલે હું નબળો, વિકનેસ માની લઉં કે આ વીક છે બિચારો, દયા ખાવા જેવો છે. આપણે કંઈ એવા વીક છીએ ?

છોકરાઓ જોડે ડીલ કરતાં ના આવડે એ આપણી ભૂલ ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, ભૂલ ખરી.

**દાદાશ્રી :** હં, બધે આની આ જ ભૂલો થયેલી તમારી, નહીં ? આ બધે જ્યાં જુઓ ત્યાં આની આ જ ભૂલો. લોકો મોહમાં મારું લડકું, મૂઆ ન્હોય લડકું, જરા અથડાવી જોજો, એની જોડે સામો થા જોઈએ એક કલાક ! એ તારું લડકું છે કે નહીં ! ખબર પડશે ! એ તો રીતસર બધું સારું. છૂપો પ્રેમ રાખવાનો, ઉપરથી પ્રેમ ના ઓપન કરાય છોકરાઓને, એ તો આસક્તિ કહેવાય. એટલે જરા રીતસરનું કરવું બધું આપણે. આપણું કંઈ કલ્યાણ તો કરવું જોઈએને ! કયા અવતારમાં નહોતાં છોકરાં ?! દરેક અવતારમાં છોકરાં હતાં જ ને ! તો હજુ શેનાં હારું આટલો બધો મોહ ? તેમ છતાં છોકરાંને છંછેડવાનાં નહીં. એમને જરૂર હોય, જે જોઈએ એ બધું ય આપીએ કરીએ ! રાતે સૂઈ જાવ છો ત્યારે સોડમાં ઘાલીને સૂઈ જાવ છો ? એ કહેશે, મને નથી ગમતું તો ? એટલે રીતસરનું જેટલું થાય એટલું જ કરાય. આપણે દાઝીએ તો છોકરાંને લ્હાય બળે ? કેમ ના બળે ? છોકરાં તો આપણાં ને ? એટલે આવું છે આ બધું ! માટે સબ સબ કી સંભાલો.

## સ્થૂળ મોહથી સૂક્ષ્મતમ; જ્ઞાની સમજાવે, સમજ મોઘમ!

**પ્રશ્નકર્તા :** સ્થૂળ મોહ, સૂક્ષ્મ મોહ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ મોહ એ શું છે દાખલા સહિત સમજાવો.

**દાદાશ્રી :** એ શેના જેવું છે, આપણે દૂધ કાઢી લઈએ, દૂધ કાઢ્યું એ સ્થૂળ કહેવાય. એમાં થોડુંક પાણી રેડતાં ગયાં એ સૂક્ષ્મ કહેવાય. પછી એનાંથી વધારે પાણી, ખૂબ પાણી રેડીને પછી એ કર્યું, ચા બનાવી એ પણ દૂધ કહેવાય ને. પાણી રેડ્યું તો ય, તે સૂક્ષ્મતર કહેવાય અને સૂક્ષ્મતમ એટલે સાપરેટ (માખણ કાઢેલ છાસ). એવી રીતે છે એ.

સ્થૂળ મોહ એટલે શું ? બાપ અમેરિકા હતો અને છોકરો અહીં મોટો થયો હતો. એ અગિયાર વર્ષનો થયો. બાપ અમેરિકાથી આવ્યા ને એટલે છોકરો આવીને. પપ્પાજી કરીને જે જે કરવા લાગ્યો. બાપે એને ઊંચક્યો, ઊંચકીને એવો દબાવ્યો, પ્રેમનો માર્યા કે છોકરાએ બચકું ભરી લીધું. ત્યારે કહે, આ કયા પ્રકારનો મોહ ? ત્યારે કહે, સ્થૂળ મોહ. બાબાની જોડે છેટે રહીને જે' જે' કરીએ અને માથે

હાથ મૂકીએ એ સૂક્ષ્મ મોહ. અને બાબો ઊંધો ચાલે અને એને ટૈડકાવીએ એ સૂક્ષ્મતર મોહ. એ એક પ્રકારનો મોહ. અને સૂક્ષ્મતમ મોહ કયો ? તે ગાળો ભાંડે, ઘરમાં પેસવા ના દે, તો ય છેવટે ઘર-મિલકત એને જ આપી દે. એટલે આવાં બધાં મોહના પ્રકાર. સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે છોકરાને જે આપવું હોય તે આપજો.

## મમતા બચ્ચાની ગાય-ભેંસને છ માસ; મનુષ્યો તો સાત પેઢીની રાખે ખાસ!

જો દુઃખી, દુઃખી, એ છોકરાં ય દુઃખી અને આપણે ય દુઃખી. પારકાં છોકરાં ! પેલો છોકરો બાપને કહેશે, તમારે ને મારે હવે શું લેવા-દેવા છે ? પછી આપણે એના બાપને કહીએ, જુઓ હવે, તમે ના જોયું ? તો ય બાપ શું કહેશે, એ છોકરો તો મારો જ ને ! મેર અક્કરમી ! મેલને પૂળો અહીંથી. છોકરાં એટલે તો, આ દૂધીનું બી વાવીએ ને એટલે ઊગીને વેલો ફેલાય. તે પાંદડે પાંદડે દૂધીયાં બેસે હડહડાટ. એમ આ દૂધીયાં બેસે બધાં.

છોકરો ને બાપ છે તે રિલેટિવ વેપાર, જો ચાલ્યું તો ચાલ્યું, નહિ તો રહ્યું ! છોકરો કહે, 'હવે તમારે કશું બોલવું નહિ. તો આપણે જાણવું કે સારું, હેંડોને નિરાંત થઈ ! વગર કામની પીડા માથે ક્યાં સુધી રાખવી ?'

**પ્રશ્નકર્તા :** અમે એવું જ રાખ્યું છે.

**દાદાશ્રી :** હા, આ શી પીડા આપણે ? જેમ મારી-ઠોકીને મિંયાભાઈ ના બનાવીએ, એમ મારી-ઠોકીને છોકરો થતો હશે ? એવું છે ને, કોઈ છોકરો એનાં બાપનું કોઈ દહાડો ધ્યાન રાખતો નથી. છોકરો એમનાં છોકરાનું ધ્યાન રાખે.

**પ્રશ્નકર્તા :** એ તો એવી જ રીતે દુનિયાનો ક્રમ છે કે બાપ દીકરાનું ધ્યાન રાખે !

**દાદાશ્રી :** હા, તે આ કળિયુગમાં. સત્યુગમાં સવળું હતું. છોકરો બાપનું ધ્યાન રાખે, એનો છોકરો એમનું ધ્યાન રાખે એવું હતું. આ અવળું થયું અને પાછું ધ્યાન આપણું રાખે નહીં અને મિલકત એના પોતાના નામ પર કરી નાખે 'ટ્રાન્સફર'. એનાં કરતાં થોડી મિલકત વેચી અને કોઈ દુખિયા-બુખિયાને હજાર-બે હજાર આપીએ, મહિને પાનસો, તો પાંસરું ના કહેવાય ? એ તો ઋણ કંઈ સુધી માને ? આખી જિંદગી માને ! તમારો પ્રતાપ કહેશે. તમારાં પ્રતાપે અમે સુખી થયા, કહેશે. અને પેલો છોકરો કહે નહિ. એ તો કહેશે, મારું છે ને મેં લીધું, એમાં તમારે શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** પેલું આપ એક કહેતા'તા ને, આખી જિંદગી ભત્રીજા પાસે ચાકરી કરાવે અને મરતી ઘડીએ છોકરાંને આપીને જાય.

**દાદાશ્રી :** હા. ચાકરી કરનારો તો એમ જાણે કે હવે પેલાંને બોલાવતાં નથી એટલે એને કશું આપશે તો ય થોડુંક આપશે, વધારે તો મને આપી દેશે, જમીન-જાગીર તો મને આપશે ! મરતી વખતે એક દશ તોલાનો અછોડો રાખી મેલ્યો હોય ને, 'લે ભઈ, લે બા, તે બહુ ચાકરી કરી છે.' અને પેલાને બોલાવીને ચાવીઓ આપી દે. ખરી રીતે આ તો હિસાબ જ છે સામસામી.

અમારાં એક સગાવહાલાં તો, છોકરાંની બહુ કાળજી રાખ રાખ કર્યા કરે, પોતે જરા ભીડ વેઠીને પણ. મેં કહ્યું, તારા ફાધરનો ફોટો દેખાતો નથી. ત્યારે કહે, નહિ હોય તે દહાડે ખાસ ફોટો. મેં કહ્યું, પૂજા શાની કરો છો ? ફાધરની શી રીતે પૂજા કરો છો ? ફાધરની પૂજા કરો છો ? ત્યારે કહે, ના. પછી કહ્યું, પણ આ છોકરાં તમારી પૂજા કરશે જ ને ? આટલી બધી છોકરાં પાછળ મહેનત કરો છો ? ત્યારે કહે, ના, કોઈ ના કરે. ત્યારે મેં કહ્યું, શું જોઈને આ પાછળ પડ્યા ? ગાયો-ભેંસો ય છોડી દે, છ મહિનાનાં, બાર મહિનાનાં થાય એટલે છોકરાં છૂટાં. તું તારા રસ્તે ને હું મારા રસ્તે અને પશુઓમાં તો છોકરો બે વર્ષનો થાયને, ત્યારે પાછો ધણી થઈને ય આવ્યો હોય ! એમને કશું નહિ, કાયદો લાગુ નહિ ને ! કાયદો આ ગૃહસ્થાશ્રમને, મનુષ્યલોક છેને આ.

**પ્રશ્નકર્તા :** આ બાબતમાં એમ કહેવાય છે કે 'ધેર ઈઝ નો લૉ ઈન ધ નેચર, કુદરતમાં કોઈ કાયદો નથી.'

**દાદાશ્રી :** હોય જ નહિ ને પણ. જે કાયદા છે એ જુદાં છે પણ આ મનુષ્યોના કાયદા ત્યાં નથી. આ કોર્ટોના કાયદા જુદાં ! જાનવરમાં ત્યાં તો ધાવવા ના આવ્યું હોય તો જોયા જ કરે એક બાજુ. પણ એ લિમિટ, છ મહિનાની. આ ફોરેનર્સની લિમિટ અઢાર વર્ષની અને આપણી તો લિમિટ જ નહિ ને, સાત પેઢી થાય તો ય ! મારાં છોકરાની વહુ સાતમી પેઢીએ સોનાની ગોળીમાં છાસ વલોવે ને તે સાતમે માળે અને તે પાછો હું જોઉં આંખેથી, એવી આંધળો માંગણી કરે છે. માળ સુધી દેખાય મને. અને સાતમી પેઢીની વહુ એટલે, છોકરાંની વહુ એટલે કેટલાં વર્ષનો થાય પોતે ! કેવું માંગ્યું ? ભગવાન મૂંઝાયા કે આ દેશમાં ક્યાં આવ્યો હું !

## જે મા-બાપ તેમને નભાવે! હવે નવાં જણી ક્યાંથી લાવો?

**પ્રશ્નકર્તા :** મારા ઘરેથી એકલી આવું છું એટલે એકલાપણું બહુ લાગે છે.

**દાદાશ્રી :** ઘરનાં કોને કહો છો ? કલાક ગાળો ભાંડે તો ગેટ આઉટ કહી દે.

**પ્રશ્નકર્તા :** ઘરનાં બે-ચાર જણાં એક વિચારનાં હોય તો બહુ સારું લાગે.

**દાદાશ્રી :** પણ એવું હોય તો ને ? એની માટે આપણે ક્યાં પાછાં નવા જણીએ ? જે જણ્યા છે એ સાચાં. નવા પાછા ક્યારે જણીએ અને ક્યારે દહાડો વળે ! જણીએ તો ય પચ્ચીસ વર્ષ તો જોઈએ ને પાછાં ! એનાં કરતાં જે હોય તે ખરું. એટલે બધી સેફસાઈડ જોવા જઈએ તો નથી પાર આવે એવો. છતાં ઘરનાંને જુદાં ગણવાં નહીં. ઘરનાં એ ઘરનાં, પણ અતિશય લાગણી એવું બધું ના રાખવું. છતાં ભાવના રાખવાની કે બધા જ્ઞાનને પામો !

## ગેરહાજરીમાં લાગણીઓ ઊભરાય; ખાલી સ્ટોક તેથી હાજરીમાં કષાય!

છોકરા પર ભાવ તો જોઈએ. મનુષ્ય છે, વિચારશીલ છે. એટલે

ભાવ તો જોઈએ. એટલે બિલો નોર્મલ આપણાથી રખાય નહીં. પણ નોર્માલિટીની હદ સુધીમાં એની મમતા રાખવી જોઈએ. અને એબવ નોર્મલ મમતા, લોકો કહે, આટલી બધી શી મમતા ! એ જરા ઓછી રાખ ને મમતા, આટલી બધી શી મમતા રાખું છું. એ છોકરો ગયો કોલેજમાં, તે મને ગમતું નથી, કઈ જાતની ફીકર છે ? એને લોકો ય વઢે. એવું ના કહે કે આટલી બધી મમતા શું કરવા રાખો છો ? કહે કે ના કહે ? એ મમતા એટલે વધારે પડતી એક્સેસ, એબવ નોર્મલ થઈ એ મમતા. આ અમારે બધા જોડે સંબંધ વધે પણ એબવ નોર્મલ તો નહીં, એ તો ઉપર જતું રહે. આપણે જઈએ એટલે વળી યાદ ના આવે. અને યાદ આવે એ વધારે પડતી મમતા.

**પ્રશ્નકર્તા :** યાદ ન આવે એ મમતા નહીં.

**દાદાશ્રી :** હા, યાદ તો ન જ આવવું જોઈએ. શું હેલ્પફુલ યાદ આવે તે ?

**પ્રશ્નકર્તા :** તો પછી આપણે લાગણી વગરનાં છીએ, એવું ના કહેવાય ?

**દાદાશ્રી :** લાગણી વગરનો કોણ ? આ યાદ આવે એ લાગણી વગરનો. લાગણીવાળાને યાદ જ ના આવે.

**પ્રશ્નકર્તા :** આ તો ઊંધું જ કહ્યું.

**દાદાશ્રી :** આ લાગણી તો તમે રાખો, તેથી પેલાને શું ફાયદો થાય ?

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં. આપણને ચિંતા થઈ, એને તો કંઈ ના હોય.

**દાદાશ્રી :** એટલે હેલ્પફુલ નથી. તમારે લાગણીમાં, ફુલ લાગણી બતાવો ને ! પણ અહીં છૂટ્યા એટલે કશું જ નહીં. પછી ભેગાં થાય એટલે ફુલ લાગણી બતાવો. અહીંથી ઊઠ્યા એટલે કશું ય નહીં એવું હોવું જોઈએ. આ તો, તમે અહીંથી ઊઠ્યા તે લાગણી લઈ જાઓ, પછી ભેગા થાય ત્યારે કૂદંકૂદા કરો, વઢંવઢા કરો. એ લાગણી કહેવાય નહીં ને. કારણ કે લાગણી વપરાઈ જાય છે, ખોટે રસ્તે વપરાઈ

જાય છે. એ લાગણી સિલક રાખો,રસ્તામાં પાડી ના દેવી જોઈએ અને પછી ભેગાં થાય ત્યારે પછી લાગણી વાપરવી. પેલી સમજાય કે ના સમજાય, મારી વાત ?

બહુ ઝીણી વાત છે આ. સંતો ય ના સમજે એવી વાત છે.

**પ્રશ્નકર્તા :** બની ના શકે, ઇમ્પોસિબલ છે એમ.

**દાદાશ્રી :** આ દુનિયામાં કશું ઇમ્પોસિબલ હોતું જ નથી. તમે દાદા ભગવાનનું નામ લઈને કરો. તમે દાદા ભગવાનની સાક્ષી લઈને જો કરો તો બધું પોસિબલ છે.

**પ્રશ્નકર્તા :** આપણે અહીંયા અમેરિકામાં રહીએ, પણ મા-બાપને ભૂલી ઓછાં શકીએ ?

**દાદાશ્રી :** એ જગત ભૂલાતું નથી ને એ જ મમતા, ખોટી મમતા છે. એબ્નોર્મલ મમતા. મને બધાં સગાવહાલાં કહે છે, શું દાદા, તમારો પ્રેમ કેવો જબરજસ્ત પ્રેમ છે ! અને તમને છે તે તમારા ઘરમાં જ માણસો કહે છે, તું આવી છું, તેવી છું. આવું તમારા ઘરનાં જ માણસો કહે. કારણ કે તમને પ્રેમ ઢોળતાં નથી આવડતું. તમે પ્રેમ રસ્તામાં ઢોળી દો છો અને ભેગો થાય ત્યારે અડધો પ્યાલો આપો છો એને. આવાં જીવનથી તો આ મન, શરીર ફ્રેકચર થઈ જશે.

એટલે બહુ અતિશય કરવા જેવું નહિ. રીતસર સારું છે. નાટકીય ડ્રેસમાં કોઈ આંગળી ના કરે એવું જોઈએ. નાટકમાં કોઈની આંગળી થાય તો પગાર ઓછો થઈ જાય, કપાઈ જાય. એટલે અભિનય કરવો પડે. હા. છોકરો મરી ગયો નાટકનો, એટલે આંખમાં જરા પાણી ના હોય તો આમ આમ એ કરીને લાવવું પડે. બાકી છોકરાનાં તો સ્વાદ ભવોભવ જોયેલાં ને ! એક કલાક છોકરાને લેફટરાઈટ લઈ જુઓ જોઈએ અને કાઢે સ્વાદ પછી. જો માખણ કાઢે વલોવીને ! આ તો વળી મર્યાદામાં હોય તો સારું છે. પણ એનાં બાપાની પાછળ કોઈ જવા તૈયાર થયેલો નહિ ! આંતરવું પડે નહિ આપણે કે, 'ના, બા. તારાં બાપ જોડે નહિ જવાનું, બા. હેંડ બા પાછો.' ઝાલી ઝાલીને લઈ જવાં પડે, એવું નહિ. પણ જાય જ

નહિને,મૂઓ. એ બાપા ગયા તો મારે શું ? હું પૈણીશ ઘેર જઈને અને બિસ્કીટ-બિસ્કીટ બધું, ઘેર લાવીને ખાય નિરાંતે.

એટલે આની મર્યાદા કેટલી છે, આપણે જાણીને પછી કામ લેવું. મર્યાદા ના સમજે એ મોહ કહેવાય. પપ્પા ખરાં, પણ મૂરખ બનવા માટે નહીં.

## બધાં માટે બધું કર્યું જિંદગીભર; ખરે ટાણે કોઈ નહીં 'જ્ઞાની' વગર!

બધું 'વ્યવસ્થિત' ચલાવે છે, કશું બોલવા જેવું નથી. 'પોતાનો' ધર્મ કરી લેવાં જેવો છે. પહેલાં તો એમ જાણતા હતા કે આપણે ચલાવીએ છીએ એટલે આપણે હોલવવું પડે. હવે તો ચલાવવાનું આપણે નહીં ને ? હવે તો આ ય ભમરડા ને તે ય ભમરડા ! મેલ ને પીડા અહીંથી ! પ્યાલા ફૂટે, કઢી ઢળે, વહુ છોકરાંને વઢતી હોય તો ય આપણે આમ આડા ફરીને નિરાંતે બેસી જવું. આપણે જોઈએ, ત્યારે એ કહે ને કે, 'તમે જોતા હતા ને કેમ ના બોલ્યા ?' અને ના હોય તો હાથમાં માળા લઈને ફેરવ્યા કરીએ. એટલે એ કહેશે કે, 'આ તો માળામાં છે', મેલો ને પૈડ ! આપણે શી લેવા-દેવા ? સ્મશાનમાં ના જવાનું હોય તો કચકચ કરો ! માટે કશું બોલવા જેવું નથી. આ તો ગાયો-ભેંસો ય એના બાબા જોડે રીતસર ભોં ભોં કરે, વધારે બોલે નહીં ! ને આ મનુષ્યો તો ઠેઠ સુધી બોલ બોલ કરે. એ મૂરખ કહેવાય, આખા ઘરને ખલાસ કરી નાખે. એનો ક્યારે પાર આવે ? અનંત અવતારથી સંસારમાં ભટક્યા. ના કોઈનું ભલું કર્યું, ના પોતાનું ભલું કર્યું. જે માણસ પોતાનું ભલું કરે તે જ બીજાનું ભલું કરે. કોઈની ય પડેલી નથી આજે. નાટક છે આ. તે આપણે કાઢી નાખવાનું નથી. આવ ભઈ, બેસ બા. એવું તેવું થોડું છે તે પ્રેમ-બેમ દેખાડવાનો, બધું કરી શકો.

એ તો 'ભાભો ભારમાં તો વહુ લાજમાં' એવું છે. કોઈ આપણું થાય નહીં. આ દાદા એકલા તમારાં થશે. જ્યારે જોશો ત્યારે, સુખમાં-દુઃખમાં એકલા દાદા તમારા થશે, બાકી કોઈ તમારું થાય નહીં. એની ગૅરેન્ટી આપું છું. એ ખરે ટાઈમે કોઈ હાજર નહીં થાય. પેલા સાહેબ કહેતા હતા કે બહુ જગ્યાએ ફર્યો. વીસ-પચ્ચીસ વર્ષ

તો એક સંત જોડે રહ્યો પણ મારો ખરો ટાઈમ આવ્યો તે ઘડીએ કોઈ હાજર ના થયું, દાદા હાજર થઈ ગયા. કોઈ ના થાય, આ દાદા હાજર થાય. ગમે તે દુઃખે-સુખે પ્રસંગમાં તરત હાજર થઈ જાય. અને હું કહું ય ખરો. મેં કહ્યું, ગભરાશો નહીં. બીજું કોઈ હાજર નહીં થાય. આ છોકરા-બોકરા તો કોઈ હાજર નહીં થાય.

## ભવિષ્યની ચિંતા બગાડે વર્તમાન; દૂર ડુંગરા છોડી, ઠોકર સંવાર!

**પ્રશ્નકર્તા :** મારી ત્રણ છોકરીઓ છે, એ ત્રણ છોકરીઓની મને ચિંતા રહે છે કે એના ભવિષ્યનું શું ?

**દાદાશ્રી :** આપણે આગળના વિચાર કરવાનાં ને, તેના કરતાં આજે સેફસાઈડ કરવી સારી, રોજ-દરરોજ સેફસાઈડ કરવી સારી. આગળનાં વિચાર જે કરો છો ને એ વિચાર હેલ્પિંગ નથી કોઈ રીતે, નુકસાનકારક છે. એના કરતાં આપણે સેફસાઈડ દરરોજ કરતાં જ રહેવું એ જ મોટામાં મોટો ઉપાય. ના સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા :** હા સમજાયું.

**દાદાશ્રી :** આગળના વિચાર કરવાનો અર્થ નથી. એ સત્તામાં જ નથી. એક ઘડીવારમાં તો માણસ મરી જાય. એનો એ વિચારવાની જરૂર જ નથી. એ તારા વિચારમાં મહેનત નકામી જાય. ચિંતાઓ થાય, ઉપાધિઓ થાય, અને હેલ્પિંગ જ નથી એ. એ વૈજ્ઞાનિક રીત જ નથી.

આપણે જેમ બહાર જઈએ છીએ, એ કેટલા ફૂટ લાંબુ જોઈને ચાલીએ છીએ સો ફૂટ. બસો ફૂટ કે નજીકમાં જોઈએ છીએ ?

**પ્રશ્નકર્તા :** હા, નજીકમાં જોઈએ છીએ.

**દાદાશ્રી :** લાંબું કેમ જોતા નથી ? લાંબું જોઈએ તો નજીકનું રહી જાય તો ઠોકર વાગશે. એટલે પોતાના એમાં નોર્માલિટીમાં રહો. એટલે એની રોજ સેફસાઈડ

જોયા કરવી. આપણે એને સંસ્કાર સારા આપવા એ બધું કરવું. તમે જોખમદાર એના છો, બીજા કોઈ જોખમદાર તમે નથી. અને આવી વરીઝ કરવાનો તો અધિકાર જ નથી માણસને. માણસને કોઈ પણ જાતની વરીઝ કરવાનો અધિકાર જ નથી. એ અધિકાર એનો છાનોમાનો વાપરી ખાય છે. આ ગુપ્ત રીતે ભગવાનને ય છેતરે છે એ. વરીઝ કરવાની હોય જ નહીં, વરીઝ શેને માટે કરવાની ?

તમે ડૉક્ટર કરો છો આવી ચીજ ? શેની ચિંતા કરો છો તમે ?

**પ્રશ્નકર્તા :** બધાની.

**દાદાશ્રી :** કેમ, બધા પેશન્ટો મરી જાય છે તેની ? કે ઘરના માણસોની ?

**પ્રશ્નકર્તા :** બધી. ઘરની, બહારની, પેશન્ટોની. બધી વરીઝ, વરીઝ, વરીઝ જ છે.

**દાદાશ્રી :** એ તો એક જાતનો ઈગોઈઝમ કહેવાય ખાલી. કૃષ્ણ ભગવાને કહ્યું, જીવ તું શીદને શોચના કરે. કૃષ્ણને કરવું હોય એ કરે ! આ અહીંથી બહાર નીકળો એટલે તમે લોંગ સાઈટ જોઈને ચાલો છો ? કેમ આપણે સાઈટ નક્કી કરીએ છીએ નજીકમાં ? કે અહીં એક્સિડન્ટ ન થાય, પછી આગળ એમ ને એમ આગળ જતી જ રહેશે. એટલે સેફસાઈડ થઈ ગઈ કહેવાય. તમને ના સમજાયું એમાં ? હેલ્પ કરશે કે પછી વાત નકામી જશે ?

**પ્રશ્નકર્તા :** હેલ્પ કરશે.

**દાદાશ્રી :** કેટલી બધી યુઝલેસ વાતો ! આ તો બહુ છેટે જોશો તો એક્સિડન્ટ કરી નાખશો, ઘડીવારમાં પાંચ પાંચ મિનિટમાં એક્સિડન્ટ કરશો.

સમજાયુંને, વૈજ્ઞાનિક રીત આ છે, પેલી તો ગપ્પા મારવાની રીત છે બધી. કોઈ જાતની છોકરીઓને હરકત નહીં આવે. એની થોડી દવા હું આપું છું, હરકત નહીં આવે તેની. પછી શું છોકરીઓની બાબતમાં હવે એ પ્રશ્ન બંધ થઈ જાય છે, પૂરો થાય છે ? ખાતરી છે પૂરો થાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** છોકરા–છોકરી છે, તેના તમારે વાલી તરીકે, ટ્રસ્ટી રહેવાનું છે. એને પૈણાવાની ચિંતા કરવાની ના હોય.

આ તો સાયન્સ છે. કોઈ વખતે અક્રમ વિજ્ઞાન નીકળે છે. અક્રમ એટલે ક્રમ–બ્રમ નહિ. આ ધોરી માર્ગ નથી, આ તો કેડી માર્ગ છે. ધોરી માર્ગ તો ચાલુ જ છેને. તે માર્ગ અત્યારે મૂળ સ્ટેજમાં નથી, અત્યારે અપસેટ થઈ ગયો છે. ધર્મો બધા અપસેટ થઈ ગયાં છે. મૂળ સ્ટેજમાં ધર્મ હોય ત્યારે તો જૈનોને, વૈષ્ણવોને ચિંતા વગર ઘરો ચાલતા હતા. અત્યારે તો છોડી ત્રણ વર્ષની હોય તો, કહેશે કે જુઓને મારે આ છોકરી પૈણવાની છે. અલ્યા, છોકરી વીસ વર્ષે પૈણશે, પણ અત્યારે શાની ચિંતા કરે છે ? તો મરવાની ચિંતા કેમ નથી કરતો ? ત્યારે કહેશે કે ના, મરવાનું તો સંભારશો જ નહિ. ત્યારે મેં કહ્યું કે, મરવાનું સંભારવામાં શો વાંધો છે ? તમે નથી મરવાનાં ? ત્યારે કહે કે, પણ મરવાનું સંભારશો ને તો આજનું સુખ જતું રહે છે. આજનો સ્વાદ બધો બગડી જાય છે. ત્યારે છોડીનું પૈણવાનું શું કરવા સાંભરે છે? તો ય તારો સ્વાદ જતો રહેશે ને ? આ છોડી એનું પૈણવાનું, બધું જ સાધન લઈને આવેલી છે. મા–બાપ તો આમાં નિમિત્ત છે. વધારે કે ઓછો જેટલો ખર્ચો હોય એ એકઝેક્ટલી બધું લઈને આવેલી હોય છે. આ તો બધું બાપને સોંપેલું હોય છે ફક્ત. એટલે વરીઝ કરવા જેવું આ જગત છે નહિ. એકઝેક્ટલી જોવા જતાં આ જગત બિલકુલ વરીઝ કરવા જેવું છે જ નહિ, હતું ય નહિ ને થશે ય નહિ.

છોડીએ એનો હિસાબ લઈને આવેલી હોય છે. છોડીની વરીઝ તમારે કરવાની નહીં. છોડીના તમે પાલક છો, છોડી એને માટે છોકરો ય લઈને આવેલી હોય છે. આપણે કોઈને કહેવા ના જવું પડે કે છોકરો જણજો. અમારે છોકરી છે તેને માટે છોકરો જણજો, એવું કહેવા જવું પડે ? એટલે બધો સામાન તૈયાર લઈને આવેલી હોય છે. ત્યારે બાપા કહેશે, ‘આ પચ્ચીસ વર્ષની થઈ, હજી એનું કંઈ ઠેકાણું પડતું નથી, આમ છે, તેમ છે’. તે આખો દહાડો ગા ગા કર્યા કરશે. અલ્યા, ત્યાં આગળ છોકરો સત્તાવીસ વર્ષનો થયેલો છે, પણ તને જડતો નથી, તો બૂમાબૂમ શું કરવા

કરે છે ? સૂઈ જાને, છાનોમાનો ! એ છોડી એનું ટાઈમીંગ બધું ગોઠવીને આવેલી છે.

કેટલાક તો હજી છોડી ત્રણ વર્ષની હોય ત્યારથી ચિંતા કરે કે, 'અમારી નાતમાં ખર્ચા બહુ, કેવી રીતે કરીશું ?' તે બૂમો પાડ્યા કરે. આ તો ખાલી ઈગોઈઝમ કર્યા કરે છે. શું કામ છોડીની ચિંતા કર્યા કરે છે ? છોડી પૈણવાના ટાઈમે પૈણશે, સંડાશ સંડાશના ટાઈમે થશે, ભૂખ ભૂખના ટાઈમે લાગશે, ઊંઘ ઊંઘના ટાઈમે આવશે, તું કોઈની ચિંતા શું કામ કરે છે ? ઊંઘ એનો ટાઈમ લઈને આવેલી હોય છે, સંડાશ એનો ટાઈમ લઈને આવેલો છે. શેને માટે વરીઝ કરો છો ? ઊંઘવાનો ટાઈમ થશે કે એની મેળે આંખ મીંચાઈ જશે, ઊઠવાનું એનો ટાઈમ લઈને આવેલું છે, એવી રીતે છોડી એનો પૈણવાનો ટાઈમ લઈને આવેલી હોય છે. એ પહેલી જશે કે આપણે પહેલાં જઈશું, છે કશું એનું ઠેકાણું ?

## ચિંતાથી પડે અંતરાય; માત્ર પ્રયત્નો જ કરાય!

તમારે કેમનું છે ? કોઈક ફેરો ઉપાધિ થાય છે ? ચિંતા થઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** આ અમારી જ મોટી બેબીની સગાઈનું નથી પતતું તે ઉપાધિ થઈ જાય છે ને !

**દાદાશ્રી :** મહાવીર ભગવાનને એમની દીકરી નહોતી પૈણવાની ? એ ય મોટી થઈ ગઈ હતી ને ? ભગવાન કેમ નહોતા ઉપાધિ કરતાં ? તમારા હાથમાં હોય તો ઉપાધિ કરો ને, પણ આ બાબત તમારા હાથમાં છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નથી ? તો ઉપાધિ શેને માટે કરો છો ? ત્યારે કંઈ આ શેઠના હાથમાં છે ? તો આ બેનના હાથમાં છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો કોના હાથમાં છે તે જાણ્યા વગર આપણે ઉપાધિ કરીએ, તો શેના જેવું છે ? કે એક ઘોડાગાડી ચાલતી હોય, એમાં આપણે દસ માણસો બેઠા હોઈએ, મોટી બે ઘોડાની ઘોડાગાડી હોય. હવે એને ચલાવનારો ચલાવતો હોય અને આપણે અંદર બૂમાબૂમ કરીએ કે, 'એય આમ ચલાવ, એય આમ ચલાવ,' તો શું થાય ? જે ચલાવે છે એને જોયા કરોને ! કોણ ચલાવનાર છે એ જાણીએ તો ચિંતા આપણને હોય નહીં. એવું આ જગત કોણ ચલાવે છે એ જાણીએ તો ચિંતા આપણને હોય નહીં. તમે રાત-દહાડો ચિંતા કરો છો ? ક્યાં સુધી કરશો ? એનો આરો ક્યારે આવશે ? તે મને કહો.

આ બેન તો એનું લઈને આવેલી છે, તમે તમારું બધું લઈને નહોતા આવ્યા ? આ શેઠ તમને મળ્યા કે ના મળ્યા ? તો શેઠ તમને મળ્યા, તો આ બેનને કેમ નહીં મળે ? તમે જરા તો ધીરજ પકડો. વીતરાગ માર્ગમાં છો અને આવી ધીરજ ના પકડો તો તેનાથી આર્તધ્યાન થાય, રૌદ્રધ્યાન થાય.

**પ્રશ્નકર્તા :** એવું નહીં પણ સ્વાભાવિક ફિકર તો થાય ને !

**દાદાશ્રી :** એ સ્વાભાવિક ફિકર તે જ આર્તધ્યાન ને રૌદ્રધ્યાન કહેવાય, મહીં આત્માને પીડા કરી આપણે. બીજાને પીડા ના કરતો હોય તો ભલે, પણ આત્માને પીડા કરી.

આનો ચલાવનારો કોણ હશે ? બેન, તમે તો જાણતા હશો ? આ શેઠ જાણતા હશે ? કોઈ ચલાવનારો હશે કે તમે ચલાવનારાં છો ?

**પ્રશ્નકર્તા :** કોઈ નહીં.

**દાદાશ્રી :** કોઈનાં વગર એ કેવી રીતે ચાલે ? કોઈક તો સંચાલક હશે ને ? સંચાલક વગર તો ચાલે જ નહીં ને ? એવું છે, કે કો'ક દહાડો તાવ આવે છે ત્યારે મનમાં એમ થાય છે કે મને તાવ આવ્યો, પણ કોણે મોકલ્યો એ તપાસ નથી કરતાં. એટલે મનમાં શું લાગે છે કે હવે તાવ નહીં જાય તો શું કરીશું ? અલ્યા, ભઈ આવ્યો છે, મોકલનારે એને મોકલ્યો છે ને પાછો બોલાવી લેશે, આપણે ફિકર

કરવાની જ ક્યાં રહી ? આપણે બોલાવ્યો નથી, મોકલનારે મોકલ્યો છે, તો પાછો બોલાવી લેશે, આ બધી કુદરતી રચના છે. આપણે વિચાર કરવાનો હોય તો ખાતાં પહેલાં વિચાર કરવાનો કે આ દાળ મને વાયડી પડશે કે નહીં ? પણ ખાધા પછી 'હવે મને શું થશે ? શું થશે ?' એવો વિચાર કરીએ એનો શો અર્થ છે ?

ચિંતા કરવાથી તો અંતરાય કર્મ પડે છે ઊલટું, એ કામ લાંબું થાય છે. આપણને કોઈકે કહ્યું હોય કે ફલાણી જગ્યાએ છોકરો છે, તો આપણે પ્રયત્ન કરવો. ચિંતા કરવાની ભગવાને ના પાડી છે. ચિંતા કરવાથી તો એક અંતરાય વધારે પડે છે અને વીતરાગ ભગવાને શું કહ્યું છે કે, 'ભઈ, ચિંતા તમે કરો છો, તો તમે જ માલિક છો ? તમે જ દુનિયા ચલાવો છો ?' આને આમ જોવા જાય તો ખબર પડે કે પોતાને સંડાશ જવાની પણ સ્વતંત્ર શક્તિ નથી, એ તો જ્યારે બંધ થાય ત્યારે ડૉક્ટરને બોલાવવો પડે. ત્યાં સુધી એ શક્તિ આપણી છે એવું આપણને લાગ્યા કરે, પણ એ શક્તિ આપણી નથી. એ શક્તિ કોને આધિન છે, એ બધું જાણી રાખવું ના પડે ?

ક્યારથી છોડી પૈણાવવાની ચિંતા શરૂ કરવી જોઈએ, એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે ? આમ વીસમે વર્ષે પૈણાવી હોય તો આપણે ચિંતા ક્યારથી શરૂ કરવી જોઈએ ? બે-ત્રણ વર્ષની થાય ત્યારથી ?

**પ્રશ્નકર્તા :** ચૌદ-પંદર વર્ષની થાય પછી મા-બાપ વિચાર કરે છે ને.

**દાદાશ્રી :** ના. તો ય પાછા પાંચ વર્ષ રહ્યાંને. એ પાંચ વર્ષમાં ચિંતા કરનારો મરી જશે કે જેની ચિંતા કરે છે એ મરી જશે, એ શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એવું જો હોય તો તો પછી લોકો કમાવા જ ના જાય ને કોઈ ચિંતા જ ના કરે.

**દાદાશ્રી :** નહીં, કમાવા જાય છે એ પણ એમના હાથમાં જ નથી ને, એ ભમરડા છે. આ બધા નેચરના ફેરવ્યા ફરે છે અને મોઢે અહંકાર કરે છે કે, હું કમાવવા ગયેલો અને આ વગર કામની ચિંતા કરે છે. પાછું એ ય દેખાદેખીથી કે

ફલાણા ભાઈ, તો જુઓને, છોડી પૈણાવવાની કેટલી બધી ચિંતા રાખે છે ને હું ચિંતા નથી રાખતો. તો ચિંતામાં ને ચિંતામાં પછી તડબુચા જેવો થઈ જાય અને છોડી પૈણવાની થાય, ત્યારે ચાર આના ય હાથમાં ના હોય. ચિંતાવાળો રૂપિયા લાવે ક્યાંથી ? લક્ષ્મીનો સ્વભાવ કેવો છે કે જે આનંદી હોય એને ત્યાં લક્ષ્મીજી મુકામ કરે. બાકી ચિંતાવાળાને ત્યાં મુકામ કરે નહિ. જે આનંદી હોય, જે ભગવાનને યાદ કરતો હોય એને ત્યાં લક્ષ્મીજી જાય. તે આ તો છોડીની અત્યારથી ચિંતા કરે છે. આપણે ચિંતા ક્યારે કરવાની છે ? કે જ્યારે આજુબાજુના લોકો કહે કે, છોડીનું કંઈ કર્યું ? એટલે આપણે જાણવું કે હવે ચિંતા કરવાનો વખત આવ્યો અને ત્યારથી ચિંતા એટલે શું કે એને માટે પ્રયત્નો કર્યા કરવાના, આ તો આજુબાજુવાળા કોઈ કહેતાં નથી ને ત્યાર પહેલાં આ તો પંદર વર્ષ પહેલેથી ચિંતા કરે. પાછો એની બૈરીને કહેશે કે, 'તને યાદ રહેશે કે આપણી છોડી મોટી થાય છે, એને પૈણાવવાની છે ?' અલ્યા, પાછો વહુને શું કામ ચિંતા કરાવું છું. આપણા લોક તો એવાં છે કે એક વર્ષ દુકાળનો ગાળો હોય, તો બીજા વર્ષે શું થશે, હવે શું થશે, કર્યા કરે. તે ભાદરવા મહિનાથી જ ચિંતા કર્યા કરે. અલ્યા, આમ શું કરવા કરે છે ? એ તો જે દહાડે ખાવા-પીવાનું તારે ખલાસ થઈ જાય અને કોઈ જોગવાઈ ના હોય તે દહાડે ચિંતા કરજે ને !

## મરતી વખતે જીવ, છોડી પૈણાવાવાળા; અક્કલનો કોથળો ન લે કોઈ ચાર આનામાં!

જો આખી જિંદગીમાં ભક્તિનું સરવૈયું સારું હોય, સત્સંગનું સરવૈયું સારું હોય, એ સરવૈયું મોટું હોય તો છેલ્લા કલાકમાં ચિત્ત એમાં ને એમાં વધારે રહ્યા કરે. વિષયોનું સરવૈયું મોટું હોય તો મરતી વખતે એનું ચિત્ત વિષયમાં જ જાય. કોઈને છોડી-છોકરાં પર મોહ હોય તો છેલ્લી ઘડીએ ચિત્ત એમનામાં રહ્યા કરે.

એક શેઠને મરવાનું થયું, તે બધી રીતે શ્રીમંત હતા. છોકરાંઓ ય ચાર-પાંચ. તે કહે, પિતાજી હવે નવકાર મંત્ર બોલો. ત્યારે પિતાજી કહે કે આ અક્કલ વગરનો છે. અલ્યા, આ બોલવું એ હું નથી જાણતો ? હું મારી મેળે બોલીશ. તું પાછો મને

કહે કહે કરે છે ! તે છોકરાં ય સમજી ગયા કે પિતાજીનું ચિત્ત અત્યારે કોઈ જગ્યાએ ભમે છે. પછી બધા

છોકરાંઓએ સાર કાઢ્યો કે શેમાં ભમે છે ? આપણને પૈસાનું દુઃખ નથી, બીજી કોઈ અડચણ નથી, પણ ત્રણ છોકરીઓ પૈણાવી હતી ને એક નાની છોકરી રહી ગઈ હતી, તે શેઠનું ચિત્ત નાનીમાં રહ્યા કરતું હતું કે મારી આ છોડીને પૈણાવવાની રહી ગઈ, તે હવે આનું શું થશે ? તે છોકરાં સમજી ગયા, એટલે નાની બહેનને જાતે મોકલી. એ કહે છે, પપ્પાજી મારી કોઈ ચિંતા કરશો નહિ. તમે હવે નવકાર મંત્ર બોલો. ત્યારે પપ્પાજી એને કશું બોલ્યા તો નહિ, પણ મનમાં એમ સમજે કે આ હજુ છોકરું છે ને. એને શું સમજણ ! અલ્યા, જવાનો થયો તે પાંસરો રહે ને. આ હમણાં કલાક–બે કલાક પછી જવાનું. તે છોડી કહે છે તે કરને, નવકાર મંત્ર બોલવા માંડને ! પણ શું થાય ? શી રીતે નવકાર બોલે ? કારણ એનાં કર્મ એને પાંસરો નથી રહેવા દેતાં, એના કર્મ તે ઘડીએ ફરી વળે છે !

આ નાની છોકરી પૈણાવી નહિ, તેમાં જીવ રહે એમનો. એટલે પછી ચાર પગને પૂંછડાં ચઢાવ્યાં. જો અક્કલનો કોથળો ! જવાનું થયું ને લોક ચેતવે છે, તો મૂઆ પાંસરો મરને ! ને અત્યારે મૂઆ, હવે જતી વખતે પૈણાવવા બેઠો છું ?! સારો છોકરો હતો ત્યારે ના પૈણાવી, ને હવે પૈણાવવા બેઠો છું ?!

આ તો મરવા જેવો ખાટલામાં પડ્યો હોય તો ય નાની બેબીની ચિંતા કર્યા કરે કે આને પરણાવવાની રહી ગઈ. તે ચિંતામાં ને ચિંતામાં મરે એટલે પછી જાનવરમાં જાય. જાનવરનો અવતાર નાલેશીભરેલો છે. પણ મનુષ્ય અવતારમાં ય સમો ના રહે તે શું થાય ?

## સોંપી દે દાદાને છોરાંઓનો ભાર; ગેરંટીથી પછી ચિંતા ન લગાર!

**પ્રશ્નકર્તા :** આ દેશમાં એવા બનાવો બને છે કે જો આપણે બરાબર ધ્યાન ન રાખીએ, તો કોઈ છોકરાઓને ઉઠાવી જાય, હેરાન કરે ને એવું કંઈક પ્રસંગ બને. એની માટે ચિંતા વધારે થાય છે કોઈક વાર.

**દાદાશ્રી :** તો પછી છોકરાઓને અવતાર નહોતો આપવો. શું કરવા નવરા પડ્યા હતા ?! આટલો બધો ભડકાટ રહેતો હોય તો !

**પ્રશ્નકર્તા :** એ વાત સાચી, દાદા.

**દાદાશ્રી :** કાલે આપણને જ ઉઠાવી જાય એનું શું કરવાનું, ગુંડા હોય તો ? એટલે એ તમારી ચિંતા મારી પર સોંપવી કે છોકરા દાદાને સોંપ્યા એવું કહી દેવું. મને સોંપી દો તો બંધ થઈ જાય. આ બધા ચિંતા મને સોંપી દે છે બધા.

**પ્રશ્નકર્તા :** અમે તો એટલા માટે જ આવ્યા છીએ કે ચિંતા તમને સોંપી દઈએ હવે.

**દાદાશ્રી :** હા, તે ચિંતા બંધ કરી દેવડાવીએ, હા, તો હવે શેની ભાંજગડ છે પછી ?

**પ્રશ્નકર્તા :** મારો ચિંતાવાળો સ્વભાવ છે એટલે નાની નાની વાતમાં કંઈ ને કંઈ થઈ જાય એમ.

**દાદાશ્રી :** એટલે પ્યાલા ફૂટી જાય તો ?

**પ્રશ્નકર્તા :** ના, ના. એ બાબત નહીં. પણ આ છોકરાંઓનું કંઈ પણ કરવાનું હોય તે ન થાય, તો તે બાબતમાં ચિંતા થઈ જાય મને.

**દાદાશ્રી :** તેથી કંઈ છોકરાંઓનું કામ થઈ જાય, ચિંતા કરવાથી ? આપણે આ ચિંતા જો ફ્રૂટફૂલ ન થતી હોય, તો પછી એ બંધ કરી દેવી. જો હેલ્પ ન કરતી હોય ચિંતા તો બંધ કરી દેવી.

'તું મારી ચિંતા કરીશ નહીં અમથી વગર કામની, જો તારું શરીર કેવું થયું.' માને આવું કહે ત્યારે પેલી ચિંતા કરે ! આ તો બેઉ મૂર્ખ છે. હવે જે ચિંતા કરો છો, યાદ લાવો છો ને, એ ઈગોઈઝમ છે, રોંગ ઈગોઈઝમ છે. આ ઈગોઈઝમ શું કામનાં બધાં. જે ઈગોઈઝમ હેલ્પફુલ ના થાય, નુકસાનકારક હોય, એ ઈગોઈઝમને શું

કરવાનું ? જાણ્યા વગરનાં જગતમાં શું સુખી થાઓ છો તમે ? એને જાણવું પડે જ્ઞાની પુરુષની પાસે. જ્ઞાની પુરુષને આખા જગતનું જ્ઞાન હોય એમને. દરેક બાબતનું તમારી સમસ્યાઓનો ઉકેલ લાવી આપે. માને કહે કે તું મારી ચિંતા કરીશ નહીં અને આ ચિંતા કર કર હજુ ય કરે છે. કહે છે, ચિંતા કર્યા વગર ના ચાલે 'ઓહોહો !' હવે આ તે મેડનેસ કે ડહાપણ ?

## છોકરાં જ છે આપણું થર્મોમીટર; મોક્ષને લાયક બનાવે, છોડ ફીકર!

આપણો છોકરો મોટો થયો હોય ને સામો થઈ જતો હોય તો જાણવું કે આ આપણું 'થર્મોમીટર' છે. આ તમારે ધર્મ કેટલો પરિણામ પામ્યો છે, એના માટે 'થર્મોમિટર' ક્યાંથી લાવવું ? ઘરમાં 'થર્મોમિટર' મળી આવે તો પછી બહાર વેચાતું લેવા ના જવું પડે !

છોકરો ધોલ મારે, તો પણ કષાય ઉત્પન્ન થાય નહીં, ત્યારે જાણવું કે હવે મોક્ષમાં જવાના આપણે. બે-ત્રણ ધોલો મારે તો ય પણ કષાય ઉત્પન્ન ના થાય, એટલે જાણવું કે આ છોકરો જ આપણું થર્મોમીટર છે. એવું થર્મોમીટર બીજું લાવીએ ક્યાંથી ? બીજો કોઈ મારે નહીં. એટલે આ થર્મોમીટર છે આપણું. ઘરનાં થર્મોમીટર કામ લાગે છે કોઈ વખત ?

**પ્રશ્નકર્તા :** લાગે છે ને દાદા.

**દાદાશ્રી :** ઘરનાં માણસો જ થર્મોમીટર હોય આપણું. આપણને તાવ કેટલો ચઢ્યો છે, કેટલો ઉતર્યો છે, તરત ખબર પડી જાય છે. આપણે એને કશુંક સલાહ આપી અને સલાહ આપી એટલે જરાક કઠણ બોલ્યા કે તરત એ કંઈ એવું બોલે કે આપણને તાવ ચઢ્યો છે કે નહીં, એ આપણને ખબર પડી જાય. એટલે ઘરમાં બેઠા થર્મોમીટર ! દવાની દુકાનવાળાને કહીએ, કે થર્મોમીટર લાવ જોઈએ, તો એ શું આપે ? આવું થર્મોમીટર કોઈ આપે ? છોકરાં કોઈ ફેરો થર્મોમીટર થાય કે ન થાય ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** તમને ખબર પડી જાય કે આ થર્મોમીટર છે મારું ? એવું લાગે તમને ? એટલે તમે સાચવીને જ મૂકો. થર્મોમીટર ભાંગી નાખવું નથી ? રહેવા દેવું છે ? એ હોય તો કામ લાગશે. પછી તોડી જ ના નાખોને ! થર્મોમીટર કામ લાગેને ? એટલે સાચવીને મૂકે કે ના સાચવીને મૂકે ? એટલે સાચવીને મૂકી રાખવું.

# છોકરાં ઊડાડે, તેને જોયા કરો; મરીને જીવો એ સૂત્ર હ્દે ધરો!

**પ્રશ્નકર્તા :** દીકરો ભૂલ કરતો હોય વ્યવહારમાં, આપણે એને ન કહીએ. આમ સંસારમાં શું કહે, વ્યવહારની અંદર કે ભઈ તમારે કહેવું જોઈએ. આપણે કહેવું જોઈએ, એને સમજાવવો જોઈએ. પણ આપણે કંઈ પણ એમાં ન કહીએ, કંઈ બોલીએ જ નહીં કંઈ. એટલે ડખો કંઈ પણ ન કરીએ. કારણ કે આ જ્ઞાન લીધા પછી આપણને તો એમ સમજાતું હોય કે આ જે ચાલી રહ્યું છે એ સામેના એકબીજાના કર્મના ઉદયને લઈને ચાલી રહ્યું છે. એમાં આપણે કશું ફેરવી શકવાના નથી. તો પછી શું કામ બોલવું જોઈએ કંઈ પણ ?!

**દાદાશ્રી :** બરાબર છે, પછી ?

**પ્રશ્નકર્તા :** બસ, આટલું જ પૂછવું છે, એ બરાબર છે ? આપણે ન બોલીએ કંઈ પણ તે ?

**દાદાશ્રી :** હંડ્રેડ પરસેન્ટ. અને બોલ્યા હોય તો પસ્તાવો કરો. ખોટું છે માટે પસ્તાવો કરો. બાકી આપણે ના હોય ત્યારે શું કરે ? ઉદય પ્રમાણે વર્તે છે. એના ઉદય છે એટલે વર્તે છે.

જગતના લોકો તો ન બોલે તો ય ખોટું. કારણ કે તો એને ખબર ના પડે કે ભૂલ છે. એ ખોટું કંઈ ફળતું નથી પણ લોકો ઉપદેશ માને.

**પ્રશ્નકર્તા :** હા, પણ એમાં જ ગરબડ થાય છે. કંઈ પણ થાય તો એમ કહે કે તમારે કંઈ કહેવું જોઈએ ને. વ્યવહાર ખાતર તો કહેવું જોઈએ.

**દાદાશ્રી :** એ તો એ બોલે ને આપણે ય કહેવું કે હા, એ બરાબર છે, વાત સાચી છે. એ કહેવું કે ના કહેવું એ આપણા હાથની વાત છે ? ના કહેવાય એ ઉત્તમ.

**પ્રશ્નકર્તા :** હં, ના કહેવાય એ ઉત્તમ.

**દાદાશ્રી :** અરે, ના કહેવું હોય તો ય કહેવાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બરાબર છે, પણ ન કહેવાય તો...

**દાદાશ્રી :** એના જેવું એકુંય ઉત્તમ નહીં. આપણે ન હોઈએ તો એ શું કરે ?

**પ્રશ્નકર્તા :** હં, એ જ કહું છું ને. મેં તો એકવાર કીધું કે હું મરી ગયો હોઉં તો શું થાય ?

**દાદાશ્રી :** એટલે શ્રીમદ્ રાજચંદ્ર કહે છે, 'મરીને પછી જીવો.'

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે. મેં તો બધાને કીધું છે કે હું નથી એમ જ સમજવું તમારે.

**દાદાશ્રી :** હા, એ તો એક વાર મરે તેને ફરી મરવું ના પડે. એ પણ થવું જોઈએ ને ! જીવતા મરેલાં, જીવે તો છોકરો છે તે પૈસા ઉડાડતો હોય, તો ય પણ મરેલો માણસ શું કરે ? જોયા કરે. એવું આ ય છે. એવું જીવન હોવું જોઈએ.

# (૧૩) ભલું થયું, ન બંધાઈ જંજાળ...

## જ્ઞાનીની દ્રષ્ટિએ વાંઝીયા પુણ્યશાળી; ગત ભવે ઋણ ચૂક્વ્યાં હવે ખાલી!

ચિંતા–બિંતા કોઈ દહાડો કરો છો ?

**પ્રશ્નકર્તા :** ચિંતા બહુ નહીં, કોઈક વખત એમ થાય કે આમ તો બધું જ છે, પણ બાળક નથી.

**દાદાશ્રી :** ઓહોહો ! એટલે ખાનારો નથી. આ બધું છે તો ય, ખાવાનું બધું છે પણ ખાનાર ના હોય તો એ ય પાછી ઉપાધિને !

એક જણ તો આવ્યો હતો. અમે રહેતા'તા ને ત્યાં બધો સામાન મોકલ્યો, મજૂરો પાસે. મેં કહ્યું, આ મારવાડી લાગે છે, ફેંટો–બેંટો બાંધ્યો છે ! તે મોટો મિલમાલિક હતો. તે આવડી આવડી ત્રણ પેટીઓ તે જાણે શું ય સામાન લાવ્યો હોય ! ચાંદીના વાસણો લાવ્યો હોય કે શું ય લાવ્યો હોય તે ! તે મજૂરને માથે ચઢાવીને લાવેલો, અને બધું મુકાવડાવ્યું એટલે મહીં જરા અવાજ થયો વાસણો જેવો. એટલે સમજી ગયો કે આ કશુંક લાવ્યો છે આ મારવાડી ! એ મારવાડીને પૂછ્યું, ભઈ, યે ક્યા હૈ શેઠ ? યે ક્યા ચીજ હૈ ? કુછ નહીં સાહેબ, કુછ નહીં, કુછ નહીં, ફૂલ નહીં ને ફૂલની પાંખડી, કહે છે ! એટલે હું સમજી ગયો આ. મેં કહ્યું, 'શેઠ આ શું છે, અહીં આ તોફાન, આ બધું લાયા છો તે ?' પછી મેં કહ્યું, 'ફૂલની પાંખડી અહીં ક્યાં લાયા ? હું કંઈ સાધુ–મહારાજ છું નહીં.' ત્યારે કહે, 'ના, ના, આપ સ્વીકારો એટલું.' ત્યારે મેં કહ્યું, આ શેના જેવું છે તેનો હું તમને દાખલો આપું કે તમારી સિલ્ક મીલ છે. તેમાંથી લીંટ આવે છે. વધારે લીંટ આવે છે તે મને ચોપડવાં આવ્યા છો તમે, ખરું ને ?! પણ હું કોન્ટ્રાક્ટનો ધંધો કરું છું. મારી લીંટ કોને ચોપડું કહો હવે. તમે જ કહો, તમે ન્યાય કરી આપો કે તમે તો તમારી લીંટ મને ચોપડી જાવ. પણ મારી લીંટ આવે તો કોને ચોપડવી ? એટલે ગભરાઈ ગયો

બિચારો, આ લીંટ કહીને ! મેં કહ્યું, કોઈને ના આવતી હોય એવું, સાધુ–સંન્યાસીઓને ના આવતી હોય ત્યાં ચોપડી આવો. અહીં ક્યાં આવ્યા ? મારે લીંટ બહુ આવે છે, આ કોન્ટ્રાક્ટનો ધંધો છે એટલે.

પછી મને કહે છે, 'પણ સાબ...' એટલે હું સમજ્યો કે આને શું ઈચ્છા છે એ તો પૂછવા દો. મેં કહ્યું, 'શેઠ શું જોઈએ છે તમારે ? આ બધી વસ્તુઓ પાછી મોકલી દો. પણ તમારે શું જોઈએ છે એ મને કહીને જાવ.' 'કુછ નહીં કુછ નહીં.... શેર મીટ્ટી, શેર મીટ્ટી.' 'બળ્યું તારું જીવતર !' શેઠને મેં કહ્યું, ''ક્યા અવતારમાં તમે બચ્ચા વગર રહ્યા'તા.'' કૂતરામાં ગયાં, માંકડામાં બચ્ચા, ગિલોડી, બિલાડી, ફલાણી બધે જ્યાં જ્યાં જુઓ ત્યાં બચ્ચાં, કેળમાં ગયા તો ય બચ્ચાં ! કેળને કેળ હોય ને, તે એને બચ્ચા ઊભાં થાય પાછાં. જ્યાં જુઓ ત્યાં બચ્ચાં, બચ્ચાં ને બચ્ચાં! હજુ અકળાયો નહીં મૂઆ ?

અને પછી મેં કહ્યું, 'મૂઆ, આ એક જણને દુનિયામાં રહેવા દો ચોખ્ખો, આખી દુનિયામાં એક તદ્દન પ્યોર રાખોને ! શું કરવા આવાં પાછા લોચા નાખો છો ?'

કો'ક અવતાર, બહુ પુણ્યશાળીનો અવતાર હોય ત્યારે બચ્ચું ના હોય. કારણ કે એ ચોપડાનો હિસાબ છે બચ્ચાં કે ના બચ્ચાંનો. આ અવતારમાં મહાન પુણ્યશાળી છો કે તમને છોકરું ના થયું ! તે મહાન પુણ્યશાળી કહેવાય ! ત્યારે મૂઆ આ કોણે શીખવાડ્યું ? ત્યારે કહે, મારી શેઠાણી રોજ કચકચ કર્યા કરે છે. મેં કહ્યું, હું આવીશ, ત્યાં આગળ. પછી શેઠાણીને સમજણ પાડી, પછી ડાહ્યી થઈ ગઈ. શેઠને બહુ ભાંજગડ નથી. તમારે તો ચોપડામાં ખાતાં નથી, તે સારું છે, નહીં ?! એટલે પરમ સુખિયા જ છો.

## પ્રજા માટે પૈણ્યા ઘડપણમાં બીજીવાર; દસ વરસની બીબી મળી તોય થઈ હાર!

એક શેઠને છોકરો નહોતો અને કરોડ રૂપિયાની પાર્ટી ! શેઠને મનમાં થતું કે હું મરી જઉં તો શું થાય ? સાઠ વર્ષની ઉંમર થઈ ગયેલાં તો શું થાય ? પહેલી બઈને છોકરો નહીં. પહેલી બઈએ રજા આપી કે જાવ ફરી પૈણો, જો તમારી ઇચ્છા પૂરી થતી હોય તો ! તે શેઠ ફરી પૈણ્યા ! ત્યારે મારવાડણ ૧૦ વર્ષની મળી. કારણ કે પચાસ હજાર રૂપિયા આપ્યા ત્યાર એક મારવાડીએ પોતાની છોડી એ શેઠને પૈણાવી ! હવે શેઠના મનમાં એમ કે વર્ષ દહાડામાં મરી જઈએ તો શું થાય ? હવે શેઠ ઉતાવળ કરે છે કે છોકરો કેમ વહેલો થાય, છોકરો કેમ વહેલો થાય ! તો બાધા રાખે તો છોકરો થાય ? કેમ ના થાય ? બીબી ૧૦ વર્ષની તો છોકરો શી રીતે થાય ? એમણે ના સમજવું જોઈએ એવું ? અને શેઠ ના મનમાં ભડક પેસી ગઈ કે વર્ષ દહાડામાં મરી જઉં તો શું થાય ? અલ્યા નથી મરવાનો ! ભડક શું કરવા રાખે છે ?! પણ ભડક પેસી ગઈ તે શું થાય ?

## દાદા, દાદા સાંભળતા મલકાય; આ તો સિગ્નલ પડ્યું, વધુ ના જીવાય!

કેટલાક તો છોકરાં 'દાદા, દાદા' કહે, એટલે દાદાજી મહીં મલકાય ! અલ્યા, છોકરાં 'દાદા, દાદા' ના કરે, તો શું 'મામા, મામા' કરે ?! આ છોકરાં 'દાદા, દાદા' કરે, પણ મહીં સમજતાં હોય કે દાદા એટલે થોડા વખતમાં જે મરી જવાના છે તે, જે કેરીઓ હવે નકામી થઈ ગઈ, કાઢી નાખવાની થઈ એનું નામ દાદા ! અને દાદો મહીં મલકાય કે હું દાદો થયો ! આવું જગત છે !

એકું ય છોકરાં ના હોય ને છોકરો જન્મે તો તે હસાવડાવે, ભાઈને ખૂબ આનંદ કરાવડાવે. ત્યારે એ જાય ત્યારે રડાવડાવે ય એટલું જ. માટે આપણે એટલું જાણી લેવું કે આવ્યા છે તે જાય, ત્યારે શું શું થાય ? માટે આજથી હસવું જ નહીં. પછી ભાંજગડ જ નહીં ને !

## ગત ભવ યાદીમાં, તો ન ખોળે બચ્ચાં; મોક્ષનું કર, નથી આમાં કોઈ સચ્ચા!

**પ્રશ્નકર્તા :** પાછલા જન્મની સ્મૃતિ રહેતી નથી, એટલે માંગ્યા કરે.

**દાદાશ્રી :** એવું છે ને, પાછલાં જન્મોનું યાદ નથી રહેતું તે જ સારું છે. નહીં તો પાછલાં જન્મોનું જો યાદ આવ્યું, તો વહુને પછી કાઢી મેલે તરત. આ તો બધું યાદ નથી આવતું તો આ પોલંપોલ ચાલ્યું છે જગત. આજે છોકરાંઓને સોડમાં ઘાલે છે બાપો ! ભગવાન શું હસે છે કે મૂઆ, ગયા અવતારમાં કહે છે, તારું મારે મોઢું જોવું નથી, ચિઢાતો'તો, તે જ માણસને આ કરે છે. આ જગત એ ફુલ્સ પૅરેડાઈઝ છે. આ લોકોને શું ભાન હોય તે ?

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરને પાછલાં જન્મો ખબર હતી ને ?

**દાદાશ્રી :** એમને પોષાય, એ ભગવાનને પોષાય. આ લોકોને પાછલાં અવતાર દેખાય ને શી દશા થાય આ લોકોની ! તે આમને તો દેખાવાં ના જ જોઈએ. આ લોકોને ત્રિકાળ જ્ઞાન આપે, તમને ત્રિકાળજ્ઞાન આપે, તો તમારી શી દશા થાય ?

એવું છે બેન, ગયા અવતારનાં છોકરાં ક્યાં મૂકી આવ્યા ? એ નાનાં નાનાં મૂકીને આવ્યા હતા ! આવડાં આવડાં છોકરાં અને છોડીઓ. તે ઘડીએ તો એમને છોડવાનું ગમતું પણ ન્હોતું. મનમાં એમ કે હજી જીવાય તો સારું, પેલો છોકરો નાનો છો. પણ ના જીવાયું અને છોકરાં-છોડીઓને મૂકીને આવ્યા. તે ભૂલી ગયાં ? લ્યો ! અને આ નવો વેષ, નવી દુનિયા ! પેલા છોકરાંઓને દગો કર્યો અને આ નવા છોકરાં ઝાલ્યાં ! આવું કેવું કર્યું ?! આ બધું તો જુઓ ! અને આ બધાં ઠેર ઠેર આનાં લચકાં માર્યા છે ! પેલી કૂતરી એનાં કુરકુરિયાં મુકીને આવે અને આ માણસો, આ બઈઓ એનાં બચ્ચાને, છોડીને, છોકરાંને મૂકીને આવે. જ્યાં ને ત્યાં આ જ લચકાં માર માર કર્યા છે !

**પ્રશ્નકર્તા :** અને આમાં ને આમાં જ લાખો કરોડો ભવ કરી દીધા.

**દાદાશ્રી :** હા, એવા કરોડો અવતાર કર્યા છે. માટે આ ફેરો આ એક અવતારમાં કે બે અવતારમાં, જો મોક્ષે જવું છે તેથી આ વાત કરું છું, માટે વાતને સમજી

જાવને ! આ ‘દાદા’ ફરી નહીં મળે. આ તો ભેગાં થયા તે થયા. નહીં તો આ ફરી ભેગાં થશે નહીં. એટલે વાત સમજી જાવ ને ! તે અનંત અવતારના ફેરા છૂટી જાય અને આખો ઉકેલ આવી જાય.

જરા વૈરાગ આવવો જોઈએ કે ના આવવો જોઈએ ? આપણે નાસી જવાનું નથી કહેતાં કે સાધુ થવાનું નથી કહેતા. અને આપણા ઋષિ અને ઋષિ-પત્ની જોડે રહેતાં હતાં, તો આખી જિંદગીમાં એક પુત્રદાન આપે અને આ તો પાંચ-સાત છોકરાં ! એક જણ મને કહે કે ઘેર મારી માટે ચા પીવા જેટલું ય દૂધ મારે ભાગ નથી આવતું. મેં કહ્યું, કેમ ? ત્યારે કહે કે ચાર છોડીઓ છે ને બે છોકરાં છે. અલ્યા, તને ઊંચે કોણે બાંધ્યો હતો તે ? સરકારે કાયદો કાઢ્યો તો પાંસરા રહેવું જોઈએ કે ના રહેવું જોઈએ ?

પાછા મેટર્નિટી વોર્ડ નીકળ્યા છે ! તે બોજો બિચારા ધણીને માથે ને ! અમારે ત્યાં કંટ્રાક્ટના કામ માટે મજૂર બઈઓ કામ કરે. માટી કામ ને મજૂરી માટે બઈઓ, તે માલવણી બઈઓ હતી. તે મને કહે કે શેઠ છેલ્લા બે-ત્રણ દહાડા છે. ત્યારે મેં એને કહ્યું કે તો રજા લઈ લે ને. અમે તને પગાર આપીશું. પણ તે એક જ દહાડો રજા લઈને બીજે દહાડે પાછી આવી. રસ્તામાં જ એને બાળક જન્મ્યું તે એણે હાથમાં લઈ લીધું અને ઉપર માથે ટોપલામાં નાખીને ઘરે લઈ ગઈ. હવે ક્યાં ગયો મેટર્નિટી વોર્ડ ! આ કૂતરાં-બિલાડીને ક્યાં મેટર્નિટી વોર્ડ હોય છે ? આ મેટર્નિટી વોર્ડ કાઢીને તો માણસને ઢીલાઢસ કરી નાખ્યાં અને ધણીને પૈસા ખર્ચ કરવાનો બોજો વધ્યો !

હવે તો ઝંપીને બેસ. પણ ના બેસે ! એ બચ્ચો પછી મોટો થઈને મારે ને બે-ચાર, ત્યારે એ બોલે કે આ સંસાર ખારો છે. ત્યારે આ રાગ-દ્વેષને કારણે મીઠો લાગતો'તો !

બચ્ચાં એ તો આપણો હિસાબ રાગ-દ્વેષનો હોય, પૈસાનો હિસાબ નહીં, રાગ-દ્વેષના ઋણાનુબંધ હોય છે. રાગ-દ્વેષના હિસાબ ચૂકવવા માટે

આ બચ્ચાં બાપાનું તેલ કાઢે, અવળી ઘાણીએ !! શ્રેણિક રાજાને બચ્ચું હતું ને, તે રોજ ફટકારતું હતું જેલમાં હઉ ઘાલી દેતા હતાં.

પાછા કો'ક કહેશે કે મારે છોકરાં નથી. મૂઆ, છોકરાંને શું તોપને બારે ચઢાવવાં છે ? આવાં છોકરાં હોય તે પજવે તે શા કામનાં ? એના કરતાં તો શેર માટી ના હોય તે સારું અને કયા અવતારમાં મૂઆ તારે શેર માટી નહોતી ? આ એક મનુષ્ય અવતાર મહાપરાણે મળ્યો છે ત્યાં તો મૂઆ પાંસરો મર ને ! અને કંઈક મોક્ષનું સાધન ખોળી કાઢ, ને કામ કાઢી લે.

## કઈ ગાદી દેવાની તે જુએ પુત્રની રાહ; પુત્રીઓની લાઈન લગાડે કેવી આ ચાહ!

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે એક-બે પુત્ર અને એક પુત્રી, પછી બધું બ્રહ્મચર્ય પાળવું જોઈએ. હવે કેટલીક વખત એવું પણ બને કે બે પુત્રી ને પુત્રને બદલે, પુત્રી જ ત્રણે ત્રણ કે પાંચ પુત્રીની લાઈન પડી જાય, પુત્ર મરી જતા હોય તો એવા સંજોગોમાં આપનો શો અભિપ્રાય ?

**દાદાશ્રી :** તો તમારે શું કરવા છે ? કઈ ગાદી તમારી રહી ગઈ છે, અહીંયા ગાદીઓ કોઈને ત્યાં છે હજુ ?! ખાવાનું છે નહીં, દૂધ પીવાના પૈસા નથી અને છોકરાં મોટા કરવાનાં છે ! મૂઆ, ગાદી રહી ગઈ હોય તો જાણે ઠીક છે કે દસ ગામનું ઉત્પન્ન છે ! નોકરીવાળા ચાર મહિના રજા આપે ને તો મુશ્કેલીમાં મુકાય. દૂધ પાવાનું ના હોય. તે આવી સ્થિતિમાં, છોકરાં હોય તો નાખી દેવા નથી અને ના હોય તો બોલાવાની જરૂર નથી. હોય તો નાખી દેવાનાં નથી, હોય તો મોટા કરવાનાં એને અને ના હોય તો બોલાવાની જરૂર નથી કે આવો, આવો મારે ત્યાં આવો ! જેને ત્યાં છે ત્યાં ભલે છે.

## કર્મ પ્રમાણે જ મળે સંતાન; જ્યોતિષના ચક્કરે થઈશ હેરાન!

**પ્રશ્નકર્તા :** ઘણાં છે તો નિઃસંતાન હોય છે, તો અમુક જ્યોતિષ શાસ્ત્રના બધા ઉપાયો બતાવે છે પણ એથી કરીને કંઈ પ્રાપ્તિ થતી નથી, એવો કોઈ ઉપાય બતાવે કે જેથી કરીને નિઃસંતાન હોય એને સંતાન પ્રાપ્ત થાય અને એની એ ઉપાધિ જાય. એવું આપ કંઈ બતાવી શકો ?

**દાદાશ્રી :** આ આવું તેવું અમને ખબર ના હોય. આ તો અમારી લાઈન જ નહીં ને ! લોકો એવું જ વધારે પૂછે ને !

**પ્રશ્નકર્તા :** હા, પણ આપ સમજાવોને કે આ સંતાન શા હિસાબે છે અને શા હિસાબે નથી હોતા ?

**દાદાશ્રી :** એ તો જાણે બધું ય. પણ એ લાલચ છોડે નહીં ને ! જાણે તો બધા, બીજાને ત્યાં ન્યાય કરવાનો હોય તો કરી આપે, પોતાને જોઈતું હોય ત્યાં લાલચ છોડે નહીં ને, એટલે ભૂલી જાય ! બધું સમજે ઈન્ડિયનો તો.

બીજા દુઃખો મટાડવાનાં છે, આ બીજા બધા કેટલાંય પ્રકારનાં દુઃખો છે ! સંતાનનું તો દરેકને દુઃખ હોય છે જ ક્યાં ? કો'કને જ હોય એ તો. દરેકને તો ઉલ્ટાં છોકરાં વધારે પડતા હોય છે. લોક કંટાળી ગયેલા હોય છે. સંતાનનું દુઃખ તો કો'કને હોય અને લોકે ય લાલચુ છે બિચારાં ! છોકરાંને ઘેર છોકરાં નથી, કહેશે ! અલ્યા મૂઆ, તારા છોકરાં છે ને !

સહુને છોકરાં છે, પણ એમને નથી. તો ય પણ જો આનંદ છે ને ! નહીં તો પછી મનમાં આવું રાખે કે સાલું આને છોકરાં છે ને મને નથી, તો ઊંઘ આવે બે જણને ? ના આવે ને !

તે એક જણ તો મને જ્યારે જુએ ત્યારે કહે, 'બધું સુખ છે, પ્રજા નથી હજુ, તેનું દુઃખ છે.' મેં કહ્યું, 'પ્રજા નથી તે શું કાયદાથી નહીં હોય તમને ?' ત્યારે કહે, 'બેઉ જણે કંઈ પાપ કર્યાં હશે.' મેં કહ્યું, 'મોક્ષે જવાની ઈચ્છા ખરી ?' ત્યારે કહે, 'એ કોને ના હોય !' તો પ્રજા એ શું છે એ જાણો છો તમે ? જેટલાં ખાતાં બાકી રહ્યાં હોય ને, એટલાં જ ચોપડામાં ખાતાં પડે. ત્રણ છોડીઓ અને સાત છોકરાં,

દસ ખાતાં પડે. અગર એક છોડી અને એક છોકરો, એટલા ખાતાં પડે. અગર બાકી જ ના હોય એને, તો આ બે જ ! ઊંચામાં ઊંચું ! તો વહેલું મોક્ષે જવાનું સાધન થઈ ગયું !!

પછી તે એને સમજણ પડી ગઈ. પછી કહે છે, આ તો ઘણું મારા લાભમાં જ છે. ત્યારે કહ્યું, આ તો ઘણું લાભમાં જ હતું. આખો કેસ લાભમાં, તમે ગેરલાભમાં સમજીને બેઠા છો.

જો ચોપડા ચોખ્ખા થાય તો છોકરાં થાય જ નહીં. ને થયો હોય તો ય મરી જાય. પણ ચોપડા જેટલાં હોય, એટલું ઘાલમેલ હોય. તે કોઈને ત્યાં અગિયારે ય હોય છે અને કોઈને ત્યાં એકનો એક બાબો હોય છે. તમારે એકનો એક જ છે ને ?

**પ્રશ્નકર્તા :** એક જ છે.

**દાદાશ્રી :** તે સારું ! ચોપડા એટલાં જરા ઓછાં ચિતર્યા ! આવા ત્રણ હોત તો શી દશા થાત ?

## કોણે ઘાલ્યું સરાવવાનું તૂત; પરણવું જ પડેનું ઘાલ્યું ભૂત!

**પ્રશ્નકર્તા :** એ પોતે-પતિ પત્ની બે જ છે. એમને બાળક નથી, એટલે સાધારણ રીતે એમના વાઈફની અંદર મનમાં એ થયા કરે કે બાળક નથી અને પાછા જજ જેવી મોટી પ્રતિષ્ઠિત પોઝિશન. એટલે એમના ફાધર-મધર બધાંને એમ થયા કરે, કે આમને છોકરું નથી એટલે એ બધાને મનની અંદર કલેશ થયા કરે. પણ આપનું જ્યારે આ વાક્ય વાંચ્યું કે સંતાન જો ન હોય તો એ બહુ મોટો પુણ્યશાળી હોય તો તેને આવો યોગ બેસે. એ જરા સમજાવો આપ.

**દાદાશ્રી :** કોને કહેલું આ ? સંતતિનું આ અંદર ઊંચા પુસ્તકોમાં ઘાલી દીધું છે આ લોકોએ. કારણ કે લોકોને પેલી બાજુ દ્રષ્ટિ વધારે હતી. હવે આમ પૂરું સમજદાર નહીં અને બ્રહ્મચર્ય તરફ દ્રષ્ટિ વધારે હતી નહીં. એક કાળ એવો આવ્યો હતો. આ તો કાળે કાળે બધું બદલાયા કરે. તે લોક આ બાજુ જ વળી ગયેલું. એટલે

પછી આ મૂકેલું, કે ભઈ જો પૈણશે નહીં, છોકરાં નહીં હોય તો પછી સરાવશે કોણ ? ને સરાવશે નહીં તો ગતિ સારી નહીં થાય, એવું તે દહાડે બધું મૂકેલું. એનું તોફાન છે બધું !

ઋણાનુબંધનો હિસાબ હોય ને, તો છોકરાં આવે. આ હિસાબ વગર કોઈ આવે જ નહીં એટલે એ મોટામાં મોટા પુણ્યશાળી કે જેને ઘરે પ્રજા બોલાવે તો ય ના થાય. ચોપડામાં હિસાબ હોય તો આવે ને ! હિસાબ ચોખ્ખો કરતાં કરતાં આવ્યા હોય.

એ બહુ પુણ્યશાળી કહેવાઓ તમે. હિસાબ આટલો ચોખ્ખો પ્યોર લઈને ફરો છો !

**પ્રશ્નકર્તા :** એમને જરા એ જ સમાધાન જોઈતું હતું. એમને આ વાક્યથી સમાધાન થઈ ગયું, એમના પત્નીને પણ આ વાક્યથી સમાધાન થઈ ગયું. પણ પેલા મા–બાપ જે છે જૂની પેઢીના, જૂની સમજના. એનાં મનની અંદર એમ થયા કરે છે કે આ જજ જેવો મારો છોકરો અને એની પાછળ કોઈ હવે દીવો ય નહીં કરે !

**દાદાશ્રી :** એ તો આવું જ ઊભું થયેલું છે આ બધું. હવે પછી દીવો હોય તે કોલસો નીકળે છે કે એ શું નીકળે છે, એ શું ખબર પડે ! પણ જગતના આ લોકોએ એક જાતની મોહનીય ઘાલી દીધી.

ના મોહનીય હોય તેને ચઢાવે, તોપને બારે ! એ મહીં ચોપડામાં ના હોય તો શી રીતે આવે ? ક્યાંથી આવે ? આ તો ભણેલાં છે, પણ તો ય બાવાઓ પાસે જાય અને બાવાઓ છોકરાંઓ આપે છે, કહે છે. જો તમારું છે એ તમારી પાસે આવવાનું છે, તમારું નથી એ તો શી રીતે આવે ?!

## કાચી સમજે નીકળે, હાય વરાળ; શાણો કહે, ભલું થયું ભાંગી જંજાળ!

આ કાળમાં જેને છોકરાં ના હોય એ મહાપુણ્યશાળી ! ચોપડો જ ચોખ્ખો ! ઉધાર નહીં ને જમા ય નહીં, એ મહાપુણ્યશાળી કહેવાય. ત્યારે પાછા બીજા ખાતાં મહીં ઘાલે, 'તું અમારા છોકરાં જેવો જ છું !' અલ્યા શું તોપને બારે ચઢાવવો છે ? એના બાપને ત્યાં જ રહેવા દે ને ! આપણે નહીં ચીતરેલું તો ય આ શી ધમાલ ? પણ આમ છેતરાય છે. જ્ઞાનીઓ શું કહે છે ? કે એવા ડાહ્યા થઈ જાવ, કે મોહથી છેતરાવ નહીં કોઈ જગ્યાએ. મોહનો માર ખાવ છો તમે ! આવું જ્ઞાન મળ્યા પછી કોઈ માણસ પાછાં જતાં હશે ? એ તો અહીં થોડા ઘણા પૈસા લાવત. ને બે રૂમો રાખીને રહે ને સત્સંગ કર્યા કરે.

બહુ ડખાવાળો હોય તેને ચોપડો બહુ લાંબો હોય. આ તો મારા છોકરાં જેવો જ છે. ત્યારે પછી બૈરી એને જવાબ આપે, એમ તો કંઈ ઢીંચણે દૂધ આવતાં હશે કે ? એવું કહે તો ય પાંસરો ના રહે. જ્ઞાનીઓ બહુ પાકાં હોય. અરે, અડેલું હોય તેને ફેંકી ના દે અને ના અડ્યું હોય તેને ચોંટાડે નહીં. અને આ લોકો શું કરે છે ? ના અડેલું હોય તેને ચોંટાડે અને અડેલું હોય એને ફેંકી દે. તે ધકમક ધકમક કરે. નથી આ ય નિકાલ કરતો, નથી પેલો નિકાલ કરતો. એ આ બાબતમાં જ્ઞાનીઓ બહુ પાકાં હોય. તીર્થંકર ભગવાન થયા તે અમથા થયા હશે, કંઈ ? શું એમને છોડીઓ નહોતી ? જમાઈ નહોતા ? બધું ય હતું. પણ અડવા દે એ બીજા ! અને બહારથી અમારા જમાઈરાજ આવ્યા, જમાઈરાજ ! બોલે, અભિનય કરે, નાટક બધું કરે પણ અડવા-બડવા દે નહીં.

અને આ તો આમ છાતીએ ઘાલે. અલ્યા, મેલને પૂળો. શાં વહાલ આવ્યાં ! આવાં વહાલ હોતાં હશે ? વહાલ આત્મા જોડે હોય. પુદ્ગલના શાં વહાલ ? જે પુદ્ગલ ગંધાઈ ઊઠે કલાક પછી, ન્હાય નહીં તો બીજે દહાડે જોવા જેવો થઈ જાય. સમજ પડીને તમને મારી વાત ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** સમજીને ચાલો. હવે કોણ ચેતવે આવું ? અને ઋણાનુબંધ, ચોપડે હિસાબ છે, તો પજવે તો ય સહન કરવું આપણે. પણ પજવીને પછી આપણને છોડતો હોય તો પાછું ફરી ત્યાં જવું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ કહે કે અમારે હવે તમારી વાત જાણવાની જરૂર નથી. તો 'ભલું થયું ભાંગી જંજાળ.' ના છોડે આ લોકો તો. જ્યાં સુધી કેરીમાંથી રસ આવે છે ત્યાં સુધી છોકરાં ય ના છોડે. રસ ના આવે પછી ફેંકી દે.

નહીં તો નાનું છોકરું ફેંકી દે કેરી ? આપણે કહીએ કે કેરી ફેંકી, દે જોઈએ ? પણ ના ફેંકે. મહીં રસ આવે છે ને ! તે એ તો બાપનો રસ છોકરો ચાખી ગયો હોય, તે પછી મહીં જ્યારે ગોટલું ને છોડિયું રહે, ત્યારે બાપાને ફેંકી દે ! ત્યારે આપણે ના સમજવું જોઈએ બળ્યું કે રીતસર એની હદ હોય ! મોહની હદ હોય કે ના હોય ? હવે મોહ નહીં થાયને ?

**પ્રશ્નકર્તા :** નહીં થાય.

**દાદાશ્રી :** આ સુખમાં જ રહેશોને ?

**પ્રશ્નકર્તા :** આ બેનની દીકરી છે, ભાણેજ છે.

**દાદાશ્રી :** હા, એવું બેસાડે છે. કો'કને ખોળી લાવે. કોઈ ના આવતા હોય તો ય ખોળી લાવે. હવે બેસાડ્યા પછી શું થાય ? ભૂલચૂક એવડી મોટી કરે છે. બેસાડે છે પાછાં ! અને પાછાં એનું રક્ષણ કરે, રાતે જાગીને. રાતે એ જાગરણ કરે બાપા !

આપણે એમ નથી કહેતા કે બાવા થઈ જાવ, છોકરાંને મોટાં કરો, છોકરાંને સંસ્કાર આપો. ભણાવો, ગણાવો બધું કરો. પણ એના વગર ગમે નહીં એવું કરી નાખો છો ? છોકરાં વગર મને ગમતું નથી. એવો કેવો માણસ છે ? મારે ત્યાં છે તે જાબુંડાનું ઝાડ છે. એટલે જાબુંડા વગર મને ગમતું નહીં, એનાં જેવી વાત કરું છું. આ તો બધા કેટલાય ઝાડ હોય નર્યા અને આ છોકરાં, એ છોકરાં તો મનુષ્યના અવતાર છે. જો મનુષ્યમાં આવી મનુષ્યપણાનું સાર્થક ના કરી ગયો, કામ ના કાઢી ગયો, તો દૂધીમાં જ ગયોને બિચારો !

## ક્યાં ઋષિ-મુનિ પૈણે એક પુત્રદાન; વિષયાંધે સર્જાવ્યા ફેમિલિપ્લાન!

આ દૂધી હોય ને, તે પાંદડે-પાંદડે બેસે બળી. તેવું આ ય સંસારી વેલા બધા સરખા. એ પછી મનુષ્યનો વેલો હોય કે ગલકાનો વેલો હોય, વેલા બધા સરખા.

એને બેસે કે ના બેસે ? પહેલાં તો બાર બાર બેસતાં હતાં. આપણે કહીએ કેટલા છોકરાં છે કાકાને ? ત્યારે કહે, સાત છોડીઓ છે ને પાંચ છોકરાં છે. એ કોઈ ટીખળી માણસ હોય તે કહેશે, એક ડઝન પૂરાં !

ડઝન પૂરાં અત્યારે કેમ નહીં થતા ? અત્યારે એક-દોન-તીન. ચાર તો કો'કને જ હોય. કેમ ડઝનવાળા નીકળતા નથી કોઈ ? ડઝનવાળા દેખાય છે કોઈ જગ્યાએ ?

પહેલા સ્ત્રી ને પુરુષે સંસાર અભડાવેલો નહીં. પેલી ચૌદ વર્ષની પૈણે અને આ સોળ વર્ષનો પૈણે તે થોડું ઘણું લીકેજ થયેલું હોય. ખાસ કંઈ લીકેજ નહીં. એ ત્યારથી ચાલ્યું તે પાંદડે-પાંદડે બેસે અને આ તો બધા લીકેજ થઈ ગયેલા. મોટી ઉંમરે પૈણ્યા એટલે શું થયેલું ? આખું લીકેજ જ થઈ ગયેલું હોય. એટલે પછી એક-બે રહ્યા હોય મહીં ફૂલ ! સમજાય એવી વાત છે કે ? આ વાત અમારી સાચી છે, એવું અમે કોઈ વાર કહીએ નહીં. કારણ કે એ તો ખોટી પણ નીકળે. કારણ કે અમારી વાત સાચી છે, એ અમારી દ્રષ્ટિમાં ! મોક્ષના માર્ગમાં અમારી વાત સાચી છે એવું હંડ્રેડ પરસેન્ટ કહીએ. પણ આમાં તો ખોટી પણ નીકળે, આ હવે બુદ્ધિબળનું કામ છે !

આ મોટી ઉંમરના નિચોવાઈ ગયેલા હોય અને પછી પૈણે અઠ્ઠાવીસ વરસનો થાય ત્યારે. પછી એક બાબો એકલો થાય. પછી રામ રામ ! પેલા બેને ય એવા.

એ તમને ખબર ના પડે. પણ મારી પાસે હું તો ડોકટરને, એટલે મારી પાસે આ લોકો-સ્ત્રીઓ છે તે પોતાની બાર વર્ષની ઉંમરથી પોતાનું લખીને આપે, શું કર્યું તે, ભૂલો થઈ તે ! તે ચાલીસ વર્ષની થયેલી હોય ત્યાં સુધીની બધી ભૂલો મને લખીને આપે. અને પુરુષો આઠ વર્ષથી લખીને આપે. આઠ વર્ષનો હતો ત્યારથી તે ય ચાલીસ વર્ષનો સુધી લખીને આપે. એટલે બધી મને તો ખબર જ હોય ને ! માલ શું છે આમાં ! આઠ વર્ષનો હતો. ત્યારથી અડપલાં શીખ્યો ! ક્યારથી અડપલાં કરતાં શીખે ? કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** સાંભળું છું હું.

**દાદાશ્રી :** અડપલાં કરતાં શીખેલા નહીં !! આ બધો માલ એ નો એ જ બધા. પણ આ શરીરની મિલકત સારી રહે એટલા માટે આ વસ્તુ છે. જરા થોડો વખત એમ ને એમ ભરાય ને, ભલે લીકેજ થયેલું હોય પણ ભરેલો હોય તો જીવે જરા. કાઠું સારું મજબૂત હોય ને ! અને પેલું લુઝ ઝટ થઈ જાય.

એટલે આપણા લોકો કેરીઓ બેસવા નહીં દેતા. નાની ઉંમરના આંબા હોયને, ત્યારે મોર આવે એને. પણ આપણા લોકો શું કરે ? મોર ખંખેરી નાખે. નહીં તો આંબો વધે નહીં પછી. એટલે અત્યારે એક બાબો ને એક બેબી બસ. કે બે બહુ થઈ ગયું. પહેલા ડઝન જોયેલાં. અઢારે છોકરાં જોયેલા ! બે સ્ત્રીઓવાળા હોય. જ્યાં સુધી ડૂંડું આવ્યું નથી ત્યાં સુધી છોડવો લીલો દેખાય. ને ડૂંડું આવ્યા પછી એ છોડ સૂકાવા માંડે.

આ બધું પૂછ્યું તે તમને ગમ્યું બધું ? બધી વાતચીત ગમી ? એમાં વાંધો ઉઠાવવા જેવો ન્હોતો. વિવાદ કરવાનું મન થતું ન્હોતું ને ! એ વિવાદ કરવાનું ના મન થાય એ સાચું જ્ઞાન અને જ્યાં વિવાદ ઊભા થયા ત્યાં અજ્ઞાન. એ પછી કાગડાની પેઠ કઉ કઉ કઉ કર્યા કરે.

## બાળ મરે દુઃખ પડે શું કારણ? હિસાબ પત્યે ન ટળે કો'થી મરણ!

**પ્રશ્નકર્તા :** ગયે વરસે એનો એક બાબો ગુજરી ગયો ને ત્યારે કહે છે મને બહુ જ દુઃખ થયેલું ને બહુ જ મેન્ટલી બહુ સહન કરવું પડેલું. તો કે એવું આપણને જાણવાનું મન થાય કે આપણે એવું શું હશે કે જેથી કરીને આવું થાય એમ. ગયા ભવમાં શું કર્યું હોય તો આવું આવે આપણને ?

**દાદાશ્રી :** એવું છે ને કે જેટલો જેનો હિસાબ એટલા જ આપણી જોડે રહે એ હિસાબ પતી જાય એટલે ચોપડામાંથી જુદા થઈ જાય. બસ આ આનો કાયદો છે.

**પ્રશ્નકર્તા :** કોઈ બાળક જન્મીને તરત મરી જાય છે, તો તે એનું એટલું જ લેણદેણ ?

**દાદાશ્રી :** જેનો જેટલો હિસાબ હોય છે મા–બાપ જોડે રાગદ્વેષનો એટલો પૂરો થઈ ગયો, તે મા–બાપને રડાવીને જાય, ખૂબ રડાવે. માથા હઉ ફોડાવે. પછી ડોકટર પાસે દવાના પૈસા ખર્ચાવડાવે, બધું કરાવીને છોકરો જતો રહે !

આ આપણા વડોદરામાં શુક્કરવારી છે, તેવું તમે જાણોને ? તે આ શુક્કરવારીમાં લોક ભેંસો લાવે, તે આજે ભેંસ ચોગરદમથી જોઈ કરીને લાવે. બધા દલાલોને પૂછે કે, 'કેવી લાગે છે ?' ત્યારે બધા દલાલ કહે કે, 'બહુ સરસ છે.' તે ભેંસ ઘેર બાંધી જાય, પછી ત્રણ દહાડા પછી તે મરી જાય. અલ્યા, આ તે શું હતું ? આ તો પેલાને પૈસા અપાવીને ગઈ. નહીં તો એને ત્યાં જ ના મરી જાત ? આવું બને ખરું ? આ બધા હિસાબ ચૂકવવાના છે. છોકરું જન્મીને તરત મરી જાય, એ બધાને રડાવીને જાય. એના કરતાં ના આવે તો સારા, એવું બધાને પછી થાય.

## અલ્લાની વાડીનું અમાનત ફળ; દીધાં લીધાંનો હર્ષ–શોક ન કર!

તમારે જે કંઈ પૂછવું હોય તે પૂછો. અલ્લાને ત્યાં પહોંચવા માટે જે કંઈ અડચણ આવે તે અમને પૂછો. તે અમે તમને દૂર કરી આપીએ.

**પ્રશ્નકર્તા :** મારા દીકરાનું અકસ્માતથી મરણ થયું, તો તે અકસ્માતનું કારણ શું ?

**દાદાશ્રી :** આ જગતમાં જે બધું આંખથી જોવામાં આવે છે, કાનથી સાંભળવામાં આવે છે, એ બધું 'રિલેટિવ કરેક્ટ' છે, તદ્દન સાચી નથી એ વાત ! આ દેહ પણ આપણો નથી, તો છોકરો આપણો કેમ કરીને થાય ? આ તો વ્યવહારથી, લોક–વ્યવહારથી આપણો છોકરો ગણાય છે, ખરેખર એ આપણો છોકરો હોતો નથી. ખરેખર તો આ દેહ પણ આપણો નથી. એટલે જે આપણી પાસે રહે એટલું જ આપણું અને બીજું બધું જ પારકું છે ! એટલે છોકરાંને પોતાનો છોકરો માન માન કરીએ તો ઉપાધિ થાય અને અશાંતિ થાય ! એ છોકરો હવે ગયો, ખુદાની એવી જ ઇચ્છા છે તો તેને હવે 'લેટ ગો' કરવાનું.

**પ્રશ્નકર્તા :** એ તો બરોબર છે, અલ્લાની અમાનત આપણી પાસે હતી તે લઈ લીધી !

**દાદાશ્રી :** હા, બસ. આ બધી વાડી જ અલ્લાની છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રમાણેનું એનું મૃત્યુ થયું તે આપણા કુકર્મ હશે ?

**દાદાશ્રી :** હા. છોકરાંનાં ય કુકર્મ ને તમારા ય કુકર્મ, સારાં કર્મો હોય તો તેનો બદલો સારો મળે.

**પ્રશ્નકર્તા :** આપણે આપણો દોષ શોધી શકીએ કે આ બાબતથી આપણું કુકર્મ થયું હતું ?

**દાદાશ્રી :** હા, એ બધું જડે, એને માટે સત્સંગમાં બેસવું પડે.

આ અલ્લાની વાડી છે. તમે ય અલ્લાની વાડીમાં છો ને એ છોકરો ય અલ્લાની વાડીમાં છે. અલ્લાની મરજી પ્રમાણે બધું ચાલ્યા કરે છે, એમાં સંતોષ લેવાનો છે. અલ્લા જેમાં રાજી તેમાં આપણે ય રાજી ! બસ, ખુશ થઈ જવાનું છે !

**પ્રશ્નકર્તા :** તો તો પછી કશો પ્રશ્ન રહેતો જ નથીને !

**દાદાશ્રી :** અલ્લાએ શું કહ્યું છે કે તમે ચલાવનાર હો તો તમે ચિંતા કરો. પણ ચલાવવાનું મારે છે તો તમે શેને માટે ચિંતા કરો છો ? એટલે ચિંતા કરો છો એ અલ્લાનો ગુનો કરો છો.

**પ્રશ્નકર્તા :** એટલે અલ્લા છે, એની અલ્લાહીમાં આપણે ડખલ નહીં કરવાની એમ ?

**દાદાશ્રી :** ડખલ તો નહીં, પણ ચિંતા ય નહીં કરવી જોઈએ. આપણે ચિંતા કરીએ તો અલ્લા નાખુશ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જે સવાલો પેદા થાય, એના જવાબો તો જોઈએને ?

**દાદાશ્રી :** સવાલ ઊભો થાય છે, એનો જવાબ એટલો જ છે કે અલ્લા કહે છે કે, 'છે મારું, ને તું શું કામ ચિંતા કરે છે ?' ચિંતા નહીં

કરવાની. આપણે એની સેવા કરવાની. દવા કરવાની, ઠેઠ સુધી એના પ્રયત્ન કરવાના. આપણે પ્રયત્ન કરવાના અધિકારી, આપણને ચિંતા કરવાનો અધિકાર નથી.

## મર્યા તેની ન કરાય ચિંતા; જીવે છે તેનો ખરો બન પિતા!

છોકરાં મરી ગયા પછી એની પાછળ એની ચિંતા કરવાથી એને દુઃખ પડે છે. આપણા લોકો અજ્ઞાનતાથી આવું બધું કરે છે, એટલે તમારે જેમ છે તેમ જાણીને શાંતિપૂર્વક રહેવું જોઈએ. ખોટી માથાકૂટ કરીએ એનો અર્થ શો છે તે ? બધે જ છોકરાં મર્યા વગર કોઈ હોય જ નહીં ! આ તો સંસારના ઋણાનુબંધ છે, હિસાબ લેવાદેવાનાં છે. અમારે ય બાબા-બેબી હતાં, પણ તે મરી ગયાં. મહેમાન આવ્યો હતો તે મહેમાન ગયો, એ આપણો સામાન જ ક્યાં છે ? આપણે હઉ નથી જવાનું ? આપણે જીવતાં હોય એને શાંતિ આપો, ગયું એ તો ગયું, એને સંભારવાનું ય છોડી દો. અહીં જીવતા હોય, જેટલાં આશ્રિત હોય એને શાંતિ આપીએ, એટલી આપણી ફરજ. આ તો ગયેલાને સંભારીએ અને આમને શાંતિ ના અપાય, એ કેવું ? એટલે ફરજો ચૂકો છો બધી. તમને એવું લાગે છે ખરું ? ગયું એ તો ગયું. ગજવામાંથી લાખ રૂપિયા પડી ગયા ને પછી ના જડે એટલે આપણે શું કરવાનું ? માથું ફોડવાનું ?

**પ્રશ્નકર્તા :** ભૂલી જવાનું.

**દાદાશ્રી :** હા, એટલે આ બધી અણસમજણ છે. આપણે બાપ-દીકરા કોઈ રીતે હોતાં જ નથી. દીકરો મરે તો ચિંતા કરવા જેવું છે જ નહીં. ખરી રીતે જો ચિંતા કરવા જેવી હોય જગતમાં તો મા-બાપ મરે તો જ મનમાં ચિંતા થવી જોઈએ. છોકરો મરી જાય, તો છોકરાંને અને આપણે શું લેવાદેવા ? મા-બાપે તો આપણી ઉપર ઉપકાર કર્યો હતો, માએ તો આપણને પેટમાં નવ મહિના રાખ્યા પછી મોટો કર્યો. બાપાએ ભણવા માટે ફીઓ આપી છે, બીજું બધું આપ્યું છે. કંઈક ગુણ માનવા જેવા હોય તો મા-બાપના હોય, છોકરાંને શું લેવાદેવા ? છોકરો તો

મિલકત લઈને ગાળો ભાંડે. માટે છોકરાં જોડે સંબંધ રાખવાનો. પણ મરી જાય તો આવી રીતે મનમાં દુઃખ નહીં રાખવાનું. તમને કેમ લાગે છે મારી વાત ?

## મરે તેનો ન કરાય કલ્પાંત; દુઃખ પહોંચે પ્રિયને સમજ વાત!

આપણા હાથના ખેલ નથી આ અને એને બિચારાને ત્યાં દુઃખ થાય છે. આપણે અહીં દુઃખી થઈએ એની અસર એને ત્યાં પહોંચે છે. તે એને ય સુખી ના થવા દઈએ ને આપણે ય સુખી ન થઈએ. એટલે શાસ્ત્રકારોએ કહ્યું કે, 'ગયા પછી ઉપાધિ ના કરશો.' તેથી આપણા લોકોએ શું કર્યું કે ગરુડ પુરાણ બેસાડો, ફલાણું બેસાડો, પૂજા કરો, ને મનમાંથી ભૂલી જાવ. તમે એવું કશું બેસાડ્યું હતું ? તો ય ભૂલી ગયાં નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ એ ભૂલાતું નથી, બાપ અને દીકરા વચ્ચે વ્યવહાર એવો હતો કે વ્યવસ્થિત ચાલતો હતો, એટલે એ ભૂલાય એવું નથી.

**દાદાશ્રી :** હા, ભૂલાય એવું નથી, પણ આપણે ન ભૂલીએ તો એનું આપણને દુઃખ થાય, અને એને ત્યાં દુઃખ થાય. એવું આપણાં મનમાં એને માટે દુઃખ કરવું એ આપણને બાપ તરીકે કામનું નહીં.

**પ્રશ્નકર્તા :** એને કઈ રીતે દુઃખ થાય ?

**દાદાશ્રી :** આપણે અહીં દુઃખ કરીએ એની અસર ત્યાં પહોંચ્યા વગર રહે નહીં. આ જગતમાં તો બધુ ફોનની પેઠ છે, ટેલિવિઝન જેવું છે આ જગત ! અને આપણે અહીં ઉપાધિ કરીએ તો એ પાછો આવવાનો છે ? કોઈ રસ્તે આવવાનો નથી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ઉપાધિ કરીએ તો એને પહોંચે છે અને એના નામ ઉપર આપણે ધર્મ ભક્તિ કરીએ તો ય એને પહોંચે છે ને એને શાંતિ થાય છે. એને શાંતિ કરવાની વાત તમને કેમ લાગે છે ? અને એને શાંતિ કરીએ એ તમારી ફરજ છેને ? માટે એવું

કંઈક કરો ને, કે એને સારું લાગે. એક દહાડો સ્કૂલનાં છોકરાંઓને જરા પેંડા ખવડાવીએ એવું કંઈક કરીએ.

**પ્રશ્નકર્તા :** એ બધું કર્યું !

**દાદાશ્રી :** હા, પણ એવું ફરી ફરી કરીએ. જ્યારે કંઈક સગવડ થાય ને પાંચ-પચાસનું એવું કંઈક કામ કરો કે જેથી એને પહોંચે.

**પ્રશ્નકર્તા :** આ ભાઈને દીકરો મરી ગયાનું જે દુઃખ થાય છે ને, પણ મારે પોતાને એવો અનુભવ થયેલો કે મા-બાપ ગુજરી ગયાં પછી મને કોઈ દિવસ યાદ જ નથી આવ્યાં. મરી ગયાં ને પાંચ-સાત દહાડા પછી મેમરી પણ નથી આવી, એ શાથી ?

**દાદાશ્રી :** તમારે એ સારું કહેવાય, મા-બાપ એટલાં પુણ્યશાળી. જો તમને મેમરી હોત તો એમને દુઃખ થાત.

તમને મારી વાત સમજાય છેને ? માટે જ્યારે યાદ આવેને, ત્યારે એટલું બોલજો ને કે 'હે દાદા ભગવાન આ છોકરો તમને સોંપ્યો !' એટલે તેનો ઉકેલ આવશે. તમારા દીકરાને સંભારીને એનાં આત્માનું કલ્યાણ થાય એવું મનમાં બોલ્યા કરજો, આંખમાં પાણી ના આવવા દેશો. તમે તો જૈન થીઅરીવાળા માણસો છો. તમે તો જાણો કે આત્મા ગયા પછી એવી ભાવના ભાવવી જોઈએ કે, 'એમના આત્માનું કલ્યાણ હો ! હે કૃપાળુદેવ, એમના આત્માનું કલ્યાણ કરો.' તેને બદલે આપણે મનમાં ઢીલા થઈએ તે પોષાય નહીં. આપણા જ પોતાના સ્વજનને દુઃખમાં મૂકીએ તે આપણું કામ નહીં. તમે તો ડહાપણવાળા, વિચારશીલ, સંસ્કારી લોકો, એટલે જ્યારે જ્યારે યાદ આવે ત્યારે આવું બોલવું કે, 'એમના આત્માનું કલ્યાણ થાવ. હે વીતરાગ ભગવાન, એમના આત્માનું કલ્યાણ કરો.' એટલું બોલ્યા કરવું. કૃપાળુદેવનું નામ લેશો, દાદા ભગવાન કહેશો તો ય કામ થશે. કારણ કે દાદા ભગવાન અને કૃપાળુદેવ આત્મારૂપે એક જ છે ! દેહથી જુદા દેખાય છે. આંખોમાં જુદા દેખાય, પણ વસ્તુ તરીકે એક જ છે. એટલે મહાવીર ભગવાનનું નામ દેશો, તો ય એકનું એક જ છે. એમના આત્માનું કલ્યાણ થાવ એટલી જ આપણે નિરંતર

ભાવના રાખવાની. આપણે જેના જોડે નિરંતર રહ્યા, જોડે ખાધું પીધું, તો આપણે એમનું કેમ કલ્યાણ થાય એવી ભાવના ભાવીએ. આપણે પારકા માટે સારી ભાવના ભાવીએ, તો આ તો આપણા પોતાના માણસને માટે તો શું ના કરીએ ?!

આપણે ત્યાં એક ભાઈ આવેલા, એનો એકનો એક દીકરો હતો તે મરી ગયો. મેં એને પૂછયું, 'છોકરાંને ઘેર છોકરો છે કે નહીં ?' ત્યારે કહે છે, 'છે ને, હજુ નાનો છે, પણ આ મારો છોકરો તો મરી ગયોને !' ત્યારે મેં કહ્યું, 'તમે અહીંથી બીજે ભવમાં જશો તો ત્યાં શું આવશે ? ત્યારે કહે કે, 'ત્યાં તો બધું ભૂલી જવાય.' એટલે છોકરો ગયો એની ચિંતા નથી, આ તો નહીં ભૂલવાથી જ ભાંજગડ છે ! પછી મેં કહ્યું કે, 'હું તમને ભૂલાવી દેવડાવું ?' ત્યારે કહે, 'હા ભૂલાડી દો.' એટલે પછી મેં એને જ્ઞાન આપ્યું, પછી એ ભૂલી ગયાં. પછી એને કહ્યું કે, હવે યાદ કરો જોઈએ. તો ય યાદ ના આવે.

એટલે 'દાદા ભગવાન તમને સોપ્યું' એવું બોલજો. તમને ખાતરી છે કે નથી ? સો એ સો ટકા ખાતરી છે કે થોડી કાચી છે ? દાદાને સોંપજોને, બધો ઉકેલ આવી જશે !

## મરણ પછીનું લૌકિક કરવાનું કહે; રડે બધાં, પણ અંદર નાટક રહે!

છોકરો મરી ગયો હોય તો બાપ રડવા લાગે. છોકરાંના મામાને, એના કાકાને, એ બધાને આપણે પૂછીએ કે, 'તમે કેમ રડતા નથી ?' ત્યારે કહેશે, 'એમ રડે કંઈ પાલવે ખરું ? જે જન્મે એ મરવાનું જ છેને !' જુઓને, આ લોકો કંઈ 'વ્યવસ્થિત' નથી જાણતા ? પણ આપણને તો પેલો સ્વાર્થ છે કે મારો છોકરો મોટો થયો હોત તો મને લાભ થાત, એ બધો સ્વાર્થ છે. બીજા કોઈ રડવા નથી લાગતાને ?!

**પ્રશ્નકર્તા :** હવે ના રડે, તો સમાજમાં લોકો પાછા એમ કહેશે કે આને તો કંઈ લાગતું ય નથી.

**દાદાશ્રી :** હા. એવું ય બોલે. સમાજના લોકો તો બે બાજુનું બોલે. સૂઈ રહ્યો હોય ત્યારે કહેશે કે, 'ઢોંગરાની પેઠ સૂઈ રહ્યો છે.' અને દોડધામ કરતો હોય ત્યારે કહેશે કે, 'આખો દહાડો દોડધામ કર્યા કરે છે, કૂતરાની પેઠ ભટક ભટક કર્યા કરે છે.' ત્યારે આપણે ક્યાં રહેવું ? એટલે સમાજની વાત કદી એટલી બધી ધ્યાન પર ના લેવાય, વ્યવહારિક રીતે ધ્યાન પર લેવાય.

આપણને હિતકારી હોય એટલી વાત ધ્યાન પર લઈએ, બીજી બધી વાતો ધ્યાન પર ના લેવાય. એવું ધ્યાન પર લઈએ તો તો પાર જ ના આવે ને ?!

સમાજના મનમાં એમ થાય કે આ પથ્થર જેવું હૃદય છે, તો આપણે બાથરૂમમાં જઈને આંખમાં પાણી ચોપડીને આવીએ. કારણ કે આ તો લૌકિક છે. લોકો ય નથી કહેતાં કે, 'લૌકિકમાં આવજો.' લૌકિક એટલે બનાવટી. લૌકિકનો અર્થ જ બનાવટી, જુઠું ! પેલાં છાતી કૂટે એવી રીતે આ ય છાતી કૂટે, પણ છાતી તોડી ના નાખે. આમ હાથ પર હાથ ઠોકે. જો ખરેખરું લૌકિક કરે છે ને ? અને સહુસહુનું સંભારીને રડે. મારો નાનો ભાઈ મરી ગયો તેને સંભારે, પેલી એના ધણીને સંભારે ને પછી રડે ! હવે આ અણસમજણનો ક્યારે પાર આવે ?

આ ગાયો-ભેંસો કોઈ રડતી નથી. એમને ય બાબા મરી જાય છે, બેબીઓ મરી જાય છે, પણ રડતી કરતી નથીને ! પણ આ તો સુધર્યા તે વધારે રડે ! છે ગાયો-ભેંસોને કોઈ દહાડો બૂમબરાડો કે,'મારી બેબી મરી ગઈ કે મારો બાબો મરી ગયો ?'

અને મારું કહેવાનું કે કોઈનાં મરણ પાછળ આજે તમે રડવાનાં હો, ત્યાં શરત કરો કે, 'ભાઈ, ત્રણ વર્ષ સુધી હું રડ્યા જ કરીશ; પછી રડવાનું બંધ કરીશ'. એવી કંઈ શરત કરો, 'એગ્રીમેન્ટ' કરો. આ તો બહેનો પણ રડવા આવે તો તેમને કહીએ કે, 'શરત કરીને પછી રડો કે ત્રણ વર્ષ સુધી આપણે રડીશું.' પણ આ તો પંદર દહાડા પછી કશું ય નહીં ! ને પછી સારી સાડી પહેરીને હસી હસીને લગનમાં હઉ જાય !! આનું કારણ શું છે ? બેભાનપણું છે ! હવે એવા બેભાન જોડે આપણે ક્યાં રડવા બેસીએ ? આપણે તો ત્યાં આગળ અમથું નાટક કરવું પડે ! ત્યાં આગળ કંઈ

આપણાથી હસાય નહીં. હસીએ તો મૂરખ કહેવાઈએ. પણ દેખાવ તો કરવો પડે ને ? નાટકમાં જેમ અભિનય કરે છે, એવો અભિનય કરવો પડે.

## દેહ છોડી જવાની ઈચ્છા ન કોઈને! હજી આંખે દેખાય કરી જીવવું હોય ને!

અમારા ફાધરની તબિયત સારી નહીં. એટલે અમારા મોટાભાઈ

મણિભાઈ મને કહે, 'તું કામ પર રહે, હું ફાધરની ખબર કાઢી આવું.' પછી એ ભાદરણ ગયા થોડી વાર પછી મને સહજ વિચાર આવ્યો કે મેં તો બધાંને કામ સોંપી દીધું છે, લાવને હું ય ખબર કાઢી આવું તે પછી હું તો ઊપડ્યો, ને ગાડીમાં બેસી ગયો. રસ્તામાં મણિભાઈ બોરસદથી આવતા હતા. તે સામા ભેગા થયાં. તેમણે મને પૂછ્યું કે, 'તું આવ્યો કે ?' મેં કહ્યું, 'હા મને મહીંથી વિચાર આવ્યો કે જઉં. તે હું બધાને કામ સોંપીને આવ્યો છું.' ત્યારે એમણે મને કહ્યું, 'તો હવે તું ત્યાં ઘેર જા અને હવે હું કામ પર પાછો જાઉં છું.' હું ફાધર પાસે આવ્યો એટલે એમણે રાત્રે ને રાત્રે જવાની તૈયારી કરી દીધી, ત્યાં સુધી એ જતા ન હતા. એટલે જેને ખભે ચઢવાનું હોય તેને જ ખભે ચઢાય.

**પ્રશ્નકર્તા :** જીવને શરીરની માયા ખરીને ?

**દાદાશ્રી :** શરીરની માયા નથી. એને આ બીજી માયા છે. આ આંખે બધું દેખાય છે. આ મારો છોકરો, આ મારા છોકરાંનો છોકરો, તેની બહુ માયા છે અને છોકરાંનો છોકરો દેખાય તો એને, 'બાબા અહીં આવ, અહીં આવ.' કરે. એને આંખે દેખાય છે ત્યાં સુધી આ બધું બહુ ગમે. આપણે કહીએ કે, 'કાકા, હવે માયા જતી નથી ? ત્યારે કહેશે કે, 'ના, બા, હજુ આંખે દેખાય છે ત્યાં સુધી સારું છે.' આપણે કહીએ, 'કાકા, આ પગ ભાંગી ગયા છે, હાથ ભાંગી ગયા છે, ખવાતું નથી તો ય.' ત્યારે કાકા કહે, 'ના, હજુ આંખે દેખાય છે ત્યાં સુધી સારું છે !' જવાની કોઈને ય ઈચ્છા નથી હોતી.

## જન્મીને બાળ તરત જાય મરી; પૂર્વભવનું વેર વસુલ કરી!

**પ્રશ્નકર્તા :** બાળક જન્મીને નાનો હોય ને મરી જાય, નાનું બાળક મરી જાય, તો એ એને કેવો અવતાર મળે ? એણે કેવાં કર્મ કરેલાં હોય ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, નાનું બાળક આવ્યું ને, તે આપણો અહીંનો જ ઘૈડો થયેલો માણસ મરી ગયો હોય અને પાછળ પેણે આગળ એ તરત જન્મ લઈ લે. એના મા-બાપને જરાક થોડું હેરાન કરવાનો હોય,પેટમાં જઈને દુઃખાડવાનું.

વેર હોય ને થોડુંક, તે જઈને પેટમાં સળી કરીને ચૂંક મારી આપે અને પછી જનમતી વખતે વાંકો થઈને જન્મે મૂઓ. તે પેટ કપાવડાવે તો જ છોડે અને પછી એ ય વેર વાળવા આવે છે. આ છોકરાં બધાં વેર વાળવા આવે છે આ કળિયુગમાં અને સત્યુગમાં પ્રેમ કરવા આવતાં હતાં. એટલે વેર વાળવા આવે છે, જેટલું વેર વાળી જાય એટલું સાચું.

એ પછી અહીંથી ગયો. એટલે પાછું બીજી જગ્યાએ એંસી વર્ષ જીવે પાછો. અહીં આટલું વેર હશે આપણું, તે એટલું પૂરું કરીને જતો રહે હડહડાટ. આ બધા વેર છે. ધણી જોડે ય વેર છે આ કળિયુગમાં. ધણીને બૈરી જોડે ય વેર છે, માટે અટાવી–પટાવીને કામ લઈને દહાડા કાઢી નાખો. આપણે આવતો અવતાર તો ના બગડે બળ્યો ! આવી ફસાયા એ આવી ફસાયા. કેમ બોલતાં નથી ? નથી આવી ફસાયા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યાર પછી હવે જે ફસાયા એ ફસાયા. લક્કડ કા લાડુ ખાય, વો ભી પસ્તાયા, નહીં ખાયા વો ભી પસ્તાયા. ના પૈણે તો ય પસ્તાવો છે, નહીં ?!

## એક કલ્પાંતનું ફળ બંધાય; કલ્પના અંત સુધી રખડાય!

એકનો એક છોકરો મરી જાય તો ય એ 'વ્યવસ્થિત' થાય છે, પણ આ તો એ એના લોભને લઈને, એના સ્વાર્થને લઈને રડે છે, એટલે એ અવ્યવસ્થિત માને છે. આ ગજવું કપાય છે તે ય વ્યવસ્થિત જ છે; પણ પાછો સ્વાર્થને લઈને, લોભને લઈને બૂમાબૂમ કરે છે, નહીં તો રડારડ કરવાથી પાછું આવે ? કેમ ? છ મહિના સુધી રડ રડ કરે તો ?

**પ્રશ્નકર્તા :** તો ય ના આવે.

**દાદાશ્રી :** છતાં લોકોને કલ્પાંત કરેલાં જોયેલાં ને ? શાથી કલ્પાંત કહેતા હશે ? એક આખા 'કલ્પ'ના અંત સુધી ભટકશે. રડે, માથાફોડે અને પછી કહેશે,

'ડૉક્ટર બોલાવી લાવો.' આપણે કહીએ ફરી ડૉક્ટર ના બોલાવવાના હોય તો ફોડજો, નહીં તો હમણે રહેવા દોને ?

**પ્રશ્નકર્તા :** આટલાં બધા વર્ષો બગડે છે એવી સમજણ નહીં.

**દાદાશ્રી :** એમને ભાન જ નથી ને ? આટલાં માટે પુસ્તકોમાં આ બધું આપણે લખ્યું છે કે 'કલ્પ'ના અંત સુધી ભટકવાનું થશે તારે. એનું નામ કલ્પાંત. કલ્પાંતનો અર્થ કોઈએ કર્યો નથી ને ? તમે આજ પહેલી વખત સાંભળ્યોને ?

**પ્રશ્નકર્તા :** પહેલી વખત સાંભળ્યો.

**દાદાશ્રી :** એટલે આ 'કલ્પ'ના અંત સુધી ભટકવાનું થાય અને લોક શું કહે ? બહુ કલ્પાંત કરે. અરે મૂઆ, કલ્પાંત એટલે પૂછ તો ખરો, કે કલ્પાંત એટલે શું ? તે કો'ક જ માણસ કલ્પાંત કરે. કલ્પાંત તો એકનો એક છોકરો હોય ને, આવી સ્થિતિ હોય ને તો જ બને કલ્પાંત.

ભગવાન કહે છે કે ચિંતા કરનારાને બે દંડ છે અને ચિંતા ના કરનારાને એક જ દંડ છે. એકનો એક જવાન છોકરો અઢાર વર્ષનો મરી જાય તેની પાછળ જેટલી ચિંતા કરે છે, જેટલું દુઃખ કરે છે, માથું ફોડે, બીજું બધું જે જે કરે, તેને બે દંડ છે અને આ બધું ના કરે તો એક જ દંડ છે. છોકરો મરી ગયો એટલો જ દંડ છે અને માથું ફોડ્યું તે વધારાનો દંડ છે. અમે એ બે દંડમાં કોઈ દહાડો ય ના આવીએ. એટલે અમે આ લોકોને કહ્યું છે કે, 'પાંચ હજાર રૂપિયાનું ગજવું કપાય એટલે વ્યવસ્થિત કરીને આગળ ચાલવાનું ને નિરાંતે ઘેર જવાનું !'

આ એક દંડ તે આપણો પોતાનો હિસાબ જ છે. માટે ગભરાવાનું કોઈ કારણ નથી, તેથી મેં 'વ્યવસ્થિત' કહ્યું છે, એક્ઝેક્ટ 'વ્યવસ્થિત' છે. માટે થઈ ગયું છે એને તો બરાબર કરેક્ટ એમ કહીએ ! એકનો એક છોકરો મરી ગયો તો 'કરેક્ટ' છે એમ કોઈને ના કહેવાય. ત્યાં તો એમ કહેવું પડે કે, 'બહુ ખોટું થઈ ગયું.' દેખાડો કરવો પડે. 'ડ્રામેટિક' કરવું પડે. બાકી અંદરખાને 'કરેક્ટ જ છે.' એમ કરીને ચાલવું.

## છોકરો કંઈ નિશ્ચયથી હોય? વ્યવહારથી, તેથી જોડે ન જાય!

નાનો બાબો અઢી મહિનાનો મરી ગયો તો ય રડે. બાવીસ વર્ષનો પૈણાવેલો મરી ગયો તો ય રડે અને પંચાવન વર્ષનો બાબો હોય, તે ય મરી જાય તો ય રડે. ત્યારે મૂઆ તને સમજણ શું પડી આમાં તો ? ક્યાં રડવાનું ને ક્યાં નહીં રડવાનું સમજતો જ નથી. ડફોળ છું કે શું છું ?

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિનો ઉપયોગ આ જાતનો કોઈ દા'ડો થયો જ નથી.

**દાદાશ્રી :** નહીં થાય ત્યાં સુધી જગતમાં સુખ કેમ પડે ? સુખ જ છે મનુષ્યોને. દરેક જાનવરોને સુખ છે ને આ મનુષ્યોને કંઈ દુઃખ હોતું હશે ? ફક્ત આમને ભોગવતાં નથી આવડતું, એટલું જ છે.

અને મરી ગયું. ત્યારે કહે, કોણ મરી ગયું ? અમારો એકનો એક છોકરો મરી ગયો. એ બહુ ખોટું થયું. મનમાં સમજી લેવાનું કે છોકરો મરી ગયો, પોતે કંઈ મરી ગયો છે ? છોકરો તો વ્યવહારને લીધે છોકરો. પોતાનો એકનો એક છોકરો મરી જાય ત્યાં શેના હારુ કલેશ કરે છે ? છોકરો નિશ્ચયથી તારો હતો જ એની સાબિતી આપ. સાબિતિ છે નહીં પોતાની પાસે અને એ છોકરો, બાપ જોડે જતો હોય તો તો આપણે જાણીએ કે, એ છોકરો નિશ્ચયથી એનો હતો. પણ બાપા ગયા પછી ઘેર આવીને ખાય-પીવે ખરો ? તો એનો શાનો છોકરો ? છોકરો વ્યવહારથી છે એ તો હોય ત્યાં સુધી પાડોશીનું ય માન રાખે એમ બાપનું માન રાખે, એમાં શું નવાઈ હોય તે ?

## 'દાદા'ને દીકરો-દીકરી આવી ને ગયા; ગયાં ત્યારે પેંડાની પાર્ટી, ત્યારે જ્ઞાની થયા!

**પ્રશ્નકર્તા :** દાદાનાં છોકરાં કેટલાં ?

**દાદાશ્રી :** એક છોકરો ને એક છોકરી હતા. છોકરાંનો જન્મ થયો ત્યારે મેં ભઈબંધોને પેંડા ખવડાવ્યા. ૧૯૨૮માં જન્મેલો. પછી એકત્રીસમાં એ ઓફ થઈ ગયો. એટલે પછી મેં બધાને પેંડા ખવડાવ્યા. તે પહેલાં તો બધાં એમ જ સમજ્યા કે આ તો બીજો કંઈ છોકરો હશે, તેથી આ પેંડા ખવડાવતા હશે. પેંડા ખવડાવતાં સુધી મેં ફોડ ના પાડ્યો. ખવડાવ્યા પછી મેં બધાને કહ્યું, 'પેલા ભાઈ, ગેસ્ટ આવ્યા હતા ને તે ગયા !!' જો માનભેર આવ્યા હતા, તો માનભેર કાઢો આપણે. એટલે આ માન આપ્યું. તે મને બધા વઢવા જ માંડ્યા. અરે, ના વઢાય, માનભેર જવા દેવા જોઈએ.

પછી બેબીબેન આવ્યાં હતાં. તે એમને માનભેર બોલાવ્યાં અને માનભેર કાઢ્યાં. જે બધા આવ્યા તે જાય બધાં. પછી તો કોઈ છે નહીં. હું ને હીરાબા બે જ છીએ.

અમારો છોકરો મરી ગયો, છોડી મરી ગઈ ત્યારે હું ખુશ થતો હતો. ખુશ થતો એટલે એમ નહીં કે સારું, પણ હોય તો ય હા, બરોબર છે અને ના હોય તો ય કંઈ વાંધો નથી. કારણ કે એ ગેસ્ટ છે.

કોઈ કોઈનો છોકરો નથી ને કોઈ કોઈનો બાપ થયો ય નથી. આ તો ખાલી ઋણનો અનુબંધ છે, માંગતા લેણાનો. તે રૂપિયાનું માંગતું લેણું નહીં, મેં તમને દુઃખ દીધેલું એ દુઃખ દેવા તમે આવો. તે આ બાંધેલા વેર છોડે છે લોકો, એટલે મેં તો છોકરો, છોડી મરી ગયાં હતાં ત્યારે મને તો થયું, 'આપણું કોઈ થયું ?' આ દેહ આપણો નથી થતો, તો વળી દેહનો છોકરો તે વળી શી રીતે આપણો થતો હશે ? થાય ખરો ? આ છોકરો દેહનો કે આત્માનો ?

**પ્રશ્નકર્તા :** દેહનો.

**દાદાશ્રી :** તો પછી આ દેહ આપણો નથી, તો છોકરો શી રીતે આપણો થાય ? આ બધી રિલેટિવ સગાઈઓ છે. ઓલ ધિસ રિલેટિવ્ઝ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ. ત્યાં આપણે શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** પુત્ર જન્મે ત્યારે લોકો પેંડા વહેંચે, પણ પુત્ર મરે ત્યારે પેડા વહેંચનાર નહોતા.

**દાદાશ્રી :** હા, મરે ત્યારે પેંડા વહેંચનાર નહીં.

**પ્રશ્નકર્તા :** ત્યારે હીરાબાને શું પ્રતિભાવ થયો હતો ?

**દાદાશ્રી :** હીરાબાને સારું ના લાગે. 'આવું કરાતું હશે ?' કહે છે અને અમારા મિત્રોએ ય કહેલું 'આવું કર્યું ?' મેં એમને સમજણ પાડી કે હું તમને કહેત કે પેલો છોકરો આપણે પેંડા ખવડાવ્યા હતા એ છોકરો મરી ગયો. તો તમારાં મોઢા ઉપર ઉદાસીનતા ના આવી હોય અને હાર્ટિલી ના આવી હોય તો ય તમારે બનાવટ કરવી પડે. એના કરતાં આ કશું ભાંજગડ જ નહીં. ખાઈપીને મોજ કરો.

## દાદા કહે, ગેસ્ટ આવ્યાં તે ગયાં! કેવી સમજ, છોકરાં જ્યારે મર્યાં!!

બાકી મને તો પપ્પો થવાનું નહોતું ગમતું, બળ્યું. હતો જ ને, પપ્પો. ગયો ત્યારે મેં કહ્યું, 'સચ્ચિદાનંદ'. રહ્યો હોત તો વાંધો ન્હોતો. અને બેબીને ય પૈણાવત નિરાંતે. ના, એ વાંધો ન્હોતો.

**પ્રશ્નકર્તા :** તમને કેમ પપ્પો થવું ન્હોતું ગમતું ?

**દાદાશ્રી :** ના, ન્હોતું ગમતું એવું નહિ. એટલે ડીસ્લાઈક જેવું નહિ, તેમ લાઇક જેવું નહિ. જે હોય, આપણી દુકાનમાં જે આવ્યા ઘરાક એ ખરાં. જતાં રહ્યા તો ય ઘરાક.

**પ્રશ્નકર્તા :** પણ જતાં રહે ત્યારે હાશ લાગે ને ? જતાં હોય ત્યારે આપણે છૂટ્યાં એવું લાગે ને ?

**દાદાશ્રી :** ના, એવું નહિ. બંધાયેલાં જ નહોતાં, તે છૂટ્યાં ક્યાંથી ? મને તો એવું લાગ્યું કે, 'આ ગેસ્ટ આવ્યા'તા, તે ગેસ્ટ ચાલ્યા ગયા.' ગેસ્ટ આવે ને જાય.

આપણે ત્યાં કંઈ હિસાબ બાકી છે તેથી આયા. અને નહીં તો લોક ઊંચકીને એમને રમાડે ? ના, હિસાબ છે બાકી ત્યારે જ ને.

હા, અમારા ભઈ બોલતા'તા એવું ન્હોતો બોલતો હું. અમારા ભઈ વળી એવું બોલતા'તા. 'છોકરાં ધાડે દેવા છે', કહે છે. તે એમને છોકરું હતુંને એક એ મરી ગયું. પછી થયું જ નહીં. બીજી પૈણ્યા તો ય ના થયું. ધાડે દેવાં છે, કહે છે તે ના જ થયું. એવો તિરસ્કાર ના કરાય !

આપણે ત્યાં જે આવે તે પધારે. ત્યારે કહીએ, 'આવજો ભઈ, સારું થયું બા.' એ કંઈ આપણા બાબા છે ? એ તો મનમાં માની લે છે, ફૂલાયા કરે, બાબાનો હું બાપો ને !

જ્ઞાન થતાં પહેલાં હીરાબા કહે. 'છોકરાં મરી ગયાં તે હવે છોકરાં નથી. શું કરીશું આપણે ? ઘૈડપણમાં સેવા કોણ કરશે ?' એમને હઉ મૂંઝવે ! ના મૂંઝવે ? ત્યારે મેં તેમને કહ્યું, 'આજનાં છોકરાંઓ દમ કાઢશે તમારો. એ દારૂ પીને આવશે તે તમને ગમશે ?' ત્યારે એ કહે, 'ના એ તો ના ગમે.' ત્યારે મેં કહ્યું, 'દારૂ પીને આવશે. આ આવ્યા હતા તે ગયાં. તેથી મેં પેંડા ખવડાવ્યા.' તે પછી જ્યારે એમને અનુભવ થયો ત્યારે મને કહે છે, 'બધાનાં છોકરાં બહુ દુઃખ દે છે.' ત્યારે મેં કહ્યું, 'અમે તમને પહેલેથી કહેતા પણ તમે નહોતાં માનતાં !'

આ પારકું તે વળી પોતાનું થતું હશે કોઈ દહાડો ય ? નકામી હાય, હાય, હાય કરીએ. આ દેહ જ્યાં પારકો, તે દેહનાં પાછાં એ સગાં. પારકો અને પારકાની પાછી મૂડી, તે પોતાની થતી હશે ?

## છોકરાંની ચિંતા બાંધે જાનવરગતિ; ગયા ભવની કરે તો ખરી ગતિ!

**દાદાશ્રી :** મોક્ષે જવાની ઇચ્છા થતી નથી ?

**પ્રશ્નકર્તા :** જીવન કંટાળેલું છે.

**દાદાશ્રી :** કંટાળો દૂર થાય એવી ઈચ્છા નહીં ? શું કરવા કંટાળી ગયા છો ? ખાવાપીવાનું નથી મળતું ?

**પ્રશ્નકર્તા :** બધું મળે છે.

**દાદાશ્રી :** તો શેનાથી કંટાળી ગયો છે ?

**પ્રશ્નકર્તા :** કુટુંબિક જંજાળથી.

**દાદાશ્રી :** કુટુંબ તો તમને એકલાને છે ? આ બધાને, કૂતરાને ય કુટુંબ હોય. કૂતરાને ય બચ્ચાં હોય, બે-ચાર-પાંચ ના હોય ? જંજાળ તો બધે જ હોય ને ! સંસાર એટલે જંજાળ. એ લોકો કંટાળતા નહીં, તમે શું કરવા કંટાળી ગયા છો ? કૂતરાં કંટાળતાં નથી. શેનાથી કંટાળ્યા ? ખાવાપીવાનું બધું મળે છે ને ? સૂઈ રહેવાનું, કંઈ રહેવાનું સ્થળ છે નહીં ?

**પ્રશ્નકર્તા :** બધું છે.

**દાદાશ્રી :** ત્યારે કપડાં-બપડાં લાવવાની સગવડ ? છોકરાંને ફી આપવાની સગવડ છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા છે.

**દાદાશ્રી :** તો પછી કયું દુઃખ છે તે ? શેને દુઃખ કહો છો તે ? તે આટલું બધુ કંટાળી ગયા છો !

**પ્રશ્નકર્તા :** એક જ છોકરો છે, જુદો થઈ ગયો છે.

**દાદાશ્રી :** એ તો ત્રણ હોત તો ય જુદા થઈ જાત અને ના જુદા થાય તો આપણે જવું પડશે પાછું. એ પાછા ભેગા રહેલા હોયને, તો ય જવું પડશે, આપણે મેલીને. મેલીને નહીં જવું પડે ? ત્યાંની હાય હાય શું ? ગયા અવતારનાં છોકરાં ક્યાં ગયાં ? ગયા અવતારનાં છોકરાં ક્યાં રહે છે ?

**પ્રશ્નકર્તા :** ભગવાનને ખબર.

**દાદાશ્રી :** લ્યો ! ગયા અવતારનાં છોકરાંનું ઠેકાણું નથી, આ અવતારનાં છોકરાંનું પાછું આવું થયું. ક્યારે પાર આવશે આનો ? મોક્ષે જવાની વાત કરોને, નકામા અધોગતિમાં જતાં રહેશો. ઉપાધિ, કંટાળો આવેને, તે ઉપાધિમાં શેના અવતાર થાય ? અહીંથી પછી મનુષ્યમાંથી શેનો અવતાર થાય ? જાનવરનો અવતાર. નર્કગતિમાં જતો રહે. નર્કગતિ ને જાનવરગતિ બધી ગમે છે ?

**પ્રશ્નકર્તા :** ના. નર્કગતિમાં જવાનું કોને ગમે ?

**દાદાશ્રી :** તો શી રીતે આ બધું ગોટાળા કરો છો ?

## મર્યા પછી તો બધું મૂકી દેવાનું; જીવતાં મૂકે ત્યારે મોક્ષે જવાનું!

**પ્રશ્નકર્તા :** જીવતા નથી છૂટતું એ જ દુઃખ છે.

**દાદાશ્રી :** ગયા પછી આખું ય છોડી દે છે. પછી હપુચું (સંપૂર્ણ) કાગળ-પત્ર કશું ભાંજગડ જ નહીં. જીવતાં નથી છૂટતું એ જ મુશ્કેલી છે ને. તમે અહીં આવો તો છોડાવી આપીએ.

ગયા અવતારનાં છોકરાં ભૂલી ગયાં અને આ અવતારમાં અહીંથી જાય કે તરત ભૂલી જાય. ત્યાં સુધી ભૂલે તો જ્ઞાની કહેવાય. જીવતાં ભૂલે તો જ્ઞાની કહેવાય. નહીં તો ગયા પછી તો બધા ભૂલેલાં જ છે ને ! જીવતાં ભૂલે એ જ્ઞાની. કબૂલ કર્યું ને ?!

**પ્રશ્નકર્તા :** નથી ભૂલાતું એ જ દુઃખ છે.

**દાદાશ્રી :** હું તમને ભૂલાડી આપીશ.

**પ્રશ્નકર્તા :** આપ તો એવું જ્ઞાનમાં બતાવી દો છો કે એને ભૂલવાં પડતાં જ નથી. એ એમની મેળે જ છૂટી જાય.

**દાદાશ્રી :** એની મેળે જ ભૂલી જાય. એની મેળે જ છૂટી જાય.

એક-એક અવતારમાં ભયંકર માર ખાધો છે, પણ પાછલો માર ખાધેલો ભૂલતો જાય છે અને નવો માર ખાતો જાય છે. ગયા અવતારનાં છોકરાં મૂકતો આવે છે. ને નવા આ અવતારમાં વળગાડતો જાય છે !

ગયા અવતારની બે-ત્રણ નાની છોડીઓ હતી, છોકરાં હતાં, એ બધાં આવડાં આવડાં નાનાં નાનાં મૂકીને આવ્યા'તા. તે એ બધાની કંઈ ચિંતા કરે છે ? કેમ ? અને આમ મરતી વખતે તો બહુ ચિંતા થાય છે ને, કે નાની બેબીનું શું થશે ?! પણ અહીં પછી નવો જન્મ લે છે, તે પાછળની કશી ચિંતા જ નહીં ને ! કાગળ-બાગળ કશું જ નહીં !! સત્તામાં નહીં એ ચિતરવું નહીં. એટલે આ બધી પરસત્તા છે. એમાં હાથ જ ના ઘાલવો. માટે જે બને એ 'વ્યવસ્થિત'માં હો તે ભલે હો ને ના હો તે પણ ભલે હો.

## જાનવર ગતિ બંધાય કર્યે ગર્ભપાત; ભારે પ્રતિક્રમણથી ઘટે પાપ!

બધું જ ઈફેક્ટ છે આ. દવાખાનું, તમે ચલાવો છો ને, એ આખો દહાડો ઈફેક્ટ જ હોય છે. એક સેકન્ડ પણ કોઝ નથી હોતું.

**પ્રશ્નકર્તા :** અમારા જે ધંધાનો એક પ્રશ્ન છે. પેલું એબોર્શન કરાવે ને, હવે તો પેલું લીગલ હોય છે ને. એટલે જ્યારે પણ એ માને લાગે કે મારે છોકરું પડાવી નાખવું છે, તો ડૉક્ટરની પાસે જાય તો ડૉક્ટરે એને પાડી આપવું પડે એવો કાયદો જ છે એમ. એનાથી ના ના પડાય. તો આ એક પ્રશ્ન છે, ખરી રીતે તો આ ખોટું જ કહેવાય. પણ હવે આપણે તો એવું કોઈ જજમેન્ટ કશું લેવાનું રહેતું જ નથી. તો હવે આમાં કઈ રીતનું રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** બધું ઈફેક્ટ જ છે.

**પ્રશ્નકર્તા :** હવે ઘણી છે તો નાની નાની સોળ વર્ષની, ચૌદ વર્ષની છોકરીઓ આવે અને કહે છે કે, તમે અમને આ પાડી આપો. નહીં તો મારે આપઘાત કરવો પડશે. હું સમાજમાં રહી ના શકું એવું કહે અમને. તો ત્યાં આગળ એ તો શું કરવું ?

**દાદાશ્રી :** કેટલા ડૉલર લો ?

**પ્રશ્નકર્તા :** હું એવું નથી કરતી, પણ જનરલી બીજા બધાં પોણા બસો ડૉલર જેટલા લે.

**દાદાશ્રી :** પણ તમે કરતાં નથી ? આવે તો શું કરો ?

**પ્રશ્નકર્તા :** હું ના કરું પણ બીજા પાસે હું મોકલી આપું. તો એ એનું કંઈક દોષ તો લાગે ને આ, અનુમોદન જેવું.

**દાદાશ્રી :** ના, ના. એ આપણે એમ કહેવું, શુદ્ધાત્મા ભગવાનને કે 'મારે ભાગે ક્યાંથી આવ્યું આ કામ.' બસ, એટલું બહુ થઈ ગયું. અગર તો દાદા ભગવાન ક્ષમા માંગું છું. આ મારી ભૂલ થઈ ગઈ. તો બહુ થઈ ગયું. પહેલાં દેડકાં ન્હોતાં માર્યાં !?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હં. ત્યાર પછી દાદા ભગવાનને નમસ્કાર કરું છું, ક્ષમા માંગું છું. દાદા ભગવાનનું નામ લઈને માફી માંગી લેવી, બસ. તને એમ લાગે કે ખોટું થયું છે, એવું લાગે ત્યાં તારે પછી માફી માંગી લેવી.

**પ્રશ્નકર્તા :** એ બધા આત્માઓનું શું થતું હશે ? એ લોકો તો હજુ બહાર આવ્યા નથી અને આવા છે તો એબોર્શન એક મિલિયન જેટલા દર વર્ષે થતાં હોય છે અને નાની નાની છોકરીઓ, ટીનએજર, અઢાર વર્ષથી નીચેની છોકરીઓ. એ પણ એક મિલિયન છોકરીઓ આવી એબોર્શન કરાવી જાય છે. આ બધા આત્માઓનું શું થાય ?

**દાદાશ્રી :** કશું થવાનું નહીં. અહીંથી જાનવરમાં જાય પછી. બીજું કશું થવાનું નહીં. કરાવનારને ય છે તે જાનવરની ગતિ થાય. બધાને જાનવરની ગતિ થાય. એ જ્ઞાનમાં હોય તો ના થાય, એની ગેરેન્ટી આપું છું.

**પ્રશ્નકર્તા :** અને બાળકનું શું થાય ?

**દાદાશ્રી :** બાળકને તો એનો પાછો હિસાબ છે. આ તો ઈફેક્ટ જ છે ખાલી.

**પ્રશ્નકર્તા :** એને કોઈ કર્મ ના બંધાય એનું ?

**દાદાશ્રી :** ના, એને કર્મ શેનું બંધાય ? એને તો આ છૂટ્યું કર્મ.

## બે વર્ષનું બાળક મરે; બાકી રહેલાં કર્મોથી ફરે!

**પ્રશ્નકર્તા :** કહ્યું ને કે દરેક પોતાનાં કર્મો જેટલા લઈને આવ્યો છે

એ ભવમાં એ પૂરા કરીને જ જાય છે. હવે આ બે વર્ષનું બાળક હોય કે છ મહિનાનું બાળક હોય, એ મા-બાપને દુઃખ આપીને મરી જાય. એ બીજા જન્મમાં. બીજી યોનિમાં જાય, તો ત્યાં આગળ કયા કર્મ લઈને જાય ? અત્યારે તો કઈ રીતના નવા કર્મો બાંધ્યાં હશે ?

**દાદાશ્રી :** હા, એને છે તે હિસાબ બધો ત્યાં આગળ પૂરો થઈ જાય છે. આ છ મહિનાનું બાળક તો હિસાબ આપીને ચાલ્યો ગયો. પણ હજુ તેમનાં તેમ જ છે બીજાં કર્મો, એ કર્મો એને જન્મ આપે પાછો બીજી જગ્યાએ.

## બાળકને કર્મ બંધાય ક્યારથી? અંતઃકરણ ડેવલપ થાય ત્યારથી!

**પ્રશ્નકર્તા :** નાનું છ મહિનાનું બાળક કયા ધ્યાનમાં હોય ?

**દાદાશ્રી :** એને ધ્યાન ના હોય. જ્યાં સુધી અંતઃકરણ ફૂલ ડેવલપ ના થાય ત્યાં સુધી ધ્યાન ઉત્પન્ન ના થાય. ધ્યાન તો અંતઃકરણ ડેવલપ થયા પછી જ ઉત્પન્ન થાય.

બાળક તો રડવાના ટાઈમે રડે અને હસવાના ટાઈમે હસે. બસ, એ જ એનું કામ અને આ ધ્યાન કરનારા તો રડે નહીં. આ તો રડવાનો ટાઈમ હોય તો રડે નહીં, ધ્યાન કરે ! આ ધ્યાન કરનારા જુદાં ને બાળકો જુદાં. બાળક તો એનો ટાઈમ થાય એટલે રડે, બસ. તેમને કશું જોવા કરવાનું નહીં કે મારી આબરૂ જશે ને મોટી ઉંમરના હોય તો એની તો આબરૂ જાય.

**પ્રશ્નકર્તા :** એમનામાં નિર્દોષતા તો ખરીને ?

**દાદાશ્રી :** એ તદ્દન નિર્દોષ જ ને, જ્યાં સુધી અંતઃકરણ બરોબર ચાલુ ના થાય ત્યાં સુધી નિર્દોષ જ કહેવાય ! હજુ 'હું કરું છું' એવું ભાન પાછું એમને નથી. જેમ મહીં નચાવે એમ એ નાચે છે !

**પ્રશ્નકર્તા :** નાનું બાળક ચોરી કરે તો એને ચોરીનું કર્મ બંધાય કે નહીં ?

**દાદાશ્રી :** એને બંધાય ને ! મહીં જેટલું ભાન થયેલું હોય તેટલું બંધાય. સૌથી પહેલું ભાન થાય છે તે કપટનું થાય છે. અંતઃકરણમાં કપટનો માલ પહેલાં હોય, એટલે છોકરાં કપટ કરતાં પહેલું શીખે છે. હવે એને કર્મ બંધાય તો ખરું, પણ એ તો જેટલો અહંકાર હોય ને તેટલું બંધાય. હજુ અહંકારની બહુ બધી પરિપકવતા ના હોય, તે છતાં પણ એ સંસ્કાર પડ્યા વગર રહે નહીં. એ બધા સંસ્કાર જાય નહીં ને. એટલે ત્યાંથી જ ગાંઠ બંધાય.

**પ્રશ્નકર્તા :** નાના બાળકને ગમતું-ના ગમતું હોય ? કે તેઓને તે બધું સરખું જ લાગે કે એમાં ફરક છે ?

**દાદાશ્રી :** એનું લઈ લે તો એને દુઃખ થાય. એને ગમતું ને ના ગમતું હોય છે જ, બાળકને ! એને સરખું ના હોય. એને નથી ગમતું ત્યારે રડે છે અને ગમતું આવે ત્યારે હસે છે. એ રાગ-દ્વેષ કર્મ ત્યારથી જ ચાર્જ થઈ ગયાં. અને જેમ બુદ્ધિ વધતી જાય તેમ તેમ ચાર્જ વધારે થતાં જાય.

છોકરાને કડવી દવા આપીએ તો મોઢું ખૂબ બગાડે. આપણે જોઈએ તો આ મોઢું ફોટો પાડવા જેવું દેખાય અને સારી દવા આપો, મીઠી દવા આપો તો ખુશે ય એટલો થઈ જાય.

# (૧૪) સગાઈ, રિલેટિવ કે રીયલ ?

## બાપ-દીકરાની સગાઈ 'રિલેટિવ'; 'રીયલ' હો તો જોડે જાય, એકસરખું જીવે!

આ કંઈ ખરેખર બાપ-બેટા નથી, આ રીયલી સ્પીકીંગ આખા દુનિયામાં કોઈ બાપ હોય જ નહીં. અને રીયલી સ્પીકીંગ જો બાપ હોય તો, બાપ મરી જાય એટલે છોકરાં એની જોડે જ જાય. કે બાપા, મારાથી નહીં જીવાય. મારા ફાધર ને હું એક જ

? પણ એ મરે નહીં પછી, નહીં ? કોઈ મરે નહીંને ? બધા ડાહ્યા છે ને ? બ્રેડ-બિસ્કીટ, પાઉં-બાઉં બધું ખાઈ લે !

એટલે જ્ઞાન વસ્તુ સત્ય છે, યથાર્થ જ્ઞાન છે આ ! એટલે શુકલધ્યાન છે આ, એમાં જેમ છે તેમ જુઓ ! અને આ તો ન્હોય, સાસુ-વહુએ ન્હોય, મામીએ ન્હોય ને કાકીએ ન્હોય. વ્યવહારથી તમારે બધું કરવામાં વાંધો નથી, પણ નિશ્ચયથી કરે તો ભૂલ છે. લોક નિશ્ચયથી વર્તે છે ને ?

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહાર ધર્મમાં તો રહેવું પડે ને ?

**દાદાશ્રી :** વ્યવહાર ધર્મમાં તો તમે કોઈ દહાડો રહ્યા જ નથી. વ્યવહાર હંમેશા આદર્શ હોય. જે માણસ નિશ્ચય ચૂક્યો ને, એનું નામ વ્યવહાર ના કહેવાય. નિશ્ચયને નિશ્ચયમાં રાખવાનો અને વ્યવહારને વ્યવહારમાં રાખવાનો, એનું નામ આદર્શ વ્યવહાર. હું આખો દહાડો આદર્શ વ્યવહારમાં જ રહું છું. મારે ઘેર આજુબાજુ પૂછવા જાવને તો બધાય કહેશે.

કોઈ દહાડો એ લઢ્યા જ નથી. કોઈ દહાડો બૂમ પાડી જ નથી. કોઈ દહાડો કોઈની જોડે ગુસ્સે થયા નથી. એવું બધા આજુબાજુવાળા કહે તો એ આદર્શ કહેવાય કે ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** કહેવાય.

**દાદાશ્રી :** અને તમારા માટે આજુબાજુ પૂછવા જઈએ તો ? એવું કહે કે, એ કોઈ દહાડો ય ઊંચા સાદે બોલ્યા નથી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે તમે તો વ્યવહારે ય બગાડ્યો અને આ નિશ્ચય પણ બગાડ્યો. વ્યવહાર એટલો જ કરવાનો છે કે બાપ થયો માટે છોકરાનાં ધક્કા તું ના ખાઈશ, નહીં તો છોકરાને ખરાબ લાગશે. અને છોકરો થયો છે એના માટે વ્યવહાર એટલો

કરવાનો છે કે બાપના ધક્કા તું ખાજે, નહીં તો ખોટું દેખાશે. એવો વ્યવહાર–વિવેક ચૂકવાનો નથી.

પહેલાં તો મૂર્છાથી વ્યવહાર બહુ કાચો રહેતો હતો. કેટલીક જગ્યાએ તો હપૂચાં ટાઢાં, તે આખો દહાડો ઘરમાં કોઈને કશું બોલે જ નહીં.

## રિલેટિવ છે માટે સાચવીને ચાલો; નહીં તો તૂટશે આ તો કાચનો પ્યાલો!

રિલેટિવ છે આ સંબંધ ! સાચવી સાચવીને કામ લેવાનું છે. આ રિલેટિવ સંબંધ છે, એટલે તમે જેવું રિલેટિવ રાખો તેવું એ રહેશે. તમારે જેવું રાખશો એવું રહેશે, આનું નામ વ્યવહાર કહેવાય છે !

તમે જાણો કે મારો છોકરો છે. એટલે ક્યાં જવાનો છે ! અલ્યા મૂઆ, છોકરો છે, પણ ઘડીવારમાં સામો થઈ જશે. કોઈ આત્મા બાપ–બેટો થાય નહીં. આ તો હિસાબ છે સામાસામી લેણદેણના. જોને ઘેર જઈને એવું કહેતો નહીં કે તમે મારા બાપ નહીં, એવું ! એ વ્યવહારથી તો ખરા જ ને !

એટલે રિલેટિવ સંબંધ છે. આ સાચવી સાચવીને કામ કરો અને

કોઈને સુધારવા ફરશો નહીં. સુધરે ત્યાં સુધી સુધારવો. પછી મૂકી દેવું. નહીં તો પાછું સામાવાળિયો થઈ જશે. આપણે જોઈ લેવું કે સુધરે એવું છે ? તો જરા પ્રયત્ન કરી જોવો. પણ જો વળી સામો થતો હોય, તો છોડી દેવું. આ વળી પાછું ઉપાધિ ! દુશ્મન થાય ઉલ્ટો. આપણે એને સુધારવા જઈએ, એ દુશ્મન થાય. એ જાણે કે મારો બાપ વેરવી છે. એવું કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** કહે.

**દાદાશ્રી :** બૈરીને ય સુધારવા બહુ મહેનત નહીં કરવાની. એને જો સુધારી શકાય તો સુધારી લો અને ના સુધારાય તો રહ્યું. કારણ કે આ ભવ પૂરતું જ છે ને ભાંજગડ ! કંઈ કાયમની છે ! જો કાયમની હોય તો લાવ સુધારીએ આપણે !

એટલે આ રિલેટિવ સગાઈઓ છે. રિલેટિવ એટલે કોઈ વસ્તુનાં અનુસંધાનમાં. એટલે કંઈ હિસાબ માંગતો હોય, કંઈ બીજું હોય, ત્રીજું હોય, તેના હિસાબે આ ભેગું થાય છે, બધું ઋણાનુબંધ.

ઓલ ધીસ રીલેટિવ્સ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ. તે આપણે એડજસ્ટમેન્ટ રહે ત્યાં સુધી સારું છે ! આપણી દાનત કેવી રાખવી કે એ તોડવા ફરે તો ય આપણે સાંધ સાંધ કરવું. એમ કરતાં કરતાં રહે થોડો વખત અને જ્યારે આપણને એમ લાગે કે આ બધું ઉડી જવાનું છે, તો એ ફાડે ત્યારે આપણે ય ફાડી નાખવાનું. બને ત્યાં સુધી સાચવવું.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** આપણે સમજી જવું કે આ સગાઈ રિલેટિવ છે, વિનાશી છે. એ છોકરો છેડો ફાડતો હોય ને તો ત્યારે આપણે સાંધ સાંધ કરવું. જો આપણે કામ હોય તો. એ ફાડ ફાડ કરે ને આપણે આખી રાત સાંધ સાંધ કરીએ તો સવારમાં થોડું ઘણું અડધું સંધાયેલું રહે અને આપણે જાણીએ કે આ છોકરાની જરૂર નથી, એની જોડે રહીને આમાં સ્વાદ કાઢવાનો જ નથી ! તે ફાડે ત્યારે આપણે ય ફાડી નાંખવું. તે ઉકેલ આવી ગયો.

## માછલાંની તો કહેવાય જાળ; મનુષ્યોનો સંસાર તો જંજાળ!

**પ્રશ્નકર્તા :** સંસારને ગાઢ જંજાળ કહ્યો. પણ સંસાર ના હોત તો છૂટત જ કઈ રીતે ?

**દાદાશ્રી :** તો તો છૂટેલો જ હતો ને ! છૂટેલાને શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** પણ મનુષ્ય યોનિમાં આવ્યા પછી છૂટે ને ?

**દાદાશ્રી :** ના, ના. આ સંસાર ના હોત તો છૂટેલો જ છે ને ! આ તો સંસાર છે એટલે એને જંજાળ કહ્યું. જંજાળ તો ખરી જ ને. જંજાળ જો ના કહી હોત તો પાછો ફરવાનો પ્રયત્ન જ કરે નહીં ને.

આ જાળો જ છે નહીં ? માછલાંની જાળ તો સારી. એને કોઈક જગ્યાએ દાંત મૂકે ને તો કાપી નાખે. આ જાળ તો કપાય નહીં. આ તો જંજાળ કહેવાય. આ જાળ નહીં, જંજાળ ! પાછી કપાય નહીં, ભોગવ્યે જ છૂટકો ! ભોગવે ત્યારે જાળ છૂટે ! હિસાબ બધો ચૂકવીએ ત્યારે જાળ છૂટે પાછી ! પણ પાછી નવી જાળ તો તૈયાર કરી હોય આપણે, આવતા ભવની જાળ પાછી ઊભી કરી જ હોય !

કોઈ કોઈનો છોકરો-બાપ હોતો હશે ? આ તો એકદમ આ ચકલાં આમથી ઊડીને આવ્યાં, આમથી ઊડીને આવ્યાં અને પછી ત્યાં આગળ રાતનાં બેઠાં, સવાર થઈ તે બધા ઊડી ઊડીને હેંડવા માંડ્યાં. એવી રીતે છે આ. એ જોડે બેઠું હોય તે બાર કલાક માટે પૈણે પાછાં ! સવારમાં ઊઠીને જવાનું છે ને !

## સાહજીક જીવન જીવે જનાવરો; મનુષ્યો માંડે વિકલ્પોની વણઝારો!

મનુષ્ય એકલાની જ જાત હશે કે બીજા પણ જાતો છે ? ગાયો, ભેંસો, નાનાં જીવડાં, વીંછીઓ, સાપ કેટલી બધી જાતો છે ને ? તેમાં માણસો એકલાએ જ આવા ગાંડા કાઢ્યા છે. દેવ લોકોએ ય આવા ગાંડા નથી કાઢ્યા ! દેવ લોકો ય

કોઈને એમ નથી કહેતા કે આ મારા સસરા આવ્યા ને આ મારા સાળા આવ્યા. આ મારા ફૂવા થાય ને આ મારા મામા થાય, એવું કોઈ લોકો નથી કહેતાં. મનુષ્યો એકલાંએ જ છે તે વિકલ્પની જાળો ઊભી કરી છે. આમને કુદરતના નિયમથી બુદ્ધિ ઊભી થઈ ગઈ. તે બુદ્ધિનો દુરુપયોગ કરીને વિકલ્પની જાળો ઊભી કરી. એ જાળમાં પછી પોતે જ ફસાયા. નિર્વિકલ્પ પોતે હતો, તેને બદલે વિકલ્પી થઈ ગયો. હવે શું થાય તે ?!

હવે આ 'મારા સસરા થાય' કહેવાનો વાંધો નથી, એ તો ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે પણ આ તો કાયમનાં જાણે સસરા હોય ને એવું બોલે છે. તમે અત્યાર સુધી બધું આ કાયમનું જ જાણતા હતા ને ! આ કાયમના સસરા, આ કાયમના મામા, બધુ કાયમનું માનતા હતા ને ? પણ એ બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે. બૈરી ભાયડાને ના ફાવે ને, એટલે પેલો કહેશે 'મારે ડીવોર્સ લેવા છે.' અને પેલી કહેશે, 'મારે ડીવોર્સ નથી આપવો'. પછી ચાલે તોફાન ! છે એવું તોફાન બીજી નાતોમાં ? ગાયો-ભેંસો એમને ય આપણી પેઠે બૈરી-છોકરાં બધું ય હોય છે. પણ ત્યાં છે કશી ભાંજગડ ? લગન નહીં, લઢવાડો નહીં, કાંણ નહીં, મોકાણ નહીં, રડારોળ નહીં. એમને ય છોડીઓ નાસી જાય ખરી, પણ તે કશી ભાંજગડ જ નહીં ને ! કારણ કે એ કાયદેસર છે. ભગવાનનાં લૉમાં રહે છે. બીજી આવી જાતો ઊભી કરી નથી. તમને લાગે છે એવું કે કંઈક આપણી જ ભૂલો છે ?

**પ્રશ્નકર્તા :** માયાનું બંધન તો પશુઓને પણ હોય ને ?

**દાદાશ્રી :** ના, એ માયાનું બંધન નથી. માયાનું બંધન તો એકલાં મનુષ્યોને જ છે. એમને તો દુનિયાદારીનું બંધન છે. વાછરડું નાનું હોય ત્યાં સુધી ગાય એને રાખે. અને મોટું થયું એટલે ગાયને લેવાદેવા નહીં ને બચ્ચાં ને ય લેવાદેવા નહીં અને આપણે અહીં તો સાત પેઢી સુધી ખસવા ના દે. આપણે અહીં તો મમતા ભારે છે કે નહીં ? મારા છોકરાંનો છોકરો ખાશે એટલા માટે ભેગું કરતા હોય છે ને ?! એ ગાયને એવું હોય છે ? ગાયને ય છોકરાં હોય છે કે નથી હોતાં ? પણ ગાયનું કંઈ નામ કાઢે છે ?

એ એનું જ નામ નથી કાઢતાં ને ?! આપણે અહીં તો મારું નામ કાઢશે, ફલાણું કાઢશે ! અને આપણે ત્યાં મરી જાય, ત્યારે રડે કે ના રડે ? અને ગાયો-ભેંસોમાં રડવા કરવાનું ખરું કે ? રડવાનું કશું ય નહીં. એમને પૈણાવાની ચિંતા નહીં ને રાંડ્યાની ચિંતા નહીં, કશું જ ચિંતા નહીં. છતાં પૈણે-રાંડે બધું જ થાય પણ ચિંતા નહીં કરવાની. કુદરતી વ્યવહાર તો બધે ય થયાં જ કરે ને. આ તો વચ્ચે આપણું ડહાપણ ઘાલ્યું, તેથી તો બધા જીવો કરતાં વધારેમાં વધારે દુઃખી હોય તો મનુષ્યો. ગાયો-ભેંસોને ય આવું દુઃખ નહીં હોય, ચિંતા-કકળાટ કશું નહીં. ગાયો-ભેંસોને ભૂખનું દુઃખ ખરું. જરા ખાવાનું ના મળ્યું તો દુઃખ લાગે, બાકી બીજું દુઃખ નહીં. અને આ મનુષ્યો તો ચિંતામાં આખો દહાડો શક્કરીયા ભરહાડમાં મૂકેલા હોય ને એવા બફાયા કરે છે. આનો પાર જ ના આવેને !

એટલે આ ગૂંથાયેલું છે બધું. કલ્પિત ગૂંથણી છે આ બધી. તે ગૂંથણીમાં ભરાઈને નહીં રહેવાનું. ગૂંથણીમાં આપણે હરવાનું-ફરવાનું, કરવાનું બધું પણ નાટકીય, ડ્રામેટિક બધું રહેવાનું. આપણું જ્ઞાન કઈ એવું છે કે ઘરનાંને મૂકીને નાસી જવાનું છે. એવું નાસી જવાનું હોય તો ઘરનાં કેટલા જણાને દગો કરીને નાસે એ બિચારો ? બૈરી-છોકરાં, મા-બાપ, બધાંને છોડે તો એમને કેટલું દુઃખ થાય ? પણ આપણે એવો દગો-ફટકો કશું નહીં ને ! ફાઈલનો સમભાવે નિકાલ કરી નાખવાનો ને !

આપણું આ વિજ્ઞાન બહુ સાચું છે. મહીં ઠંડક પણ વળે છે. અત્યારે કેવી ઠંડક છે ને ! દુકાનો સાંભરતી નથી, ને કશું ય સાંભરતું નથી. નહીં તો જગત વિસ્મૃત જ ના થાય. જગત વિસ્મૃત કરે એ જ સાચું વિજ્ઞાન કહેવાય. અત્યારે કશું ય યાદ નથી આવતું ? સગાવહાલાં કશું ય નહીં ?

**પ્રશ્નકર્તા :** ના. કશું ય નહીં, કોઈ જંજાળ યાદ નથી આવતી.

**દાદાશ્રી :** જંજાળ, આ જંજાળ તો કેટલી લાંબી છે ને ? જો ચિતરવા જાય ને તો મોટો નકશો થઈ જાય. દીકરાના દીકરા ને તેનાં દીકરા, આ તો પાને પાને દૂધિયાં બેસતાં જ જાય, સ્વાભાવિક રીતે ! આ કોઈ દૂધી બીજા દૂધિયાંને એમ નથી કહેતી કે 'હું તારો બાપ છું.' અને આ બુદ્ધિશાળી તો આ મારો દીકરો, આ મારા

દીકરાનો દીકરો ! આ બધાં દૂધિયાં બૂમાબૂમ કરે નહીં ને ! પણ એ તો વેલાને દૂધિયાં બેસ્યા જ કરે, એ એનો કુદરતી ક્રમ છે આ બધું તો ! એટલે મનુષ્યોએ આ બધો વિકલ્પ ઊભો કરેલો છે. વિકલ્પ જૂઠ્ઠો વિકલ્પ ઊભો કરીને આખો માળો ઊભો કર્યો છે. જ્યારે નિર્વિકલ્પ થાય ત્યારે બંધ થઈ જાય.

## ભજવ પાત્ર નાટકનાં 'હું કોણ' જાણી! કહેવાય રાણીને 'ઘેર હેંડ', ખરી માની?

એટલે આ બધા વિકલ્પો છે. હવે આ વિકલ્પોમાં રહીને આપણે પોતાનું કામ કાઢી લેવાનું છે. કારણ કે આ વિકલ્પો લોકોએ પરમેનન્ટ બનાવ્યા છે અને ખરેખર એ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે, એ ડ્રામેટિક એડજસ્ટમેન્ટ છે. આ તમારા ફાધર, તમારા વાઈફ, તમારા ભાઈ એ બધાં ડ્રામાનાં, ઓન્લી ફોર ડ્રામા છે. જ્યાં સુધી આપણો આ દેહ છે ત્યાં સુધીનો આ ડ્રામા છે !

બાપ છોકરાંને કહે કે, 'તને આવો જાણ્યો હોત, તો જન્મતાં જ તને મારી નાખ્યો હોત !' ત્યારે છોકરો કહે કે, 'તમે મારી ના નાખ્યો તે ય અજાયબી છે ને !! આવું નાટક થવાનું તે શી રીતે મારો !!!' આવાં આવાં નાટક અનંત પ્રકારનાં થઈ ગયાં છે, અરે ! સાંભળતાં ય કાનના પડદા તૂટી જાય !! અલ્યા, આનાથી ય કંઈ જાતજાતનું જગતમાં થયું છે, માટે ચેતો જગતથી ! હવે 'પોતાના' દેશ ભણી વાળો, 'સ્વદેશ'માં ચાલો. પરદેશમાં તો ભૂતાં ને ભૂતાં જ છે, જ્યાં જાઓ ત્યાં !

આ તો નાટક છે ! નાટકમાં બૈરી-છોકરાંને પોતાનાં કાયમનાં કરી લઈએ તે કંઈ ચાલી શકે ? નાટકમાં બોલે તેમ બોલવામાં વાંધો નહીં કે, 'આ મારો મોટો દીકરો, શતાયુ થા.' પણ બધું ઉપલક, 'સુપરફ્લુઅસ' નાટકીય. આ બધાંને સાચાં માન્યાં તેનાં જ પ્રતિક્રમણ કરવાં પડે છે. જો સાચું ના માન્યું હોત તો પ્રતિક્રમણ કરવાં ના પડત. જ્યાં સત્ય માનવામાં આવ્યું ત્યાં રાગ ને દ્વેષ શરૂ થઈ જાય, અને પ્રતિક્રમણથી જ મોક્ષ છે. આ 'દાદા' દેખાડે છે તે 'આલોચના-પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન'થી મોક્ષ છે.

## ‘દાદા’ ભજવે નાટક દિનરાત; કર્મ કરે છતાં અકર્મ આત્મસાત્!

આ તો એક જ ફેરો પોતાનું ભાન થાય ને તો આ જંજાળથી છૂટે. પણ પોતાનું ભાન જ થયું નથી. ‘પોતે કોણ છું’ એ ભાન જો થયું હોત ને તો આ માથાકૂટ હોત નહીં અને લોકોને એમ કહેત ય નહીં કે ‘આ ચંદુલાલનો હું સસરો થઉં’. અલ્યા, સસરા થવાતું હશે ? કાયમનો સસરો છું કે શું છે તે ? જાણે કાયમના સસરા હોય ને, એવું ચોંટી પડ્યા છે ને ?! આ બધી તો ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ્ છે !

વગર કામનાં આ મારા સાસુ ને આ મારો સસરો ! પહેલાં તો હું ય સાચું જ માનતો હતો કે આજે તો મારે સાસુને ત્યાં જવાનું. પણ આ બધું પોલ નીકળ્યું. જો એ આપણાં સાસુ થતાં હોય પણ એમને કોઈ સાસુ ના હોય તો, આપણે જાણીએ કે આ ખરેખર સાસુ. પણ એ સાસુ ને ય સાસુ છે ને એમને ય સાસુ, માટે આનો અર્થ જ શું છે તે ? આપણા જમાઈ હોય તો આપણે જાણીએ કે ઓહોહો ! આપણા આ જમાઈ છે. પણ જમાઈને પાછા જમાઈ હોય. ત્યારે મેલને પૂળો !! આ મારો જમાઈ, આ મારી વાઈફ, આ મારા છોકરાં, એ જ બંધનને ત્યારે બીજું શું તે ? એ બંધનને બંધન જાણે, ત્યાર પછી વ્યવહાર કરવાનો વાંધો નથી. પછી સસરા તરીકે વ્યવહાર કરવાનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં ના આવે એ માણસ ફેંકાઈ જાયને ?

**દાદાશ્રી :** પણ વ્યવહારમાં રહેવું જ જોઈએ. વ્યવહારમાં તો બહુ સારી રીતે રહેવું જોઈએ. જુઓને હું વ્યવહારમાં રહું જ છું ને !

અહીં આગળ બધા મને ભગવાન કહે છે, કોઈ જ્ઞાનીપુરુષ કહે છે. જેને જે વિશેષણ આપવું હોય તે આપે છે અને હું મોસાળમાં જાઉં ત્યારે મને ‘ભાણાભાઈ આવ્યા’ એમ કહે છે અને ટ્રેનમાં મને કોઈ ટિકિટ એક્ઝામીનર મળે કે, ‘આપ કોણ છો ?’ ત્યારે હું કહું કે ‘ભઈ, હું પેસેન્જર છું.’ અને ધંધા ઉપર જઉં છું, ત્યારે હું કહું

છું કે 'હું કોન્ટ્રાક્ટર છું, હું શેઠ છું.' એટલે જ્યાં જ્યાં જેવું જેવું નાટક મારું હોય છે તે પ્રમાણે હું વાત બહાર પાડું છું.

**પ્રશ્નકર્તા :** અમારા ને તમારા ડ્રામામાં ફેર છે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, તમે આ ભાઈના બાપ થઈને નાટક કરો છો અને હું તો અસલ રૂપમાં નાટક કરું છું. જેવો પાઠ હોય તેવો ભજવું છું. આ બધાના રૂપરંગ, એવું તેવું હું જોતો નથી. હું બધાનામાં આત્મા જોઉં છું. રૂપરંગ જોઈને શું કરવાનું છે ? રૂપરંગ જોડે આવે ખરું ? કાળું હોય કે ગોરું હોય. જાડું હોય કે પાતળું હોય, એ સાથે આવવાનું કશું ? આત્મા તેવો નથી. આત્મા તો એક સ્વભાવી છે. આ બધાં પેકીંગ છે જાતજાતના આ પુરુષો પેકીંગ, સ્ત્રીઓ પેકીંગ, ગધેડાં, કૂતરાં બધાં પેકીંગની અંદર ભગવાન પોતે રહેલા છે. એ સામાન ઓળખી ગયો તો કામ થઈ ગયું. ખરો વેપારી પેકીંગ ના જુએ ને ? માલસામાન બગડ્યો નથી ને ! એટલું જ જુએ.

અલ્યા, આ તો નાટક છે, ડ્રામા છે ખાલી ! વર્લ્ડ ઈઝ ધી ડ્રામા ઈટસેલ્ફ. તમે એમાં એકટર છો ને હું એકટર છું. ડ્રામામાં ભર્તૃહરી કહેશે કે હું કાયમનો ભર્તૃહરી છું. એવું ના બોલાય અને પીંગળાને ય ચોંટી ના પડાય કે તું તો મારી કાયમની પીંગળા છે. એટલે ભર્તૃહરી રહે તો કેવી ય રીતે ? અભિનય પૂરતો જ. પણ અંદરખાને પોતે જાણે કે હું તો લક્ષ્મીચંદ તરગાળો છું. એ ભૂલે નહીં અને આ લોક તો સાચું જ રડે. એટલે આપણે ભર્તૃહરીની પેઠ પાઠ ભજવવો, તો તમારે કશું દુઃખ છે નહીં. પણ આ તો પાઠ ભજવવામાં પોતે પોતાને ભૂલી ગયો, પોતે કોણ છે એ વિસારે પડી ગયું ! પણ ભર્તૃહરી 'પોતે કોણ છે' તે લક્ષમાં નાટક કરે તો વાંધો શો છે ? 'હું લક્ષ્મીચંદ છું' ને ઘેર જઈને મારે ખીચડી ખાવાની છે, તે યાદ હોય ને અભિનય કરે કે 'ભિક્ષા દે ને મૈયા પીંગળા ?' તો કશો વાંધો આવે ખરો ?

**પ્રશ્નકર્તા :** ભૂલી ગયાં છે તેની તો ઉપાધિ છે ને !

**દાદાશ્રી :** ભૂલી ગયાં છે તેટલાં માટે તો અમે બધાને આ જાગૃત કરીએ છીએ કે નાટકમાં આવી જાવ બધા. કારણ કે ઊંઘ ઊંઘના ટાઈમે આવે છે, ભૂખ ભૂખના

ટાઈમે લાગે છે. નહાવાનો ટાઈમીંગ થાય ને, ત્યાં પાણી ગરમ થઈને તૈયાર થઈ ગયું હોય છે.

એટલે આ નાટકમાં આપણે આવ્યા છીએ. અમે એ 'પોતે કોણ છે ?' એનું ભાન તમને કરાવી દઈએ, પછી તમને આ નાટક જેવું જ થઈ જશે. આ હું ડ્રામા જ કરું છું. મારે ભગવાન થઈને શું કાઢવાનું છે ?

## ફેમિલી વ્યવહાર માત્ર છે નિકાલી; ઉપલક રહી રાગ-દ્વેષ કરો ખાલી!

સંસારમાં ડ્રામેટિક રહેવાનું છે. 'આવો બેન', 'આવ બેબી', આમ તે ય બધું છે તે સુપરફ્લ્યુઅસ કરવાનું છે. ત્યારે અજ્ઞાની શું કરે કે સોડમાં ઘાલ ઘાલ કરે, તો પેલી બેબી ય એની પર ચિઢાયા કરે. અને જ્ઞાની પુરુષ વ્યવહારમાં 'સુપરફ્લ્યુઅસ' રહે તો બધા ય ખુશ રહે એમની પર. કારણ કે લોકોને 'સુપરફ્લ્યુઅસ' જોઈએ છે. બહુ આસક્તિ લોકોને નથી ગમતી. એટલે આપણે પણ બધું 'સુપરફ્લ્યુઅસ' રહેવું, આ બધા તોફાનોમાં પડવું નહીં.

'જ્ઞાની' શું સમજે ? કે બેબી પૈણી, તે પણ વ્યવહાર અને બેબી બિચારી રાંડી, તે પણ વ્યવહાર. 'રીયલ' ન હોય આ. એ બન્ને વ્યવહાર છે, 'રિલેટિવ' છે અને કોઈથી ફેરવી ના શકાય એવું પાછું !! હવે આ લોક શું કરશે ? જમાઈ મરી ગયો ને પાછળ માથાં ફોડે ? તે ઊલટાં ડૉક્ટરને બોલાવવા પડે. એટલે એ રાગ-દ્વેષને આધીન છે ને ! વ્યવહાર વ્યવહાર સમજાયો નથી તેથી ને !

છોકરાંને વઢવું પડે, બઈને બે શબ્દ કહેવાં પડે. પણ નાટકીય ભાષામાં, ઠંડકથી ગુસ્સો કરવાનો. નાટકીય ભાષા એટલે શું કે ઠંડકની સાંકળ ખેંચીને ગુસ્સો કરવાનો એનું નામ નાટક !

જેમ નાટકમાં ડ્રામા કરે છે ને, એના જેવું 'સુપરફ્લ્યુઅસ' છે, પણ આ બધી ક્રિયા છે, તેને પોતાની ક્રિયા માની લીધી. એ ખોટી 'બીલિફ' થઈ છે. આ 'સુપરફ્લ્યુઅસ' છે. આને મનમાં રાખી મૂકવા જેવું ન્હોય. ચિત્તમાં ફોટોગ્રાફી લેવા

જેવું ન્હોય, આ 'સુપરફ્લ્યુઅસ' છે ! આ તેથી આપણે કહીએ છીએને કે તમને 'આ' જ્ઞાન આપ્યું છે, તમે 'હોમ ડીપાર્ટમેન્ટ'માં તમારી રૂમમાં રહો અને 'ફોરેન'માં 'સુપરફ્લ્યુઅસ' રહેજો. આ વ્યવહાર બધો 'ફોરેન' છે. જેટલો વ્યવહાર દેખાય છે, વ્યવહાર જેટલો બધો કહેવાય છે, એ બધો 'ફોરેન' છે. અને આ 'રિલેટિવ' છે, એ બધો વ્યવહાર જ છે, 'રીયલ' એકલું જ નિશ્ચય છે, હકીકત સ્વરૂપ છે, વાસ્તવિક છે !

વ્યવહારમાં પણ જાગૃતિપૂર્વક થાય ત્યારે 'પ્રોગ્રેસ' કહેવાય. વ્યવહારમાં પોતાનો છોકરો છે એવું કહે ખરો, પણ મહીં પોતાનો છે એવા પરિણામ ના વર્તતા હોય. આત્મા કોઈનો છોકરો થાય નહીં, આત્મા કોઈનો પુત્ર કે પિતા થાય ? એટલે એ જાગૃતિપૂર્વકનું હોવું જોઈએ. આમ વ્યવહારમાં વાતોચીતો કરીએ, પણ નાટકની પેઠે અને અંદર જાગૃતિ રહેવી જોઈએ કે કોઈ કોઈના બાપ નહીં અને કોઈ કોઈનો છોકરો નહીં. એ આત્મા જ છે, આપણે આત્મા જ છીએ, એવું રહેવું જોઈએ. બધાનામાં શુદ્ધાત્મા જો જો કર્યા કરવા. બીજું આમાં શું કરવાનું છે ! બીજો વ્યવહાર વચ્ચે લવાય નહીં. બીજો વ્યવહાર તો વ્યવહાર કરવા માટે છે. મોક્ષે જવું હોય તો તમારાં કોઈ પુત્ર-પુત્રી છે નહીં. સંસારમાં રહેવું હોય તો પુત્ર-પુત્રી તમારાં જ છે.

## સોંપે છોરાંને કરી કમાણી કાળી! ઘરડાં ઘરે ઘાલે, મરે જીવ બાળી!

બાબો માંદો હોય તો આપણે દવા બધી કરીએ, પણ બધું ઉપલક. આપણાં છોકરાંને કેવાં માનવા જોઈએ ? ઓરમાન. છોકરાંને 'મારા છોકરાં' કહે અને છોકરાં ય 'મારી મા' કહે, પણ મહીં લાંબી સગાઈ નહીં. એટલે આ કાળમાં ઓરમાઈ સગાઈ રાખજો, નહીં તો માર્યા ગયા જાણજો. છોકરાં કોઈને મોક્ષે લઈ જનારાં નથી. જો તમે ડાહ્યા થશો તો છોકરાં ડાહ્યા થશે. છોકરાં જોડે વહાલ તે કરાતું હશે ? આ વહાલ તો ગોળી મારે. વહાલ દ્વેષમાં ફરી જાય. પરાણે પ્રિત કરીને ચલાવી લેવાનું બહાર 'સારું લાગે છે' તેમ કહેવાનું. પણ મહીં જાણીએ કે પરાણે પ્રીતિ કરી રહ્યા છીએ, આ ન્હોય સાચી સગાઈ.

આ તો બધી પરભારી પીડા છે. છોકરો એમ નથી કહેતો કે મારા પર પડતું નાખો, પણ આ તો બાપ જ છોકરાં પર પડતું નાખે છે. આ આપણી જ ભૂલ છે. આ કળિયુગમાં તો માંગતા લેણાવાળાં છોકરાં થઈને આવ્યા હોય છે ! આપણે ઘરાકને કહીએ કે, 'મને તારા વગર ગમતું નથી, તારા વગર ગમતું નથી.' તો ઘરાક શું કરે ? મારે. આ તો 'રિલેટિવ' સગાઈઓ છે, આમાંથી કષાયો ઊભા થાય. આ રાગકષાયમાંથી દ્વેષકષાય ઊભો થાય. ઉછાળે ચઢાવાનું જ નહીં. આ દૂધપાક ઊભરાય ત્યારે લાકડું કાઢી લેવું પડે, એના જેવું છે.

છોકરાંને આપણે કશી લેવાદેવા નથી. આ તો વગર કામની ઉપાધિ ! બધાં કર્મને આધીન છે. જો ખરી સગાઈઓ હોય ને તો ઘરમાં બધાં નક્કી કરે કે આપણે ઘરમાં વઢવાડ નથી કરવી. પણ આ તો કલાક-બે કલાક પછી બાઝી પડે ! કારણ એ કોઈના હાથમાં હોતો જ નથી ને ! આ તો બધા કર્મના ઉદય ફટાકડાં ફૂટે તેમ ફટાફટ ફટાફટ ફૂટે છે !

આ મોહ કોની ઊપર ? જૂઠા સોના ઊપર ? સાચું હોય તો મોહ રખાય. આ તો ઘરાક-વેપારી જેવો સંબંધ. માલ સારો મળે તો ઘરાક પૈસા આપે, એવો આ સંબંધ છે. જો એક જ કલાક વર જોડે ભાંજગડ કરે તો સંબંધ તૂટી જાય, એવા સંબંધમાં મોહ શો રાખવો ?

શેઠ શું કહે કે અમે શું કરીએ ? અમારે તો મિલકત છોકરાને આપવાની છે. મૂઆ, ચારસોવીસી કરીને કમાણી કરી અને તે ય પાછી પરદેશમાં કમાણી કરી અને પછી છોકરાને આપશે ? છોકરો તો રિલેશનવાળો છે; રિલેટિવ સંબંધ અને પાછો અહંકારી કંઈ શાશ્વત સંબંધ હોય, રિયલ સંબંધ હોય ને કમાણી કરી આપતો હોય તો સારું. આ તો સમાજને લીધે દબાઈને જ સગાઈ રહી છે અને તે ય ક્યારેક બાપ-દીકરો લઢે છે, ઝઘડે છે. ને ઉપરથી કેટલાક છોકરાં તો કહે છે કે, બાપને ઘરડાઓના ઘરમાં મૂકી આવવાના છે ! જેમ આ બળદોને પાંજરાપોળમાં મૂકી આવે

તેમ ઘરડાંઓનું ઘર ! કેવું રૂપાળું નામ કાઢ્યું છે ! આ સગાઈમાં કેમ બેસી રહ્યા છો તે જ મને તો સમજાતું નથી. આ રિલેશન સંબંધમાં અહંકાર ના હોય તો તો પછી એ ચલાવી લેવા જેવો સંબંધ છે. તમે ક્યાં નથી જાણતા કે બાપને કેદમાં નાખીને, મારી નાખીને રાજગાદીઓ લીધેલી !

આ તો મછવામાં ભેગું થયેલું માણસ. તે એ તો એનો કિનારો આવશે એટલે ઊતરી પડશે. અને આ કહેશે કે, મને એના વગર નહીં ચાલે. આવું 'એના વગર ના ચાલે' એ કેમ થાય ? આ તો ઋણાનુબંધ છે. આવું તે ક્યાં સુધી ચાલે ? આ શો ડખો ? નહીં લેવા, નહીં દેવા. ચપટીક ખાવું ને ગામ આખાનું માથે લઈને ફરવું ને પગ દુઃખે તો કોઈ જોવા ય આવે નહીં. એકલું જાતે જ પંપાળ પંપાળ કરવું પડે.

ભગવાને શું કહ્યું કે 'સબ સબકી સંભાલો. મૈં મેરી ફોડતા હું !' એક ભૈયાઓનું ટોળું હતું. તે જાતે ખીચડી પકાવીને ખાય. આ બધા ભૈયાઓ એક મેદાનમાં ઊતરેલા. બધાએ સૌ-સૌની ખીચડી ત્રણ પથરા મૂકીને હાંલ્લીમાં મૂકી. પછી બધા ગામમાં વેપાર કરવા ગયા. એક માણસને સાચવવા મૂકીને ગયા. પછી સાંજે પાછા આવ્યા. તેમાં એકને શું થયું કે, તેને પોતાની હાંલ્લી જડી જ નહીં. તેને ચિંતા થઈ કે, મારી પેલી કે પેલી ? આ ઝાડ નીચેની કે પેલા ઝાડ નીચેની ? ને પાછો તે વિચાર કરવા માંડ્યો કે, બીજાની લઈશ તો મને બધા ગાંડો કહેશે. એટલે એણે ઉપાય શોધી કાઢ્યો. એક મોટો પથરો લીધો અને મોટેથી બોલવા માંડ્યો, 'મેં મેરી હાંલ્લી ફોડતા હું, સબ સબકી સંભાલો'. તે તરત જ બધાએ પોત પોતાની હાંલ્લી પકડી લીધી અને પેલાને એની હાંલ્લી મળી ગઈ ! આ તો આપણી હાંલ્લી સમાલીને ચાલવા જેવું છે.

## ઘાટવાળી સગાઈઓમાં શો સાર? સાચો સંબંધી આત્મા એ જ સંભાર!

પરિણામ સમજવું જોઈએ, છતાં છોકરાં છે. છોકરા પર પ્રેમ રાખવાનો, છોકરા જ માનવાનાં. છોકરો એટલે શું સંબંધ છે એ સમજી લેવું. કારણ કે આ દરેક જોડે શું

સંબંધ છે, એ ના સમજી લઈએ આપણે ?

એ તો જ્યારે દાઢ દુઃખે ત્યારે ખબર પડે ! કાન દુઃખે, પેટ દુઃખે ને ત્યારે ખબર પડે. માટે બહુ અતિશય માયા કરશો નહીં. ફસામણ છે. સમજીને કરજો આ બધું. હું તમને માયા છોડવાનું નથી કહેતો. છોડ્યું છૂટાય એવી નથી. પણ આ બહુ માયા ના કરશો, હાયવોય ના કરશો. મારી વાત વ્યાજબી લાગે છે ને ?

સાચો સંબંધ કોને કહેવાય કે જે કોઈ દહાડો ય ના બગડે. આત્મા જોડે જ સાચો સંબંધ છે. બાકી બધા ઘાટવાળા સંબંધ છે. ઘાટવાળા એટલે પોતાને કામ લાગે ત્યાં સુધી સંબંધી ! ઘાટમાં લે ને ! તમને કોઈ ઘાટમાં લેતું નથી ? આ સંસાર ઘાટવાળો જ છે. જ્યાં કોઈપણ પ્રકારનું ઘાટ નથી હોતો ત્યાં પરમાત્મા અવશ્ય હોય જ. ઘાટથી ભગવાન વેગળા. જ્યાં સુધી સાંસારિક કોઈ પણ ઘાટ છે, સંસારિક ઇચ્છાઓ છે ત્યાં સુધી સાચી વાત કોઈથી ના નીકળે. એક શબ્દેય સાચો નીકળે નહીં.

# (૧૫) એ છે લેણ-દેણ, ન સગાઈ

## જેવો હિસાબ બંધાયો, તેવો ચૂકવાય; આપ-લેનો હિસાબ, નિરાંતે પતાવાય!

**પ્રશ્નકર્તા :** અમારા બે છોકરાઓ સાથે કોઈ વખત આમતેમ બોલાચાલી થઈ જાય. બાકી મારે એક છોકરાની બાબતમાં ઘણું સહન કરવું પડે છે.

**દાદાશ્રી :** બધું સહન કરવું પડે એ તો. એ ગોદા મારવા આવ્યો હોય ને, તો ગોદા ખાવા પડે આપણને. એવું છે ને, એ ઋણાનુબંધ કેવું બાંધેલું ? જે પ્રેમથી બંધાયેલું હોય તે આનંદ આપે અને બીજી રીતે બંધાયેલું હોય તે ગોદા મારે. એટલે આપણે ગોદા ખાવાં જ પડે, છૂટકો જ નહીં ને. એટલે સમભાવે નિકાલ કરવાનો. કારણ કે આપણે છૂટા થવું છે. એને કંઈ પડેલી નથી. એ તો બાથંબાથ કરવા તૈયાર છે. આ તમારા પક્ષનો અને પેલા વિપક્ષી, પણ એવું મોઢે બોલીએ નહીં. મોઢે તો

કહીએ કે 'તારા વગર મને ગમતું નથી.' એમ તેને કહેવું. નહીં તો સામાવળીયો થઈ જાય. પછી એને એમ લાગે કે આ છે જ એવા.

**પ્રશ્નકર્તા :** તો છોકરાંઓ જોડે ગયા ભવનું લેણ-દેણ હોય છે ?

**દાદાશ્રી :** હોય જ ને, બધું ! બધું લેણ-દેણ જ છે ને આ !

**પ્રશ્નકર્તા :** આ બધા મનુષ્યો છે, એમાં કોઈ મા છે, કોઈ ભાઈ છે. કોઈ છોકરો છે. એમનો એ બધાનો પૂર્વાપર સંબંધ ખરો ?

**દાદાશ્રી :** પૂર્વાપર એટલે આપણા ચોપડા હોય ને દુકાને, દુકાનવાળાએ દુકાન પાછી લઈ લીધી, તો આપણે ચોપડા ઘેર લઈ જઈએ. તેથી કંઈ ઘરાક તો જે છે બાકી, તેની પાસે ઊઘરાણી કરાય ને ? માગતો હોય તેને ત્યાં ઊઘરાણીએ જવાય ને ? એવું આપણે ત્યાં હિસાબ લેવા માટે ને આપવા માટે આવેલા. આપણે ત્યાં જે જે આવ્યા છે ને, તે લેવા માટે અને આપવા માટે, તે આપણને શું આપે છે ? એ ઉપરથી જોઈ લેવાનું કે આ લે છે કે આપે છે ? આ હિસાબ છે, બધા હિસાબ પતાવવા આવ્યા છે. તમને એવો અનુભવ થોડો ઘણો થયેલો નહીં ? કે આ હિસાબ પતાવે છે ?

**પ્રશ્નકર્તા :** સારી રીતે થયો છે.

**દાદાશ્રી :** જે છેતરી જાય છે એ આપણો જ હિસાબ. તે તમારો જ હિસાબ ચૂકવે છે, એ નિમિત્ત છે.

બૈરી-છોકરાં જો પોતાનાં હોય ને, તો આ શરીરને ગમે તેટલી ગભરામણ થતી હોત તો વાઈફ થોડી લઈ લેત, અર્ધાંગના કહેવાય છે ને ! લકવો થઈ ગયો હોય તો છોકરો લઈ લે ? પણ કોઈ લે નહીં. આ તો હિસાબ છે બધો ! બાપા પાસે માંગતો હતો, તેટલું જ તમને મળ્યું છે.

## રાગ-દ્વેષથી મા-બાપ છોરાં મળ્યાં; દુઃખ વધુ ભોગવવા ખુદનાં કર્યાં!

**પ્રશ્નકર્તા :** આપણે ત્યાં એવો છોકરો પાક્યો હોય તો શું કરો ? તેને આપણે કંઈ કાઢી મૂકીએ છીએ ?

**દાદાશ્રી :** ના, કાઢી ના મૂકાય.

**પ્રશ્નકર્તા :** તો પછી એ તો એને રાખવો જ પડે ને.

**દાદાશ્રી :** રાખવો જ પડે. રાખીને ગાળો ખાવાની, માર ખાવાનો ને રાખવાનો !!

છોકરાં જોડે ય બહુ ઊંડા ઊતરવું નહીં. પારકાં ને પોતાનાં છોકરાં વચ્ચે ફેર શું છે ? પારકાંનો છોકરો માગતો નથી ને આ માગે છે, ત્યારે કહે કે રૂપિયા માગે છે ? ના, બા, રૂપિયા એકલા માગતો નથી ? કાં તો અશાતા વેદનીય આપવા આવ્યો હોય કે શાતા વેદનીય આપવા આવ્યો હોય. ને આ દુષમકાળમાં શાતા તો આપતાં નથી. તો શું આપવાનું રહ્યું ? અશાતા આપે !

એટલે એવું છે આ બાપને અને છોકરાને ઋણાનુબંધ હોય છે ને ! કંઈ પૈસાને લીધે ઋણાનુબંધ નથી હોતું. આ તો રાગદ્વેષનું ઋણાનુબંધ હોય છે. આ છોકરો આટલું એને દુઃખ આપશે અને બાપ આટલું સુખ આપવા માંગશે. ત્યારે પેલો છોકરો આટલું દુઃખ આપવા માગે. એ પછી પૈસાથી સુખ આપે કે બીજું ગમે તેનાથી. આમાં પૈસા તો આવતા જ નથી વચ્ચે.

**પ્રશ્નકર્તા :** બાપ સુખ આપવાનો પ્રયત્ન કરે અને છોકરો દુઃખ આપે એવું નક્કી જ છે ?

**દાદાશ્રી :** ના. તે બે ય સામસામી સુખ આપે એવું હોય અને એક દુઃખ આપે ને એક સુખ આપે એવું ય હોય.

હવે છોડીઓ-બોડીઓ છે ને, તે હિસાબ ચૂકતે કરવા આવી છે. તે આપણો જ હિસાબ છે. એમાં એનો શો દોષ બિચારીનો. તે એને પથરા કહીએ. મહીં ભગવાન બેઠા છે એને પથરો કહીએ, એટલે ફરી કર્મ બંધાય બધા. અને એ

છોડીઓ જે થાય છે ને, છોકરા થાય છે ને તે પોતાનું બેંક બેલેન્સ બધું ભેગું મૂકીને આ લિમિટેડ કંપનીમાં પેસે છે, કોર્પોરેશનમાં પેસે છે. એમ ને એમ પેસતાં નથી આ.

## ન બોલાય મા-બાપથી, પેટ પાક્યું; છોરાં કહે, મારા પગલે તમારું ચાલ્યું!

**પ્રશ્નકર્તા :** દાદા આપણે મોટું કુટુંબ હોય એટલે ફાઈલોની વચમાં તો આપણે રહેવાનું, પણ એ દરેક ફાઈલોની સાથે આપણને રાગ-દ્વેષ નહીં

થાય. એટલે હિસાબ ચૂકવેલા જ કહેવાય ને ?

**દાદાશ્રી :** એ જ હિસાબ ચૂકવાનું. એટલા માટે જ ભેગા થયા છે. આપણી ભૂલ થાય તો રાગ-દ્વેષ થાય. એટલે ભૂલથી બંધાયેલું છે આ જગત. ભૂલ ન થાય તો કશું નહીં. પેલો ઊલટો લોકોને એમ કહેતો હતો કે મારે લીધે એમનું ચાલતું હતું. મારા પગમાં પડ્યા તેથી જ એમનું ચાલ્યું. એવું કહે ને, ત્યારે આપણે સાંભળવું એનું. ત્યાં શું આપણે કહેવું ? ઝઘડો કરવો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હિસાબ છે એ ચૂકવે છે. છોકરો એવું બોલે ત્યારે શું કહેશે ?

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં.

**દાદાશ્રી :** મારા જનમ પછી મારા બાપા સુખી થયા, નહીં તો પહેલાં બહુ દુઃખી હતા. છોકરો એવું બોલે ત્યારે શું થાય ? ત્યાર પછી એનો બાપ ડાહ્યો ન હોય ને તે કહેશે, પેટ પાક્યું ત્યાં શું કરું ! અલ્યા મૂઆ, કંઈ પાક્યું છે તે ? માટે આ જગત સમજી લેવાની જરૂર છે. ભૂલથી આ સંસાર ઊભો થઈ ગયો છે. તે એકલું અક્રમ વિજ્ઞાન જ ભૂલો બંધ કરાવડાવે છે. બીજું કોઈ વિજ્ઞાન ભૂલને બંધ ના કરાવડાવે. તમને સમજાયું કે ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** નથી કોઈ કોઈની માલિકીનું. કો'કે કહ્યું હોય કે તારા જનમ પછી તારા બાપા સુખી થયા છે. તો ઊંધો લઈ પડે. આ હથિયાર હાથમાં આવ્યું ને લડવાનું. તો આપણે શું કહેવું પડે, 'પેટ પાક્યું છે.' એ પેટ પાક્યું ત્યાં શું કરવું, ક્યાં ઓપરેશન કરાવવું !

પહેલાંની થયેલી ભૂલોનો હિસાબ ચૂકતે કરી નાખે, નવી ભૂલ થવા ના દે, એવું આપણું વિજ્ઞાન છે. આ બાવા કરવાનો માર્ગ નથી, આ તો ઋણાનુબંધ

પતાવવાનો માર્ગ છે. ઋણાનુબંધ પતાવ્યા વગર દોડધામ કરીને બાવો થઈ જાય એમાં કંઈ દહાડો વળે નહીં. એટલે ઋણાનુબંધ પતાવવાનાં. જેની ગાળો ખાવાની હોય તેની ગાળ ખાવાનું, જેનો માર ખાવાનો હોય તેનો માર ખાવાનો, જેની સેવા કરવાની હોય તેની સેવા કરે, પણ હિસાબ બધાં ચૂકવવાં પડે. ચોપડામાં ચિતરેલું છે તે ચોખ્ખું તો કરવું પડે ને ?

## બાપ કહે, તને કશું નહિ મળે; છોકરો કોર્ટે જઈને સામો લઢે!

**પ્રશ્નકર્તા :** આ કોઈ કુટુંબમાં બાળક જન્મે છે, તો એ બાળક એની પોતાની પુણ્યૈથી જન્મે છે કે કુટુંબીઓની પુણ્યૈથી જન્મે છે ?

**દાદાશ્રી :** પોતાની પુણ્યૈથી. કુટુંબીઓની પુણ્યૈ તો ખરી. એટલે એ કુટુંબીઓનો હિસાબ અને પેલાનો હિસાબ, પણ એ જન્મે છે તે પોતાની પુણ્યૈથી. કુંટુંબીઓને શું ? કુંટુંબીઓ તો પેંડા ખવડાવે અને રોફ મારે. પણ જ્યારે મરી જાય ત્યારે પેંડા ખવડાવેલા ખબર પડી જાય. પછી રડારોડ ! તે પેંડા ખવડાવતાં પહેલાં ના સમજવું જોઈએ ? કે ભઈ, આ તો હિસાબ છે તે આવ્યો છે. હિસાબ થઈ રહે તો જતો રહે. એવું સમજીને બેઠા હોય તો શું ખોટું ?!

**પ્રશ્નકર્તા :** અમુક વાંઝીયા હોય એને શું ઋણાનુબંધ નહીં હોય ?

**દાદાશ્રી :** ચોપડામાં હિસાબ બાકી ના હોય ત્યારે ખાતું ય ના હોય. ચોપડામાં કશું ના હોયને, એટલે ખાતું જ ના હોય. કંઈ બાકી હોય તો ખાતું હોય. આ તો આપણા લોકો ય પછી પેલો સુખીયો હોય ને, એને સુખીયો ના થવા દે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. સંસારમાં એવાં છોકરાં સાથે ઋણાનુબંધના અનુભવ બહુ થાય.

**દાદાશ્રી :** થયેલા જ હોય. પણ આ મોહના માર્યો માર ખાય છે. મોહના માર્યો એટલો બધો માર ખાય છે કે કંઈ પાર વગરનો માર ખાય છે. નર્કના જેવી યાતના

ભોગવે છે બધા. છોકરો સામો થઈ જાય, ઊંધું બોલે, ગાળો ભાંડે. પણ મોહના માર્યા, બેભાનપણે માર ખાયા કરે છે. મોહના માર્યા માર ખાતાં હશે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખાય છે.

**દાદાશ્રી :** હા, ગડદાપાટુ ! સારી રીતે મેથીપાક. આવડું આવડું બોલે તે માથાની નસો ફાટે !! અને હકદાર પાછો. આપણે કહીએ કે હું તને કશું નહીં આપું. તો કહે, 'તમે નહીં આપો તો કોર્ટમાંથી મેળવી લઈશ.' બોલો હવે, માગતાવાળો સારોને આનાં કરતાં ? એટલે આ ખાતાં જ, મોક્ષે જતાં રૂકાવટ જ એ છે !

## જરૂરી ઉપાધિ વહોરાય; બહારથી નકામી ના ખેંચાય!

એટલે બને એટલી ઓછી ઉપાધિ કરો. હવે તેમાં ખાસ સ્ત્રીની ઉપાધિ તો કરવા જેવી છે જ, કારણ કે સંસારમાં આવ્યા એટલે સંસારમાં કંઈક હેલ્પીંગ તો જોઈએ ને ! સાલું ધંધો કરીએ તો ય ભાગીદાર જોઈએ છે. તો પછી સ્ત્રીની ઉપાધિ વ્હોરી, એટલે બાળ-બચ્ચાં જેના હિસાબમાં લખેલાં હોય એનાં થયા કરે. પણ બીજી બધી જાણી જોઈને ઉપાધિ બહારથી વ્હોરી લાવવી નહીં.

**પ્રશ્નકર્તા :** તમે કીધું ને કે બાપ-બચ્ચાં હિસાબમાં હોય એ થાય, તો એ હિસાબ શું છે ?

**દાદાશ્રી :** એ હિસાબ છે એટલો. મારે ઘેર છોકરા ને છોડી હતાં. તે બધાં આવ્યાં ને ગયાં. મેં કહ્યું, આ તો બધા મહેમાન, ગેસ્ટ છે. જેટલો મારી પાસે હિસાબ માંગતો હોય ને, એટલું લઈને ચાલ્યા જાય. આમાં કશું કોઈ કોઈની સગાઈ નથી આ. ધીસ ઈઝ રિલેટિવ !

એટલે આ રિલેટિવ રિલેશન છે. એટલે આપણે સંબંધ છે, કોઈ પણ જાતના એની જોડે એ સંબંધ છે પૂર્વનો-પહેલાંનો. એટલે આપણે ત્યાં ભેગા થાય છે અને સંબંધનો નિવેડો લાવવાનો છે, ત્યારે ઊલટો સંબંધ વધારે ચીકણું કરે છે.

આ આંખે દેખાય છે, એ બધી વાત તદ્દન સાચી નથી. તદ્દન ખોટી ય નથી. સાપેક્ષ વાત છે. સાપેક્ષ એટલે આપણે એને ઋણાનુબંધ હોય ત્યાં સુધી સારું ચાલે, ને ઋણાનુબંધ અવળું થયું કે તરત એ કોર્ટમાં જાય, આપણાં સામો.

આ તો આપણે ઓળખાણે ય નહીં, પારખાણે ય નહીં. આ તો બધું હિસાબ છે. આ તો આપણું પુણ્ય સારું, ખાવ નિરાંતે અને કઢી બગડી ગઈ, તો આપણાં પાપનો ઉદય આવ્યો. ઓછું ખાવ, પણ ઉકેલ લાવો ને !

## ન હોય કદિ માને સહુ છોરાં સમાન; રાગ-દ્વેષ મુજબ અભાવ કે ખેંચાણ!

એક છોકરાને એની મા છે તે કશું ખરાબ ના કરતો હોય તો ય મારમાર કરતી હોય. અને એક છોકરો આટલો બધો તોફાન કરતો હોય તો ય એને રમાડ રમાડ કરતી હોય. છોકરા બધા એના હોય, પાંચેવ. પાંચેવ જોડે જુદું જુદું વર્તન હોય. એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** એના દરેકના કર્મના ઉદય જુદા હશે ?

**દાદાશ્રી :** એ તો હિસાબ જ ચૂકતે થાય છે અને આ છે તે મારે પાંચે પાંચ છોકરા પર સરખો ભાવ રાખવો જોઈએ, પણ એ શી રીતે રહે ? અને પછી છોકરા કહેશે, મારી મા છે તે આના પક્ષમાં છે. એવી બૂમો પાડે. એના ઝઘડા છે આ દુનિયામાં.

**પ્રશ્નકર્તા :** તો એ પેલી મધરને એવો ભાવ કેમ થાય છે પેલા છોકરા જોડે.

**દાદાશ્રી :** તે એને કંઈ પૂર્વનું વેર છે. પેલાનો પૂર્વનો રાગ છે. એટલે રાગ સૂચવે છે. લોક ન્યાય ખોળે છે કે પાંચે છોકરા સરખા નહીં, એને ?

**પ્રશ્નકર્તા :** તો આ જે છોકરાનાં ઋણાનુબંધ છે એ બધા ય એનો હિસાબ જ છે બધો. તેથી એ બધા જીવો ભેગા મળ્યા છે.

**દાદાશ્રી :** એ હિસાબમાં છે તે કશું રાગ-બાગ બધું સરખું ખોળવાનું નહીં, જે આવે એ કરેક્ટ.

**પ્રશ્નકર્તા :** પણ પેલો છોકરો સારો હોય તો ય એને...

**દાદાશ્રી :** સારો છોકરો કશું જોવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** જે બન્યું એ ખરું.

**દાદાશ્રી :** બન્યું એ ખરું. તેથી આ જગત ઊભું રહ્યું છે. આ દુઃખો તેથી છે !

**પ્રશ્નકર્તા :** કઈ થીયરીએ આ બની રહ્યું છે ?

**દાદાશ્રી :** ન્યાયની થીયરી ! એક્શન એન્ડ રીએક્શન આર ઇક્વલ એન્ડ ઓપોઝિટ. એમાં એની મા સાચી છે અને આ વગોવનારા ખોટા છે. એની મા જોડેનો સંબંધ આવો વાંકો હશે એનો. એટલે મા એની જોડે વાંકી થાય.

**પ્રશ્નકર્તા :** હા. એ અત્યારે એમ જ ચાલે છે કે આણે આમ કર્યું, આણે આમ કર્યું, આણે આમ કર્યું.

**દાદાશ્રી :** આ જીવતો તને રાખ્યો એ જ તારો ન્યાય છે, નહીં તો આટલું પોઈઝન આપી દીધું હોત તો શું કરત ?! એ જીવતો રાખ્યો તે જ તારો ન્યાય છે. માટે સૂઈ જા નિરાંતે ને નામ દે સારું કે બહુ સારો માણસ છે.

## ચીકણાં કર્મે મા-બાપ રહે જોડે; નહીં તો દૂર વિદેશ ખોરડે!

**પ્રશ્નકર્તા :** આપણા ચીકણાં કર્મ કુટુંબીજનો સાથે વધુ હોય ને ?

**દાદાશ્રી :** હા. કુટુંબીજનો એટલે જે આપણી જોડે વધારે નજીકમાં હોય તેની જોડે વધારે હોય.

**પ્રશ્નકર્તા :** એટલે માતાપિતા નજીકમાં કહેવાયને ?

**દાદાશ્રી :** માતાપિતા એ બહારગામ રહેતા હોય તો ઓછું ચીકણું હોય અને નજીકમાં રહેતા હોય તો વધારે ચીકણું હોય. માતાપિતા આફ્રિકા રહેતા હોય તો તેમની જોડે ઓછું ચીકણું હોય. એ ચીકણા કર્મના હિસાબે તો એ આપણી પાસે ને પાસે હોય છે. એ દૂર જાય પણ નહીં. નોકર રાખ્યો હોય ને તો આખી જિંદગી એનો એ જ હોય અને બિલાડી પાળેલી હોય ને વીસ વરસ રહી હોય, તો વીસ વરસ સુધી એના કર્મનો હિસાબ આપણી જોડે જ હોય. એની જોડે સગાવહાલા કરતાં ય વધારે હોય છે. એટલે આ તો બધું કર્મના હિસાબે બધું ભેગું થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે સાધારણ રીતે આ કુટુંબીજનોનું લેણું-દેણું પૂરું ના થાય ત્યાં સુધી આપણી જોડે જ જન્મ્યા કરે ને ?

**દાદાશ્રી :** હા. બસ એનું એ જ બધું. જ્યાં સુધી લેણું-દેણું પૂરું થાય નહીં, ત્યાં સુધી જોડે જ ફર્યા કરવાનું. લેણું અધૂરું મૂકતો ગયો હોય તો પાછો આવશે. અને નવા લેણાં ઊભાં કર્યા હોય તો એ પછી નવું વધતું જાય.

## પોતે પોતાનો દીકરો (!) થાય; કર્મની ગતિ ગજબ ગણાય!

**પ્રશ્નકર્તા :** એટલે એકનાં એક કુટુંબમાં જન્મે એવું બને !

**દાદાશ્રી :** ના, એવું કંઈ ખાસ નથી. કો'ક ફેરો જ એવું બને અને તો બે-ચાર વખત જ બને, વધારે તો ના બને. કારણ કે હંમેશાં ય મરણ થાય, એટલે લેણું તો પૂરું થઈ જ જાય છે. અગર તો દેણું હોય તો દેણું પૂરું થઈ જાય. પણ નવું લેણું એણે ઊભું ના કર્યુ હોય તો અહીં ના આવે. નવું લેણું બીજી જગ્યાએ કર્યું હોય તો બીજે જાય. એટલે એક જન્મમાં જ બધાની જોડે લેણું-દેણું પૂરું થઈ જાય છે. તેથી આપણે આ જ્ઞાન આપીએ છીએ અને કહીએ છીએ કે ફરી લેણું-દેણું ના કરશો, કર્મ ના બાંધશો એટલે તમે છૂટાં અને હિસાબો તો એની મેળે બધાં ચૂકતે થઈ જ જવાના,છૂટકો જ નહીંને ! જીવતાં જ દુઃખ આપે. તે રૂબરૂમાં દુઃખ નહીં આપે તો

સ્વપ્નમાં પણ દુઃખ આપીને જશે. સ્વપ્નમાં દુઃખ આપે કે ના આપે ? એટલે સ્વપ્નાનું દુઃખ ભોગવવું પડે, પણ હિસાબ ચૂકતે થઈ જ જાય.

**પ્રશ્નકર્તા :** દાદો પોતાના ઘેર જ જન્મે એવું બની શકે ખરું ?

**દાદાશ્રી :** હા, બધું બની શકે. પોતે પોતાનો છોકરો પણ થાય !!! એવું આ પ્રકૃતિનો ત્યાં સુધી સાંધો મળે એવો છે !!! 'ચંદુલાલ'ને 'મગનલાલ'નો આત્મા એકનો એક જ હોય એવો સાંધો ય મળી જાય! બને જ છે, એવું બનેલું ય છે ! ઘણાં વખત બનેલું છે. આ જગત તો બહુ વિચિત્રતાને પામેલું છે. ૮૩ વર્ષનો થઈને પછી પાછો અહીં આવે ! કેટલાય છોકરાનાં છોકરાં ને તેનાં છોકરાં મૂકીને આવે !!

## આ ભવે બાંધેલું કરે કેરી ઓન; માટે ચેત, ન લે નવી લોન!

ખરી રીતે આ છોકરા ને ફાધરનો સંબંધ છે જ નહીં. આ તો આપણે કર્મથી માની લીધું છે.

**પ્રશ્નકર્તા :** આપણે આ ભવના જે કર્મો કર્યા હોય, પુણ્ય કે પાપનાં, તે અહીંયા જ સરભર થઈ જાય કે પછી એ જમા-ઉધાર આપણે આગલા ભવમાં કેરીઓન કરવાં પડે ?

**દાદાશ્રી :** આગલા ભવનું તૈયાર એ બધું લઈને ગયો હોય, નહીં તો આવતા ભવમાં શું કરે ? પછી મા-બાપ કંઈથી લાવે ! એટલે કંઈ સારા કર્મ કર્યાં હોય, એટલે પુણ્ય પ્રાપ્ત કર્યું હોય તો મા-બાપ સારા મળી આવે. પાપ કર્યું હોય તો રાક્ષસ જેવો બાપ અને મા એવી મળે. ત્યાંથી જ શરૂઆત થઈ એનું પુણ્ય અને પાપ વપરાવાનું. એટલે ગર્ભમાં એ પ્રમાણે દુઃખ-સુખ રહ્યા કરે. એ બધાં આપણાં આ કરેલાં કર્મનું ફળ બધું ય. આખી જિંદગીનું એવું છે. ગયા અવતારમાં કર્મ કરેલા તે અત્યારે ભોગવો છો બધું. સ્કૂલમાં કેમ આવડતું નથી ? કારણ કે એણે કર્મો ખોટાં કરેલા.

## સરખું સીંચન છતાં ભિન્ન પ્રકૃતિ ; બીજ પ્રમાણે ફળ એ છે કુદરતી !

**પ્રશ્નકર્તા :** એક બાપને ત્રણ છોકરાં હોય, એક છોકરો ચાકરી કરે અને બીજા બે છોકરા લેફ્ટ-રાઈટ લે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** જેવો હિસાબ હોય ને તેવો હિસાબ પજવે. આપણે ખેતરમાં એક ઝાડ વાવ્યું, એક રોપ્યું હોય તો એક કડવાં ફળ આપે અને એક રોપ્યું હોય તો મીઠાં આપે. કડવી ગીલોડીને બધું હોય છે ને ? એક ખેતરમાં ગીલોડીઓ બધે સાથે હોય, પણ એક મીઠી હોય, એક કડવી હોય, એવી રીતે આ કડવા છોકરાં હોય, એક મીઠાં છોકરા હોય, મા-બાપે ય કડવા હોય બળ્યાં !

**પ્રશ્નકર્તા :** ધાવણ તો બધાને એક જાતનું આપ્યું હોય ને !

**દાદાશ્રી :** ધાવણ એક જ જાતનું, આ કડવી ગીલોડીને ને મીઠી ગીલોડીને બધાને ધાવણ એક જ જાતનું; લીમડાને એક જાતનું, આંબાને એક જાતનું, બધાને ધાવણ એક જ જાતનું; પણ સહુસહુના સ્વભાવ પ્રમાણે થાય. બીજમાં જે ગુણ છે ને, બીજમાં જેવો ગુણ હોય એવો થાય.

**પ્રશ્નકર્તા :** બીજ પણ એક જ હોય ને ?

**દાદાશ્રી :** ના, બીજ એક ના હોય. બીજ જાતજાતનાં હોય, આ જેમ આંબો, લીમડો એવું જાતજાતનાં બીજ. ધાવણ એક જ જાતનું.

**પ્રશ્નકર્તા :** એક જ જાતનું બી વાવ્યું હોય.

**દાદાશ્રી :** બી એક જાતનું વવાય નહીં ને ! બીજ તો જાત જાતના પડે. કયું બીજ પડ્યું છે તે ઊગે ત્યારે ખબર પડે ને એનું ફળ ખઈએને, ચાખીએ ત્યારે ખબર પડે કે આ કડવી ગીલોડી ! ત્યાં સુધી તો આપણને સમજણે ય ના પડે, ગીલોડી કડવી છે કે નહીં, પણ ફળ ચાખીએ, ત્યારે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એક જ ગીલોડીમાંથી કાઢેલા બધાં બી હોય તો ?

**દાદાશ્રી :** એ તો લાગે છે એક ગીલોડીના બી બધા. પણ આ તો માણસને ક્ષણે ક્ષણે પોતે જ માણસ જ બદલાયા કરે છે. એક મોટો પુરુષ કહે છે કે મને ફલાણા છોકરાનો જન્મ થયો ત્યારે તે ઘડીએ મારા મુસ્લિમ વિચારો હતા, તેથી આ છોકરો મુસ્લિમને પૈણ્યો, કહે છે. એટલે જેવા જેવા આપણા હિસાબ એ પ્રમાણે બીજ બધા ઉત્પન્ન થયા કરે અને પછી બીજ કડવું હોય, મીઠું હોય.

કરેલાંના ફળ ભોગવવાનાં છે. જે આપણે કર્યું હોયને, તેના ફળ ભોગવવાનાં છે. છોકરો સેવા ય કરે ને મેવા ય કરે.

આપણે એવું કરવું કે આપણે કોઈને ત્રાસ ના આપીએ તો કોઈ આપણને ત્રાસ આપનારો જીવ આપણે ત્યાં આવે જ નહીં. જેના ખેતરમાં ચોખ્ખું છે, જે વસ્તુ વાવવાની બધું ચોખ્ખું વેણી કરીને તો પછી દાણા બધા ચોખ્ખા ઊગે અને વખતે ઊગ્યું હોયને, પેલું બીજું આડું ઊગ્યું હોય તો નીંદી નાખે તો ય થાય. પણ લોકો ખોટું કરવામાં કંઈ બાકી રાખતા નથી, તે પછી નીંદવાનું તો વાત જ ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** એક જ પપૈયામાં, એક જ વાડી હોય, એક જ ખેતર હોય, એક જ ઉછેરનારો હોય, તો ય એમાં નર અને માદા બે જુદાં જુદાં નથી થતાં ?

**દાદાશ્રી :** અરે, એ તો વળી મીઠી ગીલોડી વાવી હોય તો ય ઠીકરી આવે તો કડવી થઈ જાય બધી, આમને શું વાર ?!

આપણે જો ચોખ્ખાં હોઈએ ને, તો આપણને કોઈ નામ દે એવું નથી. આપણે ચોખ્ખાં રહો તો છોકરાં આવશે ય ચોખ્ખાં. આ બધું તમારું ને મારું ઋણાનુબંધથી ભેગા થયા છીએ.

ઘસારો પડ્યો તમને ને તમને ગાળો આપી, નુકસાન કર કર કર્યું હોયને, એ એનું છે તે તમારી જોડે હિસાબ બંધાયો. તમે છે તે એ હિસાબ ચૂકવવા એની પાસે આવો. આ રૂપિયા એકલાની ચિંતા નથી. રૂપિયાનું માંગણું એકલું નથી. બીજી બહુ ભાંજગડો છે. રૂપિયાનું માંગણું તો કો'ક જ હોય. પછી બીજી ભાંજગડો પૂરી થઈ

જાય, રાગ-દ્વેષ, ક્રોધ-માન-માયા-લોભ એ કકળાટ, કકળાટ, તેનો આ બધો હિસાબ ઉકેલીને છોકરાં થાય છે.

બાપ પોતે ચોર હોય તો છોકરાંને ચોર બનાવે છે. શાહુકાર છોકરો હોય તેને ય ચોર બનાવે. હવે એ મેળ પડે નહીં ને ! એટલે મેળ પડે નહીં, એની આ બધી વઢવાડો છે અને કળિયુગમાં તો મહાદુઃખદાયી ! દુઃખ દેવા માટે જ છોકરાં આવે. કોઈએ આશા રાખવી નહીં.

## સંતના પાંચે, ક્યારે ન પાકે સંત; સ્વ સંસ્કાર પ્રમાણે, ન ચાલે ખંત!

**પ્રશ્નકર્તા :** એક સંત અને તેમનાં પત્ની એ બન્ને છે તે સંસ્કારી જ હોય, એમને પાંચ છોકરાં હતાં, તો પાંચ સંત કેમ ના પાક્યાં ?!

**દાદાશ્રી :** ના પાકે. સંત પાકે નહીં. એ પાકે કેવી રીતે ?! સંસ્કારી બેઉ હતાં. એટલે કંઈ સંસ્કારી હોય તો છોકરામાં સંસ્કાર પડે. પણ માલ તો બહારથી આવેલો હોયને, તે જ માલ નીકળે પછી. આપણા બાપના સંસ્કાર આપણામાં ઊતરતા નથી. એ પોતાના જ સંસ્કાર લઈને આવે છે. પણ આપણો જેવો હિસાબ હોય તે જ આપણને અહીં જોઈન્ટ થાય છે. આપણા જ ઋણાનુબંધ એ જ આપણે ત્યાં આવે છે બધો હિસાબ. છોકરાં એના પોતાના સંસ્કાર સ્વતંત્ર લાવેલો હોય ને ! પણ મા-બાપે સંસ્કાર અવશ્ય આપવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** છોકરાઓને સંસ્કાર આપવા માટે એ સંતે કચાશ તો નહીં રાખી હોય ને ?!

**દાદાશ્રી :** ના, ના. શેની કચાશ રાખે ? પારકાંની કચાશ ન્હોતા રાખતાં, તો પોતાના છોકરામાં કચાશ રાખે ?!

**પ્રશ્નકર્તા :** તો પછી એમના છોકરાઓ એ સંત જેવા કેમ ના થયાં ?

**દાદાશ્રી :** સંત તો થાય જ નહીં ! એવું એક જ જાતનું હોય જ નહીં હંમેશાં, એક જાતનું કોઈ ફેરો હોય જ નહીં. એ પહેલાંના જમાનામાં હતું. અત્યારે આ ડેવલપ જમાનામાં એક જાતનું શી રીતે આવે ?! આ બધા આપણા ઓળખાણવાળા અને આપણા ઋણાનુબંધવાળા જ આપણે ત્યાં છોકરાઓ થાય છે. કંઈ નવી જાતનો માલ આવતો નથી. તમને ગુણ મળતાં આવતાં હોય તે તમને આ ભેગો થયેલો અને તમને ના મળતાં હોય તે ય ગુણનો એકાદ ભેગો થઈ ગયો. કારણ કે દ્વેષથી થયેલો હોય અને પેલા રાગથી થયેલો હોય. એવું રાગ-દ્વેષથી આ બધાં ભેગાં થયા છે.

એટલે રાગ-દ્વેષના પરિણામોથી એમને બધા ભેગાં થયાં. એમાં એક-બે સારાએ હોય પાછાં, એનો કંઈ સવાલ નથી. પછી એકાદ મહીં અવળું ફરે. એ એનો માલ પ્રમાણે દારૂ હોય. જેવો દારૂ ભરેલો હોય એવો ફૂટે પછી !

## આપણા વાંકે ભેગું થયું વાંકું; એમ ને એમ ન પાકે પેટે ડાકુ!

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કેટલાંકના મા-બાપ બહુ સંસ્કારી હોય છે. પણ એમનાં છોકરાં બહુ રાશી હોય છે, તો તેનું શું કારણ ?

**દાદાશ્રી :** ઘઉં ઊંચી જાતના હોય, ઈન્દોરના છે. દાણા તો, અહીં આગળ રોપીએ, જમીન રાશી, ખાતર નહીં, પાણી ખારું, તો કેવા ઘઉં થાય ?

**પ્રશ્નકર્તા :** ખરાબ થાય.

**દાદાશ્રી :** એવું આ બધું થયું છે, બધો કચરો ભેગો થયો. ખારાં પાણી ભેગાં થયાં. તે પછી પાછું ગેરકાયદેસર નહીં. પાછું પોતાનો હિસાબ છે તે જ માલ મળ્યો છે. છોકરા નાલાયક એટલે તમારે સમજી લેવું કે મારામાં નાલાયકી દેખાતી નથી, પણ આ નાલાયકી મારી જ છે એવું સમજી લેવું. આપણી નાલાયકી આમાં દેખાય છે. પ્રત્યક્ષ ફોટા રૂપે તમને સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કામ લાગશે આ વાક્ય ? વાત આ કામ લાગશે તમારે !

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** અહીં બધું કંઈ કુદરત, ભગવાન નથી કરતો ને બીજો કોઈ હાથ નથી ઘાલતો, આ બધું તમારું તે તમારું જ છે. સારા છોકરા પાકે છે તે ય તમારો ફોટો અને રાશી પાકે છે તે ય તમારો ફોટો. પેલા સંતે કહ્યું હતું ને કે, મારા ખરાબ વિચાર હતા ત્યારે આ ખરાબ પાક્યો હતો ! આનાં જન્મતાં પહેલા મારા જે વિચાર હતા ને તે પ્રમાણે પાક્યો, હિન્દુને ત્યાં મુસ્લિમ જેવો શી રીતે પાકે ? પોતાનો જ હિસાબ !

પૂછો, બીજું બધું પૂછો, કંઈ ગૂંચો જેટલી હોય એટલી ગૂંચો પૂછો બધી. આ ગૂંચો કાઢવાનું સ્થાન છે. ગૂંચો નીકળે તો મોક્ષે જવાય. નહીં તો મોક્ષે જવાય નહીં. ગૂંચાયેલો માણસ શું મોક્ષે જાય ? અહીં ગૂંચવાયેલો માણસ સંસારમાં રહેતા ના આવડે તો ?! કોને ત્યાં છોકરા ખરાબ પાક્યા છે ? તારા પાડોશીને ત્યાં ?

**પ્રશ્નકર્તા :** આ જનરલ વાત કરી મેં તો ફક્ત !

**દાદાશ્રી :** હા. અને છોકરા ખરાબ પાકે ! અને કેટલાક છોકરા મા-બાપની સેવા કરે છે, એવી સેવા કરે, ખાધા-પીધા વગરે ય સેવા કરે છે. તેમને માટે એવું નથી. બધો આપણો જ હિસાબ છે. આપણા વાંકથી ભેગું થયું આપણને. આ કળિયુગમાં શું કરવા આપણે આવ્યા ? સત્યુગ ન્હોતો ?! સત્યુગમાં બધા પાંસરા હતા. કળિયુગમાં બધા વાંકા મળી આવે. છોકરો સારો ત્યારે વેવાઈ રાશી મળે, તે વઢંવઢા કરે. વહુ રાશી મળે તે વઢંવઢા કરે. કો'કનું કો'ક રાશી મળે અને આ ઘરમાં ચાલ્યા જ કરે સ્ટવ, વઢવાડનો સ્ટવ સળગ્યા જ કરે.

## મળતાં પરમાણુઓ, જોડે જન્માવે; ત્યાં જ ગોઠે ને વસુલ કરાવે!

**પ્રશ્નકર્તા :** એક ફાધર હોય અને એને ચાર છોકરા હોય. ફાધર બધાને એક સરખી ટ્રીટમેન્ટ આપે છે, ભણવા માટે. ખાવા-પીવામાં બધામાં. હવે એમાં એક કે

બે છોકરા વધતાં-ઓછાં સારા નીકળ્યા. તો એ જે છોકરાઓ છે તે પોતાના પૂર્વભવના સંસ્કારને લીધે એમાં ફેરફાર લાગે કે મા-બાપોની કેળવણીથી લાગે.

**દાદાશ્રી :** મા-બાપને કશું ય લેવા-દેવા નહીં. મા-બાપ તો બધાને ખાતર નાખે કરે ને બધું. પણ એને કઈ જગ્યા મળી, કેવી જમીન મળી. ખારામાં ઊગી છે, પાણી ભરાઈ રહે એવી જગ્યામાં ઊભું છે કે ટેકરા ઉપર ઊભી છે, ખાતરવાળી જગ્યા છે કે નહીં ! એ પૂર્વજન્મનું બધું લઈને આવ્યો છે ને તો એ સારા નીકળ્યા !

**પ્રશ્નકર્તા :** એટલે દરેક પોતપોતાના પૂર્વજન્મનું લઈને આવે તે પ્રમાણે ચાલે.

**દાદાશ્રી :** એમાં કશું મા-બાપનું કશું ય છે નહીં. પણ મા-બાપનું તો આ છે, સરખા પરમાણુ એકલા છે. બાકી બધુ આપણું, સ્વભાવ હઉ આપણો. લોક કહે છે ને, એનો બાપ ક્રોધી છે. એટલે એ ક્રોધી નીકળ્યો. ત્યારે મેં કહ્યું, આ બીજો છોકરો કેવો છે ?! જરા ય ક્રોધ નહીં, એનું શું કારણ ? 'ત્યારે એ નહીં જાણું પાછું.' મૂઆ, એ જાણ. આ બધા પોતાના સ્વભાવથી જ જીવે છે લોકો. મા-બાપ તો નિમિત્ત છે ફક્ત. એને ફક્ત એ પરમાણુ મળી જાય એને. તે મળતો સ્વભાવ છે માટે આ ત્યાં જન્મ્યો. કંઈક મળતાવશ આવતી હોય ફાધર જોડે, તો તમે એમને ત્યાં જન્મ લ્યો.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** તમારે સંત પુરુષ જોડે મળતાવશ આવતી હશે કંઈ ! તો જ જન્મ લ્યો તમે, નહીં તો એમ ને એમ જન્મ શી રીતે માણસ લે?

**પ્રશ્નકર્તા :** ખરી વાત.

**દાદાશ્રી :** પછી પૈણ્યા, તમને એમની જોડે મળતાવશ આવતી હતી તો જ પૈણે ને, નહીં તો પૈણે શી રીતે ?! પછી મારી જોડે તમને મળતાવશ આવે ?

**પ્રશ્નકર્તા :** એ બહુ આવે.

**દાદાશ્રી :** બીજા બધાં કરતાં દાદા જોડે વધારે આવે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હા. એટલે મળતાવશ આવે તો જ એ બધું ભેગું થાય. એટલે પહેલાંનો હિસાબ છે આ.

**પ્રશ્નકર્તા :** મા-બાપને બે બાળકો હોય, એમાં ઘણી વખત એવું બને છે કે એક બાળક મંદબુદ્ધિ હોય અને એક બહુ ચતુર હોય છે, એનું કારણ શું ? એક જ મા-બાપનાં બાળકો અને બન્નેમાં આ જાતનું કેમ હોય ?

**દાદાશ્રી :** એ કંઈ મા-બાપનો મસાલો નથી એ. એ પોતાનો મસાલો દેખાડે છે. મા-બાપ છે તે ક્રોધી હોય અને છોકરા એક ક્રોધી હોય અને એક એવો ઠંડો હોય, ખરેખરો ઠંડો હોય. એટલે મા-બાપને અને છોકરાને કશું લેવાદેવા નથી. ફક્ત દેહના પરમાણુ એના જેવા સરખા દેખાય, પણ પરમાણુ મા-બાપનાં નથી. કારણ કે આ શું છે કે તમારું સર્કલ જે છે, એ તમને ફીટ થતું હોય જે સર્કલ, એ જ સર્કલમાંથી જ તમારે ત્યાં આવે છે છોકરા તરીકે. જો તમને અમુક પરમાણુ ગુણ મળતા હોય તો જ ભેગા થાય. એમાં એક ઓછી બુદ્ધિવાળો, એ તમને આઈસ્ક્રીમ ખવડાવતો હોય તો ના થાય ભઈબંધી ?! કો'ક દહાડો આઈસ્ક્રીમ ખવડાવતો હોય ને ખુશ કરતો હોય, તો ભઈબંધી થાય કે ના થાય ? રાગ થયો. એટલે એમાં બીજું કશું નહીં આપણે તો. ઋણાનુબંધ છે આપણે, બીજું કશું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે પૂર્વજન્મનું કારણ છે.

**દાદાશ્રી :** પૂર્વજન્મનું ઋણાનુબંધ જ છે. બીજું કશું નહીં. મા-બાપને ને છોકરાને કંઈ પણ લેવાદેવા નથી. ફક્ત હિસાબ ચૂકવવાની જ લેવાદેવા છે. ખાલી હિસાબ જ ચૂકવવાનો. કે આ આટલું દુઃખ આપશે કે આ આટલું સુખ આપશે. બેમાંથી એક આપશે, ત્રીજી કોઈ વસ્તુ હોતી નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, બાયોલોજીકલમાં એવું છે ને કે મા-બાપને ડાયાબિટીસ હોય, તો છોકરાને ય ડાયાબિટીસ થાય.

**દાદાશ્રી :** એ તો એટલે આપણી જોડે બેઠેલા હોય ને ! તમને પણ એવા ગુણો હોય તો જ ભેગા થાય છે. એટલે બધું આમાં કશું લેવાદેવા નથી. બધું તમારો જ આ રાગ જ્યાં ચોંટ્યો હોય ને, ત્યાં પછી રાગના હિસાબે આવે. અગર દ્વેષ ચોંટ્યો હોય, ના ગમતો હોય તે તમારે ત્યાં આવે કે બહુ ગમતો હોય તે આવે અને લેવાદેવાનું ના હોય તો તમારે ત્યાં કોઈ આવે નહીં.

એટલે આ મહાવીર ભગવાન શું કહે છે, 'મારે કોઈની જોડે હવે લેવાદેવા નથી.' ત્યારે કહે, 'તમારે અહીં નહીં આવવાનું હવે. જ્યાં સુધી લેવાદેવા છે ત્યાં સુધી અહીં સંસારમાં આવવાનું છે. ભગવાન મહાવીરે કહ્યું ને કે મારે કોઈની જોડે લેવાદેવા નથી. હું તો વીતરાગ છું, એ કોઈની ઉપર મને રાગે ય નથી ને દ્વેષે હોય નહીં. મારનાર ઉપર દ્વેષ નથી અને ફૂલાં ચઢાવનાર ઉપર મને રાગ નથી. એટલે આ રાગ-દ્વેષથી ઊભી થયેલી વસ્તુ છે. એટલે આ ઋણાનુબંધ છે. આપણી માલિકીની કોઈ વસ્તુ છે નહીં. માની બેઠેલા છીએ એટલું.

## ફેર કેરી કેરીએ, પાંદડે ડાળે ડાળે; સ્પેસ ફેરે થયો ફેર, ભાવ દ્રવ્ય કાળે!

**પ્રશ્નકર્તા :** આપણે આ વનસ્પતિમાં પણ જીવ છે એવું કહે છે, હવે આ આંબો હોય, આંબાને જેટલી કેરીઓ હોય, તે બધી કેરીઓનો સ્વાદ એક જ જાતનો હોય, જ્યારે આ મનુષ્યમાં પાંચ છોકરા હોય તો પાંચે ય છોકરાના જુદાં જુદાં વિચાર-વાણી-વર્તન એવું કેમ ?

**દાદાશ્રી :** કેરીઓમાં ય જુદું જુદું હોય, તમારે એટલી બધી સૂક્ષ્મતા નહીં, તમારી સમજવાની શક્તિ નહીં. બાકી બધી દરેક કેરીમાં જુદો જુદો સ્વાદ, દરેક પાંદડામાં ય ફેરફાર. એક જ જાતના દેખાય, એક જ જાતની સુગંધ હોય પણ ફેરફાર કંઈ ને કંઈ. કારણ કે આ દુનિયાનો નિયમ એવો

છે કે સ્પેસ બદલાય એટલે ફેરફાર થાય. સ્પેસ બદલી એટલે ફેરફાર હોય જ ! તમને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આપણા મનુષ્યો છે ને, તે બધાનો ફેરફાર તમને દેખાય, પણ ગાયો-ભેંસોને ના દેખાય. ગાયોને એક જાતના માણસો દેખાય બધા એવી રીતે આપણને આ પાંદડા-બાંદડામાં, કેરી-બેરીમાં ફેરફાર ના દેખાય. દરેક સ્પેસ જેવી બદલાય, એ બધું જ ફેરફાર હોય. આ સ્પેસ જુદી, આ સ્પેસ જુદી. આ સાયન્સનો નિયમ, કાળ બદલાય તો ય ફેરફાર થાય. અત્યાર રોટલી પહેલી બનાવીએ, એ રોટલીનો સ્વાદ જુદો અને બીજી રોટલીનો સ્વાદ જુદો. લાગે એક જ જાતનું ! આપણને તો એટલી બધી સૂક્ષ્મતા નહીં ને, પરીક્ષા નહીં એટલી બધી. બનાવનાર એક જ જણ છે. સ્પેસ એની એ જ છે, પણ ટાઈમ બદલાયા કરે છે. એટલે સ્વાદમાં ફેરફાર થયા જ કરે. તેથી આપણે અહીં કોઈ પણ માણસો કશાકમાં પ્રખ્યાત થઈ જાય. એનું શું કારણ કે, બધાએ જુદી જુદી જાતથી બનાવેલું. એ એનો ભાવ, ટાઈમ, સ્પેસ, એટલે આવી દુનિયા ચાલે છે, ટાઈમ ને સ્પેસ બદલાય એટલે બધું ફેરફાર થાય જ, ભાવ બદલાય. આપણો ભાવ બદલાય. હમણાં રોટલી બનાવતાં હોય. પહેલી આ બેન બનાવતાં હોય, તો પહેલી બે બનાવી ત્યારે મનમાં એમ કે આજ સારામાં સારી રોટલી ખવડાવું અને ત્યાં સુધી એક મહેમાન આવ્યા એમના ઓળખાણવાળા. આમ મોઢું દેખ્યું, મન બગડી ગયું. આ વળી ક્યાંથી આવ્યા ? એ પછી રોટલી બગડી. એનો એ જ લોટ !

ગુલાબના ફુલ એકસરખાં ના હોય, બધા ફૂલમાં ચેંજ એ સૂક્ષ્મતા દેખાય નહીં તમને. જગ્યા ફેર છે માટે બધો ફેર. રોટલી વણવામાં ફેર છે એટલે ફેર.

**પ્રશ્નકર્તા :** રોટલી બનાવતી વખતે ભાવ બગડેલા હોય, એ રોટલી ધારો કે બીજું કોઈ ખાય, તો એનું શું થાય ?

**દાદાશ્રી :** બગડી જાય મોઢું.

**પ્રશ્નકર્તા :** એનું ય બગડી જાય ?

**દાદાશ્રી :** હા. પહેલી રોટલી મોઢામાં મૂકતાં સાથે ઓગળી જાય અને પેલી વાટ-વાટ કરો, તો ય ના ઓગળે. ટાઈમનો ચેંજ, જગ્યાનો ચેંજ, ભાવનો ચેંજ, એટલે બધું ચેંજેબલ છે. આ જગત જ આખું ચેંજેબલ છે. એટલે છોકરાં જે છે ને તે, એ છોકરાં પહેલાં એક જાતના દેખાતાં હતાં ખરાં, પણ એમાં ચેંજ હતો જ. પણ પહેલાં કેવું હતું કે બધા એક જ જાતનાં છોકરાં આવે બધાં. કો'ક જ જુદી જાતનું નીકળી જાય. બાકી ગુલાબનાં છોકરાં બધાં ય ગુલાબ. એટલે પહેલા ગુલાબના ખેતરાં થતાં હતાં આપણે ઘેર. અને હવે તો ગુલાબ પોતે હોય અને છોકરામાં એક ગુલાબ હોય, એક મોગરો હોય, એક ચંપો હોય, જાતજાતનાં હોય છોકરાં. એટલે હવે મૂઓ કંટાળે કે મારા જેવા કેમ નહીં ?

## રાજા શ્રેણિકને દીકરાએ નાખ્યો જેલ; મહાવીર મળ્યા છતાં નર્કે, કર્મના રે ખેલ!

**પ્રશ્નકર્તા :** માણસની જે પ્રકૃતિ ડેવલપ થાય છે. તે તેના જન્મથી જે આજુબાજુના વાતાવરણ, સંસ્કાર મળે છે એનાથી થાય છે કે ગયા ભવથી સંસ્કાર લઈને આવ્યો છે એના આધારે પ્રકૃતિ ડેવલપ થાય છે.

**દાદાશ્રી :** ગયા અવતારના આધારે. ગયા અવતારના આધારે આજે આ બધા સંસ્કાર દેખાય છે આપણને. આ જે સંયોગો ભેગા થાય છે, તે ગયા અવતારના આધારે ભેગા થાય છે. કોઈ પણ બીજું કારણ નથી, કે સંયોગ ભેગા થાય. પહેલું તો મા-બાપનો સંયોગ થાય, આ શરીરમાં હાડકું, લોહી બધું સંયોગ ભેગા થાય છે, એ બધું સપ્લાય એના આગળના આધારે થાય છે બધું. આગળના સંસ્કારને આધારે બધા સંયોગો ભેગા થાય છે, મા-બાપ સંયોગ ભેગો થાય, જગ્યા સંયોગ ભેગા થાય ! નહીં તો મા-બાપ દુષ્ટ મળે. એ જન્મ્યો ત્યારથી જ સંયોગને આધારે અને ઠેઠ મરતાં સુધી સંયોગના આધારે છે અને વચ્ચે મનમાં રોફ મારે છે. મેં આ કર્યું ને તે કર્યું. મૂઆ ભમરડા, સંડાસ જવાની શક્તિ નહીં ને શું બૂમાબૂમ કરે છે વગર કામના ? એ આવતા ભવનું પાછું કર્મ બાંધે, બીજું કશું નહીં. અને કર્મ બાંધે છે

તેનો વાંધો નહીં. પણ એ કર્મ ખરાબ બાંધે, પોતે દુઃખી થવું પડે એવા કર્મ બાંધે છે.

**પ્રશ્નકર્તા :** કેટલાકને મા-બાપની પ્રકૃતિ ને છોકરાની પ્રકૃતિ એકદમ વિરોધાભાસવાળી હોય છે, સાવ જુદી હોય છે. તો એ શું ?

**દાદાશ્રી :** મા-બાપને પ્રકૃતિ બાબતમાં લેવાદેવા નથી. કશું જ લેવાદેવા નહીં. એ તો એની પ્રકૃતિ અને આની પ્રકૃતિ, આ તો બધા સરખા સ્વભાવવાળા ભેગા થાયને, તે રીતે સરખા સ્વભાવવાળા જન્મ લે સામસામી ! કશું ય લેવાદેવા નહીં. મા-બાપ આ દિશામાં હોય તો પેલો તૃતીયમ દિશાનો હોય.

શ્રેણિક રાજાને રોજ છોકરો મારતો હતો અને જેલમાં હઉ ઘાલી દીધેલા એવું આ જગત ! આ તો ન્હોય બાપ-છોકરા. કશું નહીં, ઋણાનુબંધથી ભેગાં થાય બધા. છતાં વ્યવહારમાં ના ય ના કહેવાય. ના કહીએ ત્યારે લોક, પાડોશી કહે, છોકરો તમારો છે ને આવું કેમ કરો છો ? એટલે આપણે કહીએ કે મારો જ છોકરો છે આ તો. વ્યવહારમાં હા કહેવું પડે ને. ગાંડો-ઘેલો તો ય પેસવા ના દઈએ તો લોક આવીને વળગે કે છોકરાને કંઈ બહાર રખડવા દેવાતો હશે, ઘરમાં રાખો એને.

## છોરાં મા-બાપ ચૂકવે ઋણાનુબંધ; ન કો' આપે કે લે, સહુ લાવેલા પ્રબંધ!

**પ્રશ્નકર્તા :** એક જનરલ વાત કહે છે ને કે આ બધા કુટુંબો હોય છે ને, તે એક વંશ પરંપરા ભેગા થાય છે.

**દાદાશ્રી :** હા, એ તો બધા આપણા ઓળખાણવાળા જ. આપણું જ સર્કલ બધું જોડે રહેવાનું. સરખા ગુણવાળું છે, એટલે ત્યાં આગળ રાગ-દ્વેષને લઈને જન્મ થાય છે અને તે ભાવો ચૂકવવા માટે ભેગા થાય છે. બાકી આંખે આવું દેખાય છે એ ભ્રાંતિથી છે અને જ્ઞાનથી તેવું નથી.

**પ્રશ્નકર્તા :** આપે જેમ કહ્યું ને દરેક જીવ સ્વતંત્ર છે.

**દાદાશ્રી :** સ્વતંત્ર એટલે એટલું બધું સ્વતંત્ર છે કે આટલું ય કોઈ કોઈને આપી શકે એમ નથી. લોક તો બધા જેવું આંખે દેખાય એવું બોલે છે. બુદ્ધિથી સમજાય એવું બોલે છે. પણ આ સમજ પડે એવી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** અમુક વખતે સમજણ ન હોવાથી કહે ય ખરાં, તમે ક્રોધી છો માટે હું ક્રોધી થયો છું.

**દાદાશ્રી :** હા, એવું ય કહે ને બાપને મૂરખ બનાવે.

**પ્રશ્નકર્તા :** એ મૂરખ બનાવે છે ?

**દાદાશ્રી :** મૂરખ જ બનાવે છે ને ! તમે ક્રોધી એટલે હું ક્રોધી એવું બાપને કહે એટલે ગુનેગાર તમે, હું ગુનેગાર નહીં, થયું ને ! એટલે બાપ મૂરખ ના બન્યો ? આ તો જો ડાહ્યા હોત તો હું ડાહ્યો હોત, કહે છે ! બાકી એક આટલો ય ગુણધર્મ અપાય એવું નથી. ત્યારે આ તો કહેશે, રૂપરંગ તો એના બાપનું જ. અલ્યા ન્હોય એવું, આ તો એડજસ્ટમેન્ટ છે એટલે એવું દેખાય છે. આ તો મા ને બાપ બેઉ ઊંચા હોય અને છોકરા ઠીંગણા હોય, આ તો વિરોધાભાસ છે.

**પ્રશ્નકર્તા :** આ જે જન્મ લેનાર છે એ એના કર્મોથી જન્મ લે છે ને ?

**દાદાશ્રી :** બસ. એ ગોરો છે કે કાળો છે કે ઠીંગણો છે કે ઊંચો છે, એ એનાં કર્મથી છે. ત્યારે આ તો લોકોએ એડજસ્ટમેન્ટ લીધું, આ આંખે દેખેલું કે આ નાક તો એક્ઝેક્ટ સરખું જ દેખાય છે, એટલે બાપના જ ગુણ છોકરામાં ઊતર્યા છે, કહેશે ! તો બાપ કૃષ્ણ ભગવાન થઈ ગયા, એટલે છોકરો કૃષ્ણ ભગવાન થઈ ગયો દુનિયામાં ? આવાં તો કરોડો કૃષ્ણ ભગવાન થઈ ગયા. બધા પ્રગટ પુરુષ કૃષ્ણ ભગવાન જ કહેવાય. પણ એકે ય છોકરો કૃષ્ણ ભગવાન થયો ? એટલે આ તો સમજણ વગરની વાત છે !!

જો બાપના ગુણ છોકરામાં આવતા હોયને, તો તો બધાં છોકરામાં સરખા આવે. આ તો બાપને જે પૂર્વભવે ઓળખાણવાળા છે, એના ગુણ મળતા આવતા હોય, તમારા ઓળખાણવાળા બધા કેવા હોય ? તમારી બુદ્ધિને મળતા આવતા

હોય, તમારા આશયને મળતા આવતા હોય. તો તમને મળતા આવતા હોય, તે આ ભવમાં પાછા છોકરા થાય. એટલે એનો ગુણ તમને મળતા આવતા હોય, પણ ખરેખર એ તો એના પોતાનાં જ ગુણો ધારણ કરે છે. સાયંટિસ્ટોને એમ લાગે છે કે આ પરમાણુમાંથી આવે છે. પણ એ તો એનાં પોતાનાં જ ગુણો ધારણ કરે છે. પછી કોઈ નઠારો, નાલાયક હોય તો દારૂડિયો ય નીકળે. કારણ કે જેવા જેવા સંજોગ એણે ભેગા કર્યા છે, એવું જ ત્યાં આગળ બને છે, કોઈ જીવને વારસાઈમાં કશું અક્ષરે ય ના મળે. એટલે વારસાઈ એ તો એક દેખાવ માત્ર છે. બાકી પૂર્વભવે જે એનાં ઓળખાણવાળા હતા તે જ આવ્યા છે.

**પ્રશ્નકર્તા :** પણ આ જે સ્થૂળ ગુણો છે ને, દેહનો આકાર, એ બધું થોડું ઘણું મળતું આવતું હોય ને ?

**દાદાશ્રી :** દેહનો આકાર-બાકાર બધું એ લઈને આવેલો હોય છે. આ તો બધું ય પોતાના હિસાબથી જ હોય છે. ફક્ત આ મા-બાપ નિમિત્ત બને છે કે ભઈ આ મા-બાપ તરફનો છે. બાકી જે હિસાબ છે ને એ પોતાનો જ હોય છે. નહીં તો દરેક છોકરાનાં નાક સરખાં હોય. ડીઝાઈન સરખી હોય. પણ એવું કશું છે નહીં. આ તો બધું માનેલું છે કે મા-બાપના ગુણ છોકરામાં ઉતરે છે. બાકી વાત તદ્દન જુદી જ છે. આ વાત સમજવી હોય તો હું સાયન્ટિફિક રીતે સમજાવવા માગું છું. આ નહીં સમજાવાથી ઠોકાઠોક કરી નાખ્યું છે કે બાપાના ગુણ આવે છે. એટલે પછી બાપને શું કહે કે તમે ક્રોધી છો તેથી હું ક્રોધી થયો. અલ્યા તું ગયા અવતારે ક્રોધી હતો ને તારા બાપા ય ક્રોધી હતા. તે આ અવતારમાં બે ભેગા થયા છે. તે ફરી પાછો ક્રોધ આવે છે અને એવું જ જો હોય તો બીજો ભાઈ છે તે કેમ ક્રોધથી બોલતો ય નથી. કારણ કે બીજો ઓળખાણવાળો બોલતો ના હોય. આ તો જુદા જુદા ઓળખાણવાળા બધા ભેગા થઈ જાય છે. તે બીજા છોકરામાં બાપનો એક અક્ષરે ય ગુણ ના આવે.

**પ્રશ્નકર્તા :** પણ એવું ખરું ને કે વડ છે એના બીજની અંદરથી વડ જ થશે, કારેલું નહીં થાય ?

**દાદાશ્રી :** એ તો આમ દેખાવમાં બાપના ગુણ આવે. પણ એ પોતે બીડીઓ પીવે છે કે ગમે તે કરે, પણ એ પોતાના ગુણો બધું જ મહીં સ્વતંત્ર લઈને આવેલો છે. એ પરાવલંબી નથી. પોતાનું રૂપ, આકાર, બધું પોતાના સ્વતંત્ર ગુણો લઈને આવ્યો છે.

**પ્રશ્નકર્તા :** મનોવૈજ્ઞાનિક વાત બરોબર છે. પણ હું વાત કરું છું એ દેહની વાત કરું છું.

**દાદાશ્રી :** એ દેહે ય પોતાનો જ લઈને આવેલો છે. કશું પારકું નથી. નહીં તો બાપ ચઢી બેસે કે મારે લીધે, મારું નાક સારું છે તેથી તારું નાક સારું છે ! પણ એવું કશું લેવાદેવા નથી. કિંચિત્માત્ર લેવાદેવા નથી. એને ત્યાં જાય છે તે ઋણાનુબંધને આધારે ગર્ભમાં જાય છે અને બધું એના સ્વતંત્ર ગુણો જ છે. આ અમે જ્ઞાનથી જોઈને બોલીએ છીએ. અત્યાર સુધી બધાએ ઠોકાઠોક કર્યું કે બાપના ગુણ છોકરામાં આવ્યા. પણ એવું નથી. આ તો બાપ ચોર હતો તે એના છોકરા જ્ઞાની પાકેલા, વેશ્યાને પેટે ય જ્ઞાની પાકેલા. એટલે આ લોક તો ઠોકાઠોક કરેલું છે બધું.

**પ્રશ્નકર્તા :** પણ વેશ્યાના છોકરાના રૂપરંગની વાત છે એ તો ખરું ને ?

**દાદાશ્રી :** રૂપરંગે ય જો પોતાનું સ્વતંત્ર લઈને આવેલો છે, બધી જ ચીજ પોતે સ્વતંત્ર લઈને આવે છે.

**પ્રશ્નકર્તા :** પણ રૂપરંગમાં તો ઘણાં દાખલા એવા છે કે એ મા-બાપને છોકરાં મળતાં આવે.

**દાદાશ્રી :** ના, એ તો દેખાય. અને મળતું તો બધું આવે ને. મળતું આવે એનો સવાલ નથી. પણ એ સાયન્ટિફિક વાત નથી. તમારા આમ દેખાવમાં મળતું આવે. પણ એ ગુણાકાર માંડો એનો અર્થ નથી, મીનીંગલેસ વાત છે, એ સાયન્ટિફિક

નથી. જો એ બાપનો જરાક ગુણ ઉતરતો હોય તો તો બાપ રોફ મારે કે 'મારે લીધે... હું ગોરો છું તેથી તું ગોરો છે.' ત્યારે પેલો ભાઈ કહેશે, 'આ મારો બીજો ભઈ કાળો કેમ ? મારી મા ગોરી છે, તમે ગોરા છો, પણ મારો ભાઈ કાળો કેમ ? એ હિસાબ કાઢી આપો.' એટલે વસ્તુસ્થિતિમાં પોતાનું સ્વતંત્ર લઈને આવે છે.

**પ્રશ્નકર્તા :** એ સ્વતંત્રપણામાં પણ મા-બાપનો થોડો ભાગ છે ?

**દાદાશ્રી :** ના, જરા ય નહીં. મા-બાપ નિમિત્ત માત્ર છે. આ તો ઋણાનુબંધ છે તે એના નિમિત્તે બાપ એનો હિસાબ ચૂકવે છે, આ બાપ તરીકે ભાવ ચૂકવે છે, પેલો છોકરા તરીકે ભાવ ચૂકવે છે. એ ભાવ ચૂકવવા માટેનું છે આ બધું. બાકી પોતપોતાનું સ્વતંત્ર છે બધું. જીવ માત્ર સ્વતંત્ર જ છે.

**પ્રશ્નકર્તા :** પણ આ વિજ્ઞાન એટલું બધું હમ્બગ નથી. આ વિજ્ઞાન તો એક અવલોકનનું કારણ છે.

**દાદાશ્રી :** આ વિજ્ઞાન તો આંખે દેખ્યું એને કહે છે. પણ આ વસ્તુ આંખે દેખેલ નથી. આ તો સાયન્ટિફિક વાત કરું છું. આંખે દેખેલું તો કહે છે કે બાપ આવો ગોરો હતો, તેમાં આ ગોરો થયો. તો આ બીજો ભાઈ કાળો કેમ થયો ? એ બન્ને વિરોધાભાસ ના આવે એનું નામ વિજ્ઞાન કહેવાય. વિજ્ઞાન તો ક્યારે ય પણ વિરોધાભાસ ઉત્પન્ન ના થાય એનું નામ વિજ્ઞાન કહેવાય. આ તો જ્યાં ને ત્યાં નર્યું વિરોધાભાસ છે કે મા ઊંચી, બાપ ઊંચો અને છોકરો ઠીંગણો. આ બધી શોધખોળ હું જાતે જોઈને બોલું છું. આખા વર્લ્ડને જવાબ આપવા હું તૈયાર છું. આ બધા સાયન્ટિસ્ટો મૂરખ બની જશે જો કદી આવું બોલશે તો. આ બહારનું જોઈને બોલે તેનો અર્થ મીનીંગલેસ છે.

**પ્રશ્નકર્તા :** એ બહારની વાત જ કરી છે એમણે. અંદરની વાત કરતા જ નથી. આ બહારની વાતો જ છે.

**દાદાશ્રી :** નહીં, પણ મૂળ એક્ઝેક્ટ શું છે એ જાણવું જોઈએ. નહીં તો બાપ રોફ મારે કે હું ગોરો હતો, તે મારે લીધે તું ગોરો છું. ઓહોહો ગોરા આવ્યા !! આખું

જગત તો વિજ્ઞાન સ્વરૂપ છે. છોકરાને છોકરાનાં ભાવ ચૂકવવાનાં હોય ને બાપને બાપના ભાવ ચૂકવવાનાં હોય તો બાપને ત્યાં પેલાએ છોકરા તરીકે અવતાર લેવો જ પડે.

**પ્રશ્નકર્તા :** પણ તે અવતાર જે લીધો છે એ કંઈ ખોળિયું જાણે છે ?

**દાદાશ્રી :** ખોળિયાને કશું લેવાદેવા નથી. ખોળિયું સ્વતંત્ર છે. કોઈ પણ વસ્તુ લેવાદેવાની નથી. એ કહેશે મેં તમને ભણાવ્યા. પણ એ એડજસ્ટમેન્ટ એવું થાય. પણ એ બુદ્ધિના ખેલ છે. બુદ્ધિથી તમને આવું દેખાય જ.

**પ્રશ્નકર્તા :** ના, પણ હું તમને એક દાખલો આપું.

**દાદાશ્રી :** ના, દાખલો આમાં હોય નહીં ને. આ તો વૈજ્ઞાનિક છે હું જે બોલું છું એ વૈજ્ઞાનિક વાત છે અને વૈજ્ઞાનિકમાં વિરોધાભાસ હોય નહીં. આ તો એક છોકરો કાળો ને ઠીંગણો. મા-બાપ બેઉ ગોરા ને ઊંચા તે શાથી ? એટલો વિરોધાભાસ થયો આ !

**પ્રશ્નકર્તા :** પણ પ્રાકૃત ભાગમાં વિરોધાભાસ ના હોય એવું બતાવો.

**દાદાશ્રી :** વિજ્ઞાનમાં વિરોધાભાસ હોય નહીં. અમારું આ અક્રમવિજ્ઞાન છે. એમાં અક્ષરે ય વિરોધાભાસ ના હોય. તે આ જ વીસ વર્ષથી બોલું છું. વિજ્ઞાન વિરોધાભાસ કેમ હોય ? અને જગતે ય વિરોધાભાસ છે નહીં. એ તો લોકોને નહીં સમજાવાથી ઠોકાઠોક કરે છે. મિલકતે ય બાપ આપતો નથી. પણ લોકોને એમ લાગે છે કે બાપ આપે છે. પણ એનો હિસાબ હોય તેટલી જ મિલકત લે છે. કશું બાપથી કંઈ પણ આપી શકાય એવું નથી. માથી કે બાપથી એક પરમાણુ માત્ર પણ આપી ના શકાય.

**પ્રશ્નકર્તા :** તો તો પછી આ બધા પાકે છે, તો તેમાં મા-બાપની જરૂર જ ના પડે. ખોળિયામાં આવવાની કોઈને જરૂર જ ના પડે. અદ્ધર જ આવી જાય ?

**દાદાશ્રી :** એવું છે, હિસાબ ચૂકવવાનો હોય તો ખોળિયામાં આવવું પડે.

**પ્રશ્નકર્તા :** હિસાબ ચૂકવવો હોય તો અહીં પેટમાં શું કરવા આવે ? સીધો જ ના આવે. તમે કહો છો ને આવવા માટે સ્વતંત્ર છે !

**દાદાશ્રી :** ના, પણ માના પેટમાં રહેવાનો હિસાબ છે, લેણદેણનો હિસાબ છે, તે !

**પ્રશ્નકર્તા :** એક્સેપ્ટેડ, એક્સેપ્ટેડ.

**દાદાશ્રી :** હા, બસ. નહીં તો જો તમારી વાત સાચી હોય તો અમે એક્સેપ્ટ કરી લઈએ. ના, પણ એનો અર્થ શું ? મીનીંગલેસ વાત છે અને એવું બનતું જ નથી. એક પરમાણુ માત્ર કોઈ બાપ આપી શકે એમ છે નહીં. એક પરમાણુ જો આપ્યું હોય ને તો ય રોફ મારે.

**પ્રશ્નકર્તા :** મનોવૈજ્ઞાનિક ભૂમિકા છે કે જે શરીર....

**દાદાશ્રી :** મનોવિજ્ઞાન કે ફલાણું વિજ્ઞાન, સહેજ પરમાણુ માત્ર આપી શકે એમ નથી. આ તો જે એને પેટે જન્મ લે છે તે બાપ તરીકેના જે ભાવો છે એનાં જ ઋણાનુબંધ ચૂકવવા માટે છે. માના તરફના, માને નાનપણમાં ગાળો દેવાની એ કંઈ ઋણાનુબંધ હોય તો ગાળો દે, બાપને માન આપે. નહીં તો બાપને ય ગાળો દે, એવો જે બધો હિસાબ ચૂકવવા માટે જ એને ત્યાં જન્મ થાય છે.

બધા હિસાબ ચૂકવવા માટેનું જ જગત છે. 'જગત જીવ હૈ કર્માધીન કુછ ના કિસસે લેના-દેના.' પોતપોતાના સ્વભાવમાં રહો, કહે છે. આ તો બધું પોતપોતાના કર્મના આધીન જ ભમ્યા કરે છે. કોઈ કોઈને કશું આપી શકે નહીં. ભગવાન પણ કશું આપી શકે નહીં. તો બાપ શું આપવાનો હતો તે !! જેને સંડાસ જવાની શક્તિ નથી એ !! વસ્તુ પદ્ધતિસર હોવી જોઈએ કે જેનો છેડો આવે. વાતનો છેડો આવવો જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** વાતનો છેડો આવે, પણ અલૌકિક વાત અને લૌકિક વાત બે જુદી પડે છે. અલૌકિક વાત હોય તેનો લૌકિક અર્થ માણસ પોતાની રીતે કરે, એટલે એ વાતમાં એમ લાગે કે આ મતભેદ છે. પણ ખરેખર એ હોતાં નથી.

**દાદાશ્રી :** પણ મૂળ અર્થમાં જ એ ખોટી વાત છે. પછી તમારે બીજા અર્થમાં જે કરવું હોય તે કરજો.

**પ્રશ્નકર્તા :** એટલે જે ભાવ ચૂકવવાનાં હોય છે. ઋણાનુબંધ ચૂકવવાનાં હોય તે અપાઈને જતા રહે છે.

**દાદાશ્રી :** હા, એ અપાઈ જ જાય બધાં. એટલે મારે ત્યાં આગળ આ વિજ્ઞાન બધું ખુલ્લું કરવું પડ્યું કે અલ્યા, બાપનો તે શો દોષ છે ? તું ક્રોધી, તારો બાપ ક્રોધી, પણ આ તારો ભાઈ કેમ ઠંડો છે ! જો તારામાં તારા બાપનો ગુણ ઉત્પન્ન થયો હોય તો આ તારો ભાઈ ઠંડો કેમ છે ? એટલે આ નહીં સમજાવાથી લોક ઠોકાઠોક કરે છે અને જે ઉપર દેખાય એને સત્ય માને છે. વાત બહુ સમજવા જેવી છે. આ બહુ ઊંડી વાત છે. આ તો મેં કહી એટલી નથી. આ બહુ ઊંડી વાત છે ! ભગવાન પણ આટલું ન આપી શકે. આ તો બધા હિસાબ જ લેવાય છે ને ચૂકવાય છે !

## છોડ માયાજાળ પરભવ સુધાર; સરવૈયું જો, ગતિ છ પગની કે ચાર?

આત્માને છોકરા હોય નહીં, તે જુઓને છોકરાં પોતાનાં માની બેઠાં છે ને ! છોકરા સારાં હોય તો ઊલટું કહેશે, મારે ઘેર નહીં આવો તો ચાલશે. તો ય પણ આ કહેશે, 'ના હું ત્યાં આવીશ. મારે મોક્ષને શું કરવું છે ? ઊતાવળ શું છે ?'

આત્મા કોઈનો છોકરો થાય નહીં ને આત્મા કોઈનો પિતા થાય

નહીં. આત્મા કોઈની વાઈફ થાય નહીં કે આત્મા કોઈનો ધણી થાય નહીં. આ બધું ઋણાનુબંધ છે. કર્મના ઉદયથી ભેગું થયેલું છે. હવે લોકોને એ ભાસ્યું છે ને આપણને ય એ ભાસ્યું અને એ ભાસે છે એટલું જ. ખરી રીતે દેખાતું ય નથી. ખરી રીતે હોય ને તો કોઈ વઢે જ નહીં. આ તો કલાકમાં જ ભાંજગડ પડી જાય, મતભેદ પડી જાય તો વઢી પડે કે ના વઢી પડે ? 'મારી, તારી' કરે કે ના કરે પછી ?

**પ્રશ્નકર્તા :** કરે.

**દાદાશ્રી :** માટે ભાસ્યમાન છે, એક્ઝેક્ટ નથી.

કળિયુગમાં આશા ના રાખશો. કળિયુગમાં આત્માનું કલ્યાણ થાય એવું કરો, નહીં તો આ વખત બહુ વિચિત્ર આવી રહ્યો છે, આગળ ઉપર ભયંકર વિચિત્ર આવી રહ્યો છે. હજુ હજારેક વર્ષ સારાં છે. પણ પછી બહુ આગળ ભયંકર આવવાના છે. પછી ક્યારે ઘાટમાં આવશે ? એટલે આપણે કંઈક આત્માનું કરી લો.

છોકરા-બૈરી કોઈ પોતાનું થાય નહીં. આ તો બધું થયું એટલું તે આપણા કર્મના હિસાબ પાંસરાં હોય તો થાય. નહીં તો પાંસરું ના હોય તો થાય નહીં. આપણા હિસાબે બધુ આ જગત ચાલ્યા કરે છે. આપણું જો પાંસરું તો બહાર પાંસરું ને આપણું વાંકું તો બહાર વાંકું. રસ્તામાં શૂળ ઊગેલી હોય આમ, બાવળીયાની શૂળ ઊગેલી હોય, સો માણસ આવ-જા કરે, પણ કોઈના બૂટ નીચે આવે નહીં. અને જોડા વગર નીકળે નહીં એવો માણસ હોય તો અમથો કહેશે, 'હા, હું પહેરીને આવું.' એમ ને એમ ઊઘાડા પગે ગયો, ત્યાં સંજોગ એને ભેગું કરી આપે. વિંછીની જોડે ભેગો કરી આપે, શૂળની જોડે, કાંટા જોડે ભેગો કરી આપે, સાપ જોડે ભેગો કરી આપે.

**પ્રશ્નકર્તા :** આપણે જો આત્મજ્ઞાન તરફ વળીએ, આત્મદર્શન કરીએ તો પછી સામા છોકરાઓનાં મન ફરે નહીં ?

**દાદાશ્રી :** કશું ફરે નહીં. ફરવાનું હોય તો ફરે, નહીં તો રામ તારી માયા, કોઈ ફરે-કરે નહીં. આપણે ફરવાની જરૂર છે. બીજો કોઈ ફરે નહીં. સબ સબકી સંભાલો.

જમાનો બહુ વિચિત્ર છે. એટલે, આપણે ભાવના રાખવી કે છોકરા, વહુનું બધાનું કલ્યાણ થાય એવી ભાવના રાખવી. પણ બહુ એટલી બધી પકડ ના કરવી કે આપણું બગડે પાછું. છેટા રહીને કામ લેવું. કોઈ પોતાનું થાય નહીં આ બધું. એ તો સત્યુગના માણસ જુદા હતા. આ માણસ આ ઋણાનુબંધ જુદી જાતના, પેલા ઋણાનુબંધ જુદી જાતના હતા ! એટલે એવી આશા રાખીને શું કામ ? આપણે આત્માનું કલ્યાણ કરો ને કંઈક ! આમાં શું સ્વાદ કાઢવાના છે ?

સબ સબકી સંભાલો. પોત પોતાનાં આત્માને શાંતિ રહે. તે મરતી વખતે કંઈક આત્માની પરિણતી સારી થાય. મરતી વખતે હિસાબ આવવાનો, સરવૈયું આવવાનું. આખી જિંદગી જે તમે કર્યું તેનું સરવૈયું મરતી વખતે આવે. જેમ આજ વેપાર કરીએ છીએ તે દિવાળીને દહાડે સરવૈયું કાઢીએ છીએ કે ડિસેમ્બરમાં આખરે કાઢીએ છીએ કે માર્ચ આખરે, પણ તે મહીં હશે, નફો-ખોટ હશે, તેનું સરવૈયું નીકળશે ને?

પેલું આખી જિંદગીનું સરવૈયું આવે, તે શાનું ? ચાર પગવાળો થશે કે છ પગવાળો થશે તે મહીં ખબર પડે કે બે પગવાળો ય થાય. માણસે ય થાય કે દેવલોકો ય થાય, કહેવાય નહીં. પણ જેવું કર્યું હશે તેવો બદલો મળશે. માટે આપણી પોતાની સંભાળ પહેલી.

# છોકરાંનો મા-બાપ પ્રત્યે વ્યવહાર (ઉત્તરાર્ધ)

## (૧૬) ટીનેજર્સ સાથે 'દાદાશ્રી'

## ભણવાનો ધ્યેય બાળપણથી; દાદા નામે પાશેર, ભાર મણથી!

**દાદાશ્રી :** ભણવાનું ગમે છે ?

**પ્રશ્નકર્તા :** ભણવાનું ગમે.

**દાદાશ્રી :** શું ભણું છું અત્યારે ?

**પ્રશ્નકર્તા :** નવમીમાં છું.

**દાદાશ્રી :** દર સાલ પાસ થઈશ કે બેસી રહીશે બે-ત્રણ વર્ષ ?

**પ્રશ્નકર્તા :** પાસ થઈશ.

**દાદાશ્રી :** બસ, ત્યાર પછી બહુ થઈ ગયું. પણ આ દાદા ભગવાનનું નામ લેજે હવે રોજ.

તું તૈયાર થઈ જશે, દાદા ભગવાનનું નામ બોલજે, જતાં-આવતાં.

તું એક વખત વાંચું ને, તો બધું આવડી જાય પછી વધારે વાંચવું ના પડે. સ્કુલમાં જતાં ય બોલજે, ઘેર આવતાં હોય તો ય 'દાદા ભગવાન'નું નામ બોલતાં બોલતાં આવજે. તને એવું ગમે ?

**પ્રશ્નકર્તા :** હા.

## ગમ્મે તેટલું મારે તોય ગમે મમ્મી; હિતમાં જ હોય જ્યારથી જન્મી!

**દાદાશ્રી :** મમ્મી વઢે છે કે કોઈ દા'ડો ?

**પ્રશ્નકર્તા :** ભાગ્યે જ વઢે છે.

**દાદાશ્રી :** ભાગ્યે જ નહીં ! તારું ભાગ્ય જાગે તો જ અને પપ્પા વઢે છે કોઈ દા'ડો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ ! એ બેમાંથી કોણ ન્યાયથી વઢે છે ?

**પ્રશ્નકર્તા :** બેઉં જણ. બંને ન્યાયી.

**દાદાશ્રી :** બંને ન્યાયી ! પપ્પા એકલા ન્યાયી હશે, મને લાગે છે ? મમ્મી ન્યાયી નહીં હોય.

**પ્રશ્નકર્તા :** બંને ન્યાયી છે. મને મમ્મી અને પપ્પા મારા સારા માટે કહે, પણ તો ય મને નથી ગમતું એવું કેમ થાય છે ?

**દાદાશ્રી :** ડૉક્ટર કડવી દવા આપે તો ય તને ના ગમે ?

**પ્રશ્નકર્તા :** એ લેવી પડે તો લેવી જ પડે ને.

**દાદાશ્રી :** એવું આ ય લેવી જ પડે. ના ગમે તો ય પીવી પડે. આપણે શરીર સુધારવું હોય તો પીવી અને ના સુધારવું હોય તો નહીં. કહી દેવું કે એક શબ્દે ય તમે કહેશો નહીં અમને આજથી.

**પ્રશ્નકર્તા :** દરેક વખતે મા-બાપ સાચા જ હોય છે ?

**દાદાશ્રી :** સાચા જ માની લેવાનાં. એને તોલ કરવા જજ આપણે ભાડે રાખીએ પાછા ! એ પાંચ હજાર ડૉલર એ પગાર માંગે. સાચા છો કે ખોટા ?! એના કરતાં સાચા જ માની લેવાં, એ જજ તો રાખવો ના પડે.

**પ્રશ્નકર્તા :** કોઈવાર મા-બાપનું ખોટું હોય તો છોકરાઓને નુકસાન ના થઈ જાય ?

**દાદાશ્રી :** નુકસાન વળી શું થવાનું છે તે ! આ મોટલ કંઈ નાની થઈ જવાની છે આમ !

તને મારે છે કે મમ્મી ?

**પ્રશ્નકર્તા :** હા. કોઈક વાર મારે છે.

**દાદાશ્રી :** તું ના નથી કહેતી, ના મારશો એવું ?

**પ્રશ્નકર્તા :** ના, નથી કહેતી.

**દાદાશ્રી :** તને ગમે છે માર ખાવાનું ? નથી ગમતું, નહીં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ય મારી જાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કશું ભૂલ થાય તેથી મારે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** શું ભૂલ થાય ત્યારે ?

**પ્રશ્નકર્તા :** કોઈકવાર ઘરમાં દોડતી હોઉં તો મને મારે.

**દાદાશ્રી :** દોડતી હોઉં તો ? સામું બોલું છું કે ?

**પ્રશ્નકર્તા :** કોઈક ટાઈમ બોલું છું.

**દાદાશ્રી :** કોના સામું બોલું છું ? પપ્પાની કે મમ્મીની ?

**પ્રશ્નકર્તા :** મમ્મીને કોઈક ટાઈમ બોલાઈ જાય છે.

**દાદાશ્રી :** ઓહોહો ! એટલે મમ્મીનો રોફ પડતો નથી ! હવે સારું ના દેખાય, મમ્મીની જોડે સામું બોલીએ તે ! તને ગમે છે બોલવાનું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નથી ગમતું બધું આ જાણે છે ને આપણે માર-માર કરવાનો શું અર્થ છે તે ? આ તો ના જાણતો હોય તે, ત્યારે મારવું પડે. જ્ઞાનને ના જાણે ને ત્યારે મારવું પડે, આ તો બધું જ્ઞાનને જાણે છે. આપણે એને પૂછીએ તો બધું ય કહે. આ એને સમજણ જ પાડવાની જરૂર કે આવું ના થાય ને !

મમ્મીને તું કોઈ દહાડો મારું ખરી ?

**પ્રશ્નકર્તા :** કો'કવાર મારું.

**દાદાશ્રી :** એ ઢેખાળો (પથરો) ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** શું મારું છું ?

**પ્રશ્નકર્તા :** હાથથી મારું.

**દાદાશ્રી :** કેટલું વાગે તારા હાથથી તો ? એના કરતાં ઢેખાળો મારીએ તો, તો વાગે. ઢેખાળો મારવાનું ગમે તને ?

**પ્રશ્નકર્તા :** ના. ના મરાય.

**દાદાશ્રી :** ત્યારે સારું.

**દાદાશ્રી :** (બીજી બેન ને) તને મા-બાપે મારી'તી કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** નથી મારી, હજી સુધી.

**દાદાશ્રી :** મારી નથી ? ને મારે તો તને ગમે ? તો તે ઘડીએ તું શું કરું ?

**પ્રશ્નકર્તા :** કંઈ નહિ. સહન કરી લઉં.

**દાદાશ્રી :** પણ ચીઢ તો ચઢે ને એમની પર કે વગર ગુને મને મારે છે તે ?

**પ્રશ્નકર્તા :** ગુનો હોય તો જ મારે ને, આપણને.

**દાદાશ્રી :** અને ગુનો ના પણ હોય. તારો ગુનો ના હોય અને એમને ગુનો લાગતો હોય, એવું પણ બને. એમને ગુનેગાર તું લાગતી હોય, તો તું શું કરું ?

**પ્રશ્નકર્તા :** હા, એ પછી આપણને એ સમજાશે. પછી આપણે સાચું માની લેવાનું.

**દાદાશ્રી :** જય સચ્ચિદાનંદ. કંઈથી શીખી લાવી તું ?

**પ્રશ્નકર્તા :** દાદાની ચોપડી વાંચું છું હું ઘેર.

**દાદાશ્રી :** એમ ?!

## ઘરમાં, સ્કૂલમાં જે રાખે સહુને રાજી; આદર્શ વિદ્યાર્થીએ, સહુની 'હા'એ હાજી!

**પ્રશ્નકર્તા :** આદર્શ વિદ્યાર્થીનાં જીવનમાં ક્યા ક્યા લક્ષણોની જરૂર છે ?

**દાદાશ્રી :** વિદ્યાર્થીને, ઘરમાં જેટલાં માણસો હોય એ બધાને રાજી રાખવાની જરૂર અને પછી સ્કૂલમાં પણ જે માણસો જોડે એ હોય, આપણે જે બેનો-બેનો બધાની જોડે એ બધાને રાજી રાખવાની જરૂર. જ્યાં જઈએ ત્યાં આપણે બધાને રાજી રાખવા અને પોતાનાં ભણતરમાં જ ધ્યાન રાખવું.

આદર્શ શબ્દ કંઈથી લાવી તું ? મોટા હોય એની જોડે સારી રીતે બોલે, સારી રીતે વર્તન કરે, એની સામું ના બોલે, એ આદર્શ કહેવાય.

રાજી રાખતાં આવડે તને ? શી રીતે રાજી રાખું ?

**પ્રશ્નકર્તા :** બધાની સાથે સારી રીતે વર્તવું.

**દાદાશ્રી :** હા, બસ, સારી રીતે ! ને કો'ક ખરાબ રીતે વર્તતું હોય તો ?

**પ્રશ્નકર્તા :** હજુ સુધી કોઈ ખરાબ રીતે નથી વર્ત્યુ.

**દાદાશ્રી :** હા, પણ વર્તે તો શું કરું ?

**પ્રશ્નકર્તા :** એને સાચા માર્ગે લઈ જવા પ્રયત્ન કરું.

**દાદાશ્રી :** નહીં તો તે ઘડીએ ખસી જવું આપણે. જેમ આ ગાય માથું મારતી હોય ત્યારે આપણે ખસી જવું. સમજ પડી ને ? અને ગાયને પછી કાંકરો નહિ મારવાનો. આપણે જોઈ લેવાનું કે આ મારકણી છે અને આ નથી મારકણી. એટલું જ્ઞાન ઉત્પન્ન થઈ ગયું એટલે આપણે એની જોડે ચેતીને ચાલવું ? મારકણી ગાય, તે ચેતીને ના ચાલવું જોઈએ ? આવડશે તને ચેતીને ચાલવાનું ?

કોની જોડે નથી ફાવતું તને ?

**પ્રશ્નકર્તા :** ફાવે જ છે બધાં સાથે.

**દાદાશ્રી :** કોની જોડે ચીઢાવ છું તું ?

**પ્રશ્નકર્તા :** કોઈની જોડે ચીઢાઈ નથી ? કોઈની જોડે નહિ !

## જૂઠું બોલવાના નુકસાન તું ગણ; દુઃખી કરે ને ન રહે વિશ્વાસ કણ!

**દાદાશ્રી :** તને મારી વાત ગમે છે ? કંટાળો આવે છે ?

**પ્રશ્નકર્તા :** ગમે છે એટલે બેઠો છું.

**દાદાશ્રી :** તું જૂઠું કોઈ દહાડો બોલે છે કે ?

**પ્રશ્નકર્તા :** બોલું છું.

**દાદાશ્રી :** જૂઠું બોલવાથી નુકસાન શું થતું હશે ?

**પ્રશ્નકર્તા :** નુકસાન થાય.

**દાદાશ્રી :** આપણા પરથી વિશ્વાસ જ ઊઠી જાય.

**પ્રશ્નકર્તા :** સામાને ખબર પડતી નથી એમ સમજીને બોલવું.

**દાદાશ્રી :** હા, પણ વિશ્વાસ ઊઠી જાય એટલે માણસની કિંમત ખલાસ ! કોઈ આપણી પાસે જૂઠું બોલે તો આપણને દુઃખ થાય, તેવું આપણે કોઈની પાસે જૂઠું બોલીએ તો એને કેટલું દુઃખ થાય ?

## શાહુકારો ન કરે ચોરી ડરથી; પોલીસો ન હોય તો ઉપડે ધૂળથી!

તે ચોરી કોઈ દિવસ કરેલી કે ?

**પ્રશ્નકર્તા :** ના, નથી કરી.

**દાદાશ્રી :** નથી કરી ? તને ચોરી કરવાનું ગમતું નથી ?

**પ્રશ્નકર્તા :** ગમે તો ખરું પણ ડર લાગે ને !

**દાદાશ્રી :** એક જણને મેં પૂછયું કે તારી પોળ તો બહુ શાહુકારોની છે, તે ચોરીઓ થતી નહીં હોય ! ત્યારે એણે કહ્યું કે જો આ સામેની પોલીસચોકી ઉઠાવી જુઓ, પછી અમારા આડોશી-પાડોશી સંડાસનો લોટો હોય તે ય ના રહેવા દે ! એટલે તેં કહ્યું એના જેવું, બીકના માર્યા ! કોઈ બીક ના હોય તો વાંધો નહીં ને ?

**પ્રશ્નકર્તા :** તો વાંધો ના આવે.

**દાદાશ્રી :** તું ચોરી લાવે ? તને ગમતી હોય તે ચીજો ?

**પ્રશ્નકર્તા :** ગમતી ચીજો તો લઈ આવું.

**દાદાશ્રી :** સોનાની લગડીઓ પડી હોય તો લાવે કે ?

**પ્રશ્નકર્તા :** એવું હોય તો બધાનું મન લલચાઈ જાય.

**દાદાશ્રી :** આ લોકોનાં મન એવા સ્ટેડી નથી. આ તો ભયના માર્યા સીધા રહે એવા છે. એક ભાઈએ મને કહ્યું કે આ નાલાયકોને માટે સરકારને લશ્કર ને પોલીસવાળા રાખવા પડે છે અને એનો કર છે તે લાયક પાસેથી લે છે ! એવાં ઘણાં લોકો હશે કે જેમને માટે પોલીસવાળાની જરૂર ના હોય.

તે ચોરી કરેલી કે કોઈ દહાડો ? (બીજા છોકરાને)

**પ્રશ્નકર્તા :** એકવાર કરેલી.

**દાદાશ્રી :** રાત્રે કરેલી કે દહાડે ?

**પ્રશ્નકર્તા :** દહાડે.

**દાદાશ્રી :** એ તો માફ કરી આપીએ. આપણે ત્યાં માફી કરી આપીએ તને. તને માફી કરાવી છે ?

**પ્રશ્નકર્તા :** હા.

## હે આર્યપુત્રો, ન કરાય ભેળસેળ; નહિ તો જાનવર ગતિનો છે મેળ!

અણહક્કનો પૈસો ના પડાવી લેવાય. આ મુંબઈ શહેરમાં લોકો ભેળસેળ કરતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** વેપારીઓ કરે તો છે.

**દાદાશ્રી :** તે કોઈ ઓળખાણવાળો હોય તેને ચેતવજે કે ચાર પગવાળા થવું હોય તો ભેળસેળ કરો. નહીં કરો તો ય તમે ભૂખે નહીં મરો તેની અમે ગેરન્ટી આપીએ છીએ. કંઈક સમજવું તો જોઈએ ને ? આપણે ક્યા દેશના છીએ ?

**પ્રશ્નકર્તા :** ભારત દેશના.

**દાદાશ્રી :** ભારત દેશના આપણે, તે આપણી ક્વૉલિટી કઈ છે ? આર્ય પ્રજા ! અને બહારની કઈ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** અનાર્ય.

**દાદાશ્રી :** આપણે અહીં કોઈ કોઈ માણસ એવા થઈ જાય છે તો તેમને શું કહે છે ? અનાડી. આર્યપ્રજા એટલે આર્ય આચાર, આર્ય વિચાર ને આર્ય ઉચ્ચાર.

આ આડાઅવળા ધંધા હવે કરીશ ? જાનવર થવું છે તારે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આ બે પગથી પડી જવાય, તેના બદલે ચાર પગ હોય તો સારું, પડી તો ના જવાય ! અને વધારામાં પૂંછડું ઈનામમાં મળે તે કૂદતું કૂદતું તો જવાય !!! હવે તારે એવું કંઈ થવું છે કે મનુષ્ય જ થવું છે ?

**પ્રશ્નકર્તા :** મનુષ્ય થવું છે.

**દાદાશ્રી :** તો પછી મનુષ્યના ગુણો જોઈશે. જે તને 'ગમે છે' એવું જ સામાને આપીએ તો મનુષ્યપણું આવે. કોઈ તને નાલાયક કહે તો ગમે ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** એટલે આપણે સમજી જવું કે આપણે કોઈને નાલાયક કહીએ તો એને કેમ ગમે ? એટલે આપણે એમ કહેવું કે આવો ભાઈ, તમે બહુ સારા માણસ છો. એટલે એને આનંદ થાય.

## એક જીવ બનાવે, તેને મારવાનો રાઈટ; અહિંસક હોય તેનું, ઊંચું બુદ્ધિનું લાઈટ!

**દાદાશ્રી :** જીવડાં મારેલાં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ક્યાં મારેલાં ?

**પ્રશ્નકર્તા :** બગીચામાં પાછળ, વાડામાં.

**દાદાશ્રી :** શું હોય જીવડાં ? વંદા-વંદાને એવું તેવું હોય ?

**પ્રશ્નકર્તા :** બધું જ મારેલું.

**દાદાશ્રી :** માણસના છોકરાને મારી નાખું ખરો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ના મરાય છોકરાને ! આ કો'કનો છોકરો હોય તો મારી ના નખાય !

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કેમ એમ ? હવે તે માર્યું, તે જીવડું માર્યું, એક બનાવી આપીશ તું મને ? લાખ રૂપિયા ઈનામ આપવું છે કે કોઈ જો બનાવી આપે તો એને લાખ રૂપિયા ઈનામ આપું. તું બનાવી આપીશ ! ના બને!

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી મરાય શી રીતે આપણે ! ત્યારે કોઈ દુનિયામાં બનાવી આપે ખરો, સાયંટીસ્ટ લોકો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી જે બનાવી ના શકીએ ને તેને મારી શકાય નહીં આપણાથી. આ ખુરશી બનાવીએ, આ બધું બનાવીએ, એનો નાશ કરી શકીએ. તને સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે શું કરીશ ?

**પ્રશ્નકર્તા :** નહીં મારું.

**દાદાશ્રી :** એ જીવડાને મરવાનો ભય લાગે ખરો ? આપણે મારવા જઈએ તો નાસી જાય ખરું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો પછી કેમ મરાય ? અને આ ઘઉં, બાજરી ને ભય ના લાગે, એને વાંધો નહીં, શું કહ્યું ? ઘઉં, બાજરી બધું, આ દૂધી કંઈ નાસી જાય ? આપણે ચપ્પુ લઈને જઈએ તો દૂધી નાસી જાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો એને શાક કરીને ખવાય. તને મરવાનો ભય લાગે કે ના લાગે ?

**પ્રશ્નકર્તા :** લાગે.

**દાદાશ્રી :** હં. તો એવું એને ય લાગે.

## મા-બાપ રાખે છોકરાં સંગે મિત્રાચારી; ન ખોળે છોકરાં, પછી કોઈની યારી!

**દાદાશ્રી :** ત્યારે તને શું ગમે છે કહે ? પૈણવાનું ગમે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હમણે પૈણવું છે કે મોટો થઈશ ત્યારે ?

**પ્રશ્નકર્તા :** હમણે નહીં, મોટો થઈશ ત્યારે.

**દાદાશ્રી :** પૈણ્યા વગર લોકો ફ્રેન્ડશીપ કરે ખરાં કે ? આ છોકરીઓ લોકોની હોય છે, તે લગ્ન કર્યા સિવાય ફ્રેન્ડશીપ કરે ખરી કે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ કરવી જોઈએ કે ના કરવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એટલે બહુ નજીક ના આવવું જોઈએ, પણ ફ્રેંડસ તરીકે રાખવાના.

**દાદાશ્રી :** નજીક ના આવવું જોઈએ. અને ફ્રેંડશીપ તો મા-બાપને જો આવડતું હોય ને, તો છોકરાઓ બહાર કોઈની જોડે ફ્રેંડશીપ જ ના કરે. મારી પાસેથી તો ખસે નહીં. અને આ તો મા-બાપથી જ થાકી ગયેલા હોય છે, કંટાળી ગયેલા હોય છે !

## ન ભોગવાય અણહક્કના વિષયો; દાદા ધરે લાલબત્તી, જો જે લપસ્યો!

પછી અણહક્કનું ભોગવી ના લેવાય. અણહક્કનું વિષય ભોગવે છે લોકો ?

**પ્રશ્નકર્તા :** ઘણાં જણ ભોગવે.

**દાદાશ્રી :** અરે, બૈરી હઉ ઉઠાવી જાય છે ને લોકોની ! પોતાની હક્કની બૈરી રાખવી. આ તો બૈરી બીજાની ખોળી લાવે ! હક્કની પોતાની સ્ત્રી હોય તો કોઈ વાત ના કરે. ઘરના ય કોઈ વઢે નહીં. માટે ક્યા ખાડામાં પડવું સારું ?

**પ્રશ્નકર્તા :** હક્કના.

**દાદાશ્રી :** અણહક્કનો ખાડો તો બહુ ઊંડો ! પાછું ઉપર અવાય જ નહીં. માટે ચેતીને ચાલવું સારું. માટે તું ચેતી જજે. આ જવાની છે, બુઢાપો આવવાનો હોય

તેને અમે ના કહીએ, માટે આ ભય–સિગ્નલ તને બતાવીએ છીએ.

**પ્રશ્નકર્તા :** હા, હા, નહીં લઈ જાઉં, બીજાની બૈરી નહીં લઈ જાઉં.

**દાદાશ્રી :** હા, બરોબર. લઈ જવાનો વિચારે ય નહિ કરવાનો. કોઈ સ્ત્રી પ્રત્યે આકર્ષણ થાય તો ય, 'હે દાદા ભગવાન ! મને માફ કરો' કહીએ.

## આવે કુવિચારો ત્યારે લે પ્રભુનું નામ; ન છોડીશ ઠેઠ સુધી, એ જ લાગે કામ!

**દાદાશ્રી :** ખરાબ વિચારો આવે છે તને ?

**પ્રશ્નકર્તા :** કોઈક વાર આવે.

**દાદાશ્રી :** તે શું કરું તે ઘડીએ ? એ વિચારો ખરાબ આવે ત્યારે દવા શું ચોપડું તું ?

**પ્રશ્નકર્તા :** હું ખરાબ વિચાર ના આવે એવા પ્રયત્ન કરું.

**દાદાશ્રી :** પણ એ મોકલે છે કોણ એ વિચારો ?

**પ્રશ્નકર્તા :** મારું મગજ જ મોકલે છે.

**દાદાશ્રી :** એ ક્યાંથી લાવ્યા નવા તે ! બહારથી ઘુસી જાય છે કે મહીંથી ઉત્પન્ન થયેલા છે ?

**પ્રશ્નકર્તા :** બહારથી ઘુસી જાય છે.

**દાદાશ્રી :** એ કેમ ઘુસી જાય છે ?

**પ્રશ્નકર્તા :** એ જે બહાર જોયું, સાંભળ્યું, એ પ્રમાણે...

**દાદાશ્રી :** સિનેમામાં વધારે ઘુસે છે ?

**પ્રશ્નકર્તા :** કોઈક વાર જોઉં, પણ બહુ નથી જોતો.

**દાદાશ્રી :** તો બહાર શું જોઉં છું, તે વિચારો ઘુસી જાય છે ?

**પ્રશ્નકર્તા :** કોઈકવાર કંઈ ખરાબ વાતો સાંભળું તો એ મારા મગજ ઉપર રહે.

**દાદાશ્રી :** તો શું કરીશ હવે તું ? આનો પ્રોટેક્શનનો શું રસ્તો લીધો તે ?

**પ્રશ્નકર્તા :** એવું થાય ત્યારે હું જરા ભગવાનનું નામ લઈને મગજમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** આખો વખત એટલે આખી લાઈફ સુધી કરવો પડશે ?

**પ્રશ્નકર્તા :** હા, આખી લાઈફ સુધી કરવો પડશે.

**દાદાશ્રી :** તો એમાં શું સુખ છે એટલું બધું, આટલો બધો પ્રયત્ન કરવામાં સુખ શું આમાં ?

**પ્રશ્નકર્તા :** સુખ તો લાગે છે.

**દાદાશ્રી :** ત્યાં સુધી ખરાબ વિચારને તારે સમેટવા તો પડશે જ ને ! શું કરીશ તું ? અને વિચારો તો ધડમધડા રાત્રે પણ આવે. તને રાત્રે ઊંઘવા પણ ના દે. એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** હા, એવું બને.

**દાદાશ્રી :** હં. તો પછી શું કરીશ ?

**પ્રશ્નકર્તા :** ત્યારે ભગવાનનું નામ લઈને એમ ઊંઘ આવે.....

**દાદાશ્રી :** શું નામ લઉં ?

**પ્રશ્નકર્તા :** ભગવાનને ભગવાનના નામથી જ બોલાવીશ.

**દાદાશ્રી :** એનું નામ તો હશે ને કંઈ ?

**પ્રશ્નકર્તા :** એમને એટલા બધા નામો છે એટલે હું ભગવાનના નામથી જ બોલાવીશ.

**દાદાશ્રી :** પણ ભગવાન શબ્દ વિશેષણ છે કે નામ છે, એડજેક્ટિવ છે કે નામ છે.

**પ્રશ્નકર્તા :** નામ છે.

**દાદાશ્રી :** નામ નથી. નામ હોય તો બીજો ભગવાન થઈ શકે જ નહીંને, તો તો ભગવાનદાસ કહેવા પડે. ભગવાન એ વિશેષણ છે, કોઈ પણ માણસ એને માટે તૈયાર થાય તો તેને એ વિશેષણ આપી દેવાનું. કૃષ્ણ હોય તો કૃષ્ણને, મહાવીર હોય તો મહાવીરને, રામ હોય તો રામને, જે કોઈ પણ ફીટ થાય, અને તું પણ ફીટ થઉં તો તને પણ ભગવાન પદ મળે. એ વિશેષણ છે. જેનામાં આટલા વિશેષ ગુણો હોય, તેને આ વિશેષણ આપવું.

## પુત્રોને આપવી મૈત્રી પ્રેમ ને માન; મસ્કા મારી પાડોશીઓ, મચાવશે તોફાન!

તને વઢે તો આનંદ થાય કે કોઈ ના વઢે તો આનંદ થાય ?!

**પ્રશ્નકર્તા :** ખૂબ વઢે તો આનંદ ન થાય.

**દાદાશ્રી :** તું આય બેટા, તો બહુ સારો છું. બહુ ડાહ્યો છું, તો આનંદ થાય ?

**પ્રશ્નકર્તા :** કોઈક વાર થાય.

**દાદાશ્રી :** દર ફેરે ના થાય ?

**પ્રશ્નકર્તા :** જેન્યુન્લી (સાચી રીતે) કોઈ ના કહેતો હોય તો ના થાય. એટલે ખુશામતથી જે કહેતો હોય માણસ તો એનો આનંદ ન થાય, પણ સાચે સાચ કહે તો ગમે.

**દાદાશ્રી :** એટલે ખાલી છેતરાવા માટે કરતો હોય તો ના ગમે તને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નહીં તો ય ગમે. હંમેશા આ મનુષ્યનો સ્વભાવ એવો છે ને, છોકરાંને માન આપી બોલાવે કે, 'આવો ભઈ, તું તો બહુ ડાહ્યો છું.' એટલે એના ઘરની વાત પૂછે. ઘેર કંઈ મા-બાપ જોડે એ થતું હોય, કચકચ થતી હોય, તો પેલા કહે, 'ભઈ કેમ તારા ફાધર તો તને કોઈ દહાડો કશું કહે એવા નથી !' 'ના, એ તો આ ગુસ્સે થઈ જાય છે.' એટલે ફૂટી જાય બધું. પાડોશીને ત્યાં ઘણાં છોકરાઓ ફૂટી જાય છે. અને પાડોશીઓ ઉલ્ટો લાભ ઉઠાવે છે. એટલે આ ગમે છે એટલે, 'આવો ભઈ, લે ચા પી.' એને માન જોઈએ છે, માનનો સ્વાદ પડે છે ને !

એટલે એ છોકરાઓને માટે મા-બાપે શું કરવું જોઈએ ? કે બહાર માન ખોળે નહીં એવી રીતે રાખવું જોઈએ. એ માનના ભૂખ્યા ના હોય ને બહાર પેલું માન ખાવા

જાય નહીં, માનની હોટલોમાં. એટલા માટે શું કરવાનું ? ઘેર આવે તો આમ બોલાવાનો, બાબા તું તો ડાહ્યો છું, આમ છું. તેમ છું, એને થોડું માન આપવું એટલે ફ્રેંડશીપ જેવું વલણ રાખવું જોઈએ. એને માથે હાથ ફેરવીને બેસવું, આપણે 'બેટા લે હેંડ ! જમવા બેસીએ, આપણે નાસ્તો કરીએ સાથે.' એવું તેવું બધું હોવું જોઈએ. તો પછી બહાર પ્રેમ ખોળે નહીં પછી. અમે તો પાંચ વર્ષનું છોકરું હોય તો એની જોડે પ્રેમ કરીએ, એની જોડે ફ્રેંડશીપ જેવું રાખીએ.

**પ્રશ્નકર્તા :** જોયું છે. ઔરંગાબાદમાં બધા છોકરાઓને ભેગા કરીને તમે વાતો કરતા, એમના જ દ્રષ્ટિબિંદુથી 'દાદા' બી પાંચ વર્ષના બની જાય.

**દાદાશ્રી :** આ બેબી જોડે બી ફ્રેંડશીપ જેવું વાતાવરણ. હાં..... અને એ પાછા પોતે ભાવથી કહી દે બધું હકીકત, બધું કહી દે. કારણ કે એ તમારામાં તો શું હોય, 'હું મોટી ઉંમરનો છું', એટલે તમારા બારણા બંધ હોય, 'એ પેલો નાની ઉંમરનો છે' એ ભેદ પડી જાય. તે બારણાં બધા બંધ હોય. અહીં ખુલ્લા બારણાં. દોઢ વર્ષનો છોકરો અમારી જોડે રમે હઉ. દોઢ વર્ષનો છોકરો રમે, 'દાદાજી' જોડે અહીં જે' જે' કરે બધું કરે.

**પ્રશ્નકર્તા :** વિધિ કરે !

**દાદાશ્રી :** હા, વિધિ-બિધિ બધાં દોઢ વર્ષનાં છોકરાં કરે, બહુ છોકરા કરે.

## મમતા મા-બાપની ભારે; છોડવી પડે, જશે ત્યારે!

મમતા ખરીને તને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તારા પપ્પાને હઉ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તને કોની કોની ? પાડોશીની હઉ ?

**પ્રશ્નકર્તા :** પાડોશીઓની બહુ નહીં. પપ્પા-મમ્મીની વધારે મમતા.

**દાદાશ્રી :** ત્યારે તારા દાદા તો હશેને, પહેલાં ? એમના ફાધર હશેને ?

**પ્રશ્નકર્તા :** મેં જોયા નથી.

**દાદાશ્રી :** પણ હશે તો ખરાં ને ? તને ખાતરી છે ને ? એવું તારી બુદ્ધિ તો કબૂલ કરે છે ને કે હોવા જોઈએ ? કે નથી કબૂલ કરતી ?

**પ્રશ્નકર્તા :** હતા.

**દાદાશ્રી :** તો તારા પપ્પાને, તારા દાદા જોડે મમતા નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** હોય જ ને.

**દાદાશ્રી :** તો પછી શી રીતે છોડી હશે ? એ અહીંથી ગયા છે કે ?

**પ્રશ્નકર્તા :** ગયા.

**દાદાશ્રી :** તે શી રીતે મમતા છોડી હશે, જતી વખતે ? મમતા છોડવી તો પડે જ ને પછી ? જ્યારે જાય ત્યારે આપણે મમતા છોડવી ના પડે ? નહીં તો જવાય શી રીતે ? પેલાને જવાય નહીં. અહીંને અહીંયા જ ભમ્યા કરે. આપણે મમતા ના છોડીએ તો પેલા ત્યાં ને ત્યાં જ ભમ્યા કરે. એમણે મમતા છોડી દીધી હશે કે નહીં છોડી હોય ?

**પ્રશ્નકર્તા :** એક વાર તો છોડવી જ જોઈએ.

## સાચું સુખ કોને કહેવાય; જે આવ્યા પછી ક્યારે ન જાય!

**દાદાશ્રી :** કંઈ તને સુખ લાગે છે આ સંસારમાં ?

**પ્રશ્નકર્તા :** સુખ તો લાગે છે.

**દાદાશ્રી :** શેમાં સુખ લાગે છે ? જમતી વખતે સુખ લાગે છે કે ઊંઘતી વખતે સુખ લાગે છે કે સ્કૂલમાં જતી વખતે સુખ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** જ્યારે હું કંઈ સારી ચીજ કરું ત્યારે મને સુખ લાગે છે.

**દાદાશ્રી :** શું કરું ત્યારે ?

**પ્રશ્નકર્તા :** સારું કામ કરું, ત્યારે મને સુખ લાગે.

**દાદાશ્રી :** અને ખરાબ કરું તો ?

**પ્રશ્નકર્તા :** ખરાબ કરું તો દુઃખ બી લાગે કે કેમ કર્યું ?

**દાદાશ્રી :** તો મમ્મી જોડે ચિઢાઉં છું ને તો તેને દુઃખ નથી થતું ? તે બદલ દુઃખ નથી લાગતું !

**પ્રશ્નકર્તા :** કોઈક વખત દુઃખ લાગે. હું ચિઢાઉં તો મને દુઃખ લાગે.

સાચું સુખ એટલે શું ?

**દાદાશ્રી :** હમણે કોઈ ગાળો ભાંડે છે તે ઘડીએ સુખ ઉત્પન્ન થાય છે ?

**પ્રશ્નકર્તા :** એ તો ના જ થાય, દુઃખ જ થાય એ તો.

**દાદાશ્રી :** દુઃખ કોને કહો છો તમે ? આ તમને જે સુખ લાગે છે ને, એ ય દુઃખ છે બળ્યું. આ સુખ તો કલ્પિત સુખ છે, ન્હોય સાચું સુખ. તે તમને આના જેવું પાછું આખું કલ્પિત સુખ જ જોઈએ ? સનાતન સુખ જોઈએ, સાચું સુખ ! જે સુખની પછી દુઃખ આવે જ નહીં, એનું નામ સાચું સુખ કહેવાય. જે આનંદ પછી દુઃખ જ ના ઉત્પન્ન થાય ! આ તો સુખ જ ન્હોય. આ જે સુખ લાગે છે ને, સરસ જમવાનું સારી રસોઈ બની હોય ફર્સ્ટ કલાસ, બત્રીસ ભાતની રસોઈ હોય તે ઘડીએ સુખ લાગે, પણ જરા વધારે ખવડાવે તો ? જબરજસ્તી ખવડાવ ખવડાવ કરે તો શું થાય ?

## ધાકથી નહિ, સમજાવીને લાવો ઉકેલ; આંટી દૂર કાઢવા મા-બાપે કરવી પહેલ!

**પ્રશ્નકર્તા :** આપણને નાનપણથી ધાક લાગી ગયો છે, બધા વઢે, ખીજવાય એટલે આપણાથી બોલાય નહીં, જેમ છે તેમ.

**દાદાશ્રી :** પણ અહીં મારી પાસે હઉ ધાક લાગી ગયો છે ? મારી પાસે તો બોલાય ને ! જ્યાં ધાક ના લાગતો હોય ત્યાં તો બોલાય ને ! જ્યાં ધાક લાગતો હોય ત્યાં ના બોલાય. તેથી મા-બાપ પાસે લોકો પોતાની બધી હકીકત કહેતાં નથી, વાસ્તવિકતા. ધાક લાગી ગયો અને પાછા ફરી કંઈક કહેશે. એટલે આમાં ગૂંચવાડો ઊભો થાય છે પછી. એટલે હું મા-બાપને શું કહું છું કે એની જોડે બેસીને વાતચીતો

કરો, એને શું અડચણ છે, શું છે, તારા વિચારો શું થાય છે. જે થતા હોય જોઈ લો. નહીં તો ય બોંબ ફાટવાનો જ છે, જો કદી દારૂખાનો ભર્યો હશે તો તે પહેલાં જાણી લીધું તે ના ફાટે કે મોડો ફાટે એવો રસ્તો કરી શકે ને ! નહીં તો બોંબ તો ફાટ્યા વગર રહે કે !?

**પ્રશ્નકર્તા :** ના રહે.

**દાદાશ્રી :** એટલે અમે બધા ફાધર-મધરને બધાને કહીએ છીએ કે બધા બેસો, વિચારો, કરો. બાર-તેર વર્ષની પછી એની જોડે સાથે બેસો, વાતચીત કરો. એના મન ખુલ્લા કરો. મનમાં એને ગૂંચવાડો ઊભો થાય, કોણ એનો ગૂંચવાડો કાઢી આપે ? બીજી બેનપણીઓ મળે, તે સારી બેનપણી તે એની પાસે ઊભી ના રહે અને બીજી બેનપણીઓ તો એના જેવી હોય તે ઊભી રહે. એ બધી એન્કરેજ કરે સામસામી. કોણ ડિસ્કરેજ કરે ? તને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે આ બધા વ્યવહારિક પ્રશ્નો અમે છે તે ઉકેલ કરી આપીએ બધા.

## મા-બાપ થાય ગુસ્સે તો શું કરવું? 'જય સચ્ચિદાનંદ' કહી ટાઢા પાડવું!

**પ્રશ્નકર્તા :** પપ્પા કે મમ્મી ગુસ્સે ભરાય તો શું કરવું ? મમ્મી મારા ઉપર ગુસ્સો કરે ત્યારે મારે શું કરવું ?

**દાદાશ્રી :** 'સચ્ચિદાનંદ' બોલવાનું, 'સચ્ચિદાનંદ, સચ્ચિદાનંદ, સચ્ચિદાનંદ, જય સચ્ચિદાનંદ' બોલવાનું બોલશે તો ટાઢી પડશે. અહીં ઇન્ડિયામાં તો બધા છોકરા એવું જ બોલે છે. મા-બાપ ગુસ્સે ભરાયા હોય ને ત્યારે છોકરા કહેશે, 'સચ્ચિદાનંદ, સચ્ચિદાનંદ.' પછી ચૂપ થઈ જાય.

પપ્પા, મમ્મી જોડે વઢવાઢ કરવા ફરે ત્યારે છોકરાઓ બધા 'સચ્ચિદાનંદ, સચ્ચિદાનંદ' કહે એટલે બધું બંધ થઈ જાય. બેઉ શરમાઈ જાય બિચારા ! ભયની એલાર્મ ખેંચે છે એટલે તરત બંધ થઈ જાય. 'સચ્ચિદાનંદ સચ્ચિદાનંદ' કરતાંની સાથે જ બંધ થઈ જાય એ સમજી જાય, નહીં ?

**પ્રશ્નકર્તા :** સમજી જાય, 'સચ્ચિદાનંદ' તો બહુ ઈફેક્ટિવ છે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** દાદા કોઈકની જરાક બી અમે વાત કરીએ ને તો અમારા છોકરાં ઊભા હોયને, તો એમ જ કહે કે દાદાનું જ્ઞાન લીધું, તમને ચોવીસ કલાક દાદા તો ધ્યાનમાં રહે છે, તો પછી આવી વાતો શું કરવા કરો છો ? એટલે છોકરાના દેખતાં જો કશું બોલવા જઈએને, તો તરત જ પકડે કે કેમ બોલવા માંડ્યા ?

**દાદાશ્રી :** આ તો 'સચ્ચિદાનંદ' કહેને તો જાણવું કે જાગૃત થઈ જાવ. એ પછી વઢતાં અટકી જાય.

**પ્રશ્નકર્તા :** અટકી જ જાય દાદા, ચેતી જવાય તરત.

## ઘરમાં જાણો બાળકનો મત; નાનો પણ નિર્દોષ, તેથી કહે સત્!

તને લાગે છે, પપ્પા ફસાઈ ગયા છે અહીં આગળ ? તે કહ્યું નહિ ?

**પ્રશ્નકર્તા :** સાચા માર્ગે જ આવે છે ને.

**દાદાશ્રી :** આ સાચો માર્ગ તને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તદ્દન સાચો છે એવું ?

લોક કહે છે કે, કો'ક અનુભવીને પૂછી આવીએ. અલ્યા, છોકરાંને પૂછને મૂઆ. અનુભવીને શું પૂછવાનું ? અનુભવીને ના આવડે. છોકરાંને પૂછ, શું ? કારણ કે નિર્દોષ છે.

## સુખ આપવાની કાઢો આજથી દુકાન; સુખનો વેપાર વધારો મતિમાન!

**પ્રશ્નકર્તા :** બેબી પૂછે છે દાદા, કે જેવી આપ આ બધા મોટાઓને આજ્ઞા આપો છો, એવું અમારે નાના છોકરાઓને માટે શું આપ આજ્ઞા આપો છો ?

**દાદાશ્રી :** જ્ઞાન આપે ત્યારે તો સરખી જ આજ્ઞા હોય. જેને જ્ઞાન લેવું હોય, તેને સરખી આજ્ઞા હોય, જેને સંસારના સુખો ભોગવવા છે અને સંસારમાં સારી રીતે ધર્મ પાળવો છે તેને અમે બીજી આજ્ઞા આપીએ.

**પ્રશ્નકર્તા :** બાળકોને તો જ્ઞાન (જ્ઞાનવિધિ) અપાય નહીં. તો એમને શું ? એવી રીતના પૂછે છે ?

**દાદાશ્રી :** એટલે એમને આ સંસારનો ધર્મ આપીએ અમે.

**પ્રશ્નકર્તા :** દાદા, સંસારનો ધર્મ ક્યો ?

**દાદાશ્રી :** આપણી આ નવ કલમો અને ત્રિમંત્રો ને 'દાદા ભગવાનના અસીમ જય જયકાર', નમસ્કાર વિધિને એ બધું, એ તો બધા એ ધર્મ કરે, એટલાથી બહુ સેટીસ્ફેકશન થઈ જાય.

અને લોકોને સુખ જ આપવું. દુઃખ આપવું નહીં. એ વેપાર સારો, ચોખ્ખો કરવો. આપણે દુકાનમાં સુખનો માલ રાખવો જોઈએ કે દુઃખનો ? દુકાન શરૂ કરીએ તો સુખનો માલ રાખવો જોઈએ કે દુઃખનો ?

**પ્રશ્નકર્તા :** સુખનો જ, દાદા ?

**દાદાશ્રી :** હા, બધાને સુખનો માલ આપવો. એ વખતે દુઃખ આવી જાય, તો ય પણ આપણે એને સુખ આપવું. સમજ પડીને ? છેવટે સુખનો વિજય થશે. દુઃખનો વિજય નહીં થાય. દુકાનમાં માલ સુખનો જ આપવાનો રાખવો. સુખની દુકાન કાઢવી. કોઈ સલાહ પૂછવા આવે તો સારી સલાહ આપવી. કોઈ ઝઘડો કરવા આવે તો આપણે એને કહીએ કે ભઈ મારી ભૂલચૂક થઈ હોય તો તારી માફી માગું, પણ શું થયું છે, શા હારુ આમ કરે છે ? એની પતાવટ કરી દેવી. ના ફાવે ?

**પ્રશ્નકર્તા :** હા, ફાવે.

## વેઢમીનો કેળવવો પડે લોટ; કેળવણી ન ફાવે, સમતાની ખોટ!

આ તો સુધરેલા જ છોકરા છે, આમાં શું બગડેલા છે ? આ તો અજવાળેલી થાળીને, પણ એને ફરી અજવાળીએ તો મૂર્ખ કહેવાઈએ ઉલ્ટું. લોકો કહેશે, આ કઈ જાતનાં માણસ છે, આ અજવાળીને હમણે તો લાવ્યા ? અને ફરી અજવાળવા જાય છે. અને પોતે અજવાળ્યા વગરનો પડી રહ્યો છે. બીજું તો આપણા આત્માનું કર્યા કરવાનું, આ તો બધું ચાલ્યા કરે. આ તો સારે ઘેર જન્મેલા છોકરા એવા તો કંઈ ગાંડા-ઘેલા ઓછા હોય છે ?

વેઢમી કરવી હોય તો આપણે ભાખરી જેવો બાંધેલો લોટ હોય તે ચાલે ? કેળવ કેળવ કર્યા કરવું પડે. અમે વેઢમી કરીએ છીએ. તે લોકો છોકરાની ભાખરી કરે છે. ભાખરી કરે તે ય જાડી ભાખરી, એની વેઢમી બનાવજો હવે. હા, ભાખરી બનાવવી તેના કરતાં વેઢમી હોય તો આમ આમ કૂટવું પડે લોટને, ત્યારે વેઢમી થાય. છોકરાને માથે હાથ ફેરવવો પડે, બહારે લઈ જવો બે-ચાર વખત, ફ્રેન્ડશીપ કરવી જોઈએ, આપણી ચીજ હોય તે એને થોડી ખવડાવીએ. ના ફાવે એવું ? અમને તો બધા સાથે ફાવે. છોકરાઓ બહુ ડાહ્યા છે. ઈન્ડિયનો, સંસ્કાર તો સારા છે. છે તો સરસ ઘઉંનો લોટ, પણ શું થાય ? વેઢમી કરતાં ના આવડે તો ભાખરાં કરે પછી ! નહીં તો લાહી બનાવે !

## સાચો પ્રેમ ત્યાં ન હોય દ્વેષ-રાગ; વધે-ઘટે એ તો છે આસક્તિ અનુરાગ!

**પ્રશ્નકર્તા :** મારા સગાવ્હાલાં બધા પ્રેમવાળા છે, મારા માટે લાગણી કરે છે.

**દાદાશ્રી :** એ તું સામું બોલું ને ત્યારે ખબર પડશે પ્રેમ કેટલો છે.

**પ્રશ્નકર્તા :** સામું બોલીએ એટલે ગુસ્સો કરે છે.

**દાદાશ્રી :** તો પછી એને પ્રેમ શાનો કહેવાય ? આ આસક્તિ કહેવાય.

પ્રેમ તો એનું નામ કહેવાય કે વધે નહીં, ઘટે નહીં, તું ગાળ ભાંડું, ગુસ્સો કરું, તો ય ના ઘટે અને એમ ને એમે ય પ્રેમ કરું તો ય વધે નહીં, એનું નામ પ્રેમ કહેવાય. આને પ્રેમ જ કેમ કહેવાય ? અને હું તો પ્રેમથી મારું.

**પ્રશ્નકર્તા :** મને કાંઈ દુઃખ નથી થતું. મને ગુસ્સો આવે, થાય થોડુંક, પણ હું પછી વિચાર કરીને એને ભૂલી જવા પ્રયત્ન કરું.

**દાદાશ્રી :** ના. પણ ગુસ્સો આવે ત્યાંથી જ દુઃખ કહેવાય ને ! એ દ્વેષ કહેવાય. પ્રેમમાં દ્વેષ ના હોય. દ્વેષ છે ત્યાં પ્રેમ નથી અને પ્રેમ છે ત્યાં દ્વેષ ના હોય ! પ્રેમમાં રાગે ય ના હોય અને દ્વેષ ય ના હોય. અત્યારે તું મને ફૂલહાર ચઢાવું તો મારો પ્રેમ વધી ના જાય, તું મને બે ધોલ મારું તો ઘટી ના જાય, એનું નામ પ્રેમ કહેવાય. એવો પ્રેમ જોયેલો ?

## સામાના શુદ્ધાત્મા જુએ તો લાગે નિર્દોષ; પ્રકૃતિ જુએ તો દેખાય ખૂબ દોષ!

હું અહીં આ મશીનને દબાવું છું કે નહીં દબાવતો ! તો ગુસ્સે કરે છે ? એવી સ્થિતિમાં રહેવું જોઈએ. આ જો દબાવું છું તો પણ કશું કરે છે ?

**પ્રશ્નકર્તા :** આવીશ એ સ્થિતિમાં, હું પણ એવી રીતે થઈ જઈશ !

**દાદાશ્રી :** ગુસ્સે એટલા માટે તું થઉં છું કે એમનામાં 'આત્મા નથી' એવું જાણું છું એટલે. એ 'શુદ્ધાત્મા નથી' એવું તું જાણું છું એટલે. એટલા માટે થઉં છું ને ?

**પ્રશ્નકર્તા :** એટલે માટે નહીં. કારણ કે શું થાય, ઘણીવાર પેરેન્ટ્સ એક્સેપ્ટ કરે ને આપણાથી એક્સેપ્ટ નહીં થાય અને આપણાથી બોલાય નહીં. એટલે એક રીતે દુઃખ થાય કે મારાથી એ કહે એવી રીતે નથી કરાતું ને બીજી રીતે ગુસ્સો થાય. કારણ કે એ લોકો મારી પાસે કરાવવા માંગે છે. એટલે અંદર અટવાઈ જવાય.

**દાદાશ્રી :** બરાબર. હવે ઘરનાં માણસો બધાંને તારાથી આનંદ થાય એવું રાખવું. તને એનાથી દુઃખ થાય તેનો આપણે 'સમભાવે નિકાલ' કરવાનો અને તારાથી એ બધાને આનંદ થાય એવું રાખવું. પછી એ લોકોનો પ્રેમ જોજે તું, કેવો પ્રેમ છે ! આ તું પ્રેમ બ્રેકડાઉન કરી નાખું છું. એ લોકોનો પ્રેમ હોય તેને તું ઉપરથી પથ્થરા નાખ નાખ કરું તો બધું તૂટી જાય પ્રેમ.

**પ્રશ્નકર્તા :** મને એવું લાગે છે કે એ લોકો પણ મને એવું કરે છે.

**દાદાશ્રી :** હા, કારણ કે એ લોકો ને તું જુદા છો, ત્યાં સુધી આ બધું છે.

**પ્રશ્નકર્તા :** 'પોઈન્ટ ઓફ વ્યુ' તરીકે જોઈએ એટલે ને ?

**દાદાશ્રી :** નહીં, 'પોઈન્ટ ઓફ વ્યુ' નહીં, એને જુદાં જોવું છું તું, આ એ આત્મા નથી ?

**પ્રશ્નકર્તા :** હા, સમજી.

**દાદાશ્રી :** અને જે કરી રહ્યા છે એ એમના હાથમાં સત્તા નથી, માટે નિર્દોષ છે. એમના હાથમાં કોઈ સત્તા વગર કરી રહ્યા છે, એટલે નિર્દોષ છે. હવે શુદ્ધાત્મા તો શુદ્ધ જ છે અને આ પ્રકૃતિ નિર્દોષ છે, તો પછી શેને તું ગુનો જોઉં છું ?

**પ્રશ્નકર્તા :** મારી ભૂલ છે એ ! સમજાયું.

## સ્કૂલમાં શીખવે ભણતર; પણ ક્યાં શીખવે ગણતર?

**પ્રશ્નકર્તા :** મારા બાપા એમ જ માને છે કે હું ભણ્યો પણ ગણ્યો નહી.

**દાદાશ્રી :** હા, પણ શું ભણ્યો તું ?

**પ્રશ્નકર્તા :** 'બી.કોમ.' અને પછી ઉપર આગળ બેંકની ડિગ્રીઓ લીધી.

**દાદાશ્રી :** હા, પણ તમારા બાપુજી કહે છે તે ભણ્યો પણ ગણ્યો નહીં. ગણતર પહેલું જોઈએ, ભણતર ઓછું હોય તો ચાલે.

**પ્રશ્નકર્તા :** એ તો એમની દ્રષ્ટિએ ને !

**દાદાશ્રી :** નહીં, જગત આખું ય કહે, કે ભઈ ગણતર તો જોઈએ. હવે ગમે એટલું ભણતર ભણો, ગજવું કાપવાનું ભણતર ભણે કોલેજમાં, બધું વીસ વર્ષ તો ય ગજવું કાપતા આવડે ખરું ?

**પ્રશ્નકર્તા :** એના તો કલાસ જુદા હોય. એની સ્કૂલ જુદી હોય.

**દાદાશ્રી :** એ તો છ મહિનામાં પેલો ગુંડો શીખવાડી દે, હડહડાટ ! અને ઓલરાઈટ શીખવાડી દે ગણતર, એનું નામ ગણતર !

## મશીનના મળે સવાસો રોજના; મનુષ્યનું ભાડું ચાલીસ, એમાં લોજના!

**દાદાશ્રી :** હેતુ શો હતો ભણવાનો ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મેળવવા માટે.

**દાદાશ્રી :** હા, પણ શા માટે જ્ઞાન મેળવવું પડ્યું ?

**પ્રશ્નકર્તા :** મારે પોતે કામ કરવું છે, નોકરી એ બધું કરવું છે એટલા માટે.

**દાદાશ્રી :** નોકરી કરવી છે ? કો'કની નોકરી કરવાનું ? ભણતર ભણીને ગુલામીમાં જવાનું ?

**પ્રશ્નકર્તા :** હું એને ગુલામી નથી સમજતી.

**દાદાશ્રી :** ગુલામને ગુલામી કેમ ખબર પડે ? જે ગુલામ પોતે હોય એને ગુલામી કેમ ખબર પડે ? તું ગુલામી નથી સમજતી, નહીં ?

**પ્રશ્નકર્તા :** હું જે કામ કરું છું એનાં પૈસા મને મળે છે. એને ગુલામી કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** ઓહોહો ! એટલે મહેનતાણું લેવા જઉં છું તું ? કેટલા રૂપિયા મહેનતાણું છે રોજનું, ડેઈલી વેજીસ્ ?

**પ્રશ્નકર્તા :** મહિને, ડેઈલી નહીં.

**દાદાશ્રી :** હા, મન્થલી કેટલા ?

**પ્રશ્નકર્તા :** આઠસો.

**દાદાશ્રી :** આઠસો. ત્યારે તો સત્તાવીસ થયાને રોજનાં ? એટલું જ ભાડું ? રેન્ટલ બેઝીસ આપેલી છે ? એક માણસે એનું મશીન આપ્યું'તું વીસ હજારનું. તેનું ભાડું રોજનાં ચાલીસ રૂપિયા લેતા'તા. તે પાછી શરત શું ? તેલ-પાણી પણ તમારું અને આ ચાલેલું આપ્યું છે એ સ્થિતિમાં પાછું લઈશ, ચાલેલી સ્થિતિમાં તો એ ભાડે આપેલું. એક મશીન આપે છે તે ચાલીસ રૂપિયા આપે છે રોજનાં. તો આપણે, તું તો જીવતી કહેવાય અને ખાનદાન ઘરની કહેવાય, તેનાં કેટલાં સત્તાવીસ રૂપિયા આવે ? સત્યાવીસમાં તેલ-પાણી સાથે ! પેલો તો ચાલીસ લે અને તેલ-પાણી સરકારને કહે, તમારું.

એક ભગત માણસ હતો અમદાવાદમાં, તે આવ્યો'તો. 'મારે તો આ બધું તમારું જ્ઞાન જાણવું છે. અમને કંઈ શાંતિ રહેતી નથી બિલકુલ. આ લૂગડાં પહેરીને ફરીએ એટલું અને માળા પહેરીને ફર્યા કરીએ એટલું જ. તે બધું અમારું ટોળું હોય છે ને તેમાં ટોળામાં મઝા કરીએ પણ મારે સાચી વાત તો હું તમને જણાવું કે અમને આંતરિક શાંતિ નથી રહેતી.' ત્યારે મેં કહ્યું કે 'તમને શું પગાર મળે છે ?' ત્યારે કહે, 'મ્યુનિસિપાલીટીમાં એન્જીનીયર છું ને મને અઠ્ઠાવીસ્સો મળે છે.' ત્યારે મેં કહ્યું, 'તો રોજનું નેવું રૂપિયા ભાડું થયું.' 'ભાડું કેમ કરીને કહેવાય?' ત્યારે મેં કહ્યું, 'શું કહેવાય ત્યારે ? મોટું મશીન આપીએ છીએ ને આ કોમ્પ્રેસર, તો સવાસો રૂપિયા ભાડું આપે છે અને તેલ-પાણી એમનું પાછું, સરકારનું.' ત્યારે મેં કહ્યું કે,

'તમારે તેલ–પાણી ?' ત્યારે કહે, 'મારા ઘરનું.' પછી તે મને કહે, આ ભાડું કહેવાય? ને આ તેલ–પાણી આ ઘરનું! ખૂબ હસ્યા. મને કહે છે, 'આટલી જાગૃતિ રહે તો હું માણસ થઈ જાઉં ! મને જાગૃતિ જ નથી આવી.' આટલી જાગૃતિ, આ ખ્યાલ જ ન્હોતો કે હું ભાડે. પછી એમને જ્ઞાન આપ્યું ને બહુ સુંદર રહે છે.

## મા–બાપ ન મૂકે છોકરીમાં વિશ્વાસ; વ્યાજબી એ, કારણ સમજની કચાશ!

**પ્રશ્નકર્તા :** અમે ઓનેસ્ટ હોઈએ, જુઠ્ઠું ના બોલીએ કોઈ દહાડો, તો ય પણ અમારા ઉપર વિશ્વાસ કેમ ના આવે એમને ?

**દાદાશ્રી :** ના, તમારી ઉપર રખાય જ નહીં, બિલકુલે ય ના રખાય. હું કહી દઉંને કે છોકરા ઉપર વિશ્વાસ રાખશો નહીં. શંકા નહીં રાખવાની. વિશ્વાસે નહીં રાખવાનો.

**પ્રશ્નકર્તા :** ના, પણ શું કામ શંકા રાખે, પપ્પા મારા ઉપર શંકા શું કામ કરે ?

**દાદાશ્રી :** તો શું રાખે ? આપણે ત્યાં તો શંકા એકલી નહીં, પણ મારે બહાર જાય તો ! સ્ત્રી ઉપર શંકા રાખ્યા વગર ચાલે જ નહીં ને ! તું તો ફોરેનરને આમ હાથ અડાડ અડાડ કરું, તો તારે શું છે ?

**પ્રશ્નકર્તા :** આ એમ વાત નથી, પૈસાની વાતમાં હું બોલું...

**દાદાશ્રી :** ના, બધી બાબતમાં, પૈસાની બાબતમાં ય. પૈસાની બાબતમાં ય 'તું ચોર છું' એવું કંઈ શંકા ના આવે. પણ એ તો 'તું બગાડું છું, તું સમજણ વગરના ખર્ચા કરે છે', એવી શંકા આવે. એ તુ એમની છોડી થઉં, એટલે એવી શંકા આવે ને ! તો ય તારે સમજવું કે મારી ભૂલ છે, એમની ભૂલ નથી.

**પ્રશ્નકર્તા :** હા, સમજી. એ કંઈ મેં પાછલા કાળમાં કંઈ કર્યું હશે, એટલે હું ભોગવું છું તે હું હવે સમજી, તમને મળ્યા પછી.

**દાદાશ્રી :** હા, બરાબર છે. ફાધર-મધર જે કંઈ કહે, એની ઉપર કંઈ વિચાર ના કરવાના હોય છોકરાઓએ. કારણ કે એ એક્સપીરીયન્સ્ડ છે અને તમને હજુ સમજણ નથી અને તમે સરખું માપવા જાવ તો શું થાય ? તમે આમ બહુ સંસ્કારી છો, પણ છતાં ય શું માલ ભરેલો છે એ શું ખબર પડે ?

એ છોકરાઓનું હિત ક્યારે જોવાય, આપણે અવિશ્વાસ થોડો-ઘણો હોય ત્યારે જોવાય. વિશ્વાસ મૂક્યો એટલે એમનું હિત તૂટી જાય. વિશ્વાસ ના મૂકાય કે આ અમારી ઘૈડપણમાં ચાકરી કરશે ને ઘૈડપણમાં મારું એ એમ કરશે ને ! વિશ્વાસ કરો, પણ તે અવિશ્વાસુનો વિશ્વાસ.

તો પછી એ બહાર કહે તો લોક એમને કહેશે, એ સાચા છે. અને તારું બહાર પૂછીએ તો કહે, 'છોકરીમાં કશી સમજણ નથી લાંબી.' એવું કહે.

## ગાળો દે તો સાચવીશ ફાધરને; ધન્ય તને ને તારી જણતરને!

**પ્રશ્નકર્તા :** ફાધર સાથે ઘણીવાર નથી બનતું, એ જેમ તેમ બોલે, ગાળો ભાંડે.

**દાદાશ્રી :** તો તે ઘડીએ જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. પણ હજુ આ ગાળો ભાંડે છે, એનું કારણ સમજી જવું કે એમને પૈસા અમુક આપી દીધા હોય પછી એવાં નહીં રહે. એ શેનાં હારું કરે છે ? પૈસા માટે હાય હાય, લોભ ! એટલે તારે આવું કરવું, તો પેલું એમની જોડે એ તૂટે નહીં. નહીં તો ઊલટી એમની જિંદગી ય બગડે ને તારી ય બગડે.

**પ્રશ્નકર્તા :** સમજી ગયો.

**દાદાશ્રી :** અને તું કમાઈને આપી દઈશ તો ય તું કમાશે, પુણ્ય છે ને ? ભલે કશું ના આવડતું હોય, પણ પુણ્ય છે ને ! આ તો પુણ્ય કમાય છે. તને ધંધો કરવો છે કે નથી કરવો ? એ સર્વિસ કરવી હોય તો ય વાંધો નહીં ! આપણે સર્વિસ કરીને ય ચલાવાય. તારે જે આપવું હોય તે, અરધી રકમ આપવી હોય, જેટલું આપવું હોય એટલું આપજે.

## બાપ લઢે મતભેદ કલેશ ઘરે; ભોગવે એની ભૂલ, કરી ચૂકતે કરે!

**પ્રશ્નકર્તા :** અમુક દુઃખો તો દૂર થવાં જ જોઈએ ને ?

**દાદાશ્રી :** કેટલાં દુઃખ દૂર કર્યાં ?

**પ્રશ્નકર્તા :** હવે એક દાખલો આપું. હવે હું આવડો મોટો થયો તો ય મારા બાપુજી મને ટૈડકાય, ટૈડકાય કરે છે, એ મારા માટે દુઃખ ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, ના. એમાં કો'ક ટૈડકાવતો હોય તો દુઃખદાયી કહેવાય. એ ગમે એટલા ઘૈડા થાય અને તમે ગમે એટલા મોટા થાવ, પણ એમના તો છોકરા જ ને !

**પ્રશ્નકર્તા :** પણ ખોટું ટૈડકાવતા હોય તો ?

**દાદાશ્રી :** ખોટું તો તમે જજ, તમે વકીલ અને તમે છે તે આરોપી શી રીતે ખોટું માપ કાઢો છો ?

**પ્રશ્નકર્તા :** એ હું નહીં, બીજા પણ એમ માને છે કે એ ખોટું થયું આ ભાઈ પણ માને છે, હું એકલો નથી.

**દાદાશ્રી :** આ ભાઈ સાક્ષી પૂરે છે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ તો આ સાક્ષીવાળા તમને બધા મળી આવે પછી. આ દુનિયાનો કાયદો એવો કે ગેરકાયદેસર કોઈ તમને કશું કરે તેમ છે નહીં. તમારા ફાધર ટૈડકાવે છે ને એ કાયદેસર કરે છે. હવે તમારે બીજું અંદર ઊંડું ઉતરવું છે ? એ કાયદેસર છે, ગેરકાયદેસર નથી. આ તો કુદરત શું કરે છે ? નિરંતર ન્યાયમાં જ હોય છે. એક સેકન્ડ પણ અન્યાય કરતી નથી, એનું નામ કુદરત ! અહીં કોર્ટો ગમે તેમ કરે. પણ કુદરત ન્યાયમાં જ છે. અને અસલ ન્યાય જ કરે છે. એટલે બાપા વઢે છે ને તે જ ન્યાય છે. હવે તેને ઉપરથી તમે કહો કે મને કેમ વઢો છો, એ ન્યાયને તમે ઊંધું બોલો છો.

**પ્રશ્નકર્તા :** આ તો વઢે છે ને જાણી જોઈને દુઃખી થાય છે ને અમને બધાને દુઃખી કરે છે.

**દાદાશ્રી :** ના, ના. એ તો બધું આનું નામ જ સંસાર ને ! ઊંધી માન્યતાઓ એનું નામ સંસાર ! એ પોતે દુઃખી થતા નથી કે દુઃખી થાય છે ને એ કાયદેસર થાય છે અને તમને દુઃખ કરે છે તે ય કાયદેસર કરે છે. અને તમે વળી પાછા એને ગૂંચવો છો. એમને વધાવી લો કે બહુ સારું થયું આ હિસાબ મારો ચૂકતે થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ આમાં તો એવું થયું ને દાદા કે અમે ભૂલ નથી કરતાં છતાં અમે ભોગવીએ છીએ, તેનું શું ? તમે કહો છો ભૂલ કરે એ ભોગવે, પણ અમે ભૂલ નથી કરી એવી ખાતરી છે. છતાં અમે ભોગવીએ છીએ.

**દાદાશ્રી :** એમને કંઈ ભૂલની સાથે ભાંજગડ નથી. આ તો તમારો હિસાબ છે તે ચૂકતે કરે છે. ને તે ચૂકતે ના કરે તો પાછું તમારું બાકી રહી જાત ફાધર પાસે. એટલે ચોપડા ચૂકવી દેવા પડે ને ! આ તો ભૂલમાં તો હોતું નથી કોઈ ! અને આમ ભૂલો જ છે બધી જોવા જાય તો !

**પ્રશ્નકર્તા :** પણ અમે તો ચૂકવવા તૈયાર છીએ પણ ક્યાં સુધી આ ? બધો હિસાબ કરી દો, અમે જલ્દી હિસાબ કરવા માંગીએ છીએ. આ ગૂંચ તો ઉકેલવી જ છે, પણ આવી રીતે નથી ઉકેલવી.

**દાદાશ્રી :** એવું છે, આ હિસાબ છે. તે તમને બુદ્ધિથી શું લાગે છે કે આવું એ કેમ કર્યા કરે છે ? શું તો એ ચક્રમ છે, ગાંડા છે ?! તમને લાગે છે ગાંડા છે. ના, આ તો હિસાબ છે.

## જૂની ગાડી થાય જલ્દી ગરમ; છોકરાં શાંત તો બાપ જલ્દી નરમ!

**પ્રશ્નકર્તા :** તો વડીલો જ કેમ વધારે ગરમ થઈ જતા હશે ?

**દાદાશ્રી :** એ તો ઠઠારો ગાડી થઈ ગયેલી હોય, ગાડી જૂની થઈ હોય તો પછી ગરમ થઈ જાય ને આખો દહાડો. એ તો નવી ગાડી હોય તો ના થાય. એટલે વડીલોને તો બિચારાને શું....

અને ગાડી ગરમ થઈ જાય. તો એને આપણે ટાઢી ના પાડવી પડે !

બહારથી કંઈક કોઈકની જોડે ભાંજગડ થઈ હોય, રસ્તામાં પોલીસવાળા જોડે, તો મોઢા ઉપર છે તે થઈ ગયા હોય ઈમોશન્લ. તમે મોઢું જુઓ ત્યારે તમે શું કહો ? 'તમારું મોઢું જ બળ્યું, આ જ્યાં ને ત્યાં ઉતરેલું ને ઉતરેલું કાયમને માટે.' એવું ના બોલાય. આપણે સમજી જવાનું કંઈક મુશ્કેલીમાં આવ્યા છે. એટલે પછી આપણે એમ ને એમ ગાડીને ટાઢી પાડવા માટે ઊભી નહીં રાખતાં ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** એવું એમને ટાઢી પાડવા માટે જરા ચા-નાસ્તો બધું કરવું. તો ઠંડું પડી જાય એમનું. એવું સાચવવું પડે બધું. આ તો આ આવતાની સાથે, જુઓને તમારું મોઢું ચઢેલું છે ! અલ્યા ભઈ, એ ક્યા કારણથી ચઢ્યું એ શું કારણથી, એ તો એ સમજે બિચારા. એવું ના બને આ દુનિયામાં ?

**પ્રશ્નકર્તા :** એવું બને જ છે.

**દાદાશ્રી :** માટે આપણે સાચવી લેવાનું. અને ગાડી ગરમ થાય તો ત્યાં ચીઢાતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો આ બધી ગાડીઓ જ છે, ગરમ થાય એ બધી ગાડી જ કહેવાય. કારણ કે જે મીકેનિકલ ભાગ છે ને, ત્યાં જ ગરમી થાય છે. કોન્શીયસ પાર્ટમાં થતું નથી. મીકેનિકલ પાર્ટમાં ગરમ થાય છે એટલે ગાડી કહેવાય કે ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** કહેવાય.

**દાદાશ્રી :** કોન્શીયસ પાર્ટમાં ગરમી નહીં થતી. ક્યા પાર્ટમાં ગરમી થાય છે એ જાણવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** મારા ફાધર તો બહુ ગરમ થઈ જાય, ખાવાનું સહેજ બરાબર ફાવ્યું નહીં તો.

**દાદાશ્રી :** એમ નહીં, પણ સામી સેવા કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** આ વડીલોની સેવા કરવી એ તો મોટામાં મોટો ધર્મ છે. જુવાનિયાનો ધર્મ શું ? ત્યારે કહે, વડીલોની સેવા કરવી. જૂની ગાડીઓને ધકેલીને લઈ જવી અને તો જ આપણે ઘૈડા થઈશું તો આપણને ધકેલનારા મળશે. એ તો આપીને લેવાનું છે. આપણે ઘૈડાઓની સેવા કરીએ તો આપણી સેવા કરનારા મળી આવે અને આપણે ઘૈડાઓને હાંક હાંક કરીએ તો આપણને હાંક હાંક કરનારા મળી આવે. જે કરવું હોય તે છૂટ છે.

**પ્રશ્નકર્તા :** અદ્‌ભુત.

**દાદાશ્રી :** બાકી આ તમને વાત આમાં કંઈ ગમે આ બધી ?

**પ્રશ્નકર્તા :** હા.

# (૧૭) પત્નીની પસંદગી

## પરણવું ફરજિયાત હરકોઈને; બ્રહ્મચારી વિરલો, પૂર્વનું લઈને!

**દાદાશ્રી :** લગ્ન તારી મરજીથી કરું છું ?

**પ્રશ્નકર્તા :** બધાં કરતાં હોય. આપણે પણ કરવાનું વળી.

**દાદાશ્રી :** એટલે મરજીયાતને ? કે ફરજિયાત કરવું પડે છે, ડ્યૂટી બાઉન્ડ ? મારી ઠોકીને કરાવડાવે લગન એ ડ્યૂટી બાઉન્ડ. તને લાગે ડ્યૂટી બાઉન્ડ છે ?

**પ્રશ્નકર્તા :** હમણાં નથી વિચાર આવતા કે લગ્ન કરવા છે.

**દાદાશ્રી :** ના, પણ બુદ્ધિથી વિચારતાં કેવું લાગે છે ? આ બધાં પૈણેલાં, તે બધાં રાજીખુશીથી પૈણેલાં ?

**પ્રશ્નકર્તા :** લગ્ન સુખ નથી આપતું, પણ કમ્પ્લસરી (ફરજિયાત) જ છે ને કરવું જ પડે.

**દાદાશ્રી :** હા, કમ્પ્લસરી છે !

**પ્રશ્નકર્તા :** કમ્પ્લસરી કેમ છે ?

**દાદાશ્રી :** એ આપણે ગયાં અવતારે નક્કી કર્યું ન્હોતું કે 'લગ્ન નથી કરવું'. એવું નક્કી કર્યું હોત તો લગ્ન ન કરવું પડત !

કેટલાકને પૈણવું હોય ને, તે આખી જિંદગી સુધી 'આ સાલ થશે, આવતી સાલ થશે.' એમ કરતાં કરતાં પચાસ વર્ષનો થઈ ગયો ! તો ય હજી આશા રાખે કે ના, હજુ કંઈક થશે. અલ્યા, પચાસ વર્ષનો થયો, હવે શેની આશા રાખે છે ! એવી

રીતે જેમ નથી મળતી, તેમ મળે તેમાંથી પણ આપણાથી છૂટી ના શકાય એવો કુદરતનો કોન્ટ્રાક્ટ કરેલો છે. કરાર થઈ ગયા છે બધા.

તેં કંઈ સરવૈયું કાઢ્યું કે પૈણવા જેવું છે કે નથી પૈણવા જેવું ?

**પ્રશ્નકર્તા :** નથી પૈણવા જેવું.

**દાદાશ્રી :** એમ ? ખરું છે, કારણ આ ઈન્દ્રિય સુખો એક તરફી છે. આંખના, કાનનાં, નાકના, એ બધા એક તરફી ઈન્દ્રિય સુખો છે. પણ આ વિષય એ તો બે તરફીનું છે, એટલે દાવો માંડશે અને એ દાવો ક્યારે માંડે એ કહેવાય નહીં. એ કહેશે કે સિનેમા જોવા હેંડોને, તમે કહો કે ના, આજે મારે ખાસ કામ છે. તો એ દાવો માંડે. એ કહેશે, મારે જોઈએ છે ને તમે ના પાડો છો. એટલે એ દાવો માંડે એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** એવું જ બને છે.

**દાદાશ્રી :** હવે એ સ્ત્રી જો પહેલેથી સમજતી હોય કે એમનાં કર્મના ઉદયે ના પાડી છે તો ડહાપણપૂર્વક ઉકેલ આવે. પણ એમને એવું ભાન છે નહીં ને ? એ તો કહેશે કે એમણે કર્યું જ નહીં. મોહ બધો ફરી વળે અને 'કરે છે કોણ' એ પોતાને ખબર નથી. એ તો એમ જ જાણે છે કે આ જ કરે છે. એ જ નથી આવતા. એમની જ ઈચ્છા નથી આવવાની.

'ન પૈણવામાં' ધ્યેય હોય, તો બરોબર છે. આ છોકરાઓ તો ધ્યેય વગરની વાત કરે છે. આ તો જાણે કે આમ એકલાં પડી રહીશું. મઝા-મસ્તીમાં રહીશું. એ તો ગધ્ધામસ્તી કહેવાય. એના કરતાં એક રૂમમાં બેઉ આખી રાત વઢતાં હોય તે સારું. તેનાથી જાગૃતિ રહે અને ગધેડાની પેઠે મસ્તાનીમાં પડી રહ્યો હોય, એનો અર્થ શો છે ? પેલામાં ઝઘડા કરતાં હોય તો ય સવાર થાય, સવાર તો થયા જ કરવાની ને ?

## ન થાય, ધારે તેવું હંમેશા; ના, ના કરતાં પૈણી જાય બધા!

**પ્રશ્નકર્તા :** એ પણ વાત સારી છે. પરણવું નહીં. જો સેવા કરવી હોય તો પરણવું નહીં, એ વાત સાચી છે ?

**દાદાશ્રી :** હા, પણ ના પૈણે તો ચાલશે શી રીતે ? રહેવાશે ? ત્યાગી તરીકે રહેવાશે, સાધુ તરીકે ? એટલી શક્તિ છે તારી ?

**પ્રશ્નકર્તા :** હા, રહેવાશે.

**દાદાશ્રી :** એમ ! એ તો પૈણવાનું ના કહે છે આ તો.

એ પહેલેથી જ એવું કહે છે નહીં ! એટલે લફરું વળગે નહીં એટલે ભાંજગડ જ નહીં ને. પણ બહુ મજા નથી. એ તો પછી છેવટે પૈણવું પડે. પછી ઘૈડી જોડે પૈણવું પડે, એનાં કરતાં જવાન જોડે પૈણને. એટલે પૈણજે મોટો થઈને. બે-પાંચ-સાત વર્ષ પછી પૈણજે અને પૈણે ને વહુને ય એમ કહેવું કે તું ય સેવા કર અને હું ય સેવા કરું. આપણે બેઉ સાથે સેવા કરવી એમની.

કોઈ માણસ એમ કહે કે હું નહી પૈણું તો એની તાકાત નથી કે એનું ધારેલું કરી શકે ! એવું થતું હોય તો તો આ બધાનું ધારેલું થઈ જ જાતને ! ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** આ તો પૈણવાનું ના કહેતો હોય તેને વહેલું પૈણવું પડે !

**દાદાશ્રી :** આવું છે ! એટલે મારું કહેવાનું કે આપણું ધારેલું કંઈ થતું નથી, એટલે આ લોકો અમથા બૂમાબૂમ કરે છે ! પણ અલ્યા, તારું કશું વળશે નહિ ! એમ ધારણા તો બધી ધારી કે મારે આમ કરવું છે, તેમ કરવું છે. પણ કશું ઠેકાણું પડતું નથી ! એટલે નરસિંહ મહેતાએ ગાયેલું કે 'બધી ધારણાઓ મારી ધોકો ધર્યો !' ધારણા ધર્યે કશું વળે નહીં. એના કરતાં 'શું બને છે' એ જોયા કરવું એ સારામાં સારું ! શું બને છે એ 'વ્યવસ્થિત', એને જોયા કરવું ! એમ ધારણાઓ કરવામાં ફાયદો નથી ! સંડાસ જવાનું જ્યાં હાથમાં નથી ત્યાં લગ્ન જેવી બાબત આપણા હાથમાં ક્યાંથી ? આપણા હાથમાં સત્તા નથી ત્યાં આગળ બૂમાબૂમ કરીએ એનો અર્થ શો તે ?

જે યોજના થયેલી છે, એમાં કંઈ ફેરફાર થવાનો નથી ! જો પૈણવાની યોજના થયેલી છે, તો અત્યારે આપણે નક્કી કરીએ કે મારે નથી પૈણવું, તો એ મીનિંગલેસ વાત છે. એમાં ચાલે નહીં ને પાછું પૈણવું તો પડે જ !

**પ્રશ્નકર્તા :** આ ભવમાં આપણે જે ભાવના કરેલી હોય તે પછી આવતા ભવે ફળે ને ?

**દાદાશ્રી :** હા, આ ભવે ભાવના કરે તો આવતે ભવે ફળે, પણ અત્યારે તો એનો છૂટકો જ નહીં ! અત્યારે એમાં ચાલે નહીં, કોઈનું ય ના ચાલે ને ! ભગવાને ય વાળવા જાય ને કે ના પૈણીશ, તો ભગવાનનું પણ ત્યાં આગળ ચાલે નહીં ! ગયા ભવમાં ના પૈણવાની યોજના કરી જ નથી. માટે ના પૈણવાનું નહીં આવે. જે યોજના કરી હશે તે જ આવશે !

## પૈણીને જીતાય પ્રેમથી પત્ની; ઝઘડાથી કલેષ ઊંધી મતિ!

લગ્ન પોતાનું ડિપેન્ડન્ટપણું છે તે જ ખબર નથી. ડિપેન્ડન્ટપણું છે. ભગવાન મહાવીર ઈન્ડિપેન્ડન્ટ થયા હતાં.

તે લગ્ન કરવાનું બંધ રાખ્યું કે કરવું છે ?

**પ્રશ્નકર્તા :** કરવું છે. એટલે કોની જોડે કરવું છે એ નક્કી નથી, પણ કરવું છે એ નક્કી.

**દાદાશ્રી :** પછી એક દહાડો ચિઢાય કે અક્કલ નહીં તારામાં, ગેટ આઉટ કરે તો પછી શું કરીશ ? તું મા-બાપ, મા-બાપ કરે (લાચારી દેખાડે) એમાં શું દહાડો વળે ? એ ચિઢાય ત્યારે તું શું કરું ?

**પ્રશ્નકર્તા :** શું કરવાનું ? સાંભળવાનું.

**દાદાશ્રી :** ઘસીયા થઈ જવાનું, ગળીયા બળદ જેવા ! લીહટ !

**પ્રશ્નકર્તા :** નો, ધેન આઈ ગેટ એંગ્રી ઓન હર. એ મારા ઉપર ગુસ્સે થાય તો પછી હું એના ઉપર થઉં એમ.

**દાદાશ્રી :** તો પછી એન્ડમાં શું આવશે ? મારીને જતી રહેશે. બધું વિચારીને પૈણજે. પૈણવું સહેલું નથી. ચાર વેદ ભણી જાય ત્યારે પૈણવાનું આવડે. આ (ફોરેનનાં) લોકો શું કહે છે, લેડીને તમાચાથી જીતો. લેડીને કહે છે, તારા ધણીને તું તમાચાથી જીત ! ભગવાન મહાવીર શું કહે છે, આપણે અહિંસાથી જીતો, એની હિંસાની ઉપર આપણી અહિંસા ! હિંસાનો એક દહાડો અંત આવશે, અહિંસાનો વિજય થશે. હિંસાનો તો વિજય થયો જ નથી આ દુનિયામાં.

એવું કેમ કહેવાય આપણાથી કે પૈણવામાં સુખ નથી. એમ કેમ કહેવાય ? એ લોકો એવું કહે પૈણવામાં દુઃખ છે એવું અમે માનીએ નહીં. અનુભવ કરશે એટલે એ ય છોડી દેશે બધાં. લક્કડનો લાડુ છે, ખાધા તે પણ પસ્તાયા, ના ખાધા તે પણ પસ્તાયા.

**પ્રશ્નકર્તા :** ખાધા પછી પસ્તાવું સારું, પછી અફસોસ ના રહી જાય.

**દાદાશ્રી :** હા, પછી અફસોસ ના રહે.

## ન ચાલે પરણ્યા વિના સંસાર; જ્ઞાની જ નિરાલંબ, વિના આધાર!

જેમ સંડાસ વિના કોઈને ન ચાલે તેમ પરણ્યા વિના ચાલે તેમ નથી ! તારું મન કુંવારું હોય તો વાંધો નથી. પણ જ્યાં મન પરણેલું હોય ત્યાં પરણ્યા વગર ન ચાલે અને ટોળાંવાદ વગર મનુષ્યો રહી ના શકે. ટોળાંવાદ વગર રહી શકે કોણ ? 'જ્ઞાની પુરુષ' એકલાં જ, કોઈ ના હોય ત્યાં આગળે ય. કારણ કે પોતે નિરાલંબ થયેલા છે. કોઈ અવલંબનની એમને જરૂર જ નથી.

બાકી મનુષ્યો તો બિચારા હુંફ વગર જીવી શકે નહીં. વીસ લાખ રૂપિયાનો મોટો બંગલો હોય અને એકલો સૂઈ જવાનું કહે તો ? એટલે એને હુંફ જોઈએ.

મનુષ્યોને હુંફ જોઈએ, તેથી તો આ લગ્ન કરવાનાં ને ! લગ્નનો કાયદો કઈ ખોટો કાયદો નથી. એ તો કુદરતનો નિયમ છે.

એટલે પૈણવામાં સહજ પ્રયત્ન રાખવો, મનમાં ભાવના રાખવી કે લગ્ન કરવું છે, સારી જગ્યાએ. પછી એ સ્ટેશન આવે ત્યારે ઊતરવાનું. સ્ટેશન આવતાં પહેલાં દોડધામ કરીએ તો.... તારે પહેલી દોડધામ કરવી છે ?

**પ્રશ્નકર્તા :** ના. સ્ટેશન આવે ત્યારે.

**દાદાશ્રી :** હં... સ્ટેશનને આપણી ગરજ છે ને આપણને સ્ટેશનની ગરજ ! કંઈ સ્ટેશનની આપણને એકલાને જ ગરજ નથી. સ્ટેશનને આપણી ગરજ ખરી કે નહિ ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** નહિ તો પૈસા કોણ આપે ટિકિટના ?!

નિરાંતે રહેજે. 'દાદા'એ બધું વ્યવસ્થિત કહેલું છે. પ્રયત્ન રાખવો. મનમાં ભાવ રાખવો. પણ હવે 'જગતનું કલ્યાણ કરવું છે' એવો ભાવ રાખવો. મારે સાચું સુખ પ્રાપ્ત કરી અને પૂર્ણ કરી અને 'જગતના લોકો કેમ એ સુખ પામે' એવી ભાવના રાખવી.

## યુવાવર્ગ દોડી આવે દાદા પાસ; મા-બાપનાં સુખ(?) જોઈ થાય ઉદાસ!

**પ્રશ્નકર્તા :** આપના સંઘમાં ભળનાર યુવાન-યુવતીઓ લગ્નની ના પાડે, તો આપ શું ઉપદેશ તેઓને ખાનગીમાં આપો છો ?

**દાદાશ્રી :** હું ખાનગીમાં પૈણવાનું કહું છું એમને. હું ખાનગીમાં એ લોકોને લગ્ન કરવાનું કહી દઉં છું કે ભઈ થોડી છોડીઓ ઓછી થઈ જાય તો નિવેડો આવે. મારે અહીં વાંધો નથી, મારે તો પૈણીને આવોને તો આ માર્ગ, મોક્ષનો માર્ગ પૈણેલાને માટે જ છે આ. હું તો એમને કહું છું કે પરણો તો છોકરીઓ ઓછી થાય. અને અહીંયા મોક્ષ, પૈણવાથી અટકે છે એવું નથી !

પણ એમણે શું શોધખોળ કરી છે, કે પૈણવાની ઉપાધિ બહુ હોય છે. કહે છે, અમે અમારા મા-બાપનું સુખ જોયું છે. એટલે એ સુખ અમને ગમતું નથી. એટલે મા-બાપનો પુરાવો આપે છે. મા-બાપનું સુખ (!) જોયું એટલે અમે કંટાળી ગયા છીએ કે 'પૈણવામાં સુખ નથી' એવો એમને અનુભવ થઈ ગયો છે એવું એ લોકો બૂમ પાડે છે. હું તો ઘણું સમજાવું છું, કારણ કે આ માર્ગ જે છે ને, તે પૈણેલા માટે જ છે. બ્રહ્મચારી રહેવું હોય તે વાત જુદી છે. બાકી પૈણેલાને બાધક નથી આ અને બીજી જગ્યાએ તો પૈણીશ નહીં એવું શિખવાડે અને હું તો એમ શિખવાડું કે પૈણ. પૈણે એટલે ખરાબ વિચાર આવતા બંધ થઈ જાય, ને એક જગ્યાએ સ્થિર થાય માણસ. ના થાય ? સ્થિર થાય.

બ્રહ્મચર્ય પાળવું સારું છે, એવું તું માનું ? વિલાસી જીવન સારું કે સંયમિત જીવન સારું ?

**પ્રશ્નકર્તા :** સંયમિત.

**દાદાશ્રી :** હા. તે એ હું કહેવા માંગું છું તને. બ્રહ્મચર્યનો વિચાર ભલે ના આવ્યો પણ સંયમિતનો વિચાર આવે ને ? વિલાસી ન હોવું જોઈએ ને ?

પૈણશે નહીં તો જગતનું બેલેન્સ કેમ રહેશે ? પૈણને. છો ને પૈણે ! 'દાદા'ને વાંધો નથી, પણ વાંધો અણસમજણનો છે. આપણે શું કહેવા માંગીએ છીએ કે બધું કરો, પણ વાતને સમજો કે શું હકીકત છે !

## પાત્રની પસંદગીમાં ન ઘાલો હાથ; ન ફાવે તો આવે બાપને માથ!

**પ્રશ્નકર્તા :** પણ ઘણી જગ્યાએ તો લગ્ન દબાણ કરીને બાપા કરાવે છે, પોતે ના કહેતો હોય તો ય.

**દાદાશ્રી :** પણ એ બાપાએ આવું નહીં કરવું જોઈએ. અત્યારના ભણેલા છોકરાઓ છે ને, બાપાઓએ છોકરાઓને એમના મતે ચાલવા દેવા જોઈએ.

બાપાએ વચ્ચે ડખલ નહીં કરવી જોઈએ. હું તો કહું બાપાને કે, 'હાથ ના ઘાલીશ.'

છોકરાને દબાણ કરશો નહીં. નહીં તો તારે માથે આવશે કે મારા બાપાએ બગાડ્યું. એને ચલાવતાં ના આવડે તેથી બગડે ને આપણે માથે આવે. ઘોડી તો ત્રણ હજારની હતી. પણ પડી ગયો ત્યારે કહેશે કે મને ઘોડીએ પાડી નાખ્યો. મેર ગાંડીયા ! ઘોડીને વગોવો છો ? ઘોડીની આબરૂ કાઢો છો ? ઘોડી તો ત્રણ હજાર રૂપિયા આપીને લાવ્યો છે, તને બેસતાં ના આવડે એમાં ઘોડીનું નામ દઉં છું ?! પણ આ જગત તો આવું !! વહુમાં અક્કલ નથી, કહેશે અને એ અક્કલનો કોથળો ?!

બોલાવવો એને અને કહેવું, 'અમને પસંદ પડી હવે, તને પસંદ પડે તો કહે અને નહીં તો રહેવા દઈએ આપણે.' તો એ કહેશે, 'મને નથી ગમતી'. તો એને રહેવા દઈએ. સહી તો કરાવી લેવી છોકરાં પાસે, નહીં તો છોકરો ય સામો થાય.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'માં જે વહુ આવવાની છે, તે આવવાની જ છે એમ કરીને આપણે બેસી રહેવું કે પછી કંઈ આમ તજવીજમાં રહેવું?

**દાદાશ્રી :** પણ એ બેસી રહેવાનું થશે જ નહીં.

## ન વપરાય બુદ્ધિ પસંદગીમાં; સંજોગો, સાચી આપે જિંદગીમાં!

બુદ્ધિ તો બે જ વસ્તુ જુએ, નફો ને ખોટ ! છોકરાની વહુ ખોળે તો સારી જ ખોળ્યા કરે !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ દેખાડે, વહુને સીલેક્ટ કરવા માટે સારું સારું, તો તે સમયે શું કરવું જોઈએ આપણે, બુદ્ધિ ન વાપરવી ?

**દાદાશ્રી :** આપણે તો છોકરાને એ દેખાડી જોવાનું, બીજા સંજોગો ભેગા થાય એટલે આપણે 'યસ' કહી દેવાનું.

**પ્રશ્નકર્તા :** પણ બીજા સંજોગો આપણે જોવા જોઈએ ને દાદા, કુટુંબ કે નાત કે આમ સામાન્ય....

**દાદાશ્રી :** એ સંજોગો જ ભેગા ક્યારે થાય કે બનવાનું હોય તે પ્રમાણે જ થાય.

**પ્રશ્નકર્તા :** બધા ય એવિડન્સીસ્ ભેગા થાય તો જ લગ્ન થાય.

**દાદાશ્રી :** તો જ લગ્ન થાય, નહીં તો ના થાય. એટલે એ ગભરામણ નહીં રાખવાની પછી. કુટુંબ ખરાબ આવ્યું. છૂટું થયું, પછી જે તારો હિસાબ તે આવ્યો. બાકી બુદ્ધિ જો ખોળવા બેસેને તો આ ગામમાં એકું ય મોડલ સારું જડે નહીં. બુદ્ધિનું ખોળેલું તો જડે જ ક્યાંથી ?

**પ્રશ્નકર્તા :** હવે ધારો કે છોકરાએ એમ કહ્યું હોય મા-બાપને કે તમે જે શોધી આપો એ ખરી. તો પછી મા-બાપની જવાબદારી આવી ગઈ, તો મા-બાપે શું કરવું ત્યારે ?

**દાદાશ્રી :** પછી આપણે શોધી આપવું. શોધી આપીને પછી આપણે જાણવું કે આ શોધી આપ્યું છે. તો અત્યારે તો બાળક છે, નાની ઉંમરનો છે, મોટી ઉંમરનો થાય એટલે બુદ્ધિ ખીલે. ત્યારે પછી કહેશે, 'હું તો હા કહું પણ તમારે નહોતું સમજવું ?' તો પછી આપણે ધીમે રહીને ઉકેલ લાવવો.

## પત્ની, કુટુંબ માટે ન દે કરવા; ખાનગીમાં કરી, બેઉ સાચવવો!

ના ગમતું હોય એમ કરવું પડે છે ને ?! હવે પૈણીશ ત્યાર પછી વહુ કહેને એ ય તને ના ગમતું હોય તો કરવું પડે. એટલે છૂટકો જ નહીંને !! ક્યાં જઈએ ?!

**પ્રશ્નકર્તા :** હં, દાદા, પણ એમાં એવું છે કે નાની નાની બાબતમાં જવા હઉ દઈએ, પણ મોટી બાબતમાં નહીં ખસવું જોઈએ, હું એવું માનું પછી વહુ હોય કે જે હોય એ.

**દાદાશ્રી :** તો એનો નિકાલ નહીં થાય. આપણે જો છૂટું થવું છે આ દુનિયાથી, તે ના થવા દે પેલી.

**પ્રશ્નકર્તા :** ધારો કે મારે કોઈને મદદ કરવી છે. ઘરના માણસને માટે કંઈક કરવું છે અને પત્ની ના પાડે છે, તો મારે કંઈક કરવું કે ના કરવું ?

**દાદાશ્રી :** કરવું. પણ ખાનગી રીતે કરવું.

**પ્રશ્નકર્તા :** નહીં, ખાનગી રીતે કેમ કરવું આપણે ?

**દાદાશ્રી :** નહીં તો પત્ની જોડે ઝઘડા થાય પછી. આની જોડે રહેવાનું ને પાછું ઝઘડા થાય. કારણ કે પત્ની શું કહે, કે તમે જે મદદ કરો છો એમાં મારી પાર્ટનરશીપ છે, એવું કહેને ?!

**પ્રશ્નકર્તા :** પણ પછી તેમાં મારું ને તારું થઈ ગયું કહેવાયને ?

**દાદાશ્રી :** એ મારું-તારું હોય જ, પતિ-પત્નીમાં. પછી મારું-તારું ના હોત તો તો આ દુનિયામાંથી બહાર જવાની જરૂરત જ નથી ! મોક્ષે જવાની જરૂરત જ શી હતી ! અને પતિ પત્નીમાં ય મારું-તારું હોય.

**પ્રશ્નકર્તા :** હું નથી માનતો એવામાં.

**દાદાશ્રી :** તારે પણ એવું થશે. હજુ પૈણ્યો નથી, પણ પૈણીશ એટલે એવો અનુભવ થશે.

**પ્રશ્નકર્તા :** એટલે જ હું મારી રીતે કદાચ બોલતો હોઉં.

**દાદાશ્રી :** ના, તે તો એને ખ્યાલ ના હોય ને !

**પ્રશ્નકર્તા :** હા, અનુભવ નહીં ને !

**દાદાશ્રી :** હા, એ તો અનુભવ કરીએ ત્યારે ખબર પડે કે આ કડવું કે મીઠું. નથી કડવું લાગતું કે નથી મીઠું લાગતું. કંઈ જાતનું આ ?! કડવું ય ના લાગે ને મીઠું ય ના લાગે.

## નથી પાપ લવમૅરેજમાં; પાપ છે દગા ને ફરેબમાં!

**પ્રશ્નકર્તા :** આ લવમૅરેજ એ પાપ ગણાય ?

**દાદાશ્રી :** ના. ટેમ્પરરી લવમૅરેજ એ પાપ ગણાય. પરમેનન્ટ લવમૅરેજ હોય તો નહીં. એટલે લાઈફ લવમૅરેજ હોય તો વાંધો નહીં. ટેમ્પરરી લવમૅરેજ એટલે ફોર વન યર, ફોર ટુ યર. પરણવું હોય તો એકને જ પરણવું જોઈએ. ફ્રેન્ડશીપ બહુ નહીં કરવી જોઈએ. નહીં તો નર્કે જવું પડે.

**પ્રશ્નકર્તા :** આ જે બીજા અમેરીકન્સ કહે છે કે જેવી રીતે બીજી છોકરીઓ કેટલાય જણા જોડે સંબંધ રાખે, તો એ લોકોને તો કંઈ વાંધો નથી આવતો. એ લોકોને કંઈ પાપ નથી ને આપણને કેમ એવું છે ?

**દાદાશ્રી :** એમને છોકરીઓની પડેલી નથી હોતી બહુ, એ તો ના જતો હોય તો વીસ-બાવીસ વર્ષનો છૂટો કરે એને. આપણે ત્યાં નહીં કરે. એ તો એમને એમના કપલ પૂરતી જ પડેલી હોય છે અને આપણા તો ઠેઠ સુધી, તમે પચાસ વર્ષના થાવ તો ય લાગણી રાખે મા-બાપ. તમે પચાસ વર્ષના થાવ તો ય એમને દુઃખ થયા કરે કે આ બિચારીનું શું થતું હશે, શું થતું હશે ?! અને આમને ના થાય.

**પ્રશ્નકર્તા :** એ લોકોને કેમ એવું હોય ? અને આપણને.

**દાદાશ્રી :** ડેવલપમેન્ટ કાચું છે. સામાજીક ડેવલપમેન્ટ નથી એમનામાં. સામાજીક ડેવલપમેન્ટ કાચું છે.

# પુરાવા ભેગાં થતાં લફરું પેઠું! લફરું જાણતાં જ, પડે એ છૂટું!

તમે નાના હતા ત્યારે આવું લફરું વળગેલું કોઈ જાતનું ? તે પુરાવા ભેગા થાય, બધા એવિડન્સ ભેગા થાય એ એટલે લફરાં વળગી જાય.

**પ્રશ્નકર્તા :** લફરું એ શું છે ?

**દાદાશ્રી :** હા, તે કહું છું. એક નાગર બ્રાહ્મણ હતો, તે ઓફીસર હતો. તે એનાં છોકરાને કહે છે. 'આ છોકરી સાથે તું ફરતો હતો. તે મેં તને દીઠો, તે લફરા શું કરવા ફેરવે છે !' છોકરો કોલેજમાં ફરતો હતો, કોઈ ગર્લફ્રેન્ડ જોડે. એનાં બાપે દીઠો હશે. એને લફરું એ લોકો નથી કહેતા, પણ આ જુના જમાનાનાં માણસો એને લફરું કહે છે. કારણ કે ફાધરનાં મનમાં એમ થયું કે 'આ મૂરખ માણસ સમજતો નથી, પ્રેમ શું છે એ ? ને માર ખાઈ ખાઈને મરી જશે !' પ્રેમને નિવેડવો એ સહેલો નથી. પ્રેમ

કરતાં બધાને આવડે છે, પણ એને નિવેડવો સહેલો નથી. તેથી એનાં ફાધરે કહ્યું કે, 'આ લફરાં શું કરવા, કરવા માંડ્યાં ?'

તે પેલો છોકરો કહે છે, 'બાપુજી, શું કહો છો આ તમે ? એ તો મારી ગર્લફ્રેન્ડ છે. તમે આને લફરું બોલો છો આમ ? મારી નાકકટ્ટી થાય એવું બોલો છો ? એવું ના બોલાય.' ત્યારે બાપ કહે છે, 'નહીં બોલું હવે.' એ ગર્લફ્રેન્ડ જોડે બે વર્ષ દોસ્તી ચાલી. પછી એ બીજા કોઈ જોડે સિનેમા જોવા આવી હતી ને આણે જોઈ. એટલે એના મનમાં એમ લાગ્યું કે આ તો પપ્પાજી કહેતા હતા કે 'આ લફરું વળગાડ્યું છે' તે એવું આ લફરું જ છે.

પહેલાં જ્યારે ફાધરે કહ્યું કે, 'આ લફરું શું કામ કરવા માંડ્યું છે ?' ત્યારે આ આડુંઅવળું બોલ્યો એટલે એનાં ફાધરે જાણ્યું કે 'એની મેળે મેળે જ અનુભવ થવા દેને ! આપણો અનુભવ લેવા તૈયાર નથી. તો એને પોતાને અનુભવ થવા દો.' તે આવું બીજા જોડે સિનેમામાં દેખેને, એટલે અનુભવ થાયને ? એટલે પછી પસ્તાય કે ફાધર કહેતા હતા એ સાચી વાત છે. સાલું લફરું જ છે આ તો.

એટલે પુરાવા ભેગા થાયને તો લફરા વળગી જાય. પછી છૂટે નહીં અને બીજાને લઈને ફરે એટલે રાત-દહાડો પેલાને ઊંઘ ના આવે. બને કે ના બને એવું ? પેલા છોકરાએ જ્યારે જાણ્યું ત્યારથી એ લફરું છૂટવા માંડ્યું. એટલે જ્યાં સુધી 'ગર્લફ્રેન્ડ' કહે અને એને લફરું જાણે નહીં ત્યાં સુધી શી રીતે છૂટે ? આ તો લફરું જ છે ત્યારથી એ છૂટું પડવા માંડે. જ્યારે ત્યારે છૂટું થઈ જાય. મહિને, બે મહિને, ચાર મહિને પણ છૂટું જ થઈ જાય. સાયન્ટિફિક કાયદો આ. એને જ્ઞાનમાં આવવું જોઈએ કે આ લફરું છે. બાપ એવું જાણે કે આ લફરું છે. પણ પેલાને એ જ્ઞાનમાં આવ્યું નથીને. એને તો બાપાનું ઊંધું દેખાય પણ છોકરો લફરું કહેને, પછી આપણે એની માટે કચકચ નહીં કરવાની. આપણે જાણીએ કે જ્ઞાન થયું. જે જ્ઞાન મને હતું, એ જ્ઞાન એને થયું, હવે વાંધો નથી. જ્ઞાન થઈ જવું જોઈએ કે લફરું શું છે ? એ પછી નિરંતર છૂટું જ પડતું જાય.

પોતાનો ભઈબંધ ય બહુ ૨૫ વર્ષથી હોય, પણ જ્યારથી પોતાને દગો-ફટકો લાગ્યો, એટલે સમજાય કે આ તો સાલુ લફરું છે. પછી ઉપલક, દેખાવથી ના કહે

પણ એમ કરતો કરતો છૂટું થઈ જાય. લફરું જાણે ત્યારે લફરાનું જ્ઞાન થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો પછી આ મોહ અને પ્રેમ એની તારવણી કરવી હોય તો કઈ રીતે કરી શકાય ?

**દાદાશ્રી :** પ્રેમ છે જ નહીં. તો પ્રેમની વાત જ શું કરવા કરો છો ? પ્રેમ છે જ નહીં. બધો મોહ જ છે આ તો, મોહ ! મૂર્છિત થઈ જાય. બેભાનપણે, બિલકુલ ભાન જ નથી !

## મોઢું રૂપાળું પસંદ કરી લાવ્યો પૈણી; હવે નથી જોવું ગમતું કહે ધણી!

બહુ માર ખાય ત્યારે જે મોહ હતો ને, તે મોહ છૂટી જાય બધો. ખાલી મોહ જ હતો. તેનો જ માર ખા ખા કર્યો !

**પ્રશ્નકર્તા :** મોહ અને પ્રેમ એ બન્નેની ભેદરેખા શું છે ?

**દાદાશ્રી :** આ કૂદું છે ને ! કૂદું દીવાની પાછળ પડી અને 'યાહોમ' થઈ જાય છે ને ? એ પોતાની જિંદગી ખલાસ કરી નાખે છે. એ મોહ કહેવાય. જ્યારે પ્રેમ એ ટકે, પ્રેમ ટકાઉ હોય, જો કે એમાં ય થોડી આસક્તિનાં દર્દ હોય. પણ તો ય ટકાઉ હોય એ મોહ ના હોય.

મોહ એટલે 'યુઝલેસ' જીવન. એ તો આંધળા થવા બરાબર છે. આંધળો માણસ કૂદાની પેઠે ફરે અને માર ખાય એના જેવું અને પ્રેમ તો ટકાઉ હોય એમાં તો આખી જિંદગીનું સુખ જોઈતું હોય. એ તાત્કાલીક સુખ ખોળે એવું નહીં ને !

**પ્રશ્નકર્તા :** આ છોકરા-છોકરીઓ પ્રેમ કરે છે. અત્યારના જમાનામાં, તે મોહથી કરે છે એટલા માટે ફેઈલ થાય છે ?

**દાદાશ્રી :** એકલો જ મોહ ! ઉપર મોઢું રૂપાળું દેખાય છે એટલે પ્રેમ દેખાય. પણ એ પ્રેમ કહેવાય નહીં ને ! હમણે અહીં આગળ ગૂમડું થાય ને, તો પાસે જાય

નહીં પછી. આ તો કેરી મહીંથી આખી જુએને તો ખબર પડે. મોઢું બગડી જાય તો બગડી જાય, પણ મહીના સુધી ખાવાનું ના ભાવે. અહીં બાર મહિના સુધી આવડું ગુમડું થાયને તો મોઢું ના જુએ, મોહ છૂટી જાય ને જ્યારે ખરો પ્રેમ હોય તો એક ગુમડું, અરે બે ગુમડાં થાય તો ય ના છૂટે. તે આવો પ્રેમ ખોળી કાઢજો. નહીં તો શાદી જ ના કરશો. નહીં તો ફસાઈ જશો. પછી એ મોઢું ચઢાવશે ત્યારે કહેશે, 'આનું મોઢું જોવાનું મને નથી ગમતું.' ત્યારે અલ્યા સારું જોયું હતું તેથી તને ગમ્યું હતું. ને હવે આવું નથી ગમતું ?! આ તો મીઠું બોલતા હોયને, એટલે ગમે અને કડવું બોલતા હોયને તો કહે 'મને તારા જોડે ગમતું જ નથી ?'

**પ્રશ્નકર્તા :** એ પણ આસક્તિ જ ને ?

**દાદાશ્રી :** બધી આસક્તિ. 'ગમ્યું હતું ને ના ગમ્યું, ગમ્યું હતું ને ના ગમ્યું' એમ કકળાટ કર્યા કરે, એવા પ્રેમને શું કરવાનો ?!

**પ્રશ્નકર્તા :** એવી જ કોઈ રીતે પણ મોહ પાછળ જીવન ન્યોછાવર કરવાની શક્તિ લે તો પરિણામે પૂર્ણતા આવે ? તો એ ધ્યેયની પૂર્ણતાને પ્રાપ્ત કરે ?

**દાદાશ્રી :** મોહની પાછળ ન્યોછાવર કરે તો તો પછી મોહ જ પ્રાપ્ત કરે. ને મોહ જ પ્રાપ્ત કર્યો છે ને લોકોએ !

## ન કરાય કદિ ભારતીયથી ડેટિંગ; વર્જીનને મળે વર્જીન કુદરતી સેટીંગ!

**પ્રશ્નકર્તા :** આ ડેટિંગ ચાલુ થઈ ગયું હોય પછી હવે કેમનું બંધ કરવું એને ? શું કરવું ?

**દાદાશ્રી :** એ બંધ કરી દેવાનું. નક્કી કરો અત્યારે કે આ બંધ કરી નાખવું છે. આપણે કહીએ કે અહીં છેતરાઉં છું, તો છેતરાવાનું પછી બંધ કરી દઈએ. નવેસરથી છેતરાવાનું બંધ. જ્યારથી જાગ્યા ત્યારથી સવાર. જ્યારથી સમજણ પડી કે આ ખોટું થઈ રહ્યું છે એટલે બંધ કરી દેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પોતાને બંધ કરી દેવાની વાત કરી તમે, પણ પોતાને પછી પાછી ઈચ્છા થયા કરે તો શું કરવું ?

**દાદાશ્રી :** ઈચ્છા થયા કરે તે મનને ઈચ્છા થયા કરે. મનને કહીએ કે હવે તારે કોઈની બૂમ પાડવાની નથી, બૂમ પાડવી હોય તો પાડ્યા કર એક બાજુ, કહીએ. ગો ટુ યોર રૂમ !!

**પ્રશ્નકર્તા :** આ સહેલું છે કહેવાનું પણ પેલું અઘરું થઈ પડે છે !

**દાદાશ્રી :** ના, અઘરું ના થઈ પડે. યુ આર કમ્પ્લીટ જુદો છું. માઈન્ડ ને, યુ આર કમ્પ્લીટ જુદો છું, સેપરેટ.

**પ્રશ્નકર્તા :** માઈન્ડ સેપરેટ છે. પણ મારી બોડીને જોઈએ તેનું શું ?

**દાદાશ્રી :** એ બોડીને જોઈતું હોય તો બોડી છે તે એની મેળે માંગી લેશે. તારે શા માટે પડવાની જરૂર ?! એ તો ભૂખ લાગશે ત્યારે બોડીને તો ખાવાનું મળી આવશે. વાઈલ્ડ લાઈફ નહીં હોવી જોઈએ. ઈન્ડિયન લાઈફ હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપણે અત્યાર સુધી ડેટિંગ કરતા હતા, પછી હવે નક્કી કર્યું કે આપણે હવે નથી કરવું, બંધ કરી દેવું છે, જાગ્યા ત્યારથી સવાર, આપણે બંધ કરી દીધું, પણ તે પેલી સામી વ્યક્તિનું શું ?

**દાદાશ્રી :** આપણે શું લેવાદેવા !

**પ્રશ્નકર્તા :** કશું લેવાદેવા નહીં ?

**દાદાશ્રી :** ના, કશું ય લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** હવે એને દુઃખ આપ્યું ના કહેવાય ?

**દાદાશ્રી :** સામી વ્યક્તિ તો, આપણું મગજ બગડી જાય તો રહે ?! આપણને પછી પૈણે ?

તમે ચોખ્ખા હશો તો તમને વાઈફ પણ ચોખ્ખી મળશે ! એનું નામ જ 'વ્યવસ્થિત', જે એક્ઝેક્ટ હોય !

## ફૉરેન લેડી પહોંચે છૂટાછેડે છેક; ઈન્ડિયન રોજ લઢે તો ય એકના એક!

**દાદાશ્રી :** તારે તો વહેલું પૈણવું છે કે પછી મોડું ?

**પ્રશ્નકર્તા :** મોડું.

**દાદાશ્રી :** એમ ને એમ તારાથી રહેવાશે ? પૈણ્યા વગર રહેવાશે ?

**પ્રશ્નકર્તા :** બે વર્ષ પછી. હજુ ભણવાનું બાકી છે.

**દાદાશ્રી :** હા, તે પૂરું કરજે. પણ વિવાહ કરવામાં વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** વિવાહ કરી રાખે તો ચાલે ને ! પૈણવાનું હમણે નહીં, પણ વિવાહ કરી રાખ. અમેરિકન જોડે પૈણવું છે કે ઇન્ડિયન જોડે ?

**પ્રશ્નકર્તા :** ઇન્ડિયન સાથે. પપ્પાને ખુશ રાખવાના છે એટલે.

**દાદાશ્રી :** નહીં તો તારે એમને ખુશ ના રાખવાના હોય તો ? તો અમેરિકન જોડે પૈણું ખરું ? તારા માટે તને કઈ ગમે વધારે ? ફર્સ્ટ પ્રેફરન્સ શું છે તારું ?

**પ્રશ્નકર્તા :** ગમે એ ચાલે, હું કઈ કલર-બલરમાં નથી માનતો. જે સારી છોકરી હોય, અમેરિકન હોય કે ઇન્ડિયન હોય, તો ય વાંધો નહીં.

**દાદાશ્રી :** પણ એવું છે ને, આ કેરીઓ અમેરિકન અને આપણી કેરીમાં ય ફેર હોય છે એવું તું ના જાણું ?! શું ફેર હોય છે આપણી કેરીમાં ને....!

**પ્રશ્નકર્તા :** આપણી મીઠી હોય.

**દાદાશ્રી :** હા, ત્યારે પછી જોજો. એ મીઠી ચાખી તો જો આપણી ઇન્ડિયનની.

**પ્રશ્નકર્તા :** હજુ ચાખ્યું નથી.

**દાદાશ્રી :** ના. પણ પેસીશ નહીં આમાં અમેરીકનમાં પેસવા જેવું નથી. જો, તારી મમ્મીને ને ફાધરને તેં જોયાં ને ! તો એ બેને કોઈ દહાડો મતભેદ પડે કે ના

પડે ?

**પ્રશ્નકર્તા :** મતભેદ તો પડે.

**દાદાશ્રી :** હા, પણ તે ઘડીએ તારી મમ્મી જતી રહે છે કોઈ દહાડો ય ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** અને પેલી તો 'યૂ યૂ' કરીને આમ બંદૂક દેખાડે, જતી રહે અને આખી જિંદગી રહે આ. એટલે અમે તમને સમજણ પાડીએ કે ભઈ, આ આવું કરશો નહીં આ બાજુ, પછી પેઠા પછી પસ્તાશો. આ તો ઠેઠ સુધી રહે હં કે, વઢંવઢા કરીને સવારમાં પાછું રિપેર.

**પ્રશ્નકર્તા :** વાત સાચી છે.

**દાદાશ્રી :** માટે હવે નક્કી કર કે મારે ઈન્ડિયન લેડી જોડે પૈણવું છે, ઈન્ડિયનમાં તું ગમે તે, બ્રાહ્મણ, વાણિયણ, તને જે ફાવે તે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** જો એને ગમતી હોય તો વિવાહ કરી રાખે, એવું સમજાવો.

**દાદાશ્રી :** હા, વિવાહ કરી રાખશે. આ એ દેખાડેને, તે પાસ કરી દેજે હવે કે આ ચોઈસ છે, કહીએ. એટલે પછી એને સેટેલમેન્ટ થાય પછી પૈણજે. આટલું કરજે તું મારું ! સમજ પડીને ? જ્યારે ત્યારે પૈણ્યા વગર ચાલે એવું નથી, કંઈ બ્રહ્મચારી રહેવાય એવું છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યાર પછી આપણે પહેલેથી સેટેલમેન્ટ લેવામાં વાંધો શો ? પછી આપણે જોઈતી છોકરી ના મળેને પછી ઊંધી બીજી મળે, એનાં કરતાં અત્યારે જ તપાસ કરીએ તો સારી મળી જાય, તો આપણું ચાલ્યું. આજ ને આજ નહીં, છ મહિના-બાર મહિના સુધી જો જો કરતા કરતા.... !

**પ્રશ્નકર્તા :** એ કહે છે પણ બધી જ ગમે તો ?

**દાદાશ્રી :** જે તને ગમે એ ગમે, પણ તું એને ના ગમતો હોય ત્યારે શું થાય ? એક છોકરીને એક છોકરો દેખાડ્યો એના બાપે ત્યારે બાપને કહે છે, આ બબૂચકને ક્યાં તેડી લાવ્યા મારી પાસે ! આ છોકરીઓ ! મહીં આઝાદ હોય એ બોલી જાય.

## એક નાતનાનાં સરખા સ્વભાવ; પરનાતમાં ન બેસે મેળ સાવ!

**પ્રશ્નકર્તા :** આપણી નાતમાં જ લગ્ન કરવાના ફાયદા શું ? એ જરા કહો.

**દાદાશ્રી :** આપણી કોમ્યુનીટીની વાઈફ હોયને તો આપણા સ્વભાવને મળતું આવે. આપણે કંસાર લીધો હોય અને ઘી વધારે જોઈતું હોય આપણા લોકોને. હવે કોઈ એવા નાતનીને પૈણી લાવ્યો, તો તે મેલે નહીં આમ, નીચું નમાવતા જ એના હાથમાં દુઃખે એટલે એના જુદા જુદા ગુણો જોડે ટકરામણ થાય આખો દહાડો ય અને આ આપણી જાતની જોડે કશું ના થાય. સમજણ પડીને ? ભાષા પેલી બોલેને, તે ય ચીપી ચીપીને બોલે અને આપણો દોષ કાઢે કે તમને બોલતા નથી આવડતું, એવું ત્રાગા કરે. એના કરતાં આપણી સારી કે કંઈ કહે તો નહીં, આપણને વઢે નહીં.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે એક જાતિની હોય ત્યાં ઝઘડો ના થાય, પણ એક જાતિની હોય ત્યાં ય ઝઘડો તો થાય છે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** ઝઘડો થાય પણ એનો નિકાલે થાય. પણ પેલો આખો દહાડો ગમે એની જોડે અને પેલા જોડે તો ગમે નહીં પછી, એક કલાક ગમે અને પછી કંટાળો આવ્યા કરે. એ આવે ને કંટાળો આવે, એ આવે ને તરત કંટાળો આવે. પોતાની જાતની હોય તો ગમે, નહીં તો ગમે જ નહીં. કંટાળો આવે, ભૂતડી જેવી લાગે. આ બધા જે પસ્તાયેલાને તેના દાખલા કહું છું. આ બધા બહુ ફસાયેલા, આ લોકો વધુ ફસાયેલા.

## રૂપાળી હાફુસ દેખી લાવ્યો ઘેર; એ ચાખે તો ખાટી, સિલેક્શન ફેર!

આપણો એક હિન્દુનો છોકરો પારસણ પાછળ પડેલો ! મેં કહ્યું,આ કેરીઓ ઉપરથી રૂપાળી દેખાય પણ કાપીએ ને ત્યારે ખાટી નીકળે ! આ પારસણો બધી હાફૂસની કેરી જેવી રૂપાળી દેખાય ને ! પણ ખાટી નીકળે. મોઢું બગડી જશે ત્યારે પછી ક્યાં જઈશ ? પછી આખી જિંદગી બફારો જ ને ? સહન ના થાય પછી ! કેરી તો ખાટી નીકળે તો નાખી દઈએ પણ સ્ત્રીને ક્યાં નાખી દઈએ ?

**પ્રશ્નકર્તા :** એ મતભેદ હોય એ સુધારવા પ્રયત્ન કરવાનો.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે મતભેદનો સવાલ નહીં. આ તો અંડરડેવલપ જોડે લગ્ન કરવું એ ત્યાં બધું ખાટું જ નીકળે ! લગ્ન પોતાના ડેવલપમેન્ટમાં જ હોવું જોઈએ ! એટલે લગ્ન ક્યાં કરવું એની કઈ લિમિટ તો હોવી જોઈએ ને ? બાકી ગમે તેવી પારસણ તેડી લાવ્યા પછી શું થાય ? દેખાય રૂપાળું પણ ડેવલપમેન્ટ બધું બહુ કાચું !

છેતરાઈશ મૂઆ, જૈન છોકરાને ના કહ્યું પછી લગ્ન બંધ રહ્યું. જૈન છોકરા પારસણ જોડે પૈણે તો તે વેશ થઈ પડે. આને પરણાતું હશે ? એ તો કામની જ ન્હોય અને આપણી નાતમાં જ પરણે એ અંદર મીઠી દરાખ જેવી અને તે પાછી આખી જિંદગી સુધી રહે. પેલી તો છ મહિનામાં પાછી છૂટી કરી નાખે.

## વર્તજે અહીં નક્કી કર્યા પ્રમાણે; નાતનીને જ હા, પસંદગી ટાણે!

હવે તેં આજે બધું જે યોજના કરી, બોલ્યો, એ યોજના પ્રમાણે વર્તીશ કે યોજનામાં ફેરફાર કરીશ ?

**પ્રશ્નકર્તા :** ના, એ પ્રમાણે જ વર્તીશ.

**દાદાશ્રી :** તે કહ્યું કે મારે અમેરિકન કે પારસી એવું તેવું ના જોઈએ અને ઈન્ડિયન જોઈએ. તો પછી હવે એવું કોઈ અમેરિકન કે પારસી છોકરી જતી હોય તો તું એના તરફ જોતો હોઉં ત્યારે તને યાદ આવે કે આ મેં તો આવું નક્કી કર્યું છે ?

**પ્રશ્નકર્તા :** હા, તો યાદ આવે.

**દાદાશ્રી :** તો એના તરફ બિલકુલ જોવું જ નહીં, આ આપણી લાઈન જ ન્હોય. હવે જ્યારે બીજી જગ્યાએ જોઈએ ઈન્ડિયનમાં, તે પણ આપણને હજુ લેવાદેવા નથી અને આ જોઈએ છીએ એ ગુનો કરીએ છીએ, એ આપણને રહેવું જોઈએ. એટલે હું તને દેખાડીશ કે જોયા પછી શું કરવું તારે ? જોયા પછી એના વિચાર ઘેર આવે. પણ પછી શું કરવું એ બતાડીશ. એટલે ભૂંસી નંખાય. ડાઘ પડ્યો તો ખરો, પણ પછી સાબુ રાખીએ, તો ભૂંસી નંખાય. એટલે કપડું ચોખ્ખું ને ચોખ્ખું રહે. ભૂંસી નાખવાનાં સાધન નહીં હોવાથી પછી તે રૂપ થઈ જાય બિચારા.

**પ્રશ્નકર્તા :** તે રૂપ થઈ જાય એટલે શું ?

**દાદાશ્રી :** બહુ ને બહુ એક પ્રકારનો ગુનો થયો એટલે પછી ગુનેગાર જ થઈ જાય. જે ગુનો છેટેથી હતો તે ગુનેગાર થઈ જાય પોતે. ગુનાહિત પ્રવૃત્તિમાં પડી જાય. પેલો આપણે બતાડીએ કે ભઈ આ ભૂંસી નાખજો સાબુથી એટલે પડી ના જાય પછી. વધુ ખેંચાણ બંધ થઈ જાયને !

આ બધું આવું શીખવાડવું પડે. કારણ કે આ ઊંધું જ માની બેઠા છે. એને રૂપ કહે છે. અરે, રૂપ કહેવાતું હશે ? આપણા જૂના માણસો આને રૂપ ન્હોતા કહેતા. રૂપ તો કેવું હોય ? એમાં અંગ-ઉપાંગ સરસ હોય. આંખ સારી હોય અને કાળી ભમ્મર જેવી દેખાતી હોય. અને યુરોપિયન લેડીની આંખ કેવી હોય, બિલાડી જેવી. બિલાડીની આંખ તો સારી હોય ! એટલે આવું ના પૈણાય. આવું બધું શીખવાડવું પડેલું. એ તો એમ જ જાણે કે આ ઉપર દેખાય છે એવો જ માલ મહીં હશેને !

## જ્ઞાન કહે પૈણ્યો, તે મુજબ કર્મ; વ્યવહારે નાતમાં જ કરે એ ધર્મ!

**પ્રશ્નકર્તા :** તમારો શું અભિપ્રાય, આ ઈન્ટરકાસ્ટ લગ્નનો ? તમારું મંતવ્ય ?

**દાદાશ્રી :** અમારે મંતવ્ય ના હોય. એ તો જ્યાં એનો હિસાબ હોય ત્યાં જ પૈણે છે. પણ આમાં અભિપ્રાય આપવાની જરૂર જ શી હવે રહી ! જેને હિસાબ હોય ત્યાં જ પૈણે છે. એટલે અમને એમાં કંઈ દુઃખ ના થાય.

એ અમને નોંધ અવળી ના થાય કે આ ખોટું કર્યું છે એવું. હિસાબ હોય ત્યાં જઈને પૈણે, પછી એનું શું કરવું ?

પણ ખુલ્લું ના કહેવાય. ખુલ્લું તો એમને કહીએ કે 'ભઈ, છોકરાઓ, તમારી નાતમાં જ પૈણજો.' પછી પરિણામ આવે ત્યારે વઢીએ નહીં. બીજી નાતમાં પૈણ્યો હોય તો વઢીએ ય નહીં. હિસાબ વગર થતું નથી ને ! આ તો અમે જાણીએ કે શા આધારે થાય છે. એ કરતો નથી બિચારો. એ કર્તા નથી, કર્તા જુદું છે. એટલે અમને એના તરફ એ ના રહે.

એક પટેલ અમારા ઓળખાણવાળા હતાં, સગાંવહાલાં ય થાય. તે બેત્તાલીસની સાલમાં અમારું કામ પડ્યું, તે ઘડીએ બોલાવ્યા અમને કે 'જરા આવજો ને, અમારે આટલું કામ પડ્યું છે.' એટલે હું ને એમના મામા, બેઉ ત્યાં ગયાં. ત્યારે કહે, 'મુંબઈ જવાશે તમારાથી ?' મેં કહ્યું, 'હા, જઈશું.' ત્યારે કહે, 'ઘેર ખબર કહેવડાવો.' ત્યારે મેં કહ્યું, 'કહેવડાવીએ.' ત્યારે કહે, 'પણ જમીને, અહીં જમી લેવું પડશે.' ત્યારે મેં કહ્યું, 'અહીં જમીશું.' તે પટેલ થઈને પૈણેલા ક્યાં ? નાગરબ્રાહ્મણને ત્યાં. મોટાં માણસની, દિવાનની છોડી. તે જાતે કહે છે, 'તમારે....' મેં કહ્યું, 'કામ શું છે એ કહો.' ત્યારે કહે, 'હજારની નોટો કેન્સલ કરી છે. તે આપણી પાસે હજારની નોટો છે ને, તેનું ગમે તેમ કરીને ફૂંકી મારી છેવટે વેચી દેવાની, થોડા થોડા ઓછાં ભાવમાં, મેં કહ્યું, 'લઈ જઈશું.' તે અમે બેઉ જણે કેડે બાંધ્યા. બેએક લાખ હતાં ને તે બાંધ્યા. ને પછી એ કહે, 'ના, જમીને જવાનું.' તે જમવા બેઠાં. ત્યારે કહે, 'કંસાર તો આજ ખાવો પડે, શુકનનો.' તે બ્રાહ્મણીએ શુકન કરેલા. તે કંસાર આટલો આટલો મૂક્યો. ત્યાં સુધી અમને હરકત ના આવી. પછી ખાંડ મૂકી ગઈ. ત્યારે પેલા એનાં મામાએ કહ્યું કે 'પહેલું ઘી લાવ.' કહે છે. એ ઘી લાવી. એક ટીપું પાડ્યું. અલ્યા મૂઆ, કંસારમાં આ પલળવું ય ના જોઈએ ? પાણીમાં પલાળીએ ? પાણી ચોપડીને....!! એક ટીપું પાડ્યું. પછી એનાં મામા તો ફરી બોલ્યા જ નહિ. પછી મહીં લઈ ગઈ પાછી, ઘી. 'બીજું વધારે મેલું ?' કહે છે, ફરી જરા. એ પાછું ફરી ટીપું પાડી ગઈ. એટલે પછી એ મહીં ગઈને, ત્યારે મને કહે છે, 'આ મારો ભાણો આ બ્રાહ્મણીને કંઈ પૈણ્યો ?' આ પેલું આમ કરીને

હલાવે, તે ૭૦ ડિગ્રી સુધી નમાવે. પાટીયું આમ ૭૦ ડિગ્રી સુધી નમાવે. એક ટીપું ય નથી પડવા દેતી. હવે કંસાર આખી રાત ખૂંચશે, કહે છે. જો પડી મેલીએ તો એને ખરાબ લાગે, હતો થોડો થોડો. આવું, પાણીમાં પલાળવાનું ? માટે બને ત્યાં સુધી આપણે નોબલ નાત જોડે નોબલમાં પૈણવું. સહુ સહુની નાતનો હિસાબ સંસ્કાર પ્રમાણે ચાલે.

પણ કળિયુગમાં બધું છિન્ન-ભિન્ન થઈ ગયેલું છે. પહેલાં તો વૈષ્ણવને ત્યાં વૈષ્ણવ જ જન્મ્યા કરે. અત્યારે એવું નથી. અત્યારે તો વૈષ્ણવને ત્યાં જૈન જન્મ્યો હોય, જૈનને ત્યાં વૈષ્ણવ જન્મ્યો હોય એવું બધું. આ છોડીઓ જેમ ભાગાભાગ કરે છે ને એવું.

**પ્રશ્નકર્તા :** આ જૈન અને બ્રાહ્મણનું જોડું એમ જ થયું ને !

**દાદાશ્રી :** હા. પહેલાં તો એ બ્રાહ્મણને નાત બહાર મૂકે, અત્યારે નાત બહાર ચાલે નહીં, કોઈનું પણ. કારણ કે નાત બહાર મૂકનારાની છોડી જતી રહેલી હોય ત્યાં ! એટલે મેરી ભી ચૂપ ને તેરી ભી ચૂપ ! એમ કરતું કરતું તૂટી ગયું બધું.

ઈન્ટરકાસ્ટ મૅરેજ કરવામાં વાંધો નથી હવે. પહેલા કરવામાં જરા વાંધો હતો.

## પરદેશમાં બહુ નાતની નહિ જરૂર; ગુજરાતીમાં જ કરે તો ય શૂર!

**પ્રશ્નકર્તા :** આ દેશમાં અમેરિકામાં નાત-જાત જેવું કશું રહ્યું નથી. તો ત્યાં શું કરવાનું ?

**દાદાશ્રી :** અમેરિકામાં નાત-જાતની જરૂર જ શું છે આપણે ? હવે આ ઈન્ડિયન તો ખરાને આપણે અને ઈન્ડિયનમાં ભાષા તો આપણી ગુજરાતી હોય તો આપણે બધા એક જ છીએ ને. ભાષા સામસામી બોલતા હોય અને ભાષા ફીટ થતી હોય, તો નાત-જાતની જરૂર શું છે હવે. નાત-જાત તો બધું હવે અહીં એના ફાઉન્ડેશન કાઢી નાખવાના છે બધા. એ ઓલ્ડ બિલ્ડીંગ થઈ ગયા હવે બધાં. હવે

નવી ડીઝાઈનનું બિલ્ડીંગ હોવું જોઈએ. એટલે એની મેળે જ એ ખોદાઈ જાય છે. નાતજાતની જરૂર નથી. એ જરૂર હતું ત્યાં સુધી ટક્યું. હવે એ ઓલ્ડ થઈ ગયું એટલે તરત મહીં ઊખડી જાય. આપણે તો છોકરાઓ ગુજરાતી જોડે પૈણે એટલું બનતા સુધી સમજણ પાડ–પાડ કરવી. ગુજરાતીમાં જે નાતના હોય, તો પણ ગુજરાતીમાં પૈણજે, કહીએ. બીજી નાતની આવે, ઓરિસ્સાની આવે તો આપણી એને બોલી ના આવડે અને એની આપણને ના આવડે અને જો અમેરિકાની પૈણતો હોય તો એના કરતાં ઓરિસ્સાની પૈણજે, કહીએ. અમેરિકન લાવતો હોય તેના કરતાં આપણી ઈન્ડિયન સારી, ગમે તેવું હશે તો, ઓરિસ્સાની હશે તો પણ અમેરિકન ના પેસી જાય એટલું જોજો.

**પ્રશ્નકર્તા :** આપણા હાથમાં ક્યાં છે ? આપણા હાથમાં નથી ને અમેરિકન પેસે કે નહીં એ ?

**દાદાશ્રી :** હાથમાં નથી તો ય એ કંઈ વહેતું મૂકાય કંઈ ? કહેવું તો પડે ને, એ ય... એ અમેરિકન છોકરી જોડે ફરશો નહીં તમે. આપણું કામ નહીં. એવું તેવું અમથા અમથા ડફળાય ડફળાય કરીએ તો એની મેળે અસર થાય, ઈફેક્ટ થાય. નહીં તો એ જાણે કે આય ફરાય ને આય ફરાય. કહેવામાં શું વાંધો છે અને લત્તો ખરાબ આવે છે ને, લત્તો ખરાબ ઈન્ડિયામાં હોય છે, તો ત્યાં બોર્ડ મારે છે, 'બિવેર ઓફ થીવ્સ.' શા માટે એવું કહે છે ? કે જેને ચેતવું હોય તે ચેતે. કામ લાગે કે ના લાગે શબ્દ ? કેમ સમજણ ના પડી તને ?

**પ્રશ્નકર્તા :** પડી ને, ચોક્કસ.

**દાદાશ્રી :** આપણા આ ચાર વર્ણો છે ને, એ ય ખંડેર સ્થિતિમાં જ છે અત્યારે. એટલે ખરાબ લાગે છે લોકોને. 'કાઢી નાખો' કહ્યું, 'એનાં ફાઉન્ડેશન સાથે કાઢી નાખો, ફરી આરસીસીનું ફાઉન્ડેશન નાખી દો.'

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે નીકળશે એ ?

**દાદાશ્રી :** ફોરેનમાં એ તો નીકળી ગયું હવે. હવે રહ્યું જ નથી. એ તમારાં છોકરાઓને પૂછી જુઓ. 'ક્યાં પૈણવું છે તારે ?' મેં કહ્યું, 'અમેરિકન લેડીમાં ?' પછી થોડીવાર પછી 'ના, અમેરિકન નહિ ?' 'તો ક્યાં ?' ત્યારે કહે, 'ઇન્ડિયન.' ત્યારે મેં કહ્યું, 'પેલી પંજાબી આવે છે તે ?' 'ના, ના. પંજાબી નહિ. આપણી ગુજરાતી હોવી જોઈએ.' મેં કહ્યું, 'બ્રાહ્મણ-વાણીયા?'

તો 'એ ગમે તે ચાલશે.' કહે છે. હા, એડજસ્ટેબલ હોય. બધું બ્રાહ્મણ હોય તો ય એડજસ્ટેબલ, વાણીયો હોય તો ય, પટેલ હોય તો ય એડજસ્ટેબલ. ઘાંચી હોય તો ય, વાણીયા-ઘાંચી હોય છે તે ય એડજસ્ટેબલ. એને સમજણ પાડું, એટલે ફરી હાથ ઘાલે નહિ.

ધોળી અમેરિકન લેડી ગમે નહીં તને ! ધોળી બગલાની પાંખ જેવી ! એ આપણી લેડીઓ તો ચાઈના સિલ્ક જેવી દેખાય.

**પ્રશ્નકર્તા :** દાદા, ક્યાંથી શીખી લાવ્યા ચાઈના સિલ્ક !

**દાદાશ્રી :** તે ચાઈના સિલ્ક જેવી જ દેખાય છે ને ! પણ સારી, પવિત્ર, બહુ પવિત્ર, સ્ત્રી જાતિ છે પણ પવિત્ર બહુ. કારણ કે ઇન્ડિયન સંસ્કાર બહુ ઊંચી જાતના ને ! આખી રાત ધણી જોડે લઢી હોય, પણ બહાર કોઈક ધણીની વાત કરે તો એને ખરાબ લાગે.

**પ્રશ્નકર્તા :** બારણું બંધ કરી દે ફટફટ.

**દાદાશ્રી :** હા. 'બારણું બંધ કરી દો, પછી લઢો' કહેશે. અને અહીં તો મેરીને જો લઢવાડ થયેલી કોઈ જાણે બીજો બહારવાળો, મેરી કહેશે, આ ધણી.... યેસ, યેસ આઈ વિલ ફાયર. ને આ ફાયર-બાયર ના કરે બિચારી.

ધોળાં કરતાં જરા શામળાની કિંમત છે, એક ફેરો ઘઉં લેવા જતા'તા. ત્યારે એક જણ કહે છે, 'મારે ત્યાં આ ઘઉં છે.' પેલો કહે છે, 'મારે ત્યાં આ.' હું નાનો હતો ત્યારે મેં કહ્યું, 'આ ઘઉં તો કાળા છે.' ત્યારે કહે છે, 'આ ભાલિયા છે, મીઠા

બહુ હોય.' અલ્યા કાળા મીઠા હોય? ત્યારે કહે, 'હા, કાળાં જ મીઠાં હોય.' ત્યારે કયા લેવા આપણે ?

**પ્રશ્નકર્તા :** મીઠાશવાળા.

**દાદાશ્રી :** એવું છે આ બધું જગત. 'ધ વર્લ્ડ ઈઝ ધ પઝલ ઈટસેલ્ફ.' તે લોકો માની બેઠા છે. ચીભડાં તો ગમે તે બધાં, આ પારસણો, બધી જ પેલી ધોળી દેખાય ને ? કે ગોરી દેખાય ?

**પ્રશ્નકર્તા :** ધોળી દેખાય.

**દાદાશ્રી :** હા, ગોરી ના હોય, ધોળી હોય. ગોરી તો હિન્દુસ્તાનની સ્ત્રીઓ હોય. તે એને ગોરી કહે, ગૌર રંગ, ધોળો નહીં. ધોળો તો આ બધાં, બધાં ય ચીભડાં હોય ને બધાં ?

હવે મોક્ષે જવું છે ને ? હવે ખોળવું નથી ને કશું ? અહીં તમારે જો આવવું હોય તો અહીં ફસાવાની જગ્યા છે અહીં, તમારે ફસાવું હોય તો ફસાજો. અહીં તો બધાં ટોળટપ્પાં કર્યા કરે છે. તમને ગમે છે આવું બધું ? જુવોને, અહીં તો આવી બધી વાતો કરીએ છીએ. આ પારસણો– બારસણો, વાતો કોઈ કરતું હશે ધર્મમાં ?!

## કુળ અને જાત બન્ને જોવા સિલેકશનમાં; સંસ્કારી બાળકો જન્મે કોમ્બીનેશનમાં!

જાતિ–કુળનું મિક્ષ્ચર થાય ત્યારે સંસ્કાર આવે. એકલી જાતિ હોય, અને કુળ ના હોય તો ય સંસ્કાર ના હોય. એકલું કુળ હોય, જાતિ ના હોય તો ય સંસ્કાર ના હોય. જાતિ અને કુળ બેનું મિક્ષ્ચર, એકઝેક્ટનેસ હોય ત્યારે સંસ્કારી માણસો જન્મે.

**પ્રશ્નકર્તા :** જાતિ એટલે આ વર્ણ ને ?

**દાદાશ્રી :** ના, એવું નહિ. હું સમજાવું. એકલું કુળવાન, કુળવાન કહીએ પણ જાત ના જોઈએ તો માર પડી જાય.

હવે ફાધર પક્ષને કુળ કહ્યું અને મા પક્ષને જાતિ કહી. આ બેઉ પક્ષો સારા ભેગાં થયા હોય તો વાત પૂછવી, બીજી વાતમાં મઝા નહિ. જાતિ ના હોય તો કુળ રખડી મરે. જાતિ ના હોય ત્યારે એ ચોર હોય, ગીલેટિયા હોય, બદમાશ હોય. પત્તાં રમે બીજું રમે, દારૂ ઠોકે.

કુળવાળો તો નોબલ હોય. અને જાતિ તો, આપણે જ્યારે બજારમાં ઘોડી જોવા જઈએ ને, ઘોડી લોકો લેવા જાય છે વેચાતી. ત્યારે હું નાનો હતો, તે પૂછું. મેં કહ્યું, શું તમે જુઓ છો આ ઘોડીમાં ? ત્યારે કહે છે, જાતવાન છે કે નહિ તે. અલ્યા મૂઆ, જાતવાન ! અને ઘોડાને ય જાતવાનનો છોકરો છે કે નહિ તે જુએ. ઘોડી જાતવાન કહેવાય. ઘોડો જાતવાન ના

હોય. તે જાતવાન ઘોડી હોય ને, એટલે લોક પાસ કરીને લઈ જાય.

એવું આ કુળ ને જાતિ, બે સાથે મિક્ષ્ચર થાય ત્યારે. એકલું કુળ લાવીને શું કરવાનું ? કોયલા નીકળે. એકલી જાતિ જોઈને લાવો તો ય ભલીવાર ના આવે. ચીકણા હોય મૂઆ !

**પ્રશ્નકર્તા :** એટલે આપણામાં માનું મોસાળ જોતા'તા ને ?

**દાદાશ્રી :** એટલે એ જાતની ય જાત જોતા'તાં આપણે, એ પણ એટલું બધું જોવાની જરૂર નહિ. આ જાત કેવી છે આ બઈની જાત, બઈ જે કુળમાં જન્મી છે એની જાત કેવી છે, એટલે એની જાત પરથી તરત ખબર પડી જાય અને બાપ કુળમાં જન્મે છે, એનું કુળ કેવું છે એ જોઈ લઈએ. કુળના ગુણો છે જુદા અને જાતનાં ગુણો જુદા છે. બે ભેગાં થાય ત્યારે સંસ્કારી પુરુષ ત્યાં જન્મે. એમ ને એમ તો હોય જ નહિ ને આપણું ? એમ ને એમ તો આ બાજરીનાં ડૂંડા આવડાં મોટાં આવતાં હશે ?! કાં તો કો'ક જાતનું ખાતર નાખ્યું હોય તેથી આવે એ જુદી વસ્તુ છે, ખાતરની વસ્તુ જુદી છે. અને એમ ને એમ જમીનમાં એની મેળે આવે, ઊગે કારણ કે બાજરીનો દાણો એને જો આપણે બાપનો પક્ષ ગણીએ તો ધરતીને મા પક્ષ ગણીએ, તો એ સૂઝ પડે આપણને. બાપ સારો હોય અને ધરતી રાશી હોય તો શું કરો ? ધરતી સારી હોય ને બાપ એવો હોય તો. એટલે મા પક્ષને જાતિ કહી ? સમજવું જોઈએ ને ? કુળવાન ! ચોરી કરશે. ગજવાં કાપી જશે મૂઆ. બીજું જોજે. ના જોવું પડે બધું ? શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** જોવું પડે બન્ને.

**દાદાશ્રી :** પણ છેવટે વ્યવસ્થિતનો હિસાબે !_ પાછું પેલાં ટીપ્પણું કાઢનારાને તેમની છોડી રાંડે, ત્યારે આ ય દુનિયા ચાલે જ છેને ! આપણી છોડી ના રાંડે એટલા હારું એની પાસે ટીખણું કઢાવીએ ! ત્યારે મને લોક કહે છે, 'છોડી દેવું ?' મેં કહ્યું, 'ભઈ, છોડી ના દેશો. આ નિમિત્ત છે.'

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએ ને કે વૈદનાં મરે નહિ ને જોષીનાં રાંડે નહિ.

**દાદાશ્રી :** હા, પણ તે શબ્દ વાપરવા જેવો નથી એ. કારણ કે નિમિત્ત છૂટી જાય. નિમિત્ત જોઈએ. નિમિત્તની જરૂર બધું. ડૉક્ટર કંઈ મરી ના જાય ? જુઓને, પેશન્ટો મહીં બધા કહેતા'તા મને, કહે છે, અમે અહીં આગળ ડૉક્ટરનાં પેશન્ટ છીએ ને ડૉક્ટર જતા રહ્યા, કહ્યાં કર્યા વગર. તેમાં કહેવાય ના ઊભાં રહ્યા. એમનાથી ય ઘરડો હતો મહીં એક પેશન્ટ તે કહે, હું તો એમનાંથી ઘરડો હતો, પણ મને મૂકીને જતાં રહ્યાં, કહે છે ! અલ્યા મૂઆ, એમનાં ફાધરને મૂકીને જતા રહ્યા તેમાં તારો હિસાબ શો તે ? કહ્યું. ના, આ તો આવું. એ ડૉક્ટર પણ નિમિત્ત તો ખરાં જ ને ! નિમિત્ત માત્ર !! તમે જેનાં નિમિત્ત હોય તે નિમિત્તમાં હું નિમિત્ત ના બનાવું તો મારી ભૂલ છે. હું જેમાં નિમિત્ત હોઉં તે તમે ગાંઠો નહિ, તો તમારી ભૂલ છે, નહિ ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** એટલે મા જાતવાન હોવી જોઈએ. બાપ કુળવાન હોવો જોઈએ. એ પ્રજા બહુ ઊંચી હોય. જાતિમાં ગુણ ના હોય અવળા અને બાપના કુળવાન પ્રજાના ગુણ હોય. કુળના ઠઠારા સહિત, કો'કને માટે ઘસાય. લોકોના માટે ઘસાય. બહુ ઊંચા કુળવાન કોણ, બન્ને બાજુ ઘસાય. આવતાં ય વેરે ને જતાં ય વેરે અને નહીં તો જગતના લોકો કુળવાન કેવા કહેવાય ? એક બાજુ વેરાય પોતે. લેતી વખતે પૂરું લે પણ આપતી વખતે જરા સારું આપે, તોલો ય વધારે આપે. પેલા ય ચાલીસ તોલા દે, પણ પોતે એક્તાલીસ તોલા આપે. જ્યારે ડબલ કુળવાન કોણ કહેવાય ? પોતે ઓગણચાલીસ તોલા લે. એક તોલો ત્યાં ઓછો લે અને અહીં એક તોલો વધારે આપે એ ડબલ કુળવાન કહેવાય. બેઉ બાજુ ઘસાય એટલે ત્યાં ઓછું શા માટે લે ? પેલો એની જાતનો દુઃખી છે, જવા દો ને ! એનું દુઃખ કાઢવા માટે ! અહીંયા ય લાગણી ને ત્યાં ય લાગણી. એવા માણસને જોઉં ત્યારે શું કહેતો હતો, આ દ્વાપરીયા આવ્યા.

મેં કહ્યું, આ છોકરા દ્વાપરીયા છે. દ્વાપરમાં આવું હતું. અત્યારે આ કળિયુગમાં ક્યાંથી હોય, કળિયુગમાં તો બેઉ બાજુ, કો'ક તો લેતા ય દંડો મારે આપણને અને આપતાં ય દંડો મારે.

હવે ઊંચું કુળ હોય અને અહંકાર કરે કુળનો, તો નીચા કુળમાં જન્મ થાય, બીજી વાર એને નીચું કુળ હોય અને નમ્રતા કેળવે તો ઊંચામાં આવે. બસ આપણી ને આપણી જ આ કેળવણી છે, ખેતીવાડી આપણી ને આપણી જ. પેલા ગુણો કંઈ આપણે પ્રાપ્ત કરવા નહીં પડતા, સહજ પ્રાપ્ત થાય છે, ત્યાં ઊંચા કુળમાં જન્મે એટલે આપણને જન્મથી જ આ બધા સંસ્કાર મળે !

**પ્રશ્નકર્તા :** એટલે આ કુળ જે છે તે ઊંચું મળ્યું કે નીચું મળ્યું, એનો કંઈ હર્ષ કે ખેદ ના રાખવો જોઈએ ને !

**દાદાશ્રી :** હા, એ બરાબર છે. હર્ષ ના હોવો એટલે અહંકાર નહીં. એનો કેફ નહીં રાખવો જોઈએ. નીચું મળ્યું હોય તો ઈન્ફિરીયારીટી કોમ્પ્લેક્સ (લઘુતાગ્રંથિ) નહીં રાખવી, પ્લસ-માઈનસ કર્યાં કરવું.

લોકમાન્ય હોય એ ઊંચું કુળ, બીજું શું ! એમાં કુળમાં બીજો કોઈ ફેર નથી. મોટા શેઠનો છોકરો હોય, અને શેઠના પિતરાઈ હોય, ગરીબ હોય, એનો છોકરો હોય પણ શેઠનું કુળ વધારે. એ તો શેઠનું કુળ ઊંચું ગણાય. અને પેલો છે તે પૈસા-બૈસા ઓછું અને બીજું બધું ઓછું, એટલે એવું હલકું દેખાય. પણ જ્યારે ગુણમાં પેલા શેઠનો છોકરો વાંકો પાકે, એટલે પેલું હલકું દેખાય અને પેલું પાછું ઊંચું દેખાય. અને કુળ એકલું ચાલે નહીં, કુળવાનના છોકરા ચોરીઓ કરે છે. દારૂ પીવે છે. માંસાહાર કરે છે, બધું જ કરે છે. તે તેથી અમારા ઘૈડિયાઓ શોધખોળ કરેલી કે કુળ એકલું જોશો નહીં, જાતિ હઉ જોજો.

આ બધી વ્યવહારમાં કામની વાતો. આ કંઈ જ્ઞાનની વાતો નથી. પણ વ્યવહારમાં, વ્યવહાર જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા આપે કીધું બરાબર છે, વ્યવહારમાં જ્ઞાનની વાતો પણ જ્ઞાનની અગાસી સુધી પહોંચતા વ્યવહારમાં છીએ, તો વ્યવહારની અંદર આ વાતો ય કામમાં લાગે ને !

**દાદાશ્રી :** હા, કામમાં આવે ને ! વ્યવહારથી ય સારું ચાલે. એ 'જ્ઞાની પુરુષની' પાસે, 'જ્ઞાની પુરુષ'માં વિશેષતા હોય, બોધકળા અને જ્ઞાનકળા બન્ને કળા હોય. આ બોધકળા એ સૂઝથી ઉત્પન્ન થયેલી છે.

અને જ્ઞાનકળા જ્ઞાનથી ઉત્પન્ન થઈ એટલે ત્યાં આપણો નિવેડો આવે. કોઈ દહાડો આવી વાતચીત કરી હોય. તો વાંધો શું એમાં ? આપણને શું નુકસાન જવાનું છે ? 'દાદા' ય બેઠાં હોય છે, એમની ફી હોતી નથી. ફી હોય તો વાંધો આવે !

## કબીરને મળી તેવી મળે તો પૈણાય; નહિ તો કુંવારા રહી, આત્મા સધાય!

અને આ બધા બ્રહ્મચારીઓ ફાવી ગયા કે અમારે તો સારું થયું, આ બ્રહ્મચર્ય લેવાનું નક્કી કર્યું તે. એક પરણેલા જોડાના આચાર-વિચાર અહીં આગળ જોયાં, અહીંયા ધીમે ધીમે જોયા. તે આ બધા બ્રહ્મચારીઓ એ નક્કી કર્યું કે આ તો આપણે આ બધું નક્કી કર્યું છે તે જ સારું છે ! જુઓને આ સુખ તો ઊઘાડું દેખાય છે ને !

તેથી કબીર સાહેબે કહ્યું ને કે આવી મળે તો પૈણજે.

**પ્રશ્નકર્તા :** કેવી મળે તો ?

**દાદાશ્રી :** કબીર સાહેબને સ્ત્રી હતી, તમને ટાઈમ હોય તો વાત કરું કબીર સાહેબની, એ બધી વાતો કહેવાય !

**પ્રશ્નકર્તા :** હાજી કરોને.

**દાદાશ્રી :** એટલે કબીર સાહેબ પોતે ધોળે દિવસે બપોરે કાપડ વણતા હતા. વણકરનો ધંધોને, તે પણ ઝૂંપડીની બહાર. ઝૂંપડી તો નાની એમાં શી રીતે કાપડની શાળ કરાય ? લાંબી જોઈએ, એટલે ઝૂંપડીની બહાર તડકામાં એક ઝાડ હતું તે થોડીવાર ઠંડક આવે, પણ આખો દહાડો તડકામાં આમ ઠકાઠક, ઠકાઠક કર્યા કરે.

એક એમનો શિષ્ય હતો તે પૂછવા આવ્યો, વીસ વર્ષનો થયો ત્યારે કહે, સાહેબ મારા વિવાહ કરવાનું પૂછવા આવ્યા છે માણસો, તે મારે પૈણવું કે ના પૈણવું ? એ મને કંઈક કહો. એ સાહેબ એને ગાંઠ્યા નહીં. સાહેબ તો વાતો સાંભળીને એમની શાળ ઠકાઠક ઠકાઠક કરે, અને બીજી જ વાતો કર કર કરે. પેલો પૂછે છે એને ઉડાડી કરીને પછી બીજી જ વાતો કરે.

એમ કરતાં કરતાં ચોવીસ વર્ષનો થયો ત્યાં સુધી છે તે આમણે જવાબ ના આપ્યો. એટલે ચોવીસ વર્ષનો થયો ત્યારે લોક શું કહે છે, હવે તું મોટો થયો તે રહી જઈશ પછી. માટે પૈણી નાખ ઝટપટ. એટલે એ કંટાળી ગયો કે હવે જો નહીં પૈણીશ તો રખડી મરીશ.

એટલે ત્યાં સાહેબને શું કહે છે કે સાહેબ મને કાં તો ના કહી દો ને કાં તો હા કહી દો, બેમાંથી એક કહી દો. હવે સાહેબ, લાંબું મારાથી નહીં નભે. એટલે સાહેબ સમજી ગયા કે અકળાઈ ઊઠ્યો છે આ છોકરો.

કબીર સાહેબ એમની ઝૂંપડીની બહાર બેઠાં'તાં. ઝૂંપડીની બહાર શાળો ગોઠવેલી હતી. શાળના માટે આમ ખાડો કરવો પડે. તે ખાડામાં પગ હોય અને પગ પછી આમ થચાટ, થચાટ, થચાટ, થચાટ ઉપર શેડ-બેડ કશું ય નહીં. ઝૂંપડી ય નહીં. ઝૂંપડી તો અહીં પાછળ રહી. તે પેલાં છે તે ત્યાં શાળોનું કાપડ વણે. ત્યાં આગળ પેલો શિષ્ય આવીને બેઠો. કહે છે, આજ તો ચોખ્ખું કહી દો. મારે તો પૂછવા આવનારા જતાં રહે છે. પછી હવે છેલ્લી વાર પૂછવા આવું છું. ઘરવાળા બધાએ કહેલું કે હવે છેલ્લી વાર પૂછજે. હવે પૂછવા નહીં આવું. એટલે તમે જે તે કહો, કાં તો ના કહો તો ના પૈણું અને તમે કહો તો પૈણું, નહીં તો નહીં પૈણું. તે કબીર સાહેબ તો આ પેલો બોલ બોલ કરે પણ કંઈ બોલતા નથી. પછી પેલાએ બીજી વખત પૂછ્યું. થોડીવાર થઈને રાહ જોઈને કહે, 'સાહેબ, મારું કંઈક બોલોને, આ તમે તમારું વણવણ કર્યા કરો છો, પણ મારું કશું બોલતા નથી.' તો ય કબીર સાહેબે પાછું સાંભળ્યું અને થોડીવાર પછી થચાટ થચાટ કરવા માંડ્યા. એમને પેલો શિષ્ય અકળાયો નહીં, પણ શિષ્યના મનમાં એમ થયું કે આવું કેમ કરે છે તેઓ ? એટલે ત્રીજી વખત ઊઘરાણી કરીને, તો ય કશું બોલ્યા નહીં. પછી એટલું બોલ્યા, 'અરે

બીબીસા’બ’, ત્યારે મહીંથી બીબી બોલી, ‘હા, સા’બ !’ ‘અરે, દીવો લાવો જોઈએ.’ હવે સવારના સાડા દસ થયેલા, અજવાળું ફર્સ્ટક્લાસ. બીબીસાહેબને કહે છે, આ દીવો લાવો. તે બીબીસાહેબ તો અંદરથી દીવો સળગાવવા ગયાં. ખડિયો જ સ્તો. તે એક ખડિયો નહીં, બે ખડીયા લઈને આવ્યા.

પછી કબીર સાહેબ જ્યાં આગળ એ કામ કરતા હતા, ત્યાં પાછળ

બીબીસાહેબ આવીને ઊભાં રહ્યાં, બે ખડિયા આમ ઝાલીને ઊભા રહ્યા. હવે સાડા દસનું અજવાળું ને એની મહીં બે ખડિયા બળ્યા કરે. પેલો શિષ્ય તો અજાયબ થઈ ગયો કે આ શું છે તે ! મારું બોલતા નથી ને એમનું કર કર કર્યા કરે છે. હવે બીબીએ બોલતાં નહોતાં કે હું આવી ને, આ ખડિયો લઈને આવી. તમે બોલતા કેમ નથી ? જાણે દીવી હોય ને એમ ઊભા રહ્યા. દીવી તમે જોયેલી ? હા. એની પર દીવો હોય પણ દીવાને કશું હલાવે નહીં, પાડી ના નાખે. કશું ય ના કરે. એમ દીવીની પેઠ પાછળ ઊભા રહ્યાં. બોલતાં ય નથી કે આ તમે દીવો મંગાવ્યો તે આવ્યો, બહેરા છો કે નહીં ? એવું કશું બોલતાં નથી.

પછી કબીર સાહેબ પાછળ જોઈને કહે, 'ઓહોહો ! તમે આવ્યા છો ? ત્યારે પેલાં કહે, 'હમણે આવી છું.' ત્યારે કહે, 'હવે જરૂર નથી. લઈ જાઓ.' એટલે પેલાં પાછા ગયા. ત્યાર પછી પાછું હતું તે થચાટ, થચાટ કરવા માંડ્યા.

પેલાને કશું ખબર ના પડી. પેલો તો જાણે કે એમની બીબીની જ વાત કર્યા કરે છે. મારી વાત નથી કરતા. એટલે પછી પેલો શિષ્ય કહે છે, 'સાહેબ મારું કશું કહો ને, તમને જે ફાવે એ, એમાં વાંધો નહીં ! ના કહો તો હું ના નક્કી કરી નાખું.' ત્યારે કબીર સાહેબ કહે, 'મેં કહ્યુંને તને !' ત્યારે પેલો કહે, 'કશું બોલ્યા નથી તમે, ચોક્કસ કહું છું હું.' ત્યારે કબીર સાહેબ કહે 'આ જે છે ને, એવી મળે તો પૈણજે. નહીં તો પૈણીશ નહીં.' તે પેલાને સમજણ શું પડે, આમાં કેવી આ બીબી ? એ જાણે કે 'આ જાડી છે', એટલે એમ કહે છે કે 'આ જાડી છે એવી તું પૈણજે (?) પાતળી ના લાવીશ.' એટલે પછી કબીર સાહેબ હાક પાડી કે 'જાડી-પાતળી ના જોઈશ, કાળી-ગોરી ના જોઈશ, આવી હોય તો પૈણજે.' આવી એટલે જો મેં ધોળે દહાડે કહ્યું, દીવો લાવ, તો બીજી બૈરી હોય ને તો કહેશે, તમારી આંખો ફૂટેલી છે તે અહીં દીવો મંગાવો છો. આંધળા મૂઆ છો ? બહાર આટલા અજવાળામાં શું જોઈને દીવા મંગાવો છો ? શરમ નથી આવતી ? એવું મહીંથી ગાળો જ દે દે કર્યા કરે. પણ આ તો જુઓ, અક્ષરે ય બોલ્યાં નથી, ને એક દીવો મંગાવ્યો તે બે દીવા લઈને આવ્યા ને તે પાછા આમ આવીને વિનયપૂર્વક ઊભાં રહ્યાં. પાછળથી અક્ષરે ય દુઃખ ના દીધું. 'આવી મળે તો પૈણજે.' ત્યારે કહે,

'સાહેબ, આવી તો મળે જ નહીં.' ત્યારે કબીર સાહેબ કહે, 'પૈણ્યા વગર રહેને મૂઆ. કુંવારો પડી રહે ને છાનોમાનો. હજુ શી આબરૂ બગાડવી, તેનાં કરતાં પડી રહે ને.' શું કબીર સાહેબ ખોટું કંઈ કહે છે આમાં ? અને કોઈક પુણ્યશાળી હોય તો મળી જાય મહીં !!

આવું સાંભળે એટલે પોતે નક્કી કરે ને ! અનુભવ એટલે શું ? વાત તો સાંભળવી જોઈએ ને ? પૈણી ગયા માટે પૈણવાની વાત ના સાંભળવી એવું ક્યાં લૉ છે ? જો કબીર સાહેબે સારું કહ્યું છે ને ? કેવી મળી હતી, કબીર સાહેબને ?!

પતિને પરમેશ્વર માનીને તે આજ્ઞા પાળે છે, એ સ્ત્રીનો મોક્ષ થાય કે ના થાય ? ત્યારે કહે છે, પંદર અવતારમાં તો જરૂર થાય.

**પ્રશ્નકર્તા :** પતિ પણ પરમેશ્વર જેવો હોવો જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, પતિ એ ઢીકો મારતો હોય, તો શી રીતે પરમેશ્વર માને ? પરમેશ્વર ઢીકો મારતા હશે ? કે કબીરો મારતો હશે બીબીને ? મારે તો આવી દશા હોય ? આ તો થપ્પડ મારી દે. પહેલું રામ થવું પડે. તો એ સીતા થાય. આપણા લોકો તો એમ ને એમ, 'તું સીતા થઈ જા, સીતા થઈ જા', કહેશે. તમારે ય જો મેળ પડે તો, 'આના જેવી મળે તો પૈણી જવું, નહીં તો નહીં. બીજાની જોડે પૈણવું જ નહીં.' એવું નક્કી કરી નાખવાનું !

આ તો રસ્તે ચઢેલા, એ રોડ ઉપર ચઢેલા, પછી પાછા આવવાનું તો બહુ થાક લાગે ને બળ્યું ! અને પેલો તો રોડ ઉપર ચઢ્યો જ નહીંને ત્યાં આગળ. આ તો એ રોડ ઉપર ચઢેલા અને એ ય આના જેવી મળે તો પૈણવું, નહીં તો પૈણવા જેવું નથી.

મને ય હીરાબા મળ્યાં છે, છોત્તેર વર્ષનાં છે, તે મને ય એવા મળ્યા છે. નથી મને કોઈ દહાડો હેરાન કર્યો, અમારે તો ચાલીસ વર્ષથી તો મતભેદ જ નહીં પડ્યો. મતભેદ પડે ત્યારે ભાંજગડ ને !

કબીર સાહેબને કેવી મળી ને લોકોને કેવી મળી ? જો જુદી જુદી જાતની મળે છે ને ! કબીર સાહેબે ધોળે દહાડે દીવા મંગાવ્યા, તે દીવા બહાર લઈને આવ્યા. એક મંગાવ્યા તો બે લઈને આવ્યા. આવી મળતી હોય તો પૈણવામાં વાંધો નથી કોઈને.

**પ્રશ્નકર્તા :** દહાડે તો શું પણ રાતે દીવો મંગાવીએ, તો ય કહે કે ભાળતાં નથી ? બેતાળાં આવ્યાં ? એવું કહે.

**દાદાશ્રી :** તેથી કબીર સાહેબે કહ્યું'તું, આવી મળે તો પૈણજે, નહીં તો પૈણીશ નહીં. પૈણવા જેવું નથી જગત.

**પ્રશ્નકર્તા :** હવે આ તો ગોળ હતો કે ચાખીને લઈ લઈએ ? આ તો કઈ ચખાય એવું છે ?

**દાદાશ્રી :** ના. એ તો બધાના હિસાબ ચૂકવાય છે. જેને જેવો જોઈએ ને, તે હિસાબ છે આ. આ હિસાબમાં ફરી પાછી ડખલ ના થાય ત્યાંથી જ ચોખ્ખું થઈ જાય. સમભાવે નિકાલ કરી નાખે, થઈ ગયું ચોખ્ખું.

## દેખતાં જ મહીંથી થાય આકર્ષણ; પસંદગીનું વૈજ્ઞાનિક આ ધોરણ!

**પ્રશ્નકર્તા :** યુવાન-યુવતીઓએ લગ્નજીવનમાં પ્રવેશતાં પહેલાં સ્ત્રી અગર પુરુષની પસંદગી કેવી રીતે કરવી ? અને શું કરવું ? શું જોવું ? ગુણો કેવી રીતે જોવા ? એની ચર્ચા કરો.

**દાદાશ્રી :** અહીં અમેરિકાથી ઈન્ડિયા બધા આવે છે, તે પેપરમાં પહેલું છપાવડાવે છે કે ગ્રીનકાર્ડવાળા આવ્યા છે. એની જાહેરાત આપે કે કયો માલ વેચવાનો છે તે. ગ્રીનકાર્ડવાળો માલ વેચવાનો છે. એટલે પેલી યુવતી જાણે કે આ માલ સારો આવ્યો છે, ત્યાં જઈને આપણે મઝા કરીશું. તે છોડીના બાપ દેખાડવા આવે વારાફરતી, પોટલાં ઊંચકી ઊંચકીને, પેલો છોકરો તો ના ને ના પાડે છે.

અઠ્યાવીસ દહાડા માટે આવેલા હોય. તે પછી એક જણના ફાધર તો કંટાળી ગયા હતા. તે મને કહે છે કે, હું આવ્યો ત્યારથી બધે જો જો કરે છે લોકોનું, અને મને લોકોમાં ખોટો દેખાડે છે. કેવી રૂપાળી રૂપાળી છોકરીઓ દેખાડી છે. તો ય ના કહે છે. તો આને શું જોઈતું હશે ?! મેં કહ્યું, ‘છોકરાને ખાનગીમાં કહો ને કે તારી મા આવી રીતે ન્હોતો લાવ્યો.’ પછી મેં એમને આશ્વાસન આપ્યું. હવે આ છોકરાઓને એ બિચારાનાં હાથમાં સત્તા નથી. એ ય બિચારા પરસત્તાથી બોલે છે.

પછી એક દહાડો છોકરો જ સામેથી કહે છે, મારે આઠ દહાડા રહ્યા. પપ્પા, હવે જો તમારે દેખાડવી હોય તો દેખાડી દો હવે નહીં તો પછી હું જતો રહીશ. ત્યારે એના ફાધર કહે છે, ‘ભઈ તું ના પાડે છે એટલે હું શું દેખાડું, હવે ?’ પેલો છોકરો કહે છે, ‘તો ય એકાદ-બે દેખાડો.’ એટલે પપ્પાએ કો’કને હા પાડી. ત્યારે પેલો શું કહે છે ? હું કો’કને ઘેર નહીં દેખાડું. ખરાબ દેખાય. હું તો આણંદના સ્ટેશન પર દેખાડીશ. ત્યાં આ છોકરાને તેડી લાવજો.

ત્યારે આમને ગરજ એટલે સ્ટેશન પર આવ્યા. કો’કને ઘેર જાય પણ નાપાસ કરે એટલે લોકોમાં ફજેત થાય ને. સારી છોકરીને પેલો નાપાસ કરે ! એની માને નથી જોતો, બ્લેકીશ છે તો ય ! તે પછી એ સ્ટેશન પર દેખાડી. તે છોકરો કહે છે, ‘બસ કરી નાખો. આ જ મારે પસંદ છે. અહીં કરી જ નાખોને, હવે !’ ‘અલ્યા મૂઆ, આ તો સ્ટેશન છે. પ્લેટફોર્મ ઉપર અહીં થતું હશે ?’ ત્યારે એ કહે, ‘ના. આ જ, અહીં જ જલ્દી મૂકી દો.’ ત્યારે પેલાં કહે છે, ‘ના થાય, એ તો મુહૂર્ત કાઢવું પડે અને આવું તે સ્ટેશન ઉપર ના થાય.’ તે પાછું એને સમજાવી કરીને બે દહાડા પછી ગોઠવી દીધું અને બહાર હોલ હતો ત્યાં લગ્ન કરી નાખ્યું. હવે આ તો ત્યાં ને ત્યાં સ્ટેશન ઉપર લગ્ન કરી નાખવાનું કહે, એ શી રીતે થાય ? એ થતું હશે ? પણ આવા ભાન વગરનાં બોલે !!

એટલે આ બધું શું છે ? તે બહુ જોવાની જરૂર નથી. યુવક-યુવતીઓ જોવા જઈએ અને આકર્ષણ ના થાય તો બંધ રાખવુ.ં બીજી ડીઝાઈન જોવાની જરૂર નથી. આકર્ષણ થાય છે કે નહીં એટલું જ જોવાનું.

**પ્રશ્નકર્તા :** કઈ જાતનું આકર્ષણ ?

**દાદાશ્રી :** આ આંખનું આકર્ષણ થાય મહીં એટ્રેક્શન થાય. તમે કોઈ વસ્તુ એવી લેવાના હોય બજારમાં, તો એ વસ્તુનું એટ્રેક્શન થાય નહીં તો તમે લઈ શકો જ નહીં. એટલે એનો હિસાબ હોય તો જ એટ્રેક્શન થાય. કુદરતના હિસાબ વગર કોઈ પૈણી શકતો નથી. એટલે એટ્રેક્શન થવું જોઈએ.

છોકરાંઓને સમજ પાડો કે લગ્ન કરવાની રીત શું હોય ? તારે જઈને છોડીને જોવી ને આંખથી આકર્ષણ થાય એ આપણું લગ્ન નક્કી જ છે અને આકર્ષણ ના થાય તો આપણે બંધ રાખવું. કારણ કે આપણું ને એનું લગ્ન થવાનું હોય તો એટ્રેક્શન થાય. એ કાળી હોય તો ય એટ્રેક્શન થાય.

## છોકરીને ફેરવીને જુએ છોકરાં; ઘોર અપમાન, સ્ત્રીને માને ફોતરાં!

પૈણવા જાય છે, તે પેલીને શું કહે છે ? આમ ફરો જોઈએ ! એ શું જોતો હશે ફેરવીને !?

**પ્રશ્નકર્તા :** એ બધા સપ્રમાણ છે, કેમ છે એ બધું જુએ. સૌંદર્ય જુએ એનું નીરખે પાછું.

**દાદાશ્રી :** સૌંદર્ય તો મોઢા ઉપર દેખાય, પણ બધું સપ્રમાણ છે કે નહીં ? પૂંઠ કેટલી જાડી છે ? એ બધું જુએ મૂઓ ફેરવીને. આ તો મશ્કરી જ છે ને, સ્ત્રીઓની મશ્કરી જ કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** મશ્કરી કહેવાય.

**દાદાશ્રી :** કેવડી મોટી મશ્કરી ! આ મશ્કરી કરવાનો જમાનો છે, તે સ્ત્રીઓની મશ્કરી થઈ રહી છે. આમ ફરો, તેમ ફરો.

અત્યારે તો છોકરાઓ છોકરીની પસંદગી કરતા પહેલાં બહુ ચૂંથે છે. 'બહુ ઊંચી છે, બહુ નીચી છે, બહુ જાડી છે, બહુ પાતળી છે, જરા કાળી છે.' મેર

ચક્કર, એક છોકરો આવું બોલતો હતો, તેને મેં તો ખખડાવ્યો. મેં કહ્યું 'તારી મધર હઉ વહુ થતી હતી. તું કઈ જાતનો માણસ છે તે ?' સ્ત્રીઓનું આટલું બધું ઘોર અપમાન !

જો લોકો કહે કે તમને છૂટ છે જાવ, આ છોકરાને જે કહેવું હોય તે

કહો, એ છોકરો કહે કે મને કહેવું હોય તે કહો, તો હું કહું કે મૂઆ, ભેંસ છે તે આવું જોઉં છું ?! ભેંસને ચોગરદમથી જોવાની હોય.

મૂઆ, શરમ નથી આવતી ? નંગોડો ! સ્ત્રીઓનું અપમાન કરે છે આ છોકરાઓ ! કેવી છોકરીઓ બિચારી !! પણ 'આમ ફરો, તેમ ફરો' કહેશે. કઈ જાતના નંગોડો છો ! પણ હવે અમારાથી કશું બોલાય નહીં ને ! અમે કંઈ રાજા છીએ, આ દુનિયાનાં માલિક છીએ ? માલિકી વગરનાં માલિક !! અને આજકાલ તો છોકરીઓ હઉ કહેતી થઈ ગઈ છે કે 'જરા આમ ફરો તો ? તમે જરા કેવા દેખાવ છો ?' જુઓ, આપણે આમ જોવાની 'સિસ્ટમ' કાઢી તો આ વેશ થયોને આપણો ? એના કરતાં 'સિસ્ટમ' જ ના પાડીએ તો શું ખોટું ? આ આપણે લફરું ઘાલ્યું તો આપણને એ લફરું વળગ્યું !

અને બાપાને પૂછને, કે તમે માને આવી રીતે તેડી લાવ્યા હતા ? પણ આવું બોલાય નહીંને, અવિનયવાળું. એને કેવું દુઃખ થાય.

આ તો ફાધરને કહેશે, મને દેખાડો. અને જુએ તો કહેશે, 'આમ ફરો, તેમ ફરો.' મૂઆ, કંઈ ગાય-ભેંસ છે કે તું આમ ફેરવ ફેરવ કરે છે ! જાડાઈ-પાતળાઈ જોઈ. અલ્યા, તું પાતળું લઈશ ને પછી જાડું થઈ જશે તો ? વગર કામના ફેરવ ફેરવ કરે છે ! તે હું એને સમજણ પાડું છું કે ઘૈડી થશે ત્યારે કેવી દેખાશે એ તને કલ્પનામાં આવે છે ? તે વખતે કેવી દેખાવાની છે ? પછી ચીતરી ચઢશે. એના કરતાં જે હોય એ ભલે, કહીએ.

આ તો જેમ જેમ એના અંગ-બંગ ફેરફાર થતા જાયને તેમ એને કંટાળો આવે પણ કહેવાય નહીં ને સહેવાય નહીં. અને સ્ત્રી તરીકે છે ને, ઘૈડપણ છે તો ય સ્ત્રી અને જુવાનીમાં ય સ્ત્રી, એવી રીતે કર્યું હોય તો શું ખોટું ભઈ ? જાણીજોઈને મુશ્કેલીમાં મૂકાય છે ને લોકો !

## વાળશે બદલો સ્ત્રીઓ સ્વયંવરમાં; વારો આવશે એમનો ટૂંક સમયમાં!

એટલે આનો બદલો ક્યારે આપે છે સ્ત્રીઓ, એ જાણો છો ? આ મશ્કરી કરી તેનો ? એટલે પછી આનું ફળ શું મળે છે એ છોકરાઓને ?

એ પછી સ્ત્રીઓ ઓછી થાય છે અને પુરુષો વધી જાય છે. એક ફેરો અત્યારે સ્ત્રીઓ વધી ગઈ છે. એ માલ જે વધી જાયને, તેનો ભાવ ઊતરી જાય. ડુંગળી વધી ગઈ હોય તો ડુંગળીનો ભાવ ઓછો થઈ જાય અને ડુંગળી ના હોય, ઓછી થઈ ગઈ હોય, ને પરવળ વધી ગયા હોય, તો પરવળનો ભાવ ઘટી જાય. પરવળ જ સારાં છે, એવો કશો નિયમ નથી. જે ઘટી ગયું, તેનો ભાવ વધી જાય.

આ શિકાગોમાં હેરકટીંગ સલુનવાળા બધા ઘટી ગયા હોયને, બધા કંટાળીને ભાગી ગયા હોયને, ને બહુ જ થોડા રહ્યા હોય, તો વાળ કપાવવા વકીલની લાઈન લાગે આખી બહાર. વકીલોને લાઈનમાં ઊભા રહેવું ના પડે ? કેમ પેલાઓની કિંમત વધી ગઈ ? કારણ કે વાળ કાપનારા ઓછા છે અને વકીલો વધારે છે. જે વધારે તેની કિંમત ઘટી જાય.

તે આ સ્ત્રીઓ વધેલી છે. તેથી બિચારીની આ કિંમત ઘટી છે. કુદરત જ આવું કરાવે છે. હવે આનું રીએક્શન ક્યારે આવે ? બદલો ક્યારે મળે છે ? જ્યારે સ્ત્રીઓ ઘટી જાય છે અને પુરુષો વધી જાય છે, ત્યારે સ્ત્રીઓ શું કહે છે ? સ્વયંવરપણું કરો. એટલે એ પૈણનારી એકલી અને આ એકસોને વીસ. સ્વયંવરમાં બધા ફેંટા-બેંટા પહેરીને ટાઈટ થઈને આવ્યા હોય ને મૂંછ આમ આમ કરતા હોય ! પેલીની રાહ જોતા હોય કે આ ક્યારે મને વરમાળા પહેરાવે. પેલી જોતી જોતી આવે. પેલો જાણે કે મને પહેરાવશે. આમ ડોકું હઉ આગળ કરવા જાય. પણ પેલી ગાંઠે જ નહીંને ! પછી જ્યારે એનું દિલ મહીં એકાકાર થાય, ખેંચાણ થાય, તેને વરમાળા પહેરાવે. પછી એ મૂછો આમળતો હોય કે ના આમળતો હોય. એ પછી મશ્કરી થાય. આ ડગલાં મૂર્ખા થઈને ચાલ્યા જાય પછી, આમ આમ કરીને. તે આ એવી મશ્કરી થયેલી, આ સામો બદલો મળે છે !

એટલે સ્ત્રીઓ જોડે આવું અપમાન નહીં કરવું જોઈએ. લગ્ન સારી જગ્યાએ કરજો અને સામાને કહી દેવું કે 'આઈ ડોન્ટ વોન્ટ ટુ ઈન્સલ્ટ યુ.' આ તો એને પૂછે કે સિનેમા જોવા આવીશ કે નહીં ? અલ્યા, સિનેમાને તોપને બારે ચઢાવવું છે ?

સાથે રહેતી હોય તો સિનેમા જોવા ના જાય ? અને પેલી કહે કે ના, મને સિનેમા નથી ગમતું. એટલે ઊડી ગયું. આ તો ફ્યુઝ જ ઊડી જાય. આ તે કંઈ લાઈફ છે ?! એટલે મહીં આકર્ષણ થાય આપણને તો ત્યાં લગ્ન કરવું. બે-ત્રણ વખત તપાસ કરવી. ને ખેંચાણ થાય નહીં, તો એ કેન્સલ.

**પ્રશ્નકર્તા :** બે-ચાર વખત મળવું જોઈએ ખરું ?

**દાદાશ્રી :** મળવા જવાય, એવા સંજોગો બને તો ય વાંધો નથી. ન બને તો ય વાંધો નથી. પણ આકર્ષણ થવું જોઈએ. મુખ્ય 'લૉ' આટલો જ!

આ તો પહેલાં શું કરતા હતા ? જોયા વગર જ એમ ને એમ કરી આવતા હતા. અમારા વખતમાં તો ગોર જઈને કરી આવે. ગોર એટલે આપણા જે બ્રાહ્મણ હોયને, તે જ્યાંથી માગું આવ્યું હોયને, ત્યાં ગોર જઈ આવે અને પછી કન્યાની ઊંમર બધું પૂછી કરી આવે.

## પૈઠણીયા વર, આ કેવી સોદાબાજી?! ન પ્રેમ, ત્યાં જીવનમાં દગાબાજી!

**પ્રશ્નકર્તા :** દાદા, એમનો પ્રશ્ન તો બહુ મોટો છે. પુરુષને જ્યારે છોકરી આપવામાં આવે ત્યારે એ પેલું માંગે છેને, પૈઠણ માંગે છે કે કંઈક માંગે છે. તો એવું કેમ પુરુષ માંગે છે ? છોકરાવાળાઓ.

**દાદાશ્રી :** એવું છેને કે આપણે અહીં આગળ છે તે ઘણાં વખત અમુક વસ્તુનો ભાવ બહુ હોય, શાકભાજીનો. દીવાળી પર એક રૂપિયે કીલો મળતું હતું અને ઉનાળામાં આઠ રૂપિયે કીલો મળે એવું હોય છે, બને છે. તે આપણે કહીએ કે ભઈ, આઠ રૂપિયા કેમ રાખ્યા છે, એક રૂપિયાને બદલે ? તો એ શું કહે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા તો પછી એ તો કોમોડિટી, વ્યાપારજન્ય વસ્તુ થઈ ગઈ ને એ તો.

**દાદાશ્રી :** એ વ્યાપાર જ થઈ ગયો ને. એ વ્યાપાર જ છે બધો. નથી આપતા, તેમાં ય વ્યાપાર છે. કોઈ ગમે તે સોનું આપે. પાંચ તોલા તો પાંચ તોલા. બધો વ્યાપાર જ છે આ. લગ્ને ય વ્યાપાર છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ દાદા અત્યારે આપણા હિન્દુસ્તાનમાં ઠોકી ઠોકીને કહે છે કે લગ્ન એ એક સંસ્કાર છે.

**દાદાશ્રી :** સંસ્કારરૂપે રહ્યું જ નથી ને. અત્યારે તો વ્યાપારરૂપે થયું છે ને, છે સંસ્કાર મૂળ. પણ તે સંસ્કારરૂપે ક્યાં રહ્યું છે ! અત્યારે તો નક્કી કર્યું હોય કે ભઈ, પાંચ તોલા સોનું આપવું એટલે પાંચ તોલા પેલો ના આપે તો કચકચ ચાલે. એનું નામ સંસ્કાર ના કહેવાય.

અમારે ત્યાં એક જણને પૈઠણ આપીને લઈ ગયેલા, નાના ગામવાળાને. ભારે પૈઠણ આપીને લઈ ગયા. પેલો માલ, સારું લાકડું ગણાતું હતું. લાકડા લાકડામાં ફેર નહીં ! સાગના ને પેલા જંગલી ને બધા લાકડા હોય ને. એટલે સાગનું લઈ આવે પછી ભારે કિંમત ચૂકવીને !

પછી છે તે પહેલે આણે પછી બઈ આવવા દેતા ન્હોતા. પછી હવે પૈઠણ લે. પહેલે આણે બઈ આવીને તે પાછી પૈઠણનો ચોથો ભાગ માંગે, વન ફોર્થ. હવે દસ હજાર પૈઠણ આપેલી હોય એ કાળમાં અને પછી અઢી હજાર શી રીતે આપે પેલો બિચારો. એટલે પછી પેલો તેડવા આવ્યો તે વહુને ના મોકલી કે રૂપિયા આપીશ તો મોકલીશ, નહીં તો નહીં. એટલે પેલો ય માથાનો ભારે હતો. તે પછી કહે છે, 'હું તમને થોડા વખત પછી રૂપિયા મોકલી આપીશ, પણ એને મોકલો હમણે.' તે આને લઈ ગયા અને ફરી પાછી આને વળાવી પાછી. પછી છે તે પાછું ફરી પાછું જ્યારે મોકલવાનું થયું બીજું આણું, ત્યારે કહે છે, કે 'પહેલા આણાનાં અઢી હજાર ને બીજા આણાના બારસો આપી જાવ. પહેલા આણાનાં આપ્યા નથી.' એટલે પેલાએ આવીને શું કહ્યું, એ છોકરીના સસરાને, ખાનગીમાં કે 'તમે મોટા માણસ સુગંધીવાળા, આબરૂદાર જાણીને મેં તમને મારે ત્યાં વેવાઈ બનાવ્યાં. મારી પરિસ્થિતિ નથી.' એટલે પેલા વેવાઈ શું કહે છે, 'તો અહીં પૈણાવી'તી શું કરવાં ? અહીં આગળ તો અવાય જ નહીં ! અલ્યા, પણ આવ્યો તો આવ્યો પણ હવે.... ય

એટલે પેલો ય માથાનો ફરેલો હતો. તે વેવાઈને કહે છે, 'જરા કાનમાં મારે એક વાત કરવી છે, સાંભળશો ? આ છોડીને મારે બીજી જગ્યાએ પૈણાવી દેવી પડશે હવે, કહે, 'હું નાતરે દઈ દઈશ.' તે પેલો બાપજી, તું હવે મારે ત્યાં આવીશે ય નહીં બા. હવે આ તારી છોડી તારે ઘેર મોકલું ય નહીં અને મારે તારો રૂપિયો જોઈતો ય નથી.' પછી છોડીને દુઃખ નહીં દીધું. કારણ કે ખાનદાન ક્વૉલિટી આમ તો !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો બહુ હિંમતવાળો કહેવાય.

**દાદાશ્રી :** કોણ ?

**પ્રશ્નકર્તા :** છોકરીનો બાપ.

**દાદાશ્રી :** હં, એ હિંમતવાળો નહીં, અક્કલવાળો. હિંમતવાળા તો બધા બહુ હોય. એ તો લાકડાં દેખાડે, ધારીયા દેખાડે. પણ આ તો અક્કલવાળો, એ જાણે કે ખાનદાન છે આ બધા, શું દેશે ? નાતરાનું નામ દીધું કે તરત ચૂપ થઈ ગયા. એ તો પછી કરે લોકો આવું બધું. બાકી પૈઠણ આપે છે, એ તો એનું લાકડું જોઈને આપે છે, બા. એમ ને એમ વેલ્યુએશન આપતા નથી.

**પ્રશ્નકર્તા :** એમ કહે છે. આપણા પાટીદાર સમાજમાં પૈઠણનો રિવાજ છે તે અને જો પૈઠણ ના આપે અથવા તો કંઈ ઓછું-વત્તું થાય તો પછી છોડીને દુઃખ આપે સાસરીમાં તો કહે આ રિવાજ ખોટો છે. કહે છે, આ ના હોવો જોઈએ !

**દાદાશ્રી :** કોઈને દુઃખ આપવું એ રિવાજ ખોટા. જ્યાં કોઈને દુઃખ આપવાનું થાય એ રિવાજ બધા ય ખોટાં.

**પ્રશ્નકર્તા :** આ રિવાજ કાઢી નાખવા શું કરવું જોઈએ !

**દાદાશ્રી :** બધા યે ભેગા થવું જોઈએ. કેટલાક એમ કહેશે અમારે ગમે તેમ પૈઠણ આપીને જ અમારે કરવો છે સારામાં. તો કેટલાક કહેશે ના, અમારે આવું નથી કરવું. બધાં યે એકમત થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** કોઈ કેટલાય વર્ષોથી કોઈ આ કબૂલ થતું નથી એટલે વચ્ચે કોઈ 'જ્ઞાની પુરુષ'ની જરૂર છે. બધા ભેગા થઈને આવું નક્કી કરતા નથી.

**દાદાશ્રી :** એ તો માર ખાઈને નક્કી કરશે. માર ખાઈને સીધા થઈને નક્કી કરશે બધા.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે પણ છ ગામના, એટલે કંઈ એનો ઉકેલ લાવી શકો તો તમારી હાજરીમાં કોઈ ઉકેલ આવી જાય તો સારું.

**દાદાશ્રી :** અમે તો એટલું કહીએ, ખોટી વસ્તુ છે આ. કોઈને દુઃખ દેવાનું થાય. જ્યાં પૈસાની બાબત હોય એ વાત જ ખોટી બધી. પણ પાટીદારો ક્ષત્રિયો હોવાથી એ લેવાના પૈઠણો.

એવું ખરું છે તમે કહો છો એવું, આ રીતિ-રિવાજ કાઢી નાખવા જોઈએ આ બધા !

**પ્રશ્નકર્તા :** ના, પણ એ તો ચાલે નહીં અને એનો એન્ડ નથી.

**દાદાશ્રી :** નહીં, આ તમે વણિકોએ રીતિ-રિવાજ કાઢી નાખ્યો છે ને તે સરસ ચાલે છે. ગાડું ચાલે છે તમારું સરસ. સરસ ચાલે છે પણ અમારે તો મૂળ અહંકારી ટેવને, મૂળ ક્ષત્રિયને...

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમે તો એને એક્સેપ્ટ જ નથી કરતા. પૈઠણ એક્સેપ્ટ જ નહીં કરવાનું.

**દાદાશ્રી :** બહુ સારામાં સારું. તમારું મેં બધું જોયું ને. મેં દરેક જાતનાં વાણિયાઓનું-જૈનોનું જોયું, બધાનું સારું છે. એક ફક્ત ખરાબ અમારું જ લાગ્યું અમને.

**પ્રશ્નકર્તા :** ને એવું જે કોઈ કહે ને તો ના જ કહી દેવાની, કે ભઈ એ નહીં ચાલે, આ શરત હોય તો આવો.

**દાદાશ્રી :** તદ્દન સોદાબાજી થઈ ગઈ, સોદાબાજી ! પ્રેમ ક્યાં રહ્યો ને સોદાબાજી થઈ ગઈ ! એક બાજુ રૂપિયા મૂકો ને એક બાજુ અમારો છોકરો, તો જ પૈણશે, કહે છે. એક ત્રાજવામાં રૂપિયા મૂકવા પડે. ત્રાજવાની તોલે માપતા હતા.

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો ત્યાંથી જ ઝઘડો શરૂ થાય. પંચોતેર ટકા તો ઝઘડો ત્યાંથી જ શરુ થાય છે.

**દાદાશ્રી :** ઝઘડા જ ઊભા થાય છે, બસ. આ ઝઘડો જ ઊભો થાય છે.

**પ્રશ્નકર્તા :** હા, લગ્નના દિવસથી જ ઊભા થાય છે.

**દાદાશ્રી :** બસ, બસ. એ જ ક્લેશ છે આ જગતમાં. શું થાય તે પણ ! તેથી કબીર કહેતાં હતાં ને કે આવડા મોટા દિલ્હીમાં અમને કોઈ માણસ જ દેખાતો નથી. દિલ્હીમાં માણસ નહીં હોય ? તો કહે છે, 'માણસ ખોજત મેં ફીરા.' માણસ તપાસ કરવા નીકળ્યો કે 'માણસ કા બડા સુકાલ,' સામાસામી અથડાતા હતા, કહે છે. સુકાલ, દુષ્કાલ નહીં. સામાસામી અથડાતા એટલા બધા માણસો. પણ 'જાકો દેખી દિલ ઠરે તાકા પડ્યા દુકાલ.' જેને દેખીને આપણું દિલ ઠરી જાય, એનો દુકાળ છે. આ બધું ભટક ભટક કરી એનો અર્થ જ નહીં.

## જાતે પાસ કરી લાવ્યા હોંશે; પછી ના ગમે એ કોના દોષે?

વહુ રીયલાઈઝ કરીને લાવ્યો હોય કે આમ ફરો જોઈએ, તેમ ફરો જોઈએ. પછી મનમાં નક્કી કરે કે ના, બરોબર છે, ગર્થ બધું જોઈ લે, બધું બરોબર છે. પછી પાસ કરે અને દસ દહાડા પછી ખટપટો ચાલુ થઈ જાય. અલ્યા, તું જોઈને તો લાવ્યો છું ને ?

એક ભાઈ પૈણ્યા પછી, આમ એ ડબલ ગ્રેજ્યુએટ થયેલો પણ વહુ જોડે બોલે નહીં, એના બાપે ખર્ચો સારો કરીને પૈણાવી હતી. એને મેં કહ્યું, 'અલ્યા મેં વાત સાંભળી છે, વહુ જોડે બોલતો નથી.' ત્યારે એ કહે છે, 'મને ગમતી નથી.' મેં કહ્યું, 'હું તને કહું કે બજારમાંથી એક તાળું લાવ, અને તું તાળું લઈ આવે અને પછી તું મને કહે કે લ્યો આ તાળું. ત્યાર પછી તું જ મને કહે કે આ તાળું મને ગમતું નથી. તો કેવું ખરાબ દેખાય ? તું જ લાવ્યો અને પછી કહેશે, ગમતું નથી. પોતે લાવ્યો એટલે કહેવાનું જ કે સારું જ છે, હું જે લાવ્યો તે સરસ છે.'

આ બજારમાંથી આપણે તાળું ખરીદી લાવ્યા પછી આપણે કહીએ કે આ તાળું તો યુઝલેસ છે તો ? 'જો તમે ખરીદી લાવો અને એ જ તાળાને તમે ખોટું કહો છો, તો એનાં કરતાં દરિયામાં પડવું સારું.' એ ન્યાય કહેવાય. આ તો તાળા માટે આવું હોવું જોઈએ, ત્યારે આ તો સ્ત્રી છે અને એ વન ઓફ ધી પાર્ટનર છે. ફિફ્ટી પરસેન્ટ પાર્ટનર છે, ત્યાર પછી નાના નાના શેરહોલ્ડરો આવવાનાં.

આ તો દસ દહાડા થયા હોય ત્યારે માએ જરા શીખવાડ્યું હોય કે વહુ જરા લાફા સ્વભાવની છે, બહુ શોખીન છે. આવું માએ શીખવાડ્યું એટલે થઈ રહ્યું પછી, આ ચક્કરે ય એવું કહેશે. અલ્યા, માનું સાંભળવાનું? મા એ મા છે. ત્યારે એક કાન મા માટે રાખીએ અને એક કાન બૈરી માટે રાખીએ તો શું ખોટું ? કારણ કે આપણે પાસ કરીને લાવ્યા છીએ ને ? મા નાપાસ કરાવડાવે તો ય માને કહીએ કે 'મા' હું તો પાસ કરીને લાવ્યો છું. નાપાસ કરવા નથી લાવ્યો. મારી પાસ કરેલી છે. માટે તમે પણ પાસ કરો.' આ તો તાળું એકલું પોતે પાસ કરીને લાવ્યો હોય તો ય એને માટે એવું રાખવું જોઈએ કે હવે તાળું હું લાવ્યો છું માટે એમાં ફેરફાર ના થાય. બગડેલું હોય તો છેવટે હથોડો મારીને, ઘસઘસ કરીને ઓલરાઈટ કરી નાખવાનું. કારણ કે આપણી ભૂલ થઈ તો સમું કરી નાખવાનું, પણ આ તો બઈને ફજેતો કરાવે. હવે વાઈફ મળે તે ય કર્મના હિસાબે જ મળે. એ પ્રારબ્ધ બધું. પછી કકળાટ થાય ત્યારે, મા-બાપ કહેશે, 'તું જોઈને લાવ્યો મૂઆ ને હવે બૂમાબૂમ કરે છે ?' ત્યારે કહેશે, 'હવે શું કરે ?' આપણે તાળું વેચાતું લાવ્યા હોય અને પછી વસાતું ના હોય તો આપણે સમજી જવાનું કે આપણી ભૂલ છે, માટે તાળાનો દોષ નથી. એટલે વહુ જો લાવી, કકળાટવાળી નીકળી તો આપણો દોષ છે. આપણે પાસ કરનારા પછી આપણે ફરી નાપાસ કરીએ એ તો શોભે ?

# (૧૮) પતિની પસંદગી

## માંગ્યો મેં તો ધણી એક; આવ્યું લંગર વળગ્યું છેક!

વર્લ્ડ પઝલ લાગે છે તને કંઈ ? કોઈ દહાડો પઝલ ઊભું થાય છે તારે ? શું નામ બેનનું ?

**પ્રશ્નકર્તા :** ચંદ્રિકા.

**દાદાશ્રી :** ચંદ્રિકાએ આ બગાડ્યું એમ કહે તો ? એ જાણતી ય ન હોય ને કો'કે કહ્યું કે, ચંદ્રિકાએ આ બગાડ્યું બધું.

**પ્રશ્નકર્તા :** મારા મનમાં એમ ખબર હોય કે, મેં બગાડ્યું નથી. પછી જેને જે બોલવું હોય તે બોલે. પછી મને એની શી ચિંતા ?

**દાદાશ્રી :** તને વાંધો નહિ, નહિ ? એટલી સહનશીલતા છે ! અપમાન કરે તો ય વાંધો નહિ તને ?

**પ્રશ્નકર્તા :** ના, એક મિનિટ થાય, પછી હું ભૂલી જાઉં છું.

**દાદાશ્રી :** એક મિનિટ થાય, તો પણ એક મિનિટ તો ઓછું કહેવાય ? એક મિનિટમાં તો મહીં સળગી જાય બધું ! કંઈ પણ ના થાય તો વાંધો નહિ. કંઈ પણ ના થાય એટલી તું ટેસ્ટેડ થઈ જઉં તો વાંધો નહિ. એ તો તું અન્ટેસ્ટેડ છે ને !

પરવશતા, નરી પરવશતા ! જ્યાં જુઓ ત્યાં પરવશ ! ફાધર કાયમ ઘેર રાખે નહિ. કહેશે, એનાં સાસરે જ શોભે અને સાસરામાં તો બધાં સાવ બેસી રહ્યાં હોય વઢતાં. તું ય કહું કે, 'માજી, તમારું મારે શું કરવું ? મારે તો ધણી જ એકલો જોઈતો'તો ? ત્યારે કહે, 'ના, ધણી-બણી એકલાનું ના ચાલે, આ તો લશ્કર આવશે જોડે. લાવ-લશ્કર સહિત.'

**પ્રશ્નકર્તા :** વાંધો નહિ. લશ્કર આવે તો ય એમાં શું છે ?

**દાદાશ્રી :** કશો ય વાંધો નહિ.

## સમજીને પેસો, દુઃખના દરિયામાં; તરાશે જો રાખે 'જ્ઞાન' હૃદિયામાં!

પૈણવા માટે વાંધો નથી. પૈણવું પણ સમજીને પૈણો કે, 'આવું જ નીકળવાનું છે.' એમ સમજીને પછી પૈણો. પૈણવાનો તો છૂટકો નથી અને કો'કને છે તે એવું ભાવ કરીને આવેલી હોય કે 'મારે દિક્ષા લેવી છે કે મારે બ્રહ્મચર્ય લેવું છે.' તો વાત જુદી છે. બાકી પૈણવાનું તો છૂટકો જ નથી. પણ પહેલેથી નક્કી કરીને પૈણીએને એ માહ્યરામાં કે આવું થવાનું છે એટલે પછી ભાંજગડ નહિ, પછી આશ્ચર્ય ના લાગે. એટલે નક્કી કરીને પેસીએ અને સુખ જ માનીને પેસીએ, તો પછી નરી ઉપાધિ જ લાગે ! આ તો દુઃખનો સમુદ્ર છે. સાસુનાં ઘરમાં પેસવું એ તો કંઈ સહેલી વાત છે ! હવે ધણી કોઈ જગ્યાએ જ એકલો હોય કે એનાં મા-બાપ મરી ગયાં હોય !

**પ્રશ્નકર્તા :** એ ના ગમે, દાદા. મારે સાસુ હોય તો સારું ! મારાં છોકરાં રાખે.

**દાદાશ્રી :** ઓહોહો ! પછી બોલે ત્યારે કડવું લાગે ય ખરું, નહિ ?

**પ્રશ્નકર્તા :** ના, વાંક હોય તો કહે, એમાં શું ?

**દાદાશ્રી :** હા, સાસુ હોય તો કહે, નહિ ? તો વાંધો નહિ. રીઢું થઈ જાય તો વાંધો નહિ. રીઢું થઈ જાય ને પછી માટલું ભાંગે નહિ. રીઢું થઈ ગયું હોય ! કાયમનું સુખ જોઈએ. સુખ આવું કેમ પોષાય ? ઘડીમાં મોઢું બગડી જાય પાછું. ચા મોળી આવે તો ફાવે કે બરોબર પદ્ધતિસર ગળી હોય તો ?

**પ્રશ્નકર્તા :** બરોબર હોય તે જ ફાવે ને ! મોળી કેમ ફાવે !

**દાદાશ્રી :** એક એ ચા જેવી ચીજ આટલી બધી હેરાન કરે છે. કેટલી ચીજોની પાછળ તારે રહેવાનું, તને હેરાનગતિ કોણ નહિ કરે આમાંથી ! મને તો કોઈ ચીજ હેરાન નહિ કરતી. ગળી આવે કે મોળી આવે, તારે જે આવવું હોય તે આવ. હું છું ગળ્યો ને ! બહુ ગળી આવે તો હું કહું કે હું મોળો છું ને ! કશો વાંધો નહિ. આવ, કહીએ. કંઈક સાધન તારી પાસે કોઈ જાતનું નથી ? આ પતંગ ઊડાડું છું, આ પતંગ ઊડે છે તેનો દોરો તારા હાથમાં છે ને, કે એની મેળે છૂટો દોર ને તું ત્યારે કહે, 'મારી પતંગ, મારી પતંગ' એવું છે ? દોરો તારા હાથમાં છે? ત્યારે ગુલાંટ કેમ ખાય છે ? હાથમાં દોરો હોય તો ગુલાંટ ખાય કે તેં ખેચ્યું, પાછું રેગ્યુલર આવી જાય ! હાથમાં દોરો નહિ ને કહેશે 'મારી પતંગ ! મારી પતંગ !' ન હોય તારી ? તારાં પપ્પાજીનો દોરો હાથમાં, તે હવે ગુલાંટ ખાય ને તરત ખેંચી લે, આવી જાય નહિ ?

તું પપ્પાને કહેતી'તી ને સ્કૂલો તમે બદલ બદલ કરો છો ! અહીં જાવ છો, આમ જાવ છો, તેમ જાવ, પાછાં દાદા ખોળી કાઢ્યા ! તું એકુ ય સ્કૂલમાં ગઈ નથી ? તો ભણી શી રીતે ?

**પ્રશ્નકર્તા :** એટલે સ્કૂલમાંથી કોલેજમાં જતી'તી ને !

**દાદાશ્રી :** હા, પણ આ નવી સ્કૂલોમાં ગઈ નથી, નહિ ? જ્યાં પરવશતા જાય, ભય ના લાગે, ઉપરી ના હોય ! એવી બધી સ્કૂલોમાં ?

## ફાઈટ કરે એ અસભ્ય હિંસક; એનો નહિ અંત કોણ આપે મચક?

**દાદાશ્રી :** ડુ યુ વોન્ટ ટુ બી ઈન્ડિપેન્ડન્ટ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો પછી મૅરેજ લાઈફ ના હોય. મૅરેજ લાઈફ એ ડિપેન્ડન્ટ. કો'ક દહાડો પેલો પીને આવે તો તે ઘડીએ એ ટૈડકાવે. હા, એ કો'ક દહાડો મળી ગયું અને કો'કે પઈ દીધું એને, શું કરું તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** ખબર નહીં.

**દાદાશ્રી :** ઈન્ડિપેન્ડન્ટ પછી પાછળ પરમેનન્ટ હેપિનેસ હોય. આ તો ડિપેન્ડન્ટપણું, ધણી ટૈડકાવે ત્યારે શું કરું ?

**પ્રશ્નકર્તા :** એ મારી સામે ફાઈટ કરે તો હું એની જોડે સામે ફાઈટ કરું.

**દાદાશ્રી :** ઓહોહો ! પછી એ ફાઈટમાં પછી આગળ વધતું વધતું ક્યાં સુધી જાય ? એનું એન્ડ શેમાં આવે, એનો એન્ડ કેવી રીતે આવે ? કોણ જીતે, કોણ હારે ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના જીતે.

**દાદાશ્રી :** અને રાતે ઊંઘ સારી આવે નહીં તે દહાડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આને લાઈફ જ કેમ કહેવાય ? ફાઈટ કરવું એ સિવિલાઈઝ્ડ કે અન્સિવિલાઈઝ્ડ છે ?

**પ્રશ્નકર્તા :** એ બધા અન્સિવિલાઈઝડ છે.

**દાદાશ્રી :** સિવિલાઈઝ્ડ એ લઢે નહી. એ રાતે બન્ને સૂઈ જાય, વઢવઢ નહીં. જે અન્સિવિલાઈઝ્ડ લાગે છે ને મનુષ્યો, તે આ ઝઘડા કરે, કકળાટ થાય બધું !

## પાર્ટી ને ડાન્સ બગાડે સ્વ સંસ્કાર; એમાં કોઈ ચોર કરે દિલ બેકરાર!

**દાદાશ્રી :** મા-બાપ જોડે તારે હવે વિરોધ છે ?

**પ્રશ્નકર્તા :** ના, એટલુ બધું નહિ. કો'ક વાર થાય, સમટાઈમ્સ.

**દાદાશ્રી :** શી બાબતમાં થાય. વિરોધ હોય તો વાંધો નહીં. મને કહે ને કે શી બાબતમાં થાય.

**પ્રશ્નકર્તા :** પાર્ટીમાં જવાનું હવે ઓછું થઈ ગયું છે. પાર્ટીમાં જઈએ, ડાન્સ કરીએ, તેની તમે ના પાડી, એ પછી ઓછું થઈ ગયું છે.

**દાદાશ્રી :** હા, એ તો બેન, તારી સંસ્કારીતા બગાડે. એમાં શું ફાયદો ? એ તો આપણે ઊંધુ માની લીધું છે. આપણા લોકો કો'કને જોઈ ને કરે. કોઈ સાવ નેકેડ થઈને દોડતી હોય, એ જોઈ ચાર-પાંચ દોડવા માંડે એટલે આપણે ય દોડવું એની જોડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ બધા જાતજાતના લોકો હોય. આપણે મા-બાપને પૂછવું કે 'અમારે શું કરવું ? આપણા સંસ્કાર કેવા છે ?' એમ પૂછી જોવું ! સમજ પડીને ? દરેકનાં સંસ્કાર જુદા. સંસ્કાર એટલે શું ? એનું સિવિલાઈઝપણું છે અને એ સિવિલાઈઝપણાને લીધે આ જ્ઞાન મળે ને બધું મળે.

અને આપણે જ્યાં ડાન્સ કરવા જતા હોય ને, એમનું સિવિલાઈઝપણું કેવું હોય છે ? એ તો મેરીને પૈણી લાવ્યો હોય ને તે એક દહાડો મતભેદ થાય તો શું થાય એને ?

**પ્રશ્નકર્તા :** છૂટા થાય.

**દાદાશ્રી :** તરત, વાર નહિ. પેલી મેરી કહેશે, 'યુ, યુ' ત્યારે પેલો કહે, 'યુ, યુ' અને આપણું તો એડજસ્ટ થઈ જાય પાછું સવારમાં.

એટલે હવે પેલા ગાંડા જોડે આપણે ફરીએ તો પછી ગાંડા થઈ જઈએ. હા, એવું કરવું હોય, ડાન્સીંગ કરવું હોય તો આપણી છોકરીઓ હોય ને, આપણી પોતાની, ઊંચી નાતની, ત્યાં કરવું. પેલા લોકો જોડે નહિ. એ ચેપ પેસી જાય, આપણને ચેપ અડે તો બધો રોગ ઊભો થાય.

એવું છે ને જે ડાન્સીંગ કરવા જાવ છો, તેમાં અમેરીકનના છોકરાઓ હોય, નહીં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે ?

**પ્રશ્નકર્તા :** બધા ઈન્ડિયન્સ હોય અને બધા ઓળખીતાઓનાં છોકરાઓ બધા એકબીજાને ઓળખતા હોય.

**દાદાશ્રી :** હા, પણ ઓળખીતા જોડે ડાન્સ કરવામાં વાંધો નથી, પણ કોઈ છોકરો આપણા દીલને ચોંટી ના જવો જોઈએ. એ ચોંટી જાય તો પછી આપણે આખી રાત ચિંતા કરવી પડે અને પેલી કેટલા દહાડા સુધી ચિંતા. એવું દિલ ચોરી કરે એવાં છોકરા ના હોય તો જજો. આખું આપણું દિલ જ ચોરી જાય, મૂઆ. એમાં વાંધો નથી, તમારે ચોકસાઈ હોય તો ! નહીં તો તમને આખી રાત પછી હેરાન કરે. આખી જિંદગી ખલાસ કરી નાખશે. ચિત્ત ફ્રેક્ચર થઈ જાય, એટલે માણસ ફ્રેક્ચર થઈ જાય. મારી વાત સમજાય એવી છે ? એટલે જોખમ છે, જો એ ચિત્ત ચોરી ના જતો હોય આપણું, તો વાંધો નથી.

આ મારી જોડે તું બેસી રહું ને આખો દહાડો ય, કોઈ ના હોય ને એકલી બેસી રહું તો હું તારું ચિત્ત ચોરું નહીં. એટલે તારે વાંધો જ નહીંને ! એવું ચિત્ત ચોરી ના જતા હોય તો વાંધો નહી. તું સમજું ને? ચિત્ત ચોરાઈ જાય તો પછી મુશ્કેલીમાં મૂકાય માણસ !

## પાર્ટી ને ડાન્સ મા–બાપને ન ગમે; મા–બાપની આજ્ઞામાં જ રહેજો તમે!

**પ્રશ્નકર્તા :** દાદા, અમારો પ્રશ્ન એ છે કે અમારે જીવનમાં કઈ વસ્તુઓને પ્રાયોરિટિ (પ્રાધાન્ય) આપવી ? હવે પહેલી પ્રાયોરિટિ તો બધા એગ્રી (સહમત) થયા કે અત્યારે એમને ભણવાનું છે એટલે ફર્સ્ટ એમને ભણવામાં ધ્યાન આપવાનું. પછી એ સિવાય બીજી નંબરનાં, એ લોકો કહે છે કે, હવે અમે બીજું શું કરીએ, અમને અમારા પોતાની જે કંઈક ઈચ્છા હોય, કંઈક 'હોબી' (શોખ) હોય, કોઈને 'ડાન્સ' ગમે, કોઈને રમત–ગમત ગમે, તો હવે એમાં કંઈ કરીએ, તો અમારા મા–બાપને એવું લાગે કે અમે આ બધું વધારે પડતું કરીએ છીએ અને અમને એવું લાગે છે કે એમાં અમે આમાંનું કશું જ વધારે પડતું નથી કરતાં. અહીંના 'અમેરિકન્સ' કરે છે, એ હિસાબે અમે જોઈએ તો કંઈ કશું વધારે કરતાં નથી. પણ અમુક થોડું તો અમને પોતાને ગમે એમ, દર શનિવારે ડાન્સ કરવા ના જઈએ, પણ મહિનામાં એકવાર કે બે મહિને એકવાર જઈએ અમે. તો હવે અમને પ્રશ્ન થાય છે કે અમારે શું કરવું ? જેથી કરીને મા–બાપને પણ દુઃખ ન થાય અને અમને પણ દુઃખ ના થાય અને ઘરમાં એકબીજાને મતભેદ ના થાય. અમને કોઈને દુઃખી કરવાનું ગમતું નથી કે મા–બાપની આજ્ઞા પાળવી નથી, એવું ય નથી. પણ અમને પોતાને જે ખૂંચે છે આ, તેના માટે શું કરવું ? કે જેથી કરીને બધાનું સચવાઈ જાય.

**દાદાશ્રી :** એ શેમાં મા–બાપને ખૂંચે છે, કપડાં પહેરો છો તેમાં ખૂંચે છે ?!

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ન્હાવા–ધોવામાં ખૂંચે છે ?

**પ્રશ્નકર્તા :** ના, એવું નહીં.

**દાદાશ્રી :** તો ખાવામાં ખૂંચે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** શેમાં ખૂંચે છે પણ ? બ્રશ કરવામાં ?

**પ્રશ્નકર્તા :** અમે બધાં એક સ્કૂલમાં નથી ભણતાં, બધાં જુદી જુદી સ્કૂલમાં ભણીએ છીએ. તો કંઈ પાર્ટી હોય, એમાં અમે બધા જઈએ અને ત્યાં ભેગા થઈએ, અને પાર્ટીમાં અમે 'ડાન્સ' કરીએ. તો એ એમને ખૂંચે છે. રાત્રે મોડા આવે તે ખૂંચે છે. બીજો કોઈ 'પ્રોબ્લેમ' નથી.

**દાદાશ્રી :** બ્રશ કરતી વખતે વઢતાં નથી ને ?!

**પ્રશ્નકર્તા :** ના, એવું બધું નહીં.

**દાદાશ્રી :** તો બીજામાં વઢે એમ ?!

**પ્રશ્નકર્તા :** બીજે નથી વઢતાં પણ આટલી વાત આવે, ત્યારે એ લોકો એકદમ બૂમ પાડે.

**દાદાશ્રી :** તો એટલું બંધ કરી દઈએ આપણે.

**પ્રશ્નકર્તા :** પણ બંધ નથી કરવું અમારે.

**દાદાશ્રી :** તો પછી બીજી જગ્યાએ લઢવાનું શરૂ કરી દો ! આ એક અહીં લઢવાનું બંધ રાખો.

**પ્રશ્નકર્તા :** ના સમજાયું અમને ?

**દાદાશ્રી :** તમે જે કરો છો, એમાં લઢવાનું બંધ રાખે, એટલે તને આનંદ થાય, પણ બીજી જગ્યાએ લઢવાનું રાખે.

**પ્રશ્નકર્તા :** અમે આ વધારે પડતું કરીએ છીએ ? એવું કહેવા માંગો છો આપ ?

**દાદાશ્રી :** ના, વધારે પડતું નહીં. પણ જે મા-બાપને ગમતું ના હોય એ કરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ મા-બાપને કોઈ દિવસ એ ગમતું નથી. એકવાર પણ કોઈ દિવસ ગમતું નથી. આ વાત માટે.

**દાદાશ્રી :** કેમ કરીને ગમે પણ ?!

**પ્રશ્નકર્તા :** પણ કેમ ? એનું કારણ શું છે એ સમજાવો ?

**દાદાશ્રી :** ના, પણ આ બીજી બધી બાબતમાં તમને છૂટ આપે તેનો દુરુપયોગ કરો છો ?!

**પ્રશ્નકર્તા :** કોલેજમાં અમે જઈએ, ત્યારે અમને બહુ ભણવાનું હોય અને અત્યારે અમારે 'એન્જોય' (આનંદ) કરવું છે, અમારી સ્કૂલ લાઈફમાં.

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** ભણવાનું ખરું, પણ થોડું અમને એન્જોય કરવું છે, મજા કરવી છે એમ.

**દાદાશ્રી :** કપડાં કાઢી નાખીને મજા કરો છો કે કપડાં પહેરીને ?

**પ્રશ્નકર્તા :** ના. કપડાં પહેરીને.

**દાદાશ્રી :** તો પછી એનો વિવેક હોય ને માણસને ? આપણાં લોકોને ક્યાં મજા હોય, આપણે 'ઇન્ડિયનો' છીએ. આપણે 'ઇન્ડિયન આફ્ટર ઓલ' ! આપણને મજા ક્યાં હોવી જોઈએ !

**પ્રશ્નકર્તા :** અમે અમેરિકન છોકરાઓ જોડેની પાર્ટીમાં હવે નથી જતાં. કારણ કે અમે એ પાર્ટીમાં જઈએ તો લોકો બધું પીવાનું ને બધું હોય, ખાવાનું હોય, એટલે અમે એ લોકોની પાર્ટીમાં નથી જતાં, પણ 'ઇન્ડિયન' જે છોકરાઓ હોય એ લોકો પાર્ટી કરે તે એમાં જઈએ છીએ.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અને બધાને, એકબીજાના મમ્મી-પપ્પા બધાને ઓળખે છે.

**દાદાશ્રી :** પણ આમાં શું ફાયદો મળે ?

**પ્રશ્નકર્તા :** એન્જોયમેન્ટ-મજા આવે !

**દાદાશ્રી :** એન્જોયમેન્ટ ! એન્જોય તો ખાવામાં, બહુ એન્જોયમેન્ટ હોય. પણ એ ખાવામાં શું કરવું જોઈએ, એને કંટ્રોલ કરવો જોઈએ કે ભઈ, આટલું જ મળશે તને. પછી એ ધીમે ધીમે એન્જોય કરતો કરતો ખાય. આ તો છૂટ આપે છે ને એટલે એન્જોય કરતાં નથી. કોઈ બીજી જગ્યાએ 'એન્જોય' ખોળે છે, એટલે ખાવાનો પહેલા કન્ટ્રોલ કરવો જોઈએ કે આટલું જ મળશે હવે, વધારે નહીં મળે.

**પ્રશ્નકર્તા :** અમારે એ લોકોને આવી 'પાર્ટીઓ'માં જવા દેવા ? આવી પાર્ટીઓમાં વરસમાં કેટલી વાર જવા દેવા અમારે ?

**દાદાશ્રી :** કોને ?

**પ્રશ્નકર્તા :** છોકરાંઓને, છોકરીઓને ?

**દાદાશ્રી :** એવું છે ને, છોકરીઓએ એમના મા-બાપના કહેવા પ્રમાણે ચાલવું જોઈએ, આપણા અનુભવીઓની શોધખોળ છે કે છોકરીઓએ હંમેશાં એમના મા-બાપના કહેવા પ્રમાણે ચાલવું જોઈએ. પૈણ્યા પછી ધણીના કહેવા પ્રમાણે ચાલવું જોઈએ. પણ પોતાની મરજીથી ના કરવું જોઈએ. આવું આપણા અનુભવીઓની કહેવત છે.

**પ્રશ્નકર્તા :** છોકરાઓને આવું કરવાનું ?! છોકરા હોય, એ લોકોએ મા-બાપના કહ્યા પ્રમાણે કરવાનું કે નહીં ?!

**દાદાશ્રી :** છોકરાઓને ય મા-બાપના કહ્યા પ્રમાણે ચાલવાનું પણ છોકરાને, તો ઢીલ, જરા ધીમું રાખો તો ચાલે ! કારણ કે છોકરાને રાત્રે બાર વાગે કહ્યું હોય, તો એકલો જાય તો વાંધો નહીં ! તને તો રાત્રે બાર વાગે કહ્યું હોય તો એકલી જઉં તું ?!

**પ્રશ્નકર્તા :** ના જઉં, બીક લાગે.

**દાદાશ્રી :** અને છોકરો હોય તો વાંધો નહી કારણ કે છોકરાને છૂટ વધારે હોવી જોઈએ. અને બેનોને છૂટ ઓછી હોવી જોઈએ. કારણ કે તમે બાર વાગે જઈ શકો નહીં.

એટલે આ તમારા ભવિષ્યના સુખને માટે કહે છે, ફ્યુચરના સુખને માટે એ, આ તમને ના કહે છે. અત્યારે તમે આ ભાંજગડમાં પડશોને તો ફ્યુચર બગાડી નાખશો. તમને ફ્યુચરમાં સુખ ઊડી જશે. એટલે 'ફ્યુચર' (ભવિષ્ય)ને નહીં બગાડવા માટે એ કહે છે તમને કે 'બીવેર, બીવેર, બીવેર.'

## મા-બાપ ગુસ્સાથી સમજાવે; ઘવાય અહં, કરે મન ફાવે!

**પ્રશ્નકર્તા :** એ મારા મા-બાપ છે. એ લોકોએ મને બહુ સારી રીતે સમજાવવું જોઈએ, કહે છે. પણ એ લોકો ગુસ્સે થઈ જાય છે. એવી રીતે કહે એટલે મને એ

નથી બરાબર લાગતું.

**દાદાશ્રી :** 'ધેટ ઈઝ રાઈટ, ધેટ ઈઝ રાઈટ !' સમજાવીને કામ લે. સમજાવીને કામ લેતાં નથી આવડતું એટલે જ મારે લખવું પડ્યું છે કે 'અન્સર્ટીફાઈડ ફાધર એન્ડ અન્સર્ટીફાઈડ મધર.' એમ જોને પુસ્તકમાં લખવું પડ્યું છે. કારણ કે એ સમજાવી શકતાં નથી અને પછી બૂમો પાડે છે.

**પ્રશ્નકર્તા :** છોકરાંઓને કેટલી વાર સમજાવવાનું ?

**દાદાશ્રી :** સમજાવી શકવાનું એટલે સમજાવેલું ક્યારે કહેવાય કે એની સમજમાં બેસવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** સમજમાં ના બેસે તો ગુસ્સો કરાય ખરો ?

**દાદાશ્રી :** ના. એ આપણી ભૂલ છે. તે આપણે ફરી ફરી સુધારી સુધારીને પછી સમજાવવું. સમજમાં બેસવું જોઈએ ને એમને. તેમ છતાં ય ના બેસે તો જાણવું કે આપણી ભૂલ છે આ.

**પ્રશ્નકર્તા :** સમજમાં ના બેસે તો શું કરવું ?

**દાદાશ્રી :** આપણે જો સમજાવીએ અને એને સમજમાં બેસે તો તો એ એક્સેપ્ટ કરે જ હંમેશાં. અને છતાં ય એક્સેપ્ટ ના કરે એવું બને તો આપણે જાણીએ કે આમાં કંઈ ભલીવાર આવે એવું નથી. એટલે બીજી જગ્યાએ કંટ્રોલ કરી નાખવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** બીજી કઈ જગ્યાએ કંટ્રોલ કરવો જોઈએ ?

**દાદાશ્રી :** બધી જગ્યાએ, કપડાં-બપડાં, ખાવા-પીવામાં બધામાં. નહીં તો પછી ઈન્ડિયામાં મોકલી દેવાનાં, દાદીને ત્યાં.

**પ્રશ્નકર્તા :** ઈન્ડિયા તો સારું. એ તો અમને બહુ ગમે છે.

**દાદાશ્રી :** તો બહુ સારું, તો વાંધો નહીં. કોઈ વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં તો પેલા દાદાને દાદી હોયને, પેલા 'ગ્રાન્ડ પૅરેન્ટ્સ' હોયને, એ અમને બહુ લાડ લડાવે એટલે પછી બહુ ગમે અમને.

**દાદાશ્રી :** પણ ભલે લાડ લડાવેને ! ત્યાં જઈ અને લગ્ન કરીને પછી પાછી આવજે. પછી તને બધી છૂટ આપવામાં આવશે. આ લગ્ન કરતાં સુધી જ છે આ.

એ તો તું કુવામાં પડી ના જઉં એટલા માટે ચેતવ ચેતવ કરે છે અને પછી તું રડીશ અને એમને મુશ્કેલીમાં મૂકીશ. એવું એટલા હારું ચેતવે છે. પછી તમને ય મુશ્કેલીમાં મૂકેને.

**પ્રશ્નકર્તા :** હા. વળી.

**દાદાશ્રી :** અરે, એમને આવી અડચણ કોઈ દહાડો આવેલી નહીં ને ? પછી આ અડચણ આવી છે એટલે એ અટકાવે છે, તેથી તમારા કંઈ દુશ્મન નથી એ.

**પ્રશ્નકર્તા :** દાદા, મેં છોકરાંઓને એમ કીધું કે, જ્યાં સુધી તમારી કોમનસેન્સ ફૂલી ડેવલપ ના થાય ત્યાં સુધી તમારે અમારા કાબૂમાં જ રહેવાનું.

**દાદાશ્રી :** હા. બસ. બરાબર છે.

**પ્રશ્નકર્તા :** તો હજી એ મગજમાં ઊતરતું નથી એ બધી વાત.

**દાદાશ્રી :** એ તો એવું છે ને, કે એને એટલા માટે તારે સમજવાનું, કે શું શું ના પાડે છે, શા કારણથી ? મને પૂછવું કે શા કારણથી ના પાડે છે. તો હું તને ખુલાસો કરી આપીશ. એમાં શું ફાયદો હોય છે કશું ? આ તો મનની માન્યતા છે. એક માણસને તો બગીચામાં જાય છે ત્યાં જ એને ગમે છે. અને એક માણસ કહે છે, બગીચામાં શું જવાનું છે ? એક માણસને ક્રિકેટ વગર આખું સૂઝ જ નથી પડતી અને એક માણસને 'અલ્યા, મૂઆ, ક્રિકેટમાં શું રમવાનું છે' એમ કહે ! માન્યતાઓ છે, રોંગ બિલીફો છે.

**પ્રશ્નકર્તા :** અહીં બધા અમેરિકામાં જન્મેલા આપણા ઈન્ડિયનના છોકરાની એવી માન્યતા છે કે, અમે બધું જાણીએ છીએ.

**દાદાશ્રી :** કારણ કે, બાપને કાનપટ્ટી પકડાવતાં આવડતી નથી. આ હું કાનપટ્ટી પકડાવું છું. એની મેળે સીધો થાય છે. આપણે કાનપટ્ટી પકડાવીએ ને, તો પછી સીધા થાય. બાપને આવડતી નથી. અગર આવડે છે તો છે તે એનું ચિત્ત એમાં ને એમાં, પૈસા કમાવા ને ડૉલરમાં અને ધંધામાં છે, અગર તો સર્વિસમાં તો સર્વિસમાં છે. આવું ના હોવું જોઈએ. 'ઓલરાઉન્ડ' જોઈએ અને તમે જ્ઞાન લીધેલું એટલે તમે ઓલરાઉન્ડ થવાના જ ને ! 'દાદા' છે ને, તમારે વાંધો શું છે ?!

**પ્રશ્નકર્તા :** તો થોડા પૅરેન્ટ્સને, દાદા ટ્રેઈન કરી આપો !

**દાદાશ્રી :** બધુ ચેન્જ (ફેરફાર) થઈ જ જવાનું. નહીં તો મુશ્કેલી હતી જ. નહીં તો આમાં બાપ જબરજસ્ત મુશ્કેલીમાં મુકાત અને આ બેનો પણ બહુ મુશ્કેલીમાં મુકાત ! ફાધર મિત્રના જેવી સલાહ આપે છે કે દુશ્મનનાં જેવી ?

**પ્રશ્નકર્તા :** ના. ફ્રેન્ડલી રીતે એ સમજાવે છે પણ કો'ક વાર હું સાંભળું નહીં. એટલે ગુસ્સે થઈ જાય. મા-બાપ કહે અમને, તો અમને અંદરથી એમ લાગે કે આ હન્ડ્રેડ પરસેન્ટ સાચું કહે છે. પણ અમારો અહંકાર, તે વખતે એવો ઘવાય કે તે ના એક્સેપ્ટ કરે.

**દાદાશ્રી :** મને પૂછીને કરજે. જે કરવું હોય તે કરજે. હું કરવાની છૂટ આપીશ. પણ મને પૂછીને કરજે. ફાધર-મધરને ના પૂછે તો મને પૂછજે. મને વાંધો નહિ. હું તને વઢીશ નહિ. કોઈપણ રીતે વઢીશ નહિ. સમજ પડીને ? વગર કામનાં ફસાયા પછી કોણ કાઢે ?!

**પ્રશ્નકર્તા :** દાદા કાઢે.

**દાદાશ્રી :** હા. પણ અવળી જગ્યાએ ફસાઈ ગયા હોય ને તો મારે મુશ્કેલીમાં મૂકાઈ જવું પડે અને તેનાં કરતાં ના ફસાઉં તો બહુ સારું. મારે એટલી ઓછી ઉપાધિને ! બને ત્યાં સુધી ઉપાધિ ઓછી રાખવી. તમે ફસાઈ ગયા હો તો હું તમને છોડાવું. બધું કરી આપું હું !

## છોડીઓએ રહેવું મા-બાપના કહ્યામાં; એ જ પ્રેમ સમજી, મજા છે સહ્યામાં!

**પ્રશ્નકર્તા :** આપણા હિન્દુ ફેમીલીમાં કહે છે, 'છોકરી પારકે ઘરે જતી રહેવાની છે અને છોકરો કમાઈને ખવડાવાનો છે કે આપણો સહારો થવાનો છે.' એવી

અપેક્ષાઓ છે એ દ્રષ્ટિ રાખી અને છોકરીને માટે છે તો પ્રેમ ના રાખે એ બરાબર કહેવાય ?

**દાદાશ્રી :** પ્રેમ ના રાખે એ બોલનારી જ ખોટી છે. આ વાંધો જ ખોટો છે. એ જ અણસમજણ છે ને ! પ્રેમ ના રાખે એવાં કોઈ મા-બાપ જ ના હોય. આ એને સમજણ જ નથી એટલે શું થાય તે ! આવું પ્રેમ ના રાખે કહે તો મા-બાપને કેટલું દુઃખ લાગે કે નાનપણથી ઉછેરી શું કરવાં, તને પ્રેમ ન્હોતો રાખવાનો તો !?

**પ્રશ્નકર્તા :** તો પછી મને આવું ફીંલીંગ કેમ થયું કે મને મા-બાપ પ્રેમ નથી કરતા ? મને આવી દ્રષ્ટિ ક્યાંથી આવી ?

**દાદાશ્રી :** નહીં, સહુ આવા બધા પ્રશ્નો ઊભા કરે, શું થાય તે ! નાની હોય તો એડીએ દાબી દે, પણ મોટી થઈ એટલે શું કરવાનું ?

હવે અમે જોઈ શકીએ એને આ અક્કલ મળી છે ને, બુદ્ધિ બહારની મળી છે ને તે ઊંધી બુદ્ધિ છે. એટલે એ ય દુઃખી થાય ને બીજાને દુઃખી કરે.

**પ્રશ્નકર્તા :** ભરેલો માલ ? માલ એવો ભરીને લાવેલા ?

**દાદાશ્રી :** કચરો આ, અહીંના સંસ્કાર બધા. અમેરિકન સંસ્કાર બધા. આ આમને તો શું કરે, જે મીઠું બોલે, સારું બોલે, એ એમને ગમે.

**પ્રશ્નકર્તા :** ના, ના, એવું સાચું નથી. મને એવું અંદરથી ફીલીંગ નથી એવું.

**દાદાશ્રી :** ત્યારે કડવું ગમે છે તને ?

**પ્રશ્નકર્તા :** હું કડવું પી શકું છું અને પીશ, જો મારી ભૂલ દેખાય તો, કેમ નહીં ?

**દાદાશ્રી :** બળ્યું, તારી ભૂલ તને દેખાતી હશે કંઈ ?

**પ્રશ્નકર્તા :** હા, મને દેખાય છે, ઘણીવાર દેખાય છે.

**દાદાશ્રી :** એ તો અમે મળ્યા પછી દેખાય છે, પહેલાં તો દેખાય કંઈ ?!

**પ્રશ્નકર્તા :** તેનાં પહેલાં પણ એટલે તમારી ચોપડી વાંચી હતી ને બધું ફીટ થયું.

**દાદાશ્રી :** ત્યારે તારી ભૂલ દેખાતી હોય તો બાપની ભૂલ નીકળે નહીં ને ?!

આપણે ત્યાં તો છોકરીઓને કહેવાનું જ ના હોય ને ઈન્ડિયામાં તો ! આ છોકરીઓ યુઝલેસ બધી થઈ ગઈ. માથે પડેલીઓ, શું થાય તે !

**પ્રશ્નકર્તા :** હું છ વર્ષની હતીને મારા મધર હતા ને, એ મરી ગયેલા. તો મારા ભઈનો એટલો બધો ધાક, આપે બધું ફર્સ્ટ કલાસ, છૂટથી પૈસા આપે. ભણવા જઉં, ફર્સ્ટ કલાસનો ટ્રેનનો પાસ, સોળ વર્ષની ઉંમરે. પણ કોઈ દહાડો કોઈ છોકરા સાથે જો બોલ્યા, તો આમ આંખો થઈ જાય એટલા કડક.

**દાદાશ્રી :** આમ એ હોયને, બહુ કડક. આ તો કડક ના રહ્યા તેની આ ઉપાધિ બિચારાની. એટલી કડકાઈ હતી ત્યારે જ તમે ડાહ્યા રહ્યા ને !

**પ્રશ્નકર્તા :** પ્રેમ અને કડકાઈ. પ્રેમ પણ એટલો ભાઈનો.

**દાદાશ્રી :** જોઈએ પણ કડકાઈ. હંમેશા સ્ત્રી જાતિ ઉપર કડકાઈ હોય. સ્ત્રીને તો બહાર જ ન્હોતા નીકળવા દેતા.

## વહેલા પરણવામાં સેફસાઈડ; ફસાય ને કરે પછી સ્યુઈસાઈડ!

**પ્રશ્નકર્તા :** દીકરીઓને કેવી રીતે સલાહ આપવાની ? શું શિખામણ આપવાની ?

**દાદાશ્રી :** લગ્ન કર. લગ્ન અવશ્ય કરવાં જ જોઈએ. એને જો બ્રહ્મચર્ય પળાતું હોય તો જ લગ્ન નહીં કરવું એવું બોલવું જોઈએ, નહીં તો લગ્ન કરવું જ જોઈએ. લગ્ન

નહીં કરેલા તે આજ પસ્તાયેલી છોકરી એ. પછી મોટી ઉંમરે આપઘાત કરવા પડે. માટે લગ્ન કરવું જોઈએ. કોઈ જગ્યાએ લગ્ન થાય તો સારી રીતે ડિસેન્ટ રહેવું જોઈએ, એવી બધી આપણે શિખામણ એને આપવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** ક્યારે લગ્ન કરવા જોઈએ ? કેટલી ઉંમરે લગ્ન કરવું જોઈએ છોકરીઓને ?

**દાદાશ્રી :** પચ્ચીસની અંદર લગ્ન કરી લેવું જોઈએ !

**પ્રશ્નકર્તા :** અને વહેલામાં વહેલી ક્યારે પૈણાવી જોઈએ ?

**દાદાશ્રી :** વહેલામાં વહેલી તો, ખરો રિવાજ તો કેવો હોય જ્યારે કુદરતી એને મન્થલી કોર્સ શરૂઆત થાય ત્યારે લગ્ન કરવું જોઈએ. તે ય છે તે લોકોએ રૂઢિમાં લીધું ત્યારે નાની ઉંમરમાં મરી જવા માંડ્યા ! એટલે ભલે થોડું બગડે પણ મોટી ઉંમરમાં પૈણો, કહે છે. જીવે વધારે ને ! પેલું તેર વર્ષનો પૈણેલો, પંદર વર્ષે બાપો થઈને ઊભો રહે. એ કેટલા વર્ષ જીવે પછી ! એટલે કહ્યું, થોડું બગડે, નુકસાન થશે તો પણ મોટી ઉંમરમાં પૈણો. પછી સારું શરીરનું બંધારણ થાય ને !

**પ્રશ્નકર્તા :** હા. આજકાલ છોડીઓ ય વહેલું વિવાહ કરવા તૈયાર ના થાય ને !

**દાદાશ્રી :** છોડીઓ તૈયાર ના થાય. એટલે ઉંમર તો, બને ત્યાં સુધી લગ્ન વહેલું થાય તો સારું. આ ભણવાનું પતી જવા આવ્યું હોય, ભણવાનું પતી જાય અને આ લગ્ન પૂરું થઈ જાય એવી રીતે બની જાય તો સારું, બેઉ સાથે થઈ જાય. અગર લગ્ન થાય પછી વરસ દહાડા પછી ભણવાનું પુરું થતું હોય તો ય વાંધો નહીં. પણ લગ્નથી બંધાઈ જઈએ ને તો 'લાઈફ' સારી જાય, નહીં તો 'લાઈફ' પાછલી બહુ દુઃખી થાય છે.

## છોકરો હશે જન્મી ચૂકેલો; ટાઈમનો સંજોગ બાકી રહેલો!

વહેલી તકે ધણી સારો મળજો. એવી ઇચ્છા ખરી તારે ?

**પ્રશ્નકર્તા :** વહેલી તકે નથી જોઈતું.

**દાદાશ્રી :** પણ 'સારો મળજો' એવું તો તું કહેને ! અને આ જગત તો એવું છે કે કોઈ બેન કહેશે, 'હે ભગવાન, ખરાબ હશે તો પણ ચાલશે.'

તો ય પણ જે એને લમણે લખેલું છે તે જ આવે. કારણ કે લમણે લખેલી ચીજ મળે છે આ.

છોકરાનો જન્મ તો થઈ ગયો. કંઈ નવો જન્મવાનો નથી. થઈ ગયો, પણ જડતો નથી અને છે એ જડવાનો છે. પણ જડતો નથી એનું કારણ ટાઈમીંગ છે. ટાઈમનો મેળ પડ્યો નથી. પેલા એ નક્કી કર્યું હોય ૨૮ વર્ષ વગર મારે પૈણવું જ નથી, આણે નક્કી કર્યું, કહે ય કે મારે ૨૫ વર્ષ સુધી પૈણવું નથી. એ બધો ટાઈમ એમના કહ્યા પ્રમાણે ભેગો થાય ને પછી પૈણે.

## પેટ્રોલ ને અગ્નિ ન રખાય કદિ સાથે; સળગે અચૂક, જોખમ ન રાખ માથે!

**પ્રશ્નકર્તા :** આપણે ઘણીવાર કહીએ છીએ કે ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે. પણ સિન્સિયરલી નથી રહેવાતું. પણ ફ્રેન્ડસ સાથે બહુ મોહ ન રાખવો, બહુ મોહ રાખવાની ના પાડી છે. છતાં મોહ થઈ જાય છે.

**દાદાશ્રી :** ફ્રેન્ડસર્કલમાં કોણ કોણ છે ?

**પ્રશ્નકર્તા :** બધા પંદર-વીસ-પચ્ચીસ જણા છે એ લોકો.

**દાદાશ્રી :** એમ ! બધી ગર્લ છે ને !

**પ્રશ્નકર્તા :** ના બન્ને છે, ગર્લ્સ ને બોઈઝ.

**દાદાશ્રી :** બોઈઝ કેટલા છે ફ્રેન્ડમાં ?

**પ્રશ્નકર્તા :** લગભગ આઠ છોકરા હોય તો દસ છોકરીઓ હોય, એવી રીતે.

**દાદાશ્રી :** ફ્રેન્ડશીપ રાખવાનો વાંધો નથી, પણ બિલકુલ કરેક્ટનેસમાં રહેવું જોઈએ. પેટ્રોલ પડ્યું હોયને દિવાસળી સળગાવી તે ચેતીને રાખવું, નહીં તો સળગી ઊઠે. એટલું સ્ત્રી-પુરુષને ભેગા રહેવાથી થાય છે અસર, ઈફેક્ટીવ છે.

તે ફ્રેન્ડ ઉપર મોહ એટલે સખીની વાત કરું છું કે સખો ?

**પ્રશ્નકર્તા :** નહીં, બન્ને રીતે.

**દાદાશ્રી :** સખો હઉ ! મૂંછવાળો હઉ !

**પ્રશ્નકર્તા :** હા. બન્ને.

**દાદાશ્રી :** બરાબર છે. તો એની જોડે આપણે સમભાવે રહેવાનું, તે ઘડીએ તારી જાગૃતિ રહેવી જોઈએ. તે ઘડીએ ભાન ના ભૂલી જવું જોઈએ. બનતાં સુધી જેને બ્રહ્મચર્ય પાળવાનું છે, જેને મોક્ષ જોઈએ છે, તે સ્ત્રીઓએ પુરુષોનો પરિચય ઓછામાં ઓછો કરવો, ના છૂટકે જ. જેને મોક્ષે જવું છે, એણે એટલી કાળજી લેવી જોઈએ. એવું તને લાગે છે કે નહીં લાગતું ? તને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** લેવી જોઈએ.

**દાદાશ્રી :** કે મોક્ષે જવું નથી હમણે ! ચાલે એવું છે !

**પ્રશ્નકર્તા :** ના, મોક્ષે જવું છે.

**દાદાશ્રી :** તો પછી આમાં શું કરવાનું, આ નર્યો એંઠવાડ !

સ્ત્રીઓની સાથે ફરો-હરો, ખાવો-પીવો. નિરાંતે મજા કરો.

**પ્રશ્નકર્તા :** પણ તો ય એવી સ્ત્રીઓ સાથે બી વધારે મોહ થઈ જાય છે. આપણને કોઈ બહુ ગમે એવી રીતે આમ, છોકરી પણ બેનપણી હોય એમની સાથે આપણે ભેગા થઈએ, તો એટેચમેન્ટ થઈ જાય છે.

**દાદાશ્રી :** નહીં, એ એટેચમેન્ટનો વાંધો નથી. એ તો હું તમને આશીર્વાદ આપીશ તો જતું રહે બધું. વાંધો પેલો છે. આ એટેચમેન્ટ ગણાય નહીં, એટેચમેન્ટ

પેલાને કહેવાય. એટેચમેન્ટ–ડીટેચમેન્ટ ત્યાં આગળ બધું સીધા રહેવું. આનો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** આ દસ વર્ષ પછી કરે શું, અહીં તો લાઈફ જુદી છે. એટલે સેક્સ તો ફ્રી હોય છે અહીંયા.

**દાદાશ્રી :** હા, ફ્રી હોય છે. આ ટેટો ક્યારે ફૂટી જશે એ હું જાણું ને ! ચોગરદમ દેવતા સળગતો હોય તો ટેટો એમ ને એમ પડી રહેતો હશે કે ફૂટી જાય ?

**પ્રશ્નકર્તા :** દાદા, એક બેન પૂછે છે કે આપણે છોકરાઓ જોડે ફ્રેન્ડલી રિલેશન હોય, છતાં મા–બાપને શંકા કેમ પડતી હોય છે ?

**દાદાશ્રી :** ના, ફ્રેન્ડલી રિલેશન રખાય જ નહીં. છોકરાઓ જોડે ફ્રેન્ડલી રિલેશન એ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** એમાં શું ગુનો છે ?

**દાદાશ્રી :** પેટ્રોલ અને દિવાસળી. દેવતા બે સાથે મૂકાય નહીં ને ! એ બન્ને ય લાગ ખોળતા હોય. આ મારા લાગમાં ક્યારે આવે અને પેલો એ જાણે કે આ મારા લાગમાં ક્યારે આવે ?! શિકાર કરવાનું ખોળતા હોય, શિકારી કહેવાય બન્ને ય !

**પ્રશ્નકર્તા :** છોકરા અને છોકરીઓએ દોસ્તી તમે કીધુંને કે નહીં કરવી જોઈએ.

**દાદાશ્રી :** બિલકુલ નહીં કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** બિલકુલ નહીં કરવી જોઈએ, તે એ લોકોને સંતોષ નહીં થયો.

**દાદાશ્રી :** એ ફ્રેન્ડશીપ છેવટે પોઈઝનરૂપ થશે, છેવટે પોઈઝન જ થાય. છોકરીને મરવાનો વખત આવે. છોકરાનું કશું જાય નહીં. એટલે છોકરા જોડે તો ઊભું જ ના રહેવું જોઈએ. છોકરાની ફ્રેન્ડશીપ કોઈ કરશો નહિ, નહીં તો એ પોઈઝન છે. લાખ રૂપિયા આપે તો ય ફ્રેન્ડશીપ ન કરવી. પછી છેવટે ઝેર ખાઈને મરવું પડે છે. કેટલી ય છોકરીઓ ઝેર ખાઈને મરી જાય છે.

# લગ્ન પહેલાં પૈણવાના વિચાર; આવતાં જ પ્રતિક્રમણથી ઊડાડ!

લગ્ન કરવા પહેલા ખરાબ વિચાર તો નહીં આવે ને તને, બેન !

**પ્રશ્નકર્તા :** શેનાં બેડ થોટસ્ ?

**દાદાશ્રી :** કોઈને પૈણવાનાં વિચાર એવા-તેવા આવશે નહીં ?!

**પ્રશ્નકર્તા :** ના, એ તો ખાલી ફ્રેન્ડસ જ.

**દાદાશ્રી :** એમ ! લગ્ન પહેલાં વિચાર આવે, તો હું તને બતાડી દઈશ તે પ્રમાણે પ્રતિક્રમણ કરવાનું. એટલે એને ધોઈ નાખો. વિચાર આવે એટલે બગડ્યું, એટલે એને ધોઈ નાખો. વિચાર તો આવે.

# કોઈ ઝૂરે તેથી આપણે પીઘળાય? પ્રતિક્રમણ કરી બીજે પૈણી જવાય!

**પ્રશ્નકર્તા :** કોઈ પુરુષને આપણા ઉપર ભાવ હોય અને આપણે એને રીસ્પોન્સ ન આપી શકીએ, તો ત્યાં આગળ શું કરવું ?

**દાદાશ્રી :** ભાવ એવો ના હોવો જોઈએ. ભાવ ફાધર જેવો, બ્રધર જેવો, એવો ભાવ હોવો જોઈએ. એટેચમેન્ટવાળો ભાવ ના હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો એટેચમેન્ટવાળો ભાવ હોય ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** ત્યાંથી દૂર ખસી જવું જોઈએ !

**પ્રશ્નકર્તા :** તો આપણે એને દુઃખ આપ્યું ના કહેવાય.

**દાદાશ્રી :** ના. તો તો આપણે ખલાસ થઈ જઈએ. આપણે આપણી જવાબદારી સમજવી જોઈએ ને ! એવું ના થાય બેન, સમજ પડી ને ? એટલે એના કરતાં આપણે સારો છોકરો ખોળી કાઢીને પૈણી જવું સારું. એક જગ્યાએ ખીલે બંધાઈ ગયા એટલે પછી હરકત નહીં. પછી લાઈફ સારી જાય. ખીલે તો બંધાવું પડે ને ! નહીં બંધાવું પડે, બેન ! એક ધણી નક્કી કરી નાખીએ આપણે, પછી બીજા લોક આપણા તરફ જુએ જ નહીં ને, એ જાણે કે આ તો થઈ ગયું. આ તો ધણી ના કર્યા હોય ત્યાં સુધી બધા જુએ સામસામી.

એટલે આપણે ઉંમરલાયક થઈએ, એટલે આપણે કહી દેવું ઘરમાં ફાધર-મધરને કે મારું છે તે જોઈન્ટ કરી નાખો. અને સારા માણસ જોડે,ફરી તૂટી ના જાય એવું જોઈન્ટ કરી નાખો. મારું હવે લગ્ન માટે ખોળી કાઢો. દાદા ભગવાને મને કહ્યું છે કે તમે કહેજો. એવું કહીએ, શરમમાં ના રહીએ ત્યારે એ જાણે કે બચ્ચાની ખુશી છે, હવે ચાલો પૈણાવી દઈએ. પછી બે વર્ષ પછી પૈણી જવાનું સામસામી પાસ કરીને જોઈન્ટ કરી નાખવું. ખીલે બંધાઈ ગયા પછી કોઈ જુએ નહીં આપણને. કહેશે એનું તો નક્કી થઈ ગયું !

આ તો નહીં સારું. લોક તો દગા-ફટકાવાળા હોય. કોઈની જોડે મિત્રાચારી બેનપણીઓની કરીએ, બીજા લોકોની પુરુષની મિત્રાચારી ના કરવી. દગો કરીને બધા ચાલ્યા જાય. બધા કોઈ સગાં ના થાય. બધા દગાખોર, એકે ય સાચો ના હોય. વિશ્વાસ ના કરશો.

ખીલે બંધાઈ જવું સારું. આમ આમ ફર ફર કરીએ એમાં ના ભલીવાર આવે. તારા ફાધર-મધર ખીલે બંધાયા છે. તો છે કશી ભાંજગડ ! એવું તારે પણ ખીલે બંધાઈ જવું, ને ના ગમે, ખીલે બંધાવાનું તને ગમે નહીં ? છૂટું રહેવાનું ગમે ? ના સમજ પડી ?

**પ્રશ્નકર્તા :** સમજ પડી.

## છોડીઓને છોકરાં લાગે બબૂચક; નથી પૈણવું કરી, આપે ન મચક!

**પ્રશ્નકર્તા :** આજકાલની બધી છોકરીઓ તમને બધું કહી જાયને !

**દાદાશ્રી :** હા, છોકરીઓ કહી જાય છે ને તે આમ જતી હોય તો પેલું આટલે સુધી પહેરે છે.

**પ્રશ્નકર્તા :** મિનિ સ્કર્ટ.

**દાદાશ્રી :** હા તે છોકરીઓને બોલો હવે, મારી પાસે છોકરીઓ કોઈ શરમાય નહીં. દાદાની પાસે શું કરવા શરમાય ?!

એટલે હું છોકરીઓને પૂછું છું બિચારીઓને, એ ૧૫-૧૬ વર્ષની. એ કપડાં એવાં પહેરે કે પગની પીંડીઓ દેખાય અને હું તો 'જ્ઞાની પુરુષ'. હું તો ૧૦ વર્ષની છોકરી જોડે વાતચીત કરું, ૧૨ વર્ષની, ૧૮ વર્ષની,૨૦ વર્ષની છોકરી જોડે ય વાત કરું. ઘૈડી ડોશી જોડે ય વાતચીત હું કરું. મને છૂટ બધી. છોકરાઓ જોડે ય વાત કરવાની છૂટ મને. કારણ કે અમે જાતિમાં ના હોઈએ. સ્ત્રી, પુરુષ કે નાન્યતર કોઈ પણ જાતિમાં અમે ના હોઈએ. એટલે અમને છૂટ હોય બધી. હું કહું કે અહીંયા આવો બેન, કેમ આટલી મોટી ઉંમરની થઈને પૈણતી નથી ? હવે આ ખેંચા (પગની પીંડીઓ) તો જોયા હોયને એ છોકરીઓના, તો જાણે વૉરિયર્સ હોય એવા લાગે અને જાણે છોકરાઓના ખેંચા જોઈએ તો બકરીઓ ચાલી જાય એવું લાગે. એટલે હું તપાસ રાખું આવું.

છોકરીઓને કહું કે કેમ પૈણતી નથી ? ત્યારે કહે કે 'શું દાદા તમે આવું કહો છો, અમને પૈણવાનું કહો છો !' મેં કહ્યું, 'પૈણ્યા વગર નહીં ચાલે આ જગત. કાં તો બ્રહ્મચર્ય પાળવું છે.' એવું ડિસાઈડ કરો અને તે ચોક્કસ ખાતરીપૂર્વક કરવું જોઈએ કાં તો પૈણી નાખો. પણ એમ બેમાંથી એકમાં આવી જાવ. ત્યારે કહે છે, 'શું પૈણો કહો છે !' મેં કહ્યું, 'કેમ વાંધો શું આવે છે ? કોઈ સારા છોકરાં...' ત્યારે કહે 'છોકરા ક્યાં સારા... બબૂચક મૂઆ છે ! આ બબૂચકો જોડે શું પૈણવાનું ?' એટલે હું ચમક્યો. મેં કહ્યું, આ છોકરીઓ કેવી ? એટલે અત્યારથી એનો પાવર આટલો છે, તો પછી એને જીવવા શી રીતે દે બિચારાંને ! તેથી આ છોકરાં ઘણાં કહે, શાદી નથી કરવી. અને એ છોકરાંઓને પગની પીંડીઓ એવી નથી હોતી,

કંતાઈ ગયેલી હોય છે. શું કહે છે ? બબૂચકને શું પૈણું? મેં કહ્યું, 'ના બોલીશ. તારા મનમાંથી એ બબૂચક છે એ કાઢી નાખ. કારણ કે પૈણ્યા વગર છૂટકો નથી.' ચાલે નહીં. મનમાં બબૂચક ઘૂસી ગયું ને તે પછી કાયમ વઢવાડો થાય. એ બબૂચક લાગ્યા કરે એને ?

પૈણ્યા વગર છૂટકો નથી. બબૂચક બોલીશને તો તારા મનમાં વહેમ પેસી જશે. માટે બબૂચક ના બોલીશ. એ જેવા છે તેવા છે. આ જ માલ છે. તારે કંઈ સ્ત્રી જોડે પૈણાય નહીં. એ જેવા હોય એવાં પણ આમાંથી પસંદ કરવો પડશે. હવે આજની છોકરીઓ બબૂચક બોલે છે ત્યાંથી ના સમજીએ કે આ છોકરીઓ કઈ જાતની બનેલી ઠનેલી થઈ ! બબૂચકને પૈણવાનું, તે છોકરાને કે બીજા કોઈને પૈણવાનું છે ? કંઈ ડોસાને પૈણવાની છે ? અને ડોસો પૈણે ય ખરો ? ડોસાની દશા બેસી જાય. આ ક્યાં વળગાડ ?

ત્યારે કંઈ, આને પૈણાવાય ? એ બ્રહ્મચારી છે ! બ્રહ્મચર્યવ્રત લીધું છે ! મન–વચન–કાયાથી વિચાર પણ ના કરે સ્ત્રીનો. તું લઈશ નહીં–બ્રહ્મચર્ય કંઈ બધાથી લેવાય ઓછું ? એ લેવાની ચીજ છે કંઈ ? એ તો કો'કને ઉદય આવ્યું હોય તો વાત જુદી છે.

બબૂચક ના કહેવાય એવું ! જ્યારે ત્યારે પૈણવું પડશે, એ બબૂચક કહે તે ખોટું દેખાય. એટલે બિચારા ભલા છોકરાઓ છે આજના. તે કશું વઢે એવા નથી એટલા સારાં છે. પહેલા બાબાને તો કહ્યું હોય તો મારી મારીને તેલ કાઢી નાખે. આજ તો ભલા છે છોકરાઓ, બિચારા સુંવાળા છે.

**પ્રશ્નકર્તા :** હવે કેમ આવાં થઈ ગયા છોકરાઓ ?

**દાદાશ્રી :** છોકરાઓ એ જાણે શું છે તે આ જનરેશન જ બધી વીક જનરેશન છે અને આ સ્ત્રીઓ તો જાણે વોલીન્ટીયર્સ ચાલ્યા આમ !

હવે જો આ છોકરીઓ આવું બોલે તો આપણે કેટલી શરમ ભરેલી લાગે. પુરુષો માટે બધું ખોટું કહેવાય ને ! એને પાસ કર્યા પછી જે થાય એ ખરું, આપણો હિસાબ ચૂકતે કરી લેવાનો. એ ગાળો ભાંડે તો શાંતિપૂર્વક ભઈ હિસાબ ચૂકતે થાય છે. લખી લેવું ચોપડામાં, આજ ગાળો ભાંડવાનો હિસાબ ચૂકતે થઈ ગયો. અને બેનને ય ગાળો ભાંડે, એટલે બેને ય સમજી લેવું પડે કે આ હિસાબ ચૂકતે થઈ ગયો. બધા હિસાબ ચૂકતે કરી નાખો. બાકી જિંદગી તો કાઢવી જ પડશે ને, સારી રીતે ? અગર માનો કે તમે એમ.ડી. (ડૉક્ટર) થયા પણ પેલો મસાલો રાશી મળ્યો ત્યારે શું થાય ?

મને આવો ખાનગીમાં અભિપ્રાય મળે, તમને શી રીતે મળે ?

**પ્રશ્નકર્તા :** બીજા અભિપ્રાય નહીં ને, આવા જ અભિપ્રાય મળ્યા.

**દાદાશ્રી :** શું થાય તે ?

**પ્રશ્નકર્તા :** તમે છોકરાઓને અને છોકરીઓને કશું કહેતા નથી ?

**દાદાશ્રી :** છોકરાને પૂછું જ નહીં, એમાં ભલીવાર જ નહીં, છોકરામાં તો.

**પ્રશ્નકર્તા :** આટલો બધો સ્ત્રીઓનો પક્ષ ક્યાંથી થઈ ગયો ?

**દાદાશ્રી :** ના, પક્ષ નથી. છોકરાને તો ભલીવાર નથી. છોકરીઓનો ભલીવાર કેમ આવે એવું કરવું. કારણ કે નહીં તો એ આ બબૂચકોને મારી નાખશે. એ લોકોને તૈયાર કરું છું. આ તો પૈણતા પહેલાં તો બબૂચક કહે છે, તો પછી શું દશા થાય ?

હવે હું જોઉં છું ને રસ્તામાં બાબાને ઊંચકી ઊંચકીને ફરવું પડે છે, પેલા ભઈને અને પેલી તો થોડીવારે ય ઝાલતી નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, ગાડી ધકેલાવે છે, બાબાની.

**દાદાશ્રી :** એમ ? છોકરા ને છોકરીઓની વાતમાં સમાજમાં શું હોય છે ? અઢાર વર્ષની છોકરી ને અઢાર વર્ષનો છોકરો. અઢાર વર્ષની છોકરીને અઠ્યાવીસ વર્ષનો એને અનુભવ હોય. દશ વર્ષ આગળ અનુભવ હોય એનો, અને આ છોકરામાં કશો અનુભવ હોતો નથી. એટલે એવું જ થાયને પછી. માટે છોકરો મોટો ખોળી કાઢવો જોઈએ, નહીં તો પેલો અનુભવ કાચો પડી જાય. સરખે સરખું જોડું બેસાડી દો તો આઠ-દસ વર્ષનું જ્ઞાન, અનુભવ એનામાં વધે છે. એવું તમને ખબર ખરી ! એ સારા ઘરમાં મેં જોયેલું. એ સારા ઘરનો અનુભવ હોય છે.

## સ્ત્રીનો મોહ પૈણવાનાં, જણવાનો; છૂટકો નથી લાવ્યા કરીને ભાવો!

**દાદાશ્રી :** તને ધણીયાણી થવું ગમે ? કે મા થવું ગમે ?

**પ્રશ્નકર્તા :** મમ્મી થવું ગમે.

**દાદાશ્રી :** અને ધણીયાણી થવું ગમે કે ધણી થવું ગમે ?

**પ્રશ્નકર્તા :** વાઈફ.

**દાદાશ્રી :** એમ ?! આબરૂ જાય તો ય નહીં વાંધો આવે, નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા કહે છે ને, કેવો મોહ ? છોકરા જણવાનો તે કંઈ મોહ કરવા જેવો છે ?

**દાદાશ્રી :** એ તો પછી જણવા જ પડે ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો હવે જાણ્યા પછી એમ થાય કે આ અવતાર સ્ત્રીનો તો જોઈએ જ નહિ, એમ.

**દાદાશ્રી :** એ ના જોઈતું હોય, તે આ જાણ્યા પછી. નહિ તો તને ય વારેઘડીએ આ ગમતું'તું. 'બહુ સારું' તું જાણી ગઈ ને કે આ તો પોલ છે સાલું. જોખમદારી છે આ તો, એવું સમજી ગઈ ને !

એક છોકરાને મેં કહ્યું, 'તને એક લાખ રૂપિયા આપે તો તું સાડી પહેરું ?' 'ના, હું પહેરું નહીં.' એક છોકરીને મેં કહ્યું, 'તારે જોઈએ તે આપે તો તું પુરુષ થવા તૈયાર છું ?' ત્યારે કહે, 'ના, અમે જેમ છીએ તે જ મુબારક છે.' અરે, આટલી કિંમત છે એમની ? આટલી બધી વેલ્યુ છે તે હું જાણું જ નહીં. જુઓને કહે છે ને મને 'છોકરી છું' તે જ ગમે છે.

ખીચડી કરવી હોયને, તો સાણસી-બાણસી બધું ય જોઈએ. એ કંઈ દાળ-ચોખા એકલાથી થાય નહીં. માટે ધણી તો પહેલો જોઈએ.

**પ્રશ્નકર્તા :** હવે જોઈએ જ એવું ખરું, આ દુનિયાની અંદર ?

**દાદાશ્રી :** એવું કંઈ નહીં. પણ એણે ભાવ એવા કર્યા છે કે એને જરૂર પડશે.

'હસબંડે' ય કર્યા વગર ચાલે તેમ નથી. જેટલી સંડાસની જરૂર છે એટલી 'હસબંડ'ની જરૂર છે. 'હસબંડ' તો બે-ચાર દહાડા બહારગામ જાય તો ચાલે,

પણ સંડાસ વગર ના ચાલે, જેની જેની જરૂરિયાત તે ખોળે. રસોડું ય ખોળે, આવા જગતમાં લોકોએ કેવા કેવા અર્થ વગરના વિકલ્પો કર્યા !

## પરણીને કાઢે તારણ; મોક્ષ વિના ન નિવારણ!

**પ્રશ્નકર્તા :** અત્યારે છે તો આપણા હિન્દુ સમાજમાં બધા જે લગ્ન થાય છે, એ મા-બાપ ગોઠવી આપે છે અને પછી એ સક્સેસફુલ જતા નથી ને આખી જિંદગી એ લોકોને સહન કરવું પડે છે. તો કહે, એમાં કોઈ રસ્તો છે ? કારણ કે એ લોકો સમાજના પ્રેશરથી મા-બાપને રાજી રાખવા આવી રીતના લગ્ન કરતા હોય છે ને આખી જિંદગી ભોગવવું પડે છે. તો કહે એવો કોઈ રસ્તો છે કે આ આવું ના થાય ?

**દાદાશ્રી :** એ તો ચોઈસ કરીને પૈણે તો ય એવું થાય ને પેલું કરીને પૈણે તો ય એવું થાય. કારણ કે લગ્નનું નામ જ ભાંગફોડ. એનું નામ જ ભાંગફોડ. આ ભાંગફોડ થયા વગર રહેવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** હેં દાદા, આપણે સરસ ડીઝાઈન કરી અને એવો તડબૂચું લઈ આવ્યા હોય...

**દાદાશ્રી :** તડબૂચું લાવ્યા પછી કાપીએ ત્યારે પછી ધોળું નીકળે મહીં, લાલ નીકળે. કારણ કે લગ્ન એટલે ભાંગફોડ જ છે પોતે. પણ લગ્ન કેમ હિતકારી છે ? કેમ ફરજિયાત છે ? ત્યારે કહે છે કે એ અથડાઈ અથડાઈને ડેવલપ કરે છે માણસને. જીવમાત્રને ડેવલપ્ડ કરવા માટેનું સાધન છે એ. અથડાઈ અથડાઈને અનુભવ થઈને એક્સપીરીયન્સ કરીને આગળ વધે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષે જવાનું એ પણ એક પગથિયું ખરું ને !

**દાદાશ્રી :** એ જ પગથિયું છે, આ જ પગથિયું. સ્ત્રી એ જ પગથિયું. સ્ત્રીને પુરુષ એ જ પગથિયું. મારે, ઝૂડે, ઠોકાઠોક કરે. તો જ મોક્ષે જાય. એના ઉપરથી તારણ કાઢે કે પૈણવા જેવું નથી. પછી તે ઘડીએ એ બોલે. ગમે એટલી મોહવાળી હોય ને નક્કી કરે કે 'આ પૈણવા જેવું નથી, બળ્યો આ સંસાર !' એટલે કહું છું

પરણીને પછી તારણ કાઢજે. તારણ કાઢવામાં ભાંગફોડ છે જ વળી. હવે આ જાણે નહીં લોકો તારણ કાઢવાનું. એટલે શું કરે ? એ બ્લેમ કર્યા જ કરે, એના કર્મ બંધાય. પેલો બ્લેમ કર્યા કરે, એના કર્મ બંધાય અને પછી જાનવરોમાં ફર્યા જ કરે અનંત અવતાર. તારણ કાઢવાનું હોય ને તો સમજી જાય કે આ ખરું, પ્રોફિટ કાઢવાનું ! શું અનુભવ થયો એ જોવાનું. લગ્ન એ મોજશોખ માટે નથી, અનુભવ માટે છે. અમે બધો અનુભવ કાઢી લીધેલો.

છોકરીઓ પૂછે છે મારે પૈણવું કે ના પૈણવું ? મેં કહ્યું, જો પૈણ્યા વગર ચાલે એવું નથી અને પૈણીને પસ્તાયા વગરે ય ચાલે એવું નથી. કારણ કે બધું જ્ઞાન આપનારું છે અને જો ચાલે એવું હોય, પહેલાં તું આ લઈને આવેલી હોય અનુભવ, તો અત્યારે ચાલે એવું હોય તો ચલાવી લે. બાકી 'પૈણવું એ કંઈ ગુનો છે' એવું નથી. એ જ્ઞાન આપનારું છે. ઉપદેશ–જ્ઞાન આપે છે. તને જ્ઞાન ના મળ્યું ?

**પ્રશ્નકર્તા :** બહુ મળ્યું, દાદા.

**દાદાશ્રી :** હા. અને પેલો એમ ને એમ છે તે પૈણ્યા વગર જો એ થઈ ગયા હોય.... જગતનું કલ્યાણ કરવા માટે, તો મનમાં થોડું થોડું ખૂંચે. થોડું ઘણું પૈણ્યા હોત તો સારું પડત. આખી જિંદગી ખૂંચે. હવે આ ખૂંચે જ નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, હું ના પરણી હોત ને, તો મને આ જગત ને આ બધું શું છે, કંઈ સમજણ જ ના પડી હોત.

**દાદાશ્રી :** એટલે મને વિચાર આવ્યો હતો કે બિચારી નથી પૈણતી, તે ઘરના બધા કહે છે કે નથી પૈણતી, નથી પૈણતી. મેં એને સમજણ પાડી કે બેન પૈણવા જેવું છે આ જગતમાં. પૈણીને પસ્તાવું તો પડશે, પણ આ પૈણવા જેવું તો છે જ આ જગતમાં. પણ મને એમ થયું... અત્યારે મેં વિચારી જોયું. મેં કહ્યું, આ મેં આવી વાત શા માટે કરી હતી ? પણ અત્યારે મને ખબર પડી કે આ તો લાભકારી થયું. નહીં તો ખૂંચ્યા કરત કે આ પૈણ્યા હોત તો સારું પડત ! હવે ક્લિઅર કટ. પૈણવાની ? તો કહે, 'નો. હવે જ્ઞાન લઈ લીધું છે.' 'પૈણવાનું શું વાંધો છે' એ

જોઈ લીધો કે અનુભવ થવો જોઈએ ને ! નહીં તો મનમાં ખટક્યા કરે. તમને બધાને અનુભવ થયા ને !

**પ્રશ્નકર્તા :** થયા, દાદા.

**દાદાશ્રી :** એમને વિચાર આવતો હતો કે આપણે બ્રાહ્મણ જોડે પૈણીએ તેથી આ વાંધા આવે છે ! તે હવે જૈન જોડે પૈણ્યા તે હવે ખબર પડીને એમાં ય !! એ ય અનુભવ જોઈ લીધો ને, નહીં ? એ પણ અનુભવ મળે જ છે ને !

**પ્રશ્નકર્તા :** હવે તો પૈણવાનો નિશ્ચય જ કરી દીધો બંધ.

**દાદાશ્રી :** અમે ય હીરાબા જોડે અનુભવ બધો મેળવી લીધો. પછી તારવણી કરી કે ભઈ હવે અનુભવ કર્યો. પણ જો ગોદાગોદ કરીશું, તો ફરી થોડાંક છમકલાં રહેશે. એના કરતાં આપણે હિસાબ ચોખ્ખો કરો ને ! એટલે કલીયર કટ એટલે બસ એટલું જ. ભાવ બગડે નહીં એની ઉપર ક્યારે ય પણ. એ અવળું કરે તો ય ભાવ ના બગડે. શા માટે આપણું બગાડવાનું ? એક અવતાર પાનાં પડ્યાં, તે પાનાં પૂરા કરવાનાં ને ! જ્યાં સુધી પૂરા થાય ત્યાં સુધી અને ના થાય તો એ છોડી દેવાનું. દેવતા ક્યાં સુધી પકડવો ? જ્યાં સુધી પકડી શકવાની શક્તિ હોય ત્યાં સુધી અને દઝાય તો.... બધાની હદ હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** પૈણીને પસ્તાવાનું, પણ પસ્તાવાથી જ્ઞાન થાય. અનુભવજ્ઞાન થવું જોઈએ ને ? એમ ને એમ ચોપડી વાંચે તો કંઈ અનુભવજ્ઞાન થાય ? ચોપડી વાંચીને કંઈ વૈરાગ આવે ? વૈરાગ તો પસ્તાવો થાય ત્યારે થાય.

આ લગ્ન થાય છે ત્યારથી મેરીડ લાઈફનું ગલન થાય છે. તે એક દહાડો બધું જ ગલન થઈ જાય.

## કોની જોડે પૈણીશ બેન; ઈન્ડિયન કે અમેરિકન?

**દાદાશ્રી :** શું કરવાની છે ?

**પ્રશ્નકર્તા :** પરણવાની.

**દાદાશ્રી :** ઈન્ડિયન કે અમેરીકન જોડે ?

**પ્રશ્નકર્તા :** ઈન્ડિયન.

**દાદાશ્રી :** મુસ્લિમ ના ફાવે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે કોઈ ગુજરાતી જોડે, બ્રાહ્મણ ?

**પ્રશ્નકર્તા :** બ્રાહ્મણ કે પટેલ !

**દાદાશ્રી :** એમ ! બરાબર છે. કરેક્ટ, એ શું ભણેલો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એ પણ કશું સારું. એનું ફિલ્ડ જૂદું હોવું જોઈએ. એ ડૉક્ટર ના હોવો જોઈએ.

**દાદાશ્રી :** ઓહોહો ! બરાબર, બરાબર.

હા, જુઓ ! બાપ એને હલાવી હલાવીને ધૂળધાણી કરી નાખે બિચારીને. કેમ અમેરિકન જોડે ફરે છે ? અલ્યા મૂઆ, ફરે છે પણ એણે નક્કી કરેલું છે કે નહીં, પૈણવું એવું ? શું કહ્યું ? ફરે છે એ કુદરતી, નેચરલ વ્યવસ્થા છે. એટલે મારે તો જાણે એને પૂછવું પડે, ના પૂછવું પડે ? હવે અમે શું કરાવીએ, એનો અહંકાર મજબૂત કરી આપીએ. આ ગુજરાતીને જ પૈણવું છે. મજબૂત થઈ જાય કે ના થઈ જાય અહંકાર, બે-ત્રણ વખત તમે બોલો તો !

**પ્રશ્નકર્તા :** થઈ જાય, દાદા.

**દાદાશ્રી :** અને પહેલાંનો કંઈક વિચાર આવે તો તૂટી જાય કે ના તૂટી જાય ?

**પ્રશ્નકર્તા :** તૂટી જાય, હા.

**દાદાશ્રી :** આવી રીતે કામ લો ને, તો કામ થાય.

## અહંકાર બાંધે દાદા પ્રેમથી; સર્વસ્વ અર્પે દાદા કહે તેમથી!

**પ્રશ્નકર્તા :** બેન છે તો તમારી પાસે આવ્યા હતા, ત્યારે એણે તમારી પાસે નિશ્ચય કર્યો હતો કે હું દિગંબર જૈનને જ પરણીશ. પણ હવે એને એમ થાય છે કે મને દિગંબર જૈન છોકરો એવો સારો ના મળે, તો શું થાય ? તો કહે કે મને આ

વિધિ તો કરેલી છે અને જો એવું ના થાય ને હું બીજાને પરણું તો પછી મને પાપ લાગે કે મને શું બંધન આવે ?

**દાદાશ્રી :** બીજાને પરણવું હોય તો ય છે તે આપણો ગુજરાતી હોવો જોઈએ અને ઈન્ડિયન હોવો જોઈએ. મજૂરને પૈણવા તૈયાર થાય તું ? તારે ત્યાં મજૂર આવે છે ? સારો ગોરો ગપ જેવો હોય તે લગ્ન કરવા તૈયાર થઉં ?

**પ્રશ્નકર્તા :** ના, ના. એ મજૂરની સાથે લગ્ન નહીં કરું.

**દાદાશ્રી :** તો પછી ફર્સ્ટ પ્રેફરન્સ દિગંબર જૈન, સેકન્ડ પ્રેફરન્સ દિગંબર ના મળે તો કોઈ પણ જૈન, એ ના મળે તો ગુજરાતી કોઈ વાણિયા, એ ના મળે તો બ્રાહ્મણ, પટેલ, ગુજરાતી બસ... કે અમેરિકન જોડે પૈણવું છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કેમ ? આ ગોરા ગપ જેવો હોય છે ને !

**પ્રશ્નકર્તા :** મને નથી ગમતા.

**દાદાશ્રી :** આ કાકડી ખાયને ત્યારે કડવી લાગે મહીં !

હવે આ દિગંબરી જૈનમાં પૈણવાથી એનાં વિચારો ને આપણા વિચારો મળતા આવે થોડા ઘણા, વિચારો સરખા હોય. તું જૈન છે તો જૈન હોય તો ફીટનેસ સારી પડે. ફીટનેસ, બધી સાઈડથી ફીટ થઈ જાય અને પેલા તો સાપ મારશે ને જીવડાં મારશે ને બધું કરે એ. વંદા મારે ને માંકણ મારે, બધું મારે. તને ગમશે એ મારશે તે ઘડીએ ?

## એવો ખોળે કે મદદરૂપ ધ્યેયમાં; નથી હાથમાં ભલે ઈચ્છયું શ્રેયમાં!

તું કહું છું કે મારે પૈણવું છે, પણ પૈણવાનું તારા હાથમાં છે નહીં. મૂરતિયો એવો મળવો જોઈએને બળ્યો ! અને મળ્યો એ તું નાપાસ કરી મૂકું છું અને હવે એથી વળી બીજો મૂરતિયો એ તને નાપાસ કરે. એટલે પાસિંગ થાય નહીં. એટલે રિજીઓનલ ઓફીસ ના પાડી દે. રિજીઓનલ ઓફીસ હોય છે ને ! એ ના પાડી દે કે આવી રીતે ચાલવા દેવાનું નહીં. રાગે પડી જશે તારે ? પહેલા તારી લાઈફ હતી અને અત્યારની લાઈફમાં આનંદમાં કંઈ ફેર પડ્યો છે ?

**પ્રશ્નકર્તા :** હા, ઘણો.

**દાદાશ્રી :** ઘણો ! ત્યારે થોડો બાકી હશે તે પૂરો થઈ જશે. તારા આનંદમાં ફેર પડ્યો ? એને ઘણો ફેર પડી ગયો. તારે કેટલો ફેર પડ્યો ?

**પ્રશ્નકર્તા :** ઘણો દાદાજી. મારે જે કરવું હોય તેની આમ છૂટ મળે એના આધારે, સ્વતંત્રતા રહે એટલા માટે મારે લગ્ન કરવા હતા.

**દાદાશ્રી :** સ્વતંત્રતા રહે એટલા માટે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** લગ્નમાં તો પરતંત્ર થાય જ ઊલ્ટો. ધણી થયો ઊલ્ટો. ક્યાં ગઈ હતી ? કંઈ રખડું છું ? વાંધો ઉઠાવે એ તો.

**પ્રશ્નકર્તા :** રખડવા માટે સ્વતંત્રતા નહીં જોઈતી હતી. અમુક વસ્તુ કરવી હોય, તો દાદા મારે એવો હસબન્ડ ચૂઝ કરવો હતો કે મને જે કંઈ ગોલ (ધ્યેય) હોય ને, મારું પર્સનલ ગોલ, તો મને એની ફ્રીડમ આપે ને સપોર્ટ આપે. પણ પપ્પા હોય તો ના આપે. ને બીજું શું કે લગ્ન કર્યા હોય તો બીજા લોકો ખૂંચો નહીં માર્યા કરે, ગોદા નહીં મારે.

**દાદાશ્રી :** હા. એ બરાબર છે.

## ડિફેક્ટીવ ધણી ખોળે તો રહે ચલણ; દારૂ-માંસમાં ચોખ્ખો, તો ઝટ પરણ!

ધણી થોડો ડિફેક્ટીવ સારો કે અનડિફેક્ટીવ ?

**પ્રશ્નકર્તા :** ના, ના. ડિફેક્ટ જોઈએ જ નહીં.

**દાદાશ્રી :** તો પછી તારા વશમાં ના રહે, કાબૂમાં ના રહે. એ જરા ડિફેક્ટીવ હોય તો આપણે ખખડાવીએ. એય ! આમ તેમ ! એવો ખોળી કાઢવો. એટલે આપણા વશમાં રહે ને.

**પ્રશ્નકર્તા :** પણ પછી એકદમ ડફોળ નહીં જોઈએ.

**દાદાશ્રી :** ડફોળ હોતો હશે એકદમ ! આ તો એવું છેને તું આ ડિફેક્ટીવ ના ખોળું તો ય ડિફેક્ટીવ જ હોય છે. એ તને પહેલાં ખબર ના પડે અને આ તો આપણે પહેલેથી જાણી ગયા હોય ને. એટલે આપણે એને પૂછી લેવું પહેલેથી કે ભઈ જરા ડિફેક્ટ છે ? ત્યારે કહે, હા.

**પ્રશ્નકર્તા :** જો જાણે કે ડિફેક્ટીવ છે, તો પોતાનું મન જરા અવળું થઈ જાય ને !

**દાદાશ્રી :** બાકી ડિફેક્ટીવ છે, એમાં શેનું અવળું થાય, સારું ઊલટું. અને બહાર લોક કહે, આમના ધણી આવ્યા. એટલે આમે ય રોફ પડે, આમે ય રોફ પડે ! અને ડિફેક્ટીવ હોય છે જ. જો જ્ઞાન હોય ને જો ડીફેક્ટ ખોળો તો મહીં એક-બે હશે, એના કરતાં ડિફેક્ટીવ ના ખોળીએ કે એક ડીફેક્ટ છે જ !

**પ્રશ્નકર્તા :** જે દાદા અહીંયા બધા છે, તે લોકો ડિફેક્ટીવ છે ? તમારી પાસે જ્ઞાન લઈ ગયેલા તે ?

**દાદાશ્રી :** બધા કંઈ એક્ઝેક્ટ છે ? કોઈકને કોઈકનામાં ડિફેક્ટ હશે.

**પ્રશ્નકર્તા :** તો પછી એનો મતલબ એમ નહીં થયો કે હું પણ ડિફેક્ટીવ છું ?

**દાદાશ્રી :** તો શું તું ડાહી છું ?

**પ્રશ્નકર્તા :** પોતે કોઈ કહેવા માંગે નહીં કે હું ડિફેક્ટીવ છું.

**દાદાશ્રી :** નહીં, એ તો કોઈ કહે નહીં, પણ ઓળખું હું બધાંને. આ તો માલ જ બધો ડિફેક્ટીવ, એ તો અમથા આપણે મનમાં સમજીએ, હા, બહુ સારા, બહુ સારા.

**પ્રશ્નકર્તા :** ડિફેક્ટ આપણામાં હોય પણ એની શરમ નહીં હોવી જોઈએ.

**દાદાશ્રી :** ત્યારે શું હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આપણે ઊલ્ટું એનો સુધારો કરવો જોઈએ. આપણે જાણીએ કે ડીફેક્ટ છે તો સુધારો નહીં કરવો જોઈએ ?

**દાદાશ્રી :** શામાં સુધારો કરે ? બગડેલો સુધરતો હશે ?

**પ્રશ્નકર્તા :** તમારી કૃપાથી સુધરે ને ! તો જ મોક્ષે જવાય ને !

**દાદાશ્રી :** સુધારીને કંઈ લઈ જવાના છે, આપણે શાક કરવાનું છે ? શાક સુધારવાનું હોય. આ તો પાંચ-પચ્ચીસ વર્ષ રહેવાનું. ત્યાં સુધી રહેવાનું. ભાડાની ઓરડીઓ. જેમ આપણે તો પેલી મોટલ ! અત્યારે ધણી સારાં હોતા હશે ! એક છોકરો ખોળી લાય કે સારો હોય તો, જા.

**પ્રશ્નકર્તા :** મળતો નથી, પરફેક્ટ નથી મળતું. ને દાદા પ્રોબ્લેમ શું છે ? પરફેક્ટ નહીં મળે એટલે જોઈએ જ નહીં.

**દાદાશ્રી :** આપણને પૈણનાર ભેગો થાયને, મેં તારા માટે ડિફેક્ટીવની વાત સાંભળી છે, પણ હું લેટ ગો કરીશ, કહીએ. એનો વાંધો ના રાખીશ. પણ બીજી રીતે કશું છે તારી પાસે, બીજું નુકસાન કરે એવું ? ડિફેક્ટીવ એકલું જ છે કે બીજું કશું છે ? ત્યારે કહે, ના, બીજું કંઈ નથી. હા, દારૂ-બારૂ પીતો નથી ને ! માંસાહાર કરતો નથી ને ! ત્યારે કહે, હું માંસાહાર કરું છું. એટલે આપણે છોડી દેવો પડશે, કહીએ. એટલે પછી સ્વીકારી લેવાનું. પૈસામાં ડિફેક્ટીવ ના હોવા જોઈએ. બીજી આ બાબતોમાં બધી ડિફેક્ટીવ હોય, એ તો હોય જ આ કાળમાં તો. એ તો પચ્ચીસ વર્ષે પરણ્યો તે શું એમ ને એમ જ મૂઓ હતો એ.

**પ્રશ્નકર્તા :** તમારી સાથે વાત કરીએ ને તો તમે આમ કરીને લઈ આવો જ પાછાં.

**દાદાશ્રી :** ત્યારે પછી શું થાય, રસ્તો તો કાઢવો પડશે ને ? તને ડાહ્યી બનાવવા માટે અમારી ઈચ્છા છે અને 'તું સુખી કેમ થઉં' એવી ઈચ્છા છે. પૈણવું હોય તો પૈણ, ના પૈણવું હોય તો ના પૈણીશ. તેનો વાંધો નથી. પણ પૈણું ત્યારે મને કહેજે કે આ ભઈ મને મળ્યો છે. હું ચા પીવડાવીશ. તે ઘડીએ હું એને કહીશ... મારી રૂબરૂમાં પાંસરો કરી દઈશ. આ બેન જ ચલાવી લે, મૂઆ ! તને કોણ ચલાવે ? પણ આ તો અમે એને કહી દઈએ, પહેલેથી ચેતવી દઈએ.

# એકબીજાને હેલ્પ કરવા છે જગત; ઉનાળો ખેંચે વર્ષાને કેવી કુદરત!

**પ્રશ્નકર્તા :** એ એમ કહે છે કે મને વઢે એવો ય ધણી ના જોઈએ અને મને દબાવે એવો ય ના જોઈએ.

**દાદાશ્રી :** હા, એવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એનાથી એ દબાય એવો એ ના જોઈએ.

**દાદાશ્રી :** તો દરેક વસ્તુને પછી ગોઠવો. એકને નીચે આવવું પડે તો બીજાને ઉપર આવું પડે, અગર તો એને નીચે આવવું પડે તો બીજાને.... તે પણ ગોઠવવાનું છે, આ જગત ગોઠવણી છે. એક્ઝેક્ટ લેવલમાં ના આવે. એમાં કલ્પનાની થીયરી ના ચાલે.

ફ્રેન્ડ તરીકે કામ કરે એવો જોઈએ. ફ્રેન્ડ જાણે હોય એવી રીતે. હેલ્પીંગ જ કર્યા કરે. આપણે એને હેલ્પીંગ કરીએ.

**પ્રશ્નકર્તા :** એવો જ જોઈએ. ફ્રેન્ડ તરીકે રહે એવો જોઈએ, પણ જોડે જોડે ડફોળ ના જોઈએ પાછો.

**દાદાશ્રી :** પણ એ આપણા ધાર્યા પ્રમાણે મળે નહીં કશું કોઈને ! માટે થોડી છૂટ રાખ, ટેન પરસેન્ટની. ટેન પરસેન્ટ નહીં ?!

**પ્રશ્નકર્તા :** પણ એના હન્ડ્રેડ એન્ડ ટેન છે તો તે ટેન છૂટ રાખે તો હન્ડ્રેડ આવીને ઊભું રહે.

**દાદાશ્રી :** મોક્ષે જવા માટે રસ્તે જોઈતા આધાર, પુરાવા એ બધું સાધન છે આ બધા. એ ય મોક્ષ તરફ રહે, આપણે રહીએ અને એ હેલ્પ કરી કરીને, હેલ્પીંગ થાય એકબીજાને !

જગત આખું મોક્ષે જ જઈ રહ્યું છે પણ મોક્ષમાં જતા આ બધું હેલ્પીંગ થતાં નથી. વઢંવઢા કરીને ઊલટાં બ્રેક મારે છે. નહીં તો ઉનાળાનો સ્વભાવ જ એવો કે ચોમાસાને ખેંચી લાવે. જ્યાં હોય ત્યાંથી ખેંચી લાવે. ઉનાળાનો સ્વભાવ વધતો વધતો જાય, ચોમાસાને ખેંચી લાવે. ભડકી મરવા જેવું નથી.

એટલે આ બધું આ સંસારનો સ્વભાવ એવો છે કે મોક્ષ તરફ લઈ જાય આપણને. મોક્ષને ખેંચી લાવે છે. સંસાર જેમ કડક વધારે થાય ને, એમ મોક્ષ વહેલો આવે. પણ કડક થાય ત્યારે આપણે બગડી ના જવું જોઈએ, સ્ટેજ ઉપર રહેવું જોઈએ. સાચા ઉપાય કરવા જેવું છે, ખોટા ઉપાય કરવાથી પાછું પડી જાય. દુઃખ પડ્યું એટલે એમ જ માનવું કે મારા આત્માનું વિટામીન મળ્યું અને સુખ પડ્યું એટલે દેહનું વિટામીન મળ્યું. એવી રીતે ચાલવાનું. એ રોજે ય વિટામીન મળે આપણને. અમે તો એવું માનીને ટેસ્ટથી ચાલેલા નાનપણમાંથી. તું તો એક જ જાતનાં વિટામીનને વિટામીન કહું, એ બુદ્ધિનું વિટામીન છે. જ્ઞાન બન્નેને વિટામીન કહે છે. એ વિટામીન સારું કે લોકો ખૂબ જમવાનું હોય તો ય તપ કરે છે. સરસ બધું શાક-બાક હોય તો ય તપ કરે છે. તપ કરે છે એટલે શું, દુઃખ વેદે છે. આત્માનું વિટામીન મળે. એ બધું સાંભળવામાં નથી આવ્યું તમારે !

**પ્રશ્નકર્તા :** હા, આવ્યું છે, દાદા.

**દાદાશ્રી :** તો આ તો એની મેળે ઘેર બેઠાં મળે છે. તને મગજ પહોંચે છે ? તારું મગજ જર્મનીનું બનાવેલું છે, ક્યાંનું બનાવેલું છે ?

## જે તે એક ખોળીને જોડાય; દાદા કૃપાથી, મોક્ષસાથી કરાય!

અને લગ્ન એ કંઈ વસ્તુ છે ?! એ તો રસ્તે જતા હેલ્પીંગ છે ખાલી. આ લગ્નને લીધે લોકો દુઃખી છે બધા. પણ લગ્ન કર્યા વગર ચાલે એવું જ નથી.

શું કહે છે, તારે કરવું છે કે નહીં કરવું ? તેં તો કર્યા છે ને !

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** લગ્ન નથી કર્યા ! શું વાત કરો છો ! માટે ઝટપટ પૈણી જાવ. અમથા રાહ જોઈને બેસી રહેવું ! પાછું બીજું ફ્રુટ દેખે તો એ વળી બીજું ફ્રુટ લઈને ફરતો હોય. બધા તરબૂચા આવડાં આવડાં હોય તે, સારું દેખે કે એને લઈને ફરતો હોય. પછી આપણે દેખીએ તો આપણા મનમાં થાય કે આ તે બીજાને લઈને ક્યાં ફરે છે, આ મારો હતો ને ! ન્હોય તારો મૂઆ !

આ લાઈન કેવી છે ? બધી દગાખોર લાઈન છે, માટે ચેતી જા. તું જેને પૈણીશ તેને હું આશીર્વાદ આપીશ અને બધું તારું રાગે પાડી આપીશ. બગડ્યું ત્યારથી ફરી સુધારીએ આપણે. બગડેલું તો છે જ, સડેલું તો છે જ પણ સુધારીને કરવું આપણે.

**પ્રશ્નકર્તા :** હવે એ કહોને એને, એ પૈણે કે ના પૈણે ?

**દાદાશ્રી :** નહીં, એને પૈણવાની ઇચ્છા હોય તો પૈણવામાં વાંધો નથી. હજુ કંઈ બહુ મોટી ઉંમર થઈ નથી.

**પ્રશ્નકર્તા :** પચ્ચીસ વર્ષની છે.

**દાદાશ્રી :** પૈણ. એક ખોળી કાઢવાનો. એક તંબૂરો ખોળી કાઢવાનો વગાડ વગાડ કર્યા કરવાનો પછી. પછી તારી લાઈન ગોઠવી આપીશ, તું નક્કી કરી લાવું કે આ મારે આને ધણી તરીકે સ્વીકારવો, પછી બગડી જાય કે સુધરી જાય, પણ હવે એની જોડે જ જીવન કાઢવું છે, ત્યાર પછી હું તને ગોઠવી આપું, બહુ સરસ. તારી લાઈફ કેમ સુધારવી તે અમારા હાથમાં છે !

**પ્રશ્નકર્તા :** મોટામાં મોટી બીક મને એ છે કે હું જો લગ્ન કરું તો પછી મારા મોક્ષનું ભૂલાઈ ના જવું જોઈએ.

**દાદાશ્રી :** ના ભૂલાઈ જાય. તું લગ્ન કરીને મારી પાસે તેડી લાવુંને, તો એને રકુ મારી દઉં ચોગરદમ. તારા તાબામાં રહે એવું કરી આપું, તારા તાબામાં રહે ને એ હઉ મોક્ષમાં આવે. રકુ મારી આપું. ઘણી છોકરીઓને મારી આપું છું આવું. રાગે પડવું જોઈએ ને, દાદા રાગે ના પાડે તો બીજું કોણ પાડી આપે !

માટે નક્કી કરી નાખ હવે. એવું ભય ના પામીશ કે આમ થઈ જાય કે તેમ થઈ જાય ! જે થવાનું હોય તે થાય.

## લવ મૅરેજ, પણ મા-બાપ મંજૂર; ઉત્તમ ઍરેન્જડ, સક્સેસ જરૂર!

**પ્રશ્નકર્તા :** એટલે કેવાં મૅરેજ બેટર, લાઈક ઍરેન્જ મૅરેજ કે લવ મૅરેજ ? લવ મૅરેજ કરીએ કે મા-બાપ ગોઠવી આપે એ પ્રમાણે કરીએ ?

**દાદાશ્રી :** કુદરતી રીતે નિર્માણ લગ્ન થાયને, નિર્માણ લગ્ન આપણી રીતે ફરજિયાત બંધાયેલું જ હોય.

**પ્રશ્નકર્તા :** હા, તો અમે શોધી લાવ્યા હોય એવું પણ હોઈ શકે. તો એ જે તમે કહ્યું ને કુદરતી ગોઠવાયેલું હોય, એટલે એનો અર્થ એવો ને કે મા-બાપે ગોઠવી આપ્યું હોય કાં તો અમે પોતે ગોઠવ્યું હોય ! બન્ને થઈ શકે ને ?!

**દાદાશ્રી :** ગોઠવીને મા-બાપને પસંદ પડે, એવી રીતે કામ લેવાનું. એવું છે ને કે આ લવ મૅરેજમાં શું થાય છે, કે પછી આની જોડે, આની જોડે લવ, આની જોડે લવ. તે પછી બે-ત્રણ વરસમાં પાછું ફ્રેકચર થઈ જાય અને પછી રખડી મરવાનું.

લવ મૅરેજ એકલું પસંદ કરવા જેવી ચીજ નથી. કાલે આનો મિજાજ કેવો નીકળે તે શી ખબર પડે ?! મા-બાપ ખોળી આપે તે જોવું, કે ડફોળ છોકરો છે કે ડિફેક્ટવાળો છે ? ડફોળ ના હોવો જોઈએ ! ડફોળ હોય ખરાં કે ?!

આપણને કંઈ ગમે એવું જોઈએ. કંઈક આપણા મનને ગમે એવું જોઈએ. બુદ્ધિની લિમિટમાં આવી જવો જોઈએ. અહંકાર એક્સેપ્ટ કરે એવો જોઈએ અને ચિત્ત ચોંટે એવો જોઈએ. ચિત્ત ચોંટે એવો જોઈએ ને. એટલે એ કરે તો વાંધો નથી. પણ એને આપણે જોઈ લેવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** કો'ક વાર મા-બાપ પણ છોકરો શોધવામાં ભૂલ કરી શકે ?

**દાદાશ્રી :** એમનો ઈરાદો નથી, એમનો ઈરાદો તો સારું જ કરવાનો છે. પછી ભૂલ થઈ એ આપણા પ્રારબ્ધના ખેલ છે. શું કરવું ! અને આ

તમે સ્વતંત્ર ખોળો એમાં ભૂલ થવાનાં સંભવ છે. ઘણા દાખલા ફેઈલ ગયેલા.

## ઘણાં મેળવે જન્માક્ષર; નહિ તો રહે મન પર અસર!

**પ્રશ્નકર્તા :** ઘણાં મા-બાપ જન્માક્ષરમાં માને છે, તો એ બરાબર છે સાચી વાત છે ?

**દાદાશ્રી :** એ બધું ઠીક વાત છે. જન્માક્ષર તો આજે જોતાં જ આવડતા નથી લોકોને ! એ એક જાતનું દબાણ છે. એનાં કરતાં આપણે સમજીને કામ કરવું એ શું ખોટું છે ! આપણે બધું ચેતીને કરવું અને તેમ છતાં મુશ્કેલી આવે તો પછી પ્રારબ્ધના ખેલ. બાકી ચેતીને કરવું બધી રીતે અને એ લગ્ન કરો ત્યારે હું તમને સમજણ પાડીશ કે તમારી આટલી ફરજો છે. એ છોકરાને હું સમજણ પાડું કે આટલી ફરજો છે એ. બેઉ ફરજો આખી જિંદગી ટકે.

## નાદાન છોડી છેતરાય લેતાં શાકભાજી; ધોળો વર ખોળે મહીં નીકળે પાજી!

પછી લગ્ન કરવાનું ગમે છે ખરું ? કેવાં છોકરા જોડે લગ્ન કરવાં જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એજ્યુકેટેડ, કલ્ચર્ડ ફેમીલીનો છોકરો હોવો જોઈએ.

**દાદાશ્રી :** શી રીતે કલ્ચર્ડ છે એવું સમજાય ?

**પ્રશ્નકર્તા :** એ તો 'ગેમ્બલ' છે. 'લાઈફ ગેમ્બલ' જ છે ને ! એ જ જુગાર છે !

**દાદાશ્રી :** ના. પણ આ આપણે સકરટેટી કે પપૈયો હોય, તો સક્કરટેટીવાળો તો, 'સાહેબ મીઠી છે.' ત્યારે કહે, 'ભઈ મને શી રીતે ખાતરી થાય ?' તો કહેશે, 'હું કાપીને જરા ડગળી કાઢીને બતાવું.' તો આમાં કોઈ ડગળી કાઢીને બતાડે ખરો ?! ડગળી ના બતાવે, તો શી રીતે માની લઉં કે મહીં મીઠી છે !

**પ્રશ્નકર્તા :** હં... તો પછી કેવી રીતે તપાસવું ?

**દાદાશ્રી :** તારા 'મધર' ઉપર તને વિશ્વાસ છે કે 'ફાધર' ઉપર ?

**પ્રશ્નકર્તા :** બન્ને પર.

**દાદાશ્રી :** તો પછી એમને સોંપી દે ને આ કેસ. પેલો એક ભઈ હતો. તે એના ફાધરે કહ્યું કે, 'આ છોકરી તું જોઈને હા કે ના કહી દે.' ત્યારે કહે, 'ના મારે શાદી કરવી નથી.' એને છોકરીઓ બધી બતાડી. તો કહે, 'મને નથી કરવું.' એટલે પછી એના ફાધર, એ મને કહે છે, 'આ છોકરો ગાંઠતો નથી. છોકરી જ પાસ નથી કરતો.' તો મેં એને કહ્યું, 'તો સારી બધી રીતે હોવી જોઈએ.' 'તું છેતરાઈ જઈશ બા. એના કરતાં અનુભવીને સોંપને ! તું નાની ઉંમરનો કશું માલ લેતાં છેતરાઈ જાઉં. એનાં કરતાં અનુભવી તારા ફાધર છે એને સોંપને !' 'દાદા તમે કહો છો તો સોપું ?' મેં કહ્યું, 'અમારી ગેરેન્ટી, લે તારે માથે હાથ મૂક.' અને એના ફાધરને ત્યાં જઈને કહે છે, 'તમે તપાસ કરીને લાવો એ છોકરી મારે પૈણવી છે.' એના ફાધર, એ મને કહે છે, 'શું કર્યું, તમે દાદા ? એ આવી રીતે બોલે છે !' અલ્યા, પૈણ્યો ! અને સુખી થઈને મને કહે છે આજ, 'દાદા મારા ફાધરને તમારા જ કહેવાથી મેં હા પાડી, તો હું સુખી થઈ ગયો. તે મારી વાઈફ વગર મને ગમતું નથી'.

અમે તારા અહિતમાં હોય ખરાં ? કોઈના અહિતમાં ન હોઈએ. મારી વાત તને ગમે આમાં ?

આપણા એક મહાત્મા હતાં. એનો એકનો એક છોકરો, મેં કહ્યું, 'અલ્યા, તારે પૈણવું છે કે નહીં પૈણવું ?' ત્યારે કહે, 'પૈણીશ દાદાજી. કેવી પાસ કરી લાવીશ ?' તો કહે, 'તમે કહો એમ કરું.' એની મેળે જ પાછું કહેવા માંડ્યો. મારી મમ્મી તો પાસ કરવામાં હોશિયાર છે. એ લોકોએ મહીં ડીસાઈડ કરી લીધેલું, મમ્મી જે પાસ કરે તે, તો આવી રીતે હોય.

આ છોકરીઓ બિચારી ભોળી ઉપરથી ગોરું ચામડું દેખાતું હોય, 'સિનેમા જોવાનો તમને શોખ છે ?' ત્યારે પેલો કહેશે. 'હા' અને બની ગયું.

આ તો મને એમ કહે અત્યારે તારે તપાસ કરવી હોય તો શું પ્રશ્ન પૂછું ? તું કહે.

**પ્રશ્નકર્તા :** તમે શરમાવો છો એને.

**દાદાશ્રી :** ના. એમાં શરમાવા જેવું શું છે ? ઈન્ડિયાની લેડી શરમાય કેમ કરીને ! આર્યપુત્રી કહેવાય. આર્યપુત્રી શરમાય નહીં. શરમાવાનું ના હોય. તેં કેવું સરસ મને લખીને આપ્યું હતું. એટલે તારા માટે માથાકૂટ કરું છું ને મારી મહેનત નકામી જશે, એમ કરીને માથાકૂટ ના કરું ! એ તો મારી મહેનત ઊગે. શું પૂછું કહેને ? એ શાકબજારમાં તું શાક લઈ આવી છું કોઈ દહાડો ? તને ભીંડા લેવા મોકલે તો તું લઈ આવું ખરી ? પછી મહીં ઘૈડા ના નીકળે ?

**પ્રશ્નકર્તા :** વીણીને લાવું ને.

**દાદાશ્રી :** આવડે છે તને આ ઘૈડા કહેવાય ને આ કૂણાં એમ. ત્યારે તારી મધર હોશિયાર છે એમ ! નહીં તો મારી પાસે શીખવા રહ્યો હતો એક. એ તો 'ડબલ ગ્રેજ્યુએટ' હતો. તો મેં એને શાક લેવા મોકલ્યો. મને કહે છે, 'શાક મારી પાસે મંગાવો છો ?' મેં કહ્યું, 'એટલું આવડે, ત્યાર પછી બીજું તને શીખવાડું.' ત્યારે કહે, 'શાકમાં શું શીખવાનું !' 'તું લઈ આવ તો ખરો પણ ! આજ ભીંડા લઈ આવ.' તે મહીં આ પાંચ તો આ આમ તોડીએ તો તૂટે નહીં. ત્યારે મેં કહ્યું, 'જો તારી ભૂલ છે ?' 'હા. ભૂલ તો ખરી.' ત્યારે મેં કહ્યું, 'આ જો તું કહું છું. પણ શાકમાં શીખવા જેવું છે કે નહીં ?' 'શીખવા જેવું છે.' મેં કહ્યું, 'બીજે દહાડે તું દૂધી લાવજે.' આ દૂધી સારી છે ને, કહે છે પેલા દુકાનદારને, પાછા વઢશે ત્યાં આગળ દાદાજી. પેલો વેપારી શું કહે ?

**પ્રશ્નકર્તા :** બહુ સારી છે.

**દાદાશ્રી :** તે લાવ્યો, તે ઘૈડી દૂધી આમ નખ મારી એને, તો મહીં પેસે નહીં. એટલે મેં કહ્યું કે, 'અલ્યા, આજ આવી દૂધી લાવ્યો ?' એણે કહ્યું'તું ને, 'બહુ સરસ છે.' એ તો કહે જ ને, વેચવા બેઠો છે. તે મૂઆ તું આવો કેવો ભણેલો ?!' આને ભણતર શી રીતે કહેવાય તે ?! હવે ટકે નહીંને મારી પાસે ! લોકો આવે.

શીખવા આવે, પણ ટકે નહીં. એટલે મારે થોડું નરમ પરીક્ષા મૂકવી પડે, નહીં તો જતો રહે પાછો.

## પાત્રની પસંદગીમાં ઘરનાંને પૂછ; અનુભવીનો લે લાભ, ન ગણ એને તુચ્છ!

**પ્રશ્નકર્તા :** આ મારી નાની દીકરી પૂછે છે, એમ ને એમ કેવી રીતે પરણાય, પછી આપણી આખી લાઈફ જ બગડે ને ! તો પહેલાં છોકરાને બરાબર જોઈએ-કરીએ એમ. પછી કહે છે ખબર પડે ને કે છોકરો સારો છે કે નહીં. પછી લગ્ન થાય. એવું આ મને પ્રશ્ન પૂછયા કરે. તો દાદા એનું સોલ્યુશન શું આ છોકરાઓ માટે ?

**દાદાશ્રી :** બધા જોઈને જ પૈણે છે ને પછી મારમાર ને વઢંવઢા. જોયાં વગરના પૈણેલા તે બહુ સારા ચાલે છે. કારણ કે કુદરતે આપેલું છે, અને પેલું પોતે ડહાપણ કર્યું છે. એક છોકરાએ કહ્યું એના ફાધરને કહેતો હતો, હમણે જ. પૈસાવાળો, સારા કુટુંબનો. તે છોકરો એના ફાધરને કહે છે, 'મારે પૈણવું નથી.' એ તો પછી એના ફાધર દેખાડે, છતાં આ નાપાસ કરે. પછી એના ફાધર કહેવા લાગ્યા કે, 'આ છોકરો આવું કરે છે. એને કંઈ રસ્તો કરી આપોને.' મેં છોકરાને કહ્યું, 'વ્યવસ્થિત નથી ? તને વહુ લઈ આપે એ વ્યવસ્થિત નહીં હોય ?' ત્યારે કે, 'હા, મને વ્યવસ્થિત ઉપર બહુ ખાતરી છે.' મેં કહ્યું, 'ખાતરી હોય તો પૈણને આપણે પાસ કર્યા વગર. જે જ્ઞાન ઉપર ખાતરી છે, એ જ્ઞાનથી જ ચાલને ! આપણને અહીંથી જઈએ છીએ તે કયા આધારે ચાલીએ છીએ ! ગાડી અથડાશે નહીં એ આધારે ચાલીએ છીએ ને ! કો'ક દહાડો અથડાયે ખરી પણ કંઈ રોજ અથડાય ? માટે આશરે ચાલને તારી મેળે.' પછી મેં કહ્યું, 'ફાધરને તું કહી દે કે તમે પાસ કરી લાવો એ મારે પૈણવાની.' પેલા ફાધર પાસ કરીને લાવ્યા. ને એણે તરત કહી દીધું કે, 'તમે જે પાસ કરી લાવો એ મારે પૈણવાનું.' તે પૈણ્યા પછી એ મને કહે છે કે, 'સહેજ કલર આવો છે.' મેં કહ્યું, 'એ ક્યાં જોયું પાછું તે ! કેરી મીઠી છે કે નહીં એ તપાસને !' કલર તો કોઈની કેરીનો જરાક લીલો દેખાય સહેજ, બહુ પીળા ના દેખાતા હોય તો, તે એ પછી કેરી ચાખી ચાખીને તો, 'કેરી બહુ સારી નીકળી' કહે

છે. ત્યારે મેં કહ્યું 'હા.' એના ફાધરે ય ખુશ થઈ ગયા, કે, 'ઓહોહો ! આ છોકરાને તમે આટલું બધું આપ્યું !'

વસ્તુ છે તે જોયા પછી સારી નીકળે, ગૅરેન્ટી લખેલી હોય ઉપર. વસ્તુ ઉપર ગૅરેન્ટી લખેલી હોય, વર્ષ દહાડો ચાલશે કે પાંચ વર્ષ ચાલશે. બીજી વસ્તુ હોય તો આપણે જાણીએ કે આ વસ્તુ આવી જ હશે અને આ વસ્તુનું શું ખબર પડે મહીં ખોલીએ ત્યારે ?

**પ્રશ્નકર્તા :** કશી ખબર ના પડે.

**દાદાશ્રી :** એટલે ઉપર રૂપાળું દેખાતું હોય તે મહીં ખરાબ જ નીકળે. કચરો જ નીકળે.

કોઈ ગામ જવું છે, તે આપણે જતા હોઈએ ને ત્રણ રસ્તા આવે, તો કયા રસ્તા ઉપર જવું ? આપણે શું કરવું ?

**પ્રશ્નકર્તા :** સીધા જવાનું.

**દાદાશ્રી :** સીધું ! ના, ના. ત્રણ રસ્તા છે, એમાં કયો રસ્તો સાચો આપણા ગામ જવું છે તે ?

**પ્રશ્નકર્તા :** ના, ખબર ના પડે તો.

**દાદાશ્રી :** તો પછી તું દેખાડું એ પ્રમાણે આ બે ચલાવે કે એમના દેખાડ્યા પ્રમાણે તું ચાલું ?

**પ્રશ્નકર્તા :** એ લોકો કહે એ પ્રમાણે.

**દાદાશ્રી :** હં. માટે આમાં કોઈને પૂછીએ આપણે. લગ્નની બાબતમાં તારે જોવાનો અધિકાર છે પણ એમને પણ પૂછીએ કે આ જાતની કેરીઓ તમે પહેલાં ખાધેલી, તે તમને પહેલાં કોઈ વખત ખરાબ નીકળેલી ? ત્યારે એ જાણે કે આ તો ખાટી નીકળે. તું ના ખઈશ તો સારું ને પહેલેથી ! કેરીઓ બધાએ પહેલાં ખાધેલી.

આ લોકોએ ને તારે જ નવી ખાવાની છે. રાતનો એક વાગ્યો હોય અને સગોવહાલો આવ્યો હોય તે કહે, મારે અમુક જગ્યાએ જોવા જવું છે. તો એને એકલાને જવા દે. પણ તને એકલીને જવા દે ?

**પ્રશ્નકર્તા :** મને એકલી ન જવા દે, કોઈ સાથે.

**દાદાશ્રી :** એ સારી વાત છે ને, ન જવા દે તે સારું કે ખોટું ?

**પ્રશ્નકર્તા :** સારું.

**દાદાશ્રી :** હં.... એવું બધું સમજવું પડે બધું. રીંગણાનું ય શાક બનાવતા આવડવું જોઈએ. બધું આવડવું જોઈએ કે ના આવડવું જોઈએ ?

સમજવાની બાબત હોય છે. એટલે વિચારજે, આ કંઈ તારા હિતમાં હશે કે અહિતમાં હશે ? તારા માટે પૂરેપૂરા હિતમાં કે થોડા અહિતમાં ખરાં ?

**પ્રશ્નકર્તા :** પૂરેપૂરાં.

**દાદાશ્રી :** આ તો તારું મન પૂરેપૂરું તારા હિતમાં નથી હોતું. આ બધાં તો હિતમાં પૂરેપૂરાં હોય છે. તારું મન ઘણા ફેરા જૂઠું પણ કરે છે ? કોઈ દહાડો કનિંગનેસ કરે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હા, એ મનના કનિંગનેસ કરતાં આ બધા લોકો કનિંગનેસ નહીં કરે. એટલે બધું પૂછવું આપણે, પૂછ્યા વગર કેમ થાય તે ? છોકરો તો એમ જાણે કે બાપ શું જાણે એમાં. મારે જો પૈણવાનું તેમાં ! અલ્યા મૂઆ, બાપે ખાધેલી હોય બધી જાતની કેરીઓ, રત્નાગિરી બીજી બધી. એ ખાટાં નીકળેલા હોયને, પારસણો પૈણી લાવે છે ! મને કહે છે કે ગોરી ગપ છે. મૂઆ, કાપીશ તે ખાટી નીકળશે. પહેલે દહાડે જ નહીં ખવાય તારાથી, પછી એની જોડે શી રીતે વર્ષ દહાડો કાઢીશ તું ? આપણી ખોળી લાવેલી...!

## કાળો કહી કેન્સલ કરે; પછી પસ્તાય ખોયો અરે!

આપણા એક મહાત્માની છોકરી શું કરે ? એનાં ફાધરને કહે છે કે 'મને આ છોકરો નથી ગમતો.' હવે છોકરો ભણેલો-કરેલો. હવે ફાધરનું, મધરનું દીલ ઠરે એવો, બધાનું દીલ ઠરે એવો. એટલે પેલા ફાધરને અકળામણ થઈ ગઈ કે મહાપરાણે આવો સારો છોકરો જડ્યો ત્યારે પાછી છોડી ના પાડે છે.

થાકેલો માણસ પછી બાવળીયાના નીચે બેસે. થાકેલો માણસ તે ક્યાં બેસે ? બાવળીયા નીચે ! ત્યારે શું થાય તે ?! પછી એમણે મને કહ્યું. એટલે મેં કહ્યું, 'એ છોડીને મારી પાસે બોલાવો.' મેં કહ્યું, 'બેન શું વાંધો આવ્યો મને કહેને. શું વાંધો છે ? ઊંચો પડે છે ? જાડો પડે છે ? પાતળો પડે છે ?' ત્યારે કહે, 'ના. જરા બ્લેકીશ છે.' મેં કહ્યું, એ તો હું ઊજળો કરી નાખીશ, બીજું કશું તને નડે છે ? ત્યારે કહે, 'ના, બીજું કશું ય નહીં.' ત્યારે મેં કહ્યું, 'તો હા પાડી દેને. પછી ઊજળો હું કરી આપીશ.' પછી એ છોડી એના પપ્પાજીને કહે છે, 'તમે દાદાજી સુધી મારી ફરીયાદ કરો ?' તો શું કરે ત્યારે ?!

પૈણ્યા પછી મેં કહ્યું, 'બેન ઊજળો કરવા સાબુ મંગાવું કે ?' ત્યારે બેન કહે છે, 'ના દાદાજી, ઊજળો જ છે.' વગર કામનું બ્લેકીશ, બ્લેકીશ ! એ તો બ્લેક કંઈ ચોપડે તો કાળો દેખાય જરા અને યલ્લો ચોપડે તો યલ્લો દેખાય ! બાકી છોકરો સારો હતો. મને સારો લાગ્યો. એને જવા કેમ દેવાય ? પેલી શું જાણે ? મોળો છે જરાં. કરી નાખજે પછી, પણ આવું ફરી નહીં મળે !!

## દાદાના જ્ઞાન સાથે લગન; એડજસ્ટ થા કર આત્મરમણ!

**પ્રશ્નકર્તા :** હું દાદાના જ્ઞાનમાં રહું અને દાદાના જ્ઞાનથી 'હું ને બોડી જુદાં છે' એવી રીતે રહું. પછી ધારો કે મારું લગ્ન થાય, મને પૈણાવે મા-બાપ અને એ જે લોકોને ત્યાં જઉં, એ છોકરો કે કોઈ માનતું ના હોય દાદાની વાતને, તો પછી હું કેવી રીતનાં એડજસ્ટ થઉં, કેવી રીતના લાઈફ પસાર કરું ?

**દાદાશ્રી :** દાદાની વાત માને કે ના માને, આપણે શું લેવાદેવા ! એ જરથોસ્તને માનતો હોય તો ય આપણે શું ?

**પ્રશ્નકર્તા :** એ લોકોના વિચારો જુદાં ના પડી જાય ?

**દાદાશ્રી :** બિલીફ તો સેપરેટ જ હોય, કો'ક જ જગ્યાએ બિલીફ મળતી આવે. નહીં તો એક બ્રાહ્મણ ને એક જૈન ચાલ્યા કરે !

**પ્રશ્નકર્તા :** તો ય એક થઈ ગયા છે.

**દાદાશ્રી :** હા, દાદાની પાસે એક થઈ ગયા જુઓને !

## ડેટીંગ ભારતીયોથી કરાય? જંગલી જીવન ફ્રેન્ડ બદલાય!

**પ્રશ્નકર્તા :** ઈઝ ડેટીંગ એ સીન ? ડેટીંગ એટલે આ લોકો, છોકરીઓ છોકરાઓ સાથે જાય બહાર અને છોકરાઓ છોકરીઓ સાથે બહાર જાય, તો એ પાપ છે ? એમાં કંઈ વાંધો છે ?

**દાદાશ્રી :** હા. છોકરાઓ સાથે ફરવાની ઈચ્છા થાય તો લગ્ન કરી લેવું. પછી એક જ છોકરો નક્કી કરવો. એક નક્કી થયેલો હોવો જોઈએ. નહીં તો એવો ગુનો નહીં કરવો જોઈએ, જ્યાં સુધી લગ્ન ના થાય ત્યાં સુધી આપણે છોકરાઓ જોડે ફરવું નહીં જોઈએ.

**પ્રશ્નકર્તા :** અહીંયા તો એવું છે કે છોકરા-છોકરીઓ ચૌદ વર્ષના થાય એટલે પછી બહાર જાય ફરવા. પછી છે તો મેળ પડે. એમાંથી આગળ પણ વધે. એમાં પછી કોઈને કંઈક બગડી જાય, એકબીજાને મેળ ના પડે તો પાછા બીજા છોકરા જોડે ફરે. પછી એની જોડે ના પડે તો ત્રીજા, એમ કરતું ચક્કર ચાલે અને એક સાથે બે-બે, ચાર-ચાર જણાં જોડે ય ફરે.

**દાદાશ્રી :** ધેટ ઈઝ અ વાઈલ્ડનેસ, વાઈલ્ડ લાઈફ !

**પ્રશ્નકર્તા :** તો શું કરવું એ લોકો એ ?

**દાદાશ્રી :** એક છોકરાને સિન્સિયર રહેવું જોઈએ અને છોકરો આપણને સિન્સિયર રહે, એવી લાઈફ હોવી જોઈએ. અન્સિન્સિયરલી લાઈફ એ રોંગ લાઈફ છે.

**પ્રશ્નકર્તા :** હવે એમાં થાય એવું કે સિન્સિયર કેમનો રહે ? એક છોકરા જોડે ફરતા હોય, પછી પાછું એમાંથી અન્સિન્સિયર છોકરો થઈ જાય કે છોકરી થઈ જાય.

**દાદાશ્રી :** તો ફરવાનું જ બંધ કરી દેવું જોઈએ ને ! લગ્ન જ કરવું જોઈએ. આફ્ટર ઓલ વી આર ઈન્ડીયન. નોટ વાઈલ્ડ લાઈફ.

આપણે લગ્ન કર્યા પછી આખી જિંદગી સાથે સિન્સિયરલી રહીએ છીએ બેઉ સાથે. એટલે જો સિન્સિયરલી રહેવું હોય તો પહેલેથી બીજા માણસની ફ્રેન્ડશીપ નહીં હોવી જોઈએ. બહુ કડક રહેવું જોઈએ. એમાં કોઈ છોકરા સાથે ફરવું નહીં જોઈએ અને ફરવું હોય તો એક છોકરો નક્કી કરો કે ભઈ આની સાથે લગ્ન કરીશ. મા-બાપને કહી દેવું કે હું લગ્ન કરીશ તો આની જોડે જ કરીશ, મારે બીજાની જોડે કરવું નથી. અનસિન્સિયર લાઈફ ઈઝ વાઈલ્ડ લાઈફ.

## મિત્ર પણ સિન્સિયર ઘટે! રૂપાળા પણ દગાબાજને શું કરે?

**પ્રશ્નકર્તા :** આપણે કોઈ છોકરાની જોડે અત્યારે ડેટીંગ કરવાનું બંધ કરી દઈએ, પણ પાછું પાંચ વર્ષ પછી પણ એની જોડે જ પરણવું હોય તો શું ?

**દાદાશ્રી :** એ તો સામો હા પાડે તો થાય ને ! સામી પાર્ટી હા પાડે તો થાય. પહેલાં સેટલ કરવું જોઈએ આપણે. હું પરણીશ પાંચ વર્ષ પછી એવું નક્કી કર્યા પછી !

**પ્રશ્નકર્તા :** એટલે એવું નક્કી ના કર્યું હોય તો ?

**દાદાશ્રી :** નક્કી ના કર્યું હોય તો, આપણે પૈણી જવું, બીજે ગમે ત્યાં આગળ, ગમે તે જોડે. દગા-ફટકામાં પડવું, તેનાં કરતાં ગમે ત્યાં પૈણવું સારું. દગા-

ફટકામાં તો, આખી જિંદગી દગો-ફટકો જ રહ્યા કરવાનો. આપણે એને બહાર ખોળવા જવું પડે ધણીને, એ ક્યાંય ગયો હોય મૂઓ !

**પ્રશ્નકર્તા :** મીટ ના ખઈએ, દારૂ ના પીએ એ સારું ? આપણે બેમાં કયું ખરાબ ? દારૂ પીવું, મીટ ખાવું એ ખરાબ કે પછી ડેટીંગ ખરાબ ?

**દાદાશ્રી :** બેઉ, બેઉ ખરાબ.

**પ્રશ્નકર્તા :** ડેટીંગ ખરાબ કે આ ખરાબ ?

**દાદાશ્રી :** ડેટીંગ તો બહુ જ ખરાબ. ડેટીંગને લીધે તો નર્ક ગતિ. એ બધી એક જ લાઈન, બધી ખરાબ વળી. એમાં ડેટીંગથી નર્ક ગતિ.

**પ્રશ્નકર્તા :** હું હવે છે તો ડેટીંગ છોડી દઉં છું. તો હવે હું પાછો સ્વર્ગમાં જઈ શકીશ. નર્કમાંથી હું બચી જઈશ ?

**દાદાશ્રી :** હા, મને ખાતરી થઈ જશે તો !! હું બધી પછી એની વિધિ કરી આપીશ. મને ખાતરી થાય કે ત્યાર પછી, પેલાની વિધિ મારી પાસે હોય છે. બે-ચાર ઉપવાસ કરાવડાવીએ, બીજું કરાવડાવીએ, બધું કરાવડાવીએ અને પછી વિધિ કરી આપીએ. એ દેવને બોલાવા પડે. દેવ પાછા સમું કરી આપે. બધું કરી આપે. એ બધું કરી આપીએ. પણ મને ખાતરી થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** તમને ખાતરી આપવામાં મને કેટલો વખત જોઈશે !?

**દાદાશ્રી :** ના. એ તો બધું મને પોતાને ખબર પડી જશે. હું બધું તપાસ કરું ને બધું !!!

**પ્રશ્નકર્તા :** ધારો કે કોઈની જોડે આપણે એગ્રીમેન્ટ કર્યું છે, કે આપણે પાંચ વર્ષ પછી પૈણીશું એવું નક્કી કર્યું, ત્યાર પછી એની જોડે ફરાય ખરું !?

**દાદાશ્રી :** એ સાચો હોય તો ફરાય. નહીં તો દગાખોર હોય તો નહીં ફરવું. બીજા લોકોને દગા દીધા હોય, એ માણસને દગાખોર કહેવાય. તે દગાખોર એની

જોડે ફરવું નહીં. ઓછી આવડતવાળા હોય તો વાંધો નહીં. રૂપાળો ઓછો હોય તો વાંધો નહીં. પણ સિન્સીયર જોઈએ. સિન્સીયર હોય તો ચાલે, આપણા કહ્યા પ્રમાણે ચાલે.

## રૂપ કરતાં ચારિત્ર ઊંચું; સુખી થવા તું આ સમજ સાચું!

**પ્રશ્નકર્તા :** આંખ કરતા ચારિત્ર મોટી વસ્તુ નથી ?

**દાદાશ્રી :** ચારિત્ર બહુ ઊંચી વસ્તુ, ચારિત્ર ક્યાં જુવે છે લોકો ? અત્યારનાં લોકો તો બાહ્ય જ પ્રદર્શન જુએ, આંખનું એ બધું રૂપ જુએ છે, ચારિત્ર જેવી કોઈ વસ્તુ જ નથી સમજતા !

**પ્રશ્નકર્તા :** મારો પોઈન્ટ ત્યાં જ આવીને અટકી જાય છે !

**દાદાશ્રી :** ખરું કહે છે. ચારિત્ર ખોળે ત્યારે તો બહુ સારું છે. પણ પહેલા બધા કાઢી મેલ્યાં તેમનું 'ચારિત્ર નથી' એવું કેમ માની લઉં ? ગેટઆઉટ કર્યા બધાને, એ કેટલા જણને ગેટઆઉટ કરી નાખ્યા ?

**પ્રશ્નકર્તા :** એ તો એનો ય મને પસ્તાવો થાય છે. અત્યારે એ વસ્તુ જુદી જ થઈ ગઈ.

**દાદાશ્રી :** એ ઊંચું મૂકી દો આપણે, પણ તે દા'ડે ચારિત્ર જોતી'તી કે બીજું કંઈ જોતી'તી ?

**પ્રશ્નકર્તા :** ત્યારે તો એવું જ હતું કે લગ્ન નથી જ કરવું. અત્યારે પ્રોબ્લેમ વર્તમાનનો છે. ત્યારનું હવે 'લેટ ગો' જ કરી નાખવાનું એ મારી ભૂલ થઈ ને એનો પસ્તાવો કરું છું.

**દાદાશ્રી :** હવે પસ્તાવો થયો, પણ હવે જેવું ચારિત્ર ખોળીએ એવું ના થાય ને હવે ! અને થઈ ય જાય એની પુણ્યૈ હોય તો માટે રાહ જોવી આપણે. આંખનું ના ગમતું હોય પણ ચારિત્રનું હોય તો ચાલે ખરું ?

**પ્રશ્નકર્તા :** આંખનું એકદમ જ ખરાબ હોય એવું નહીં, સાધારણ હોય. પણ એ ભણેલો-ગણેલો હોય, કમાતો, નોકરી-ધંધાવાળો હોય એવો ચાલે.

**દાદાશ્રી :** હા, સાધારણ, સાધારણ ! ચારિત્ર તો બહુ મોટી વસ્તુ છે. ચારિત્ર ખોળે એ બહુ મોટી વસ્તુ છે. સારી વસ્તુ કહેવાય.

ચારિત્ર ખરાબ હોય, વ્યસની હોય. બધી જાતની ઉપાધિઓ હોય. વ્યસની ગમે કે ના ગમે ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ નહીં.

**દાદાશ્રી :** અને ચારિત્ર સારું હોય ને વ્યસની હોય તો ?

**પ્રશ્નકર્તા :** સિગરેટ સુધી ચલાવી લેવાય.

**દાદાશ્રી :** ખરું કહે છે, ત્યાં સુધી નભાવી લેવાય, પછી આગળનું શી રીતે, પેલું બ્રાંડીના કપ ભરીને પીવે, શી રીતે પોષાય ? સીગરેટ સુધી ચલાવી લેવાય, બરોબર છે ! ખરી વાત છે ! એનું હદ હોય, સીગરેટ સુધી ચલાવી લેવાનું ! અને ચારિત્ર તો બહુ મોટી વસ્તુ છે. તું માનું છું બેન, ચારિત્રમાં ? ચારિત્રને પસંદ કરું છું તું ?

**પ્રશ્નકર્તા :** એના વગર જીવાય જ કેમ ?

**દાદાશ્રી :** હા, જુઓ, આટલું હિન્દુસ્તાનની સ્ત્રીઓ, છોકરીઓ સમજે ને તો કામ કાઢી નાખે. ચારિત્રને જો સમજે તો કામ કાઢી નાખે.

**પ્રશ્નકર્તા :** અમારા આટલા ઉચ્ચ વિચારો સારા વાંચનથી થયા છે.

**દાદાશ્રી :** ગમે તેના વાંચનથી, આટલા સંસ્કાર પડ્યા ને ! સારા વિચારોના !

## લગ્નજીવન હોય સિન્સિયર; હક્કની સિવાય ન ઊઠે બીજે નજર!

મેરીડ લાઈફ સિન્સિયર હોવી જોઈએ. કોઈ બીજા પુરુષને જુએ નહીં કે બીજી સ્ત્રીને જુએ નહીં એવી હોવી જોઈએ. નહીં તો પછી લાઈફ જ નથીને ! પછી તો ગાયો-ભેંસો જેવું જ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આપણને 'છોકરો પવિત્ર છે કે નહીં' એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** હોય જ નહીં, ક્યાંથી હોય તે ! એવી આશા શું કરવા રાખીએ ! આપણે જાણીએ કે આ નાની ઉંમરનો છે એટલે બહુ બગડેલો નહીં હોય, બે-ચાર વખત બગડેલો હશે, બે-ચાર જગ્યાએ, આખલા જેવો નહીં હોય ! એવું જાણે કે બહુ મોટી ઉંમરનો હોય તો આખલા જેવો હોય, સો જગ્યાઓ ફરેલો હોય. એટલે નાનપણમાં પૈણી જવું આપણે, નહીં તો પછી કુંવારા રહેવું સારું ! નહીં તો દગા છે પછી આ તો બધા ! દગા !!! સ્ત્રી આમ દગો દે. પુરુષ આમ દગો દે. બધા દગાખોર જીવન જીવે. એમાં જીવન જીવવાનું એના કરતાં.... ભઈ શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** હવે દાદા, એવું થયું છે કે આ છોકરીઓ ભણવા માંડી છે એટલે કેરીયર બનાવવું છે. એટલે ત્રીસ-પાંત્રીસ વર્ષ પછી પરણવાની વાત કરે છે પછી છોકરા થાય તો ઠીક છે, ન થાય તો કંઈ નહીં. હવે આ સૂઝ્યું છે અહીંયા.

**દાદાશ્રી :** પણ કેવી ખરાબ રેચડ લાઈફ (wretched), ત્યાં સુધી બધા અઢાર તો ધણી કર્યાં હોય !

એક બેનને મેં પૂછ્યું હતું, તો કહે છે કે મેં પચ્ચીસ ધણી તો કરી નાખ્યા છે. મારે મોંઢે કહી દે બધું સાચેસાચું ! લાઈફ શા કામની ? એ બે-ચાર ધણી કર્યા હોય ને પૈણી જઈએ તો નિકાલ થઈ ગયો. ફરી આપણે શરત કરીએ કે ભઈ હવે જો કોઈ ધણી નહીં કરવાનો નવો. શરતથી બંધાઈએ, એગ્રીમેન્ટ હોવું જોઈએ. નહીં તો જાનવરમાં ને આમાં ફેર શું ?!! એનીમલ લાઈફમાં શું મજા આવે ! એનીમલ લાઈફ સારી કહેવાય ? બેન, શું તું કહું છું ? એનીમલ લાઈફ સારી કહેવાય ? લાઈફ મનુષ્યની હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ જવાનીયાઓને તો નવી જ સૂઝી છે, હવે પરણવાની જરૂર નથી, કહે છે. સાથે રહેવાનું, પરણવાની શી જરૂર છે, કહે છે ! એવાં કોન્ટ્રાક્ટ નીકળ્યા છે, દાદા.

**દાદાશ્રી :** એ પણ પૈણે નહીં, તો પેલો છોકરો બીજી છોકરી જોડે ફરતો હોય. પછી આ જુએ ત્યારે કહેશે, આ તો સાલુ આવું તો બ્રેક ડાઉન થઈ ગયું. આ નર્યું બ્રેક ડાઉન છે. પૈણો તો ય બ્રેક ડાઉન. માટે પૈણી અને એગ્રીમેન્ટ કરી લો બરાબર. જ્યાંથી સડી ગયું, ત્યાંથી અટકાવો. સડતું અટકાવો. આ તો બધું બ્રેક ડાઉન છે. હવે તો પૈણવાની જ મજા ક્યાં છે ? બધા દગા-ફટકા ! બ્રેક ડાઉન !

એટલે તારે પૈણવું હોય તો, તું મને કહે કે મેં છોકરો ખોળી કાઢ્યો છે. હું તને પૈણાવી આપું. પછી એની અત્યાર સુધી બે-ચાર ભૂલ થઈ ગઈ હોય, તે એને કબૂલ કરાવીએ તું તારી ભૂલ થઈ હોય તે કબૂલ કરે અને પછી માફ કરે અને પછી નવેસરથી એગ્રીમેન્ટ ! હું આવું કરાવડાવું છું.

**પ્રશ્નકર્તા :** સરખી ઉંમરે પૈણી જવું જોઈએ. કારણ કે પછી જેમ જેમ લંબાતું જાય એમ છોકરાઓ ના મળે.

**દાદાશ્રી :** હા. પછી રખડી મરવાનું બધું.

**પ્રશ્નકર્તા :** મોટી ઉંમરના છોકરાઓ શોધવાના પણ અઘરા છે આજે. એ ઉંમરનાં પછી છોકરા બાકી રહે નહીં ને, પૈણ્યા વગરવાળા ! શોધવાનું અઘરું પડે, તકલીફ પડે.

**દાદાશ્રી :** તકલીફ પડે. માટે ઊંચો મૂકી દે કેસ જ ? કંઈ પૈણવાથી જ સુખી થઈ જાય છે એવું કંઈ નક્કી છે ! આ બધા પૈણેલા જ છે ને તો ય જો મોઢાં ઉપર દિવેલ બધા ફરી વળ્યા છે ને કે નહીં ફરી વળ્યા ? પૈણવાનું એ તો વસ્તુ બધી હેલ્પીંગ છે, બીજું કશું નહીં કે ભઈ હું બહારથી કમાઈ લાવું અને તું છે તે આ કરજે. બીજું પૈણવાનું એ કંઈ એમાં સુખ છે ! એ તો ના છૂટકે ! બે-ત્રણ કુરકુરિયા પાછા જોડે ફેરવો. જોને કો'ક પગને બચકાં ભરે બળ્યાં ! અરે, આ તો કંઈ લાઈફ છે !

પહેલાં પંદર વર્ષે પૈણતા હતા ને, તો સ્ત્રીએ બીજા પુરુષનું મોઢું ના જોયું હોય, પુરુષે બીજી સ્ત્રીનું મોઢું ના જોયું હોય, એ લાઈફ કહેવાય. એ અમારા વખતમાં લાઈફ, બિલકુલ સિન્સિયર લાઈફ !

**પ્રશ્નકર્તા :** દાદા. મારા બાને પૈણ્યે સાઠ વર્ષ થયા. મેં સવાલ પૂછ્યો એમને, તે વખતે મને લાગે છે, એ ચુમોતેર વર્ષના હતા. મેં કહ્યું, તમને કોઈવાર બીજો ધણી પસંદ કરવાની ઈચ્છા થઈ ગઈ હતી ?! ના, બીજો વિચાર જ નથી આવ્યો, કહે છે !

**દાદાશ્રી :** જોયો જ ના હોય, વિચાર જ ના આવે. કારણ કે પંદર વર્ષે જ પૈણી જાય.

**પ્રશ્નકર્તા :** પંદર વર્ષે જ પૈણી ગયા હતા રાઈટ.

**દાદાશ્રી :** આ મોટી ઉંમર લોકોએ નક્કી કર્યું એટલે !

**પ્રશ્નકર્તા :** પણ એવા વિચાર પણ ક્યાંથી ઉત્પન્ન થયા ?

**દાદાશ્રી :** ના, પેલામાં શું થયું હતું, લાઈફ ટૂંકી થઈ ગઈ હતી. લાઈફ શોર્ટ થઈ ગઈ હતી. તે લાઈફ લોંગ કરવા માટે કર્યો આ રસ્તો લોકોએ ! આ તો મોટી ઉંમર થઈને પંદર વર્ષની ઉપર, એટલે બગડે જ હંમેશા, એ નિયમ છે એવો. પણ શરીરનું બંધારણ સારું રહે, બંધારણ સારું થાય. આ તો અત્યારે કંઈ લાઈફ છે !

કેટલીક બેનો તો મને કહે છે, અમારે બ્રહ્મચારી રહેવું છે. આ તે પોસાય જ નહીંને, કહે છે. આવા દગાખોર ભઈબંધો, ભાગીદાર બધા. આપણે રોફથી ધર્મધ્યાન કરતા હોય તો તે દગાખોર એની ફ્રેન્ડને તેડીને આવે, લે ! એટલે પછી મહીં શું બળતરા ઊભી થાય. માટે નક્કી કરી નાખ ઝટપટ. અમે આવતી સાલ આવીએ તે ઘડીએ તમે બેઉ સાથે મારી જોડે આવજો. જેવો મળે એવો ચલાવી લેવાનો હવે. નક્કી કરી નાખ.

એ ધારે, નક્કી કરે ત્યારે પૈણી જાય. રાહ જોઈશું તો મજા નહીં આવે ! નહીં તો નક્કી કર કે હવે નથી પૈણવું, એવું નક્કી કરી નાખ.

બાકી આ તો દગા-ફટકા છે. તમને બધાંને ના દેખાય. મને તો દેખાય બધું. નર્યા દગા-ફટકા બધા છે અને દગો હોય, ત્યાં સુખ ના હોય કોઈ દહાડો ય !

સિન્સીયર રહેવું જોઈએ. આપણી પૈણ્યા પહેલાં ભૂલો થઈ હોય. એ બેઉ જણની એક્સેપ્ટ કરી દેવડાવીએ અમે અને પછી એમને એગ્રીમેન્ટ કરી આપીએ એ ફરી સિન્સીયર. જોવાનું નહીં બીજી જગ્યાએ. ગમે કે ના ગમે પણ પછી સિન્સીયર રહેવાનું. આપણી મધર ના ગમતી હોય. તો પણ એને સિન્સીયર રહીએ છીએ ને ! એનો સ્વભાવ ખરાબ હોય મધરનો, તો ય સિન્સીયર રહીએ છીએને !

## સારાને ના કહી, મારી તરછોડ; ભોગવ ફળ, મરે પૈણવાના કોડ!

પહેલાં કંઈ સારું આવ્યું હોય ને ઉડાડી મેલ્યું એવું બન્યું નથી ?

**પ્રશ્નકર્તા :** એવું બન્યું છે.

**દાદાશ્રી :** તેનું આ ફળ છે. તને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** મેં બહુ ના પાડી છે, એટલે મને હવે પસ્તાવો થાય છે.

**દાદાશ્રી :** એક-બે કેસમાં આવું એને તરછોડ વાગેલીને, તેનું આ બધું ફળ આવેલું છે. હવે એ તો ફળ તો ભોગવ્યે જ છૂટકો છે ને ?! તે દા'ડે શા માટે એવું કરતી'તી ? કે મનમાં એવી ખુમારી રહેતી'તી ? ના, એમ નહીં, ખુલ્લું કરને, એમાં વાંધો શો છે ?

**પ્રશ્નકર્તા :** મનમાં એવું હતું કે નથી જ કરવું એમ.

**દાદાશ્રી :** શું કારણથી નથી કરવું ?

**પ્રશ્નકર્તા :** કંઈ જ કારણ નથી.

**દાદાશ્રી :** તને એવું લાગતું'તું, આ છોકરાઓ બધા તડબૂચાં જેવા છે. એવું લાગતું'તું ? ના, એક છોડીને એવું લાગતું'તું. છોડી મને મળીને તે કહે છે, આમાં ભલીવાર નથી લાગતો.

## પરણતાં પહેલાં, પૂછી જા દાદાને; સુખી થશે, જો પસંદગી સાદાને!

એવું આપણે મુશ્કેલી આવે તો મારી પાસે આવવું. ને કહી જવું કે આ મુશ્કેલી આવી છે.

**પ્રશ્નકર્તા :** હું તમને આવીને મારું દુઃખ કહું તો તમને ચિંતા થાય ને કે મારી છોડીને આવું દુઃખ પડ્યું !

**દાદાશ્રી :** મને ચિંતા થતી હશે ? અમને ચિંતા-બિંતા ના થાય. હા એને ડાહ્યોડમરો કરી આપીએ.

**પ્રશ્નકર્તા :** પછી તમે પપ્પાને કહો એટલે પછી પપ્પાને ચિંતા થાય.

**દાદાશ્રી :** ના. હું પપ્પાને કહું જ નહીંને, હું તો આ પ્રાઈવેટ રાખું.

**પ્રશ્નકર્તા :** તો હું તમને બધી વાત કરીશ.

**દાદાશ્રી :** તું મને પ્રાઈવેટ કહે. મને જે કોઈ પણ માણસ પ્રાઈવેટ કહી જાય, એ હું કોઈને ય નથી કહેતો. કશું જ કોઈ જાણે નહીં. નહીં તો એ માણસ તો આપઘાત કરે. પોતાની આબરૂ ગઈ તે બદલ. એટલે એવું કહેવાય નહીં કોઈને ય. અમે બધું આખી દુનિયાનું ખાનગી ભરી રાખ્યું છે, મહીં બધાં ય સિલક ! આમ જોઉં એટલે ખબર પડી જાય કે આ પેલો આવ્યો હતો.

એટલે અમે પપ્પાને કોઈને કહીએ નહીં. મમ્મીને ય ના કહીએ ને પપ્પાને ય ના કહીએ. ઊલટું એમ કહીએ કે આનો ધણી, છોકરો બહુ સારો છે.

ઘડભાંજ-ભાંજઘડ એ અમારું કામ જ નહીં. તને એમ લાગ્યું આ 'દાદા' ભાંજઘડીયા છે, એમ ?

## છોડી ગોઠવે વ્યૂહ પૈણતાં પહેલાં; તૂટે ચારિત્રબળ, ને તલ્લાક મળેલાં!

**પ્રશ્નકર્તા :** સંસાર વ્યવહારમાં પૂર્વના કર્મોદયે જે થયાં હોય તે મુજબનું ચાલતું હોય બધું એમાં કોઈ પ્રપંચ માલમ પડ્યો કે આપણી સામે આ પ્રપંચ થઈ રહ્યો છે તો એની સામે કઈ ભૂમિકાથી ઊભા રહેવાય ? 'સમભાવે નિકાલ' કરવા માટે ?

**દાદાશ્રી :** વાંકો ધણી મળ્યો છે તો એને કેમ કરીને જીતવો ? કારણ પ્રારબ્ધે લખેલો તે છોડે નહીં ને ! ને આપણું ધાર્યું થાય નહીં એવું આ જગત. તો મને કહી દે જે કે, 'દાદા ધણી આવો મળ્યો છે.' તો તને તરત જ હું બધું રિપેર કરી આપીશ અને તને ચાવી આપી દઈશ.

ઔરંગાબાદમાં એક મુસલમાનની છોકરી આવી, મેં પૂછ્યું, 'શું નામ ?' ત્યારે કહે છે, 'દાદાજી, મારું નામ મશરૂર.' મેં કહ્યું, 'આવ. અહીં બેસ પાસે, કેમ આવી તું ?' ત્યારે કહે, 'મારો ભાઈ દાદાજીનાં બહુ જ વખાણ કરે છે, દાદાજી, દાદાજી, દાદાજી, દાદાજી. ત્યારે મારા મનમાં એમ થયું કે દાદાજી તે કેવાં હશે ?' ત્યારે મેં કહ્યું, 'આ છે એવા, જો ને આ દાદાજી છે !' એ જાણે કે દાદાજી કેવા પટીયાં પાડતા હશે.' ને કેવા થોભિયાં રાખ્યાં હશે ને કેવા અહીં આગળ ! એનો ભાઈ શાથી વખાણ કરે ? એના ભાઈને જ્ઞાન આપ્યું હતું. તે પછી જ્ઞાન લઈને અહીંથી સીધો ઈરાક ગયો. ઈરાક દસેક હજાર રૂપિયાનો પગાર મળતો હશે. તે એની બેન પૈણવાની થઈ ત્યારે પાછો આવ્યો. હવે અહીંથી જ્ઞાન લઈને ગયો. પછી મને મળેલો જ નહી.ં પણ પાછો આવ્યો ત્યારે ઘેર આવીને દાદાજીનાં વખાણ કરવા માંડ્યો કે, 'દાદાજી છે ને મારે દાદાજીનાં દર્શન કરવાના છે.'

**પ્રશ્નકર્તા :** એ કહે છે, ઈરાકનું યુદ્ધ ચાલતું હતું. તે વખતે આજુબાજુ બધે બૉમ્બાર્ડીગ થયા, તે વખતે બધે સળગે. પણ મને કશી અસર નહોતી થઈ. દાદાજીનું જ્ઞાન હાજર રહ્યું કે 'વ્યવસ્થિત છે, હું શુદ્ધાત્મા છું.'

**દાદાશ્રી :** હા. ત્યાં દાદાજી હાજર રહેતા હતા. તે પછી એની બેન તો ભડકી કે એવા દાદાજી ત્યાં રક્ષણ કરે છે ? એટલે બેન આવી દર્શન કરવા કે તારા ગુરુ કેવા છે, તે મારે જોવા આવવું છે. એ 'જ્ઞાની પુરુષ' કેવા છે ! તે આવી. પછી આવીને એનાં મનમાં ઠીક લાગ્યું, જરા જોતાંની સાથે જ ઠીક લાગ્યું, અંતર ઠર્યું એનું કે ખુદાનાં આસિસ્ટન્ટ જેવાં તો લાગે જ છે એ. એને લાગ્યું એટલે પછી બેઠી. પછી બીજી વાતો નીકળી.

પછી મેં કહ્યું, 'શું કરું છું તું ?' ત્યારે કહે, 'હું લેકચરર છું. ત્યારે મેં કહ્યું, 'શાદી-બાદી કરી કે નથી કરી ?' ત્યારે કહે, 'ના. શાદી કરી નથી, પણ વિવાહ થયેલા છે.' મેં કહ્યું, 'ક્યાં થયેલાં છે, મુંબઈમાં ?' ત્યારે કહે, 'ના, પાકિસ્તાનમાં.' 'પણ હવે ક્યારે પૈણવાની છું ?' ત્યારે કહે, 'હવે છ મહિનામાં જ.' મેં કહ્યું, 'કોની જોડે ? ધણી કેવો ખોળી કાઢ્યો છે ?' ત્યારે કહે, 'લૉયર છે.'

પછી મેં કહ્યું કે, 'એ ધણી કરીને પછી તને કંઈ દુઃખ નહીં આપે ? અત્યારે તને કશું દુઃખ છે નહીં અને ધણી કરવા જઈશ ને ધણી દુઃખ આપશે તો ?' મેં કહ્યું, 'એની જોડે શાદી કર્યા પછી તારો પ્રોજેક્ટ શો છે ? એની જોડે શાદી થઈ પહેલાં તું પ્રોજેક્ટ તો કરી રાખે ને ? કે એની જોડે આવી રીતે વર્તવું ? કે ના કરી રાખે ? ત્યાં પૈણ્યા પછી કંઈ તે તૈયારી રાખી મેલી છે કશી ? પૈણ્યા પછી એ લૉયર જોડે મેળ કેમ પડશે કે નહીં તેની ?

ત્યારે એ કહે છે, 'મેં બધી તૈયારી કરી રાખી છે, એ જરાક આમ બોલશે તો હું સામો આવો જવાબ આપીશ, એ આમ કહેશે તો હું આમ કહીશ, એ આમ કહેશે તો એક-એક બધા જવાબો મારી પાસે તૈયાર છે.'

આ જેટલી આ રશિયાએ તૈયારી કરી નાખી છે ને, એટલી જ તૈયારીઓ કરી રાખી છે. ફૂલ તૈયારીઓ બન્ને જણાએ. તે આ મતભેદ પાડવાની જ તૈયારીઓ કરી રાખી હતી. પેલો ઝઘડો કરે તે પહેલાં જ ફોડે ! જેમ આ અમેરિકાની સામે રશિયાએ બધી તૈયારી રાખી મેલી છે ને, એવી એણે તૈયારી રાખેલી કે એ પેલું આમ સળગાવે તો આપણે આમ સળગાવવાનું. એટલે જતાં પહેલાં જ હુલ્લડને ! એ આમ તીર છોડે. ત્યારે આપણે આ બાજુ છોડવાનું રડાર. એ આમનું છોડે ત્યારે આપણે આ બાજુ છોડવાનું. મેં કહ્યું, આ તો કોલ્ડ વૉર તેં ઊભી કરી. ક્યારે શમે એ ? કોલ્ડ વૉર બંધ થાય ખરી ? આ જુઓને થતી નથીને મોટા સામ્રાજ્યવાળાને રશિયા-અમેરિકાને ?!

આ છોકરીઓ બધું એવું કરે, એ ગોઠવી રાખે બધું. આ છોકરાઓ તો બિચારા ભોળા ! છોકરાઓ એ ગોઠવે કરે નહીં અને તે ઘડીએ છે તે અવસ્થાનો માર ખાઈ જાય, ભોળા ખરાંને !

આ તમે જે કહો છો ને પ્રપંચ સામે તૈયારી શું કરી રાખવાની ? પણ પેલી બાઈએ તો તૈયારી બધી કરી રાખેલી, બૉમ્બાર્ડીંગ બધું જ. એ આમ બોલે તો એટેક, આમ બોલે તો એટેક. બધી જ તૈયારી રાખી મેલી છે, કહે છે ! પછી વચ્ચે એને મેં કહ્યું, 'આ કોણે શીખવાડ્યું છે તને ? કાઢી મેલશે ને ડાયવોર્સ લઈ લેશે અને પેલો આપી દેશે તલ્લાક !' તલ્લાક આપી દે કે ના દે ? મેં કહી દીધું કે આ

રીતથી તો છ મહિનામાં તલ્લાક મળશે. તારે તલ્લાક લેવા છે ? આ રીત ખોટી છે. પછી મેં એને કહ્યું, તલ્લાક તને ના આપે, એટલા માટે તને શીખવાડું.

ત્યારે કહે છે, 'દાદાજી એ ના કરું તો શું કરું ? નહીં તો એ તો દબાવી દે.' મેં કહ્યું, 'એ શું દબાવવાનો હતો ? લૉયર ભમરડો એ તને શું દબાવવાનો હતો ?!'

પછી મેં કહ્યું, 'બેન મારું કહેલું માનીશ ? તારે સુખી થવું છે કે દુઃખી થવું છે ? બાકી જે બઈઓ બધી તૈયારી કરીને તો એના ધણી પાસે ગયેલી, પણ છેવટે દુઃખી થયેલી. તું મારા કહ્યાથી જાને, બિલકુલે ય કશી તૈયારી કર્યા વગર જા.' પછી એને સમજાવ્યું.

ઘરમાં રોજ કકળાટ થાય ત્યારે વકીલ કહેશે, 'મૂઈ બળી એના કરતા બીજી લાવું.' એમાં પાછા ટીટ ફોર ટેટ (જેવા સાથે તેવા) છે આ ? પ્રેમના સોદા કરવાના છે ત્યાં આવું ? સોદા શાના કરવાના છે ?

**પ્રશ્નકર્તા :** પ્રેમના.

**દાદાશ્રી :** પ્રેમના. ભલે આસક્તિમાં હોય પણ કંઈક પ્રેમ જેવું છે ને કંઈક. એની ઉપર દ્વેષ તો નથી આવતો ને ! મેં કહ્યું, આવું ના કરાય. તું તો એમ ભણેલી એટલે આવી તૈયારીઓ કરી રાખું છું ? આ વૉર છે ? હિન્દુસ્તાન ને પાકિસ્તાનની વૉર છે આ કંઈ ? અને જગતમાં એ જ કરી રહ્યા છે બધા. આ છોડીઓ–બોડીઓ, છોકરાઓ બધાં એ જ, પછી એ બન્નેનું જીવન બગડે. પછી એને સમજણ પાડી બધી.

ધણી જોડે આવી રીતે વર્તન કરવું જોઈએ. આવી રીતે એટલે એ વાંકાં થાય તો તું સીધી ચાલજે. એનું સમાધાન કરવું જોઈએ, ઉકેલ લાવવો જોઈએ. એની બાઝવાની તૈયારીમાં આપણે એકતા રાખવી જોઈએ. એ જુદું પાડે તો ય આપણે એકતા રાખવી જોઈએ. એ જુદું પાડ પાડ કરે તો ય કહેવું આપણે એક છીએ. કારણ કે આ બધી રિલેટિવ સગાઈઓ છે, એ ફાડી નાખે તો આપણે ફાડી નાખીએ તો છૂટી જાય કાલે સવારે. એટલે તલ્લાક આપી દેશે. ત્યારે કહે, 'મારે શું કરવાનું ?' મેં

એને સમજણ પાડી, એનો મૂડ જોઈને ચાલવાનું, કહ્યું. એનો મૂડ જોજે અને અત્યારે મૂડમાં ના હોય, તો આપણે અંદર 'અલ્લાહ'નું નામ લીધા કરવું અને મૂડ ફરે, એટલે આપણે એની જોડે વાતચીત ચાલુ કરવી. એ મૂડમાં ના હોય અને તું સળી કરું, એટલે ભડકો થશે કંઈ.

એને નિર્દોષ તારે જોવા. એ તને અવળું બોલે તો ય તારે શાંતિ રાખવી, પ્રેમ સાચો હોવો જોઈએ. આસક્તિમાં તો છ–બાર મહિનામાં પછી પાછું તૂટી જ જવાનું. પ્રેમ સહનશીલતાવાળો હોવો જોઈએ, એડજસ્ટેબલ હોવો જોઈએ.

તે મશરૂરને મેં તો ભણાવી દીધી, એવી ભણાવી દીધી. મેં કહ્યું, કશું ય નહીં, એ આમનું તીર ઠોકે તો આપણે સ્થિરતા પકડીને 'દાદા, દાદા' કર્યા કરજે. ફરી આમનું ઠોકે તો સ્થિરતા પકડીને 'દાદા, દાદા' કરજે. તું ના એકું ય ફેંકીશ, કહ્યું ! મેં વળી વિધિ કરી આપી.

પછી પૂછ્યું કે, 'તારે ઘરમાં કોણ કોણ છે ?' ત્યારે કહે, 'મારે સાસુ છે.' 'સાસુ જોડે તું કેમનું એડજસ્ટમેન્ટ લઈશ ?' તો કહે, 'એ એની જોડે ય હું પહોંચી વળીશ, સાસુને.'

પણ પછી મેં એને સમજણ પાડીને. પછી કહે છે, 'હા, દાદાજી મને ગમ્યું આ બધી વાત.' 'ત્યારે તું આ પ્રમાણે કરજે તો તલ્લાક ના આપે, ને સાસુ જોડે રાગે પડે.' અને પછી એક સુખડની માળા લાવી હતી. તે માળા મને પહેરાવી. મેં કહ્યું, 'આ માળા તું લઈ જજે અને ત્યાં આગળ મૂકી રાખજે અને માળાના દર્શન કરીને પછી આ તારો વ્યવહાર ચલાવજે. ધણી જોડે તારો વ્યવહાર છે તે કરજે તો બહુ સુંદર ચાલશે.' તે માળા અત્યારે ય મૂકી રાખી છે.

એને ચારિત્રબળની વાત કરેલી. એ ધણી ગમ્મે તે બોલે, ગમ્મે એવું તને કરે, તો ય તે ઘડીએ તું મૌન પકડું અને શાંત ભાવે જોયા કરું, તો તારામાં ચારિત્રબળ ઉત્પન્ન થશે અને એનો પ્રભાવ પડશે એના ઉપર. લૉયર હોય તો ય. એ ગમે તેવું વઢે, તો તું દાદાનું નામ લેજે અને સ્થિર રહેજે ! મનમાં એમ થશે કે આ કેવી ! આ તો હારતી જ નથી. પછી એ હારે. એટલે પણ કર્યું એવું, છોકરી એવી હતી. દાદા જેવા શીખવાડનાર મળે તો પછી શું રહ્યું હવે ! નહીં તો એડજસ્ટમેન્ટ આવું હતું પહેલું, રશિયા ને અમેરિકા જેવું. તરત ત્યાં બટન દાબતાંની સાથે સળગે બધું, હડહડાટ. આ તો કંઈ માણસાઈ છે ?! શેને માટે ડરો છો ? શેને માટે જીવન હોય ? સંજોગો જ એવા છે તે, હવે આ શું કરે તે ! સંજોગો એવા છે પાછાં !

એને આ જીતવાની તૈયારી કરે છે ને, તે ચારિત્રબળ 'લૂઝ' થઈ જાય. અમે કોઈ જાતની તૈયારી ના કરીએ. બાકી ચારિત્રને વાપરવું, એને તમે તૈયારી કહો છો, પણ એનાંથી તમારામાં જે ચારિત્રબળ છે એ 'લૂઝ' થઈ જાય છે અને જો

ચારિત્રબળ ખલાસ થઈ જશે તો ત્યાં તારા ધણી આગળ તારી કિંમત જ નહીં રહે. એટલે એ બાઈને સારી સમજ પડી ગઈ. એટલે મને કહે છે કે 'હવે દાદાજી, હું કોઈ દહાડો ય હારીશ નહીં. આવી ગૅરેન્ટી આપું છું.'

આપણી સામે કોઈ પ્રપંચ કરતું હોય ને એમાં સામું તૈયારી કરીએ ને તો આપણું ચારિત્રબળ તૂટી જાય. ગમે એટલાં પ્રપંચ કરે તો પોતાનાં પ્રપંચથી પોતે જ ફસાય છે. પણ જો તમે છે તે તૈયારી કરવા જશો તો તમે જ એના પ્રપંચમાં ફસાશો. અમારા સામું તો બધા બહુ લોકોએ પ્રપંચ કરેલાં. પણ એ પ્રપંચીઓ ફસાયેલા. કારણ કે અમને કશું ય એક ઘડીવાર વિચાર ના આવે. નહીં તો તૈયારી કરવાના વિચાર આવે ને તો ય આપણું ચારિત્રબળ તૂટી જાય. શીલવાનપણું તૂટી જાય.

શીલવાન એટલે શું ? કે એ ગાળો દેવા આવ્યો હોય ને તે અહીં આવે ને બેસી રહે. આપણે કહીએ કે કંઈક બોલો. બોલોને, પણ એનાથી અક્ષરે ય બોલાય નહીં. એ શીલનો પ્રભાવ ! એટલે આપણે તૈયારી કરીએ ને તો શીલ તૂટી જાય. એટલે તૈયારી નહીં કરવાની. જેને જે કરવું હોય તે કરો. બધે હું જ છું, કહીએ.

**પ્રશ્નકર્તા :** પણ એ આપણને ખેંચી જવાના પ્રયત્નો થતા હોય તો ?

**દાદાશ્રી :** એ ગમે તે ખેંચી જવાનું પણ આપણે નથી ખેંચાવું, તો એ ગમે તે કરેને એનું કશું ચાલવાનું નથી !

**પ્રશ્નકર્તા :** પણ એ નથી ખેંચાવું એટલા સંકલ્પમાં તો રહેવું જ પડે ને !

**દાદાશ્રી :** નહીં. એ નથી ખેંચાવું એ આપણે આપણા સ્વાધિન જ રહેવું.

**પ્રશ્નકર્તા :** એટલે આપણી સહજસ્થિતિમાં જ રહેવું.

**દાદાશ્રી :** હા, સહજસ્થિતિમાં જ અને સંજોગવશાત્ જવું પડે, આવું કંઈ ખેંચાવું પડે, તો ફરી એ બાબતમાં આપણે એ લપ્પન-છપ્પન નહીં રાખવાની.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર ન થવું ?

**દાદાશ્રી :** એમાં બિલકુલે ય તન્મયાકાર નહીં થવાનું. પહેલું શીલવાનપણું ઉત્પન્ન થવા દો. આ 'જ્ઞાન' આપ્યા પછી માણસ દહાડે દહાડે શીલવાન થતો જાય. જેને આ બહાર પ્રભાવશાળી કહે છે એ તો બહુ નાની વસ્તુ છે. એ તો આ બહારના માણસોને ય હોય છે. પણ શીલવાનપણું તો ભગવાન આગળે ય પોતાની ઈન્ફિરીયારિટી કોમ્પ્લેક્સ ના લાગે અને જેને ભગવાન આગળ ઈન્ફિરીયારિટી કોમ્પ્લેક્સ ના લાગે તો પછી આ મનુષ્યો આગળ તો ના જ લાગે ને ? શીલવાન !! શીલ તો બધી રીતે રક્ષા કરે. દેવલોકથી રક્ષા કરે, આ સાપ, જીવડાં ને બધાં જાનવરોથી રક્ષા કરે, બધાથી રક્ષા કરે, માટે શીલની જ જરૂર છે.

અને શીલ ક્યારે ઉત્પન્ન થાય ? 'જ્ઞાની પુરુષે' જ્ઞાન આપ્યા પછી, પછી પોતાનો નવરાશનો ઉપયોગ શીલમાં કરે. શીલ એટલે સામો છે તે લઢાઈની તૈયારી કરતો હોય તેની સામે આપણે લઢાઈની તૈયારી નહીં. જે તૈયારીઓ કર્યા કરે છે એનું બધું લીકેજ છે, શીલનું આખું લીકેજ. પછી શીલ ખલાસ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** પણ આપણે આ શીલને જાળવવા માટે વાડ કરવી જોઈએ કે જેથી બકરાં-ઘેટાં ચરી ના જાય ?

**દાદાશ્રી :** ના. એ તો આ શીલ એ તો વસ્તુ એવી છે ને કે, એને બકરાં-ઘેટાં તો ચરે જ નહીં, કોઈ કશું એને અડે નહીં, એનું નામ શીલ કહેવાય. એટલે આ શીલને તમારે સાચવવું ના પડે. કોઈ કહેશે કે રાતે કોઈ ચરી જાય તો ? એટલે પાછું જાગવું પડે ? અલ્યા, જાગવાનું નહીં. સુઈ જાવ નીરાંતે. તમે આરામથી સુઈ જાવ.

એવું છે કે કોઈ સંજોગોમાં છોકરો સામો થાય, વાઈફ કોઈ સંજોગોમાં સામી થાય, તે ઘડીએ તમે લપકા કરો તો તમારું શીલ ખલાસ થઈ જાય. એનાં કરતાં આપણે જોયા કરવાનું કે આ મશીન કંઈ બગાડેલું લાગે છે. તે કઈ બાજુથી મશીન બગાડ્યું છે તે જોયાં કરવું. નહીં તો આ લોક તો શું કરે કે 'તું આવી છું, તું તેવી છું' કહે એટલે થઈ રહ્યું, શીલ એનું ખલાસ થઈ ગયું. અમને તો કોઈ લાખ ગાળો ભાંડે તો ય અમે કહીએ કે આવ બા, ત્યારે કોઈ કહેશે કે છોકરો સામો થાય છે તો અત્યારથી ડરાવીએ નહીં તો તો પછી એ વધારે સામો થશે. ના, એ ડરાવવાથી તો તમારું શીલવાનપણું તૂટતું જશે ને તમારે નિર્બળતાઓ વધતી જશે, અને છોકરો

ચઢી બેસશે ! એટલે તમે જો એને ડરાવશો નહીં અને તમે એ સહન કરીને સાંભળી લેશો તો ધીમે ધીમે એ 'ટર્ન આઉટ' થઈ જશે. એ આ શીલના પ્રભાવને લીધે ! બાકી આ નહીં જાણવાથી તો લોકો બિચારાં માર ખાય છે !

પ્રપંચની સામું તૈયારી કરવા માટે આપણે નવા પ્રપંચ ઊભા કરવા પડે અને પછી આપણે સ્લિપ થઈ જઈએ ! આપણી પાસે એ હથિયાર જ નથી ને ! હવે એ હથિયાર આપણી પાસે નથી. એની પાસે તો એ હથિયાર છે તો એ ભલે કરે ને ! છતાં એ 'વ્યવસ્થિત' છે ને, પણ તો ય એનું હથિયાર એને વાગે, એવું 'વ્યવસ્થિત છે' !

એને સમજણ બધી મહીં ફીટ થઈ ગઈ. દાદાજીએ ડ્રોઈંગ કરીને આપ્યું. મને કહે છે, 'આવું ડ્રોઈંગ કહેવા માંગો છો ?' મેં કહ્યું, 'હા. એવું ડ્રોઈંગ.'

કહેવું પડે ! પછી છોડીએ એના બાપાને, માને વાત કરી. તે બાપા ડૉક્ટરને, તે દર્શન કરવા આવ્યા.

જો આમ તો દાદાજીને કંઈ વાર લાગે છે ? મશરૂર આવવી જોઈએ અહીં આગળ. આવી ગઈ તો ઓપરેશન થઈ ગયું હડહડાટ. જો કાયમ ત્યાં આગળ 'દાદાજી, દાદાજી' રોજ સંભારે છે ને !

## મોક્ષે પુગાડે એડજસ્ટ એવરીવ્હેર; આ સૂત્ર પકડી લે તો, બધે લીલા લ્હેર!

તે અત્યારે ય દર્શન કરી, સંસાર સરસ ચલાવે છે. એને કહી દીધું કે દાદાએ મારો આખો સંસાર સુધાર્યો, કહે છે. એ હવે લફ્ફામાં ઊતરે નહીં. નહીં તો લૉયરને શું વાર લાગે ? વરસ દા'ડો થયો ને ઘરડી જેવી જરા દેખે કે તલ્લાક ! એમને તલ્લાક આપી દેવામાં વાર શી લાગે ? આ તમારે તલ્લાક આપવી હોય તો અપાય ?

**પ્રશ્નકર્તા :** ના અપાય.

**દાદાશ્રી :** ના અપાય, નહીં ? તે એ તો તલ્લાક આપી દે. આપણે તો આ મોક્ષમાર્ગમાં મદદ કરે છે ને કે હેરાન કરે છે ? તમે એમને મોક્ષમાર્ગમાં મદદ કરો છો કે હેરાન કરો છો ?

**પ્રશ્નકર્તા :** મદદ કરે છે, દાદા.

**દાદાશ્રી :** સળી કરતા હશો ?

**પ્રશ્નકર્તા :** ના, હવે સળી બંધ કરી દીધી.

**દાદાશ્રી :** ત્યારે સારું. મોક્ષે જવાને માટે મદદ કરવાની જરૂર છે, બે જણ હોય તો ! અને બે ના હોય તો એકલો હોય તો એકલો, પણ પછી બે હોય તો ઉત્તમ ને ! જોડીયું હોય તો તો સારું ને ? બે પૈંડા વગર ગાડું શી રીતે નભે તે ? ભલેને 'ચકુર ચકુર' બોલતું હોય પૈડું, બે છે ને ? એટલે મશરૂરનું જીવન સુધરી ગયું.

કોઈ પાંસરો ના થાય તો હું તો કહી દઉં કે તારો આત્મા કબૂલ કરે, પણ તારે પાંસરું થવું નથી, તો નિરાંતે અમે હાર્યા છીએ તે તું જીત્યો. ઘેર રેશમી ચાદર લાવીને સૂઈ જા નિરાંતે જઈને. કારણ કે એને હરાવીને મોકલીએ તો ઊંઘ ના આવે મૂઆને આખી રાત. તે આપણને દોષ લાગે. આપણા નિમિત્તે એમને ઊંઘ ના આવે તો આપણને દોષ લાગે ને ? એના કરતા આપણે હારીએ, શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ 'એડજસ્ટ એવરીવ્હેર' એ જે આપે કહ્યું એને લીધે તો બધા ભલભલાનો નિકાલ આવી જાય !

**દાદાશ્રી :** બધા નિકાલ આવી જાય. અમારો એક એક શબ્દ છે તે બધા નિકાલ જલ્દી લાવનારા, એ મોક્ષે લઈ જાય ઠેઠ. 'એડજસ્ટ એવરીવ્હેર !'

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી જ્યાં ગમતું'તું ત્યાં બધા એડજસ્ટ થતા'તા અને આપનામાં તો એવું લાગ્યું કે જ્યાં ના ગમતું હોય ત્યાં તું વહેલો એડજસ્ટ થા.

**દાદાશ્રી :** 'એવરીવ્હેર એડજસ્ટ' થવાનું છે.

## (૧૯) સંસારમાં સુખ સધાય સેવાથી

## બ્રહ્મચારી પણ ઘટે વિનય; સેવા કરી રાખો સહુને નિર્ભય!

તું તારી રીતે ફોડવાર વાતચીત કરને, વાંધો શો છે ?

**પ્રશ્નકર્તા :** એણે સમજાવાનો પ્રયત્ન કર્યો, પણ એના મમ્મીને કંઈ બેસતું નથી, ફીટ થતું નથી. એમને તો પોતાનો જે અંદર છે ભાવ, એ જ છે. તો એમ કહેવાનું છે કે દીકરાની ફરજ ખરી કે નહીં, કે મધરનું માનવું જોઈએ, મધર આનંદમાં રહે એવો વ્યવહાર રાખવા માટે.

**દાદાશ્રી :** ફરજ ખરી. પણ ઉદય જે હોય તે છોડે નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ જે ઉદય હોય તેને તરછોડ તો ન મરાય ને ?

**દાદાશ્રી :** ના, એટલે મેં બહુ કહી જોયું. પણ એ કહે છે, ગમ્મે એ થશે, હું પૈણવાનો નથી ! હંડ્રેડ પરસેન્ટ ના જ કહી દે છે મને.

**પ્રશ્નકર્તા :** નહીં, એ નહીં. લગ્નની વાત જવા દો. લગ્નની વાત બાજુમાં રાખીએ આપણે. પણ સેવા કરવી જ જોઈએ ને !

**દાદાશ્રી :** સેવા તો કરવી જ જોઈએ. સેવા તો, હા કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એમની સેવા કરવી જોઈએ ને નિર્મળ પ્રેમથી, પ્રેમથી, વિનયથી, પરમ વિનયથી.

**દાદાશ્રી :** એ બધું સો ટકા.

**પ્રશ્નકર્તા :** એમનો પ્રેમ સંપાદન કરવો જ જોઈએ.

**દાદાશ્રી :** હા, તે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** લગ્ન બાજુમાં છોડી દઈએ આપણે, લગ્નની વાત નહીં.

**દાદાશ્રી :** ના, એ લગ્ન બાજુએ હોય તો કશો વાંધો નથી. એ શું કહે છે, 'હું નથી પૈણવાનો' એ વાત નક્કી છે. બાકી બધી ફરજો પૂરી કરવાની.

**પ્રશ્નકર્તા :** પણ બાકીની ફરજો તો બજાવવી જ જોઈએ ને !

**દાદાશ્રી :** અને એવો ખરાબ નથી એ. પછી હવે તેમ છતાં ય જો આંટી ના ઉકલતી હોય, તો બન્નેના કર્મના દોષ. જે હોય તે ભોગવવાનું. ઉદય કર્મ કોઈને છોડે નહીં ને !

## મા-બાપને સમજાવી લેવી સહી; તેને જ સાચી દીક્ષા મહાવીરે કહી!

આ ચોખવટ કરી લેવું સારું, જે જે પ્રયોગ કરે એ સમજાવી-બુજાવીને ! અમે તો એવું કહી છૂટીએ કે તમને દુઃખ ના હો.

**પ્રશ્નકર્તા :** આમની જે ફરિયાદ છે, એ બરાબર છે ? એ કબૂલ કરે છે કે મારી ભૂલો છે.

**દાદાશ્રી :** હવે બને એટલું સમજાવીને કામ લેવું, કશું મારી-ઠોકીને બેસાય એવું નથી. છોકરાને મારી-ઠોકીને થાય નહીં. એ મારી-ઠોકીને થાય ? પહેલાં સાત-આઠ વર્ષના હતા, તો મારી-ઠોકીને થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એનું વર્તન સુધરે ને તો મને શાંતિ લાગે.

**દાદાશ્રી :** વર્તન ? કઈ બાબતમાં ખરાબ છે ?

**પ્રશ્નકર્તા :** એ વિનય-વિવેક નથી રાખતો.

**દાદાશ્રી :** એ ખોટું કહેવાય.

**પ્રશ્નકર્તા :** મા-બાપ સાથે જે વિનય-વિવેક જોઈએને તે નથી જરા ય.

**દાદાશ્રી :** ના, એ ના હોવું જોઈએ, ખોટું કહેવાય. સો ટકા રોંગ છે, ચાલે નહીં. વિનયી વર્તન ઊંચું હોવું જોઈએ. મા-બાપનો ઉપકાર કેમ ભૂલાય ? ઉપકાર ભૂલાય નહીં.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એ તો એવા શબ્દ બોલે છે ને તે મને બહુ આઘાત લાગે છે. એટલે આમ આખો દિવસ મને પછી ગભરામણ થાય ને એવું બધું થયા કરે.

**દાદાશ્રી :** આ નોંધ રાખતો નથી, મધર જે બોલે છે તે રેકર્ડ બોલે છે તે ! જ્ઞાનપૂર્વક નોંધ-બોંધ કરવી જોઈએ. એવું અહીં ચાલે નહીં. મારી નાખે તો મરી જવું જોઈએ, પણ તે મા-બાપનો વિનય-વિવેક ના તોડાય.

**પ્રશ્નકર્તા :** હું એક્સેપ્ટ કરું છું, દીકરા તરીકે મારા વિનય-વિવેક નથી બરાબર. પણ એવા સંયોગો આવી જાય છે કે બોલાઈ જવાય છે, મારી ઈચ્છા નથી હોતી, પણ બોલાઈ જવાય છે. એનું પ્રતિક્રમણ પણ કરું છું, પણ બોલાઈ જવાય છે કોઈ વખત.

**દાદાશ્રી :** એ તો માફ કરી દેવું તરત. બોલાઈ જવાય, પણ આપણું 'જ્ઞાન' જે છે તે હાજર થઈ જાય, ક્યાંક ભૂલ થઈ કે તરત માફી માંગી લેવી જોઈએ કે આ બોલાઈ ગયું એ ભૂલ થઈ. મમ્મીને કહેવું કે ફરી આવી ભૂલ નહીં કરું. આ તો મને ખરાબ લાગે. અમારી કેળવણી આવી હશે ? અમને એવું થાય. બહારનાંને ત્રાસ નથી આપવાનું ત્યારે આ તો ઘરનાં બધા...

**પ્રશ્નકર્તા :** દાદાના જે આજ્ઞાંકિત હોય, એ તો ઘરમાં તો એકદમ વાતાવરણ પ્રફુલ્લિત જ હોવું જોઈએ. પણ આ તો કહે, એના મગજ ઉપર કાયમ બોજો જ રહ્યા કરે છે.

**દાદાશ્રી :** એ તો અત્યારે વિનય ધર્મની વાત કરે છે. વિનય ધર્મ તારે કેવો રાખવાનો ? તું શું કહું છું ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, વિનય હોવો જ જોઈએ.

**દાદાશ્રી :** બહાર પણ હોવો જોઈએ, તો ઘરમાં કેવો હોવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આદર્શ હોવો જોઈએ.

**દાદાશ્રી :** એટલે હવે તારાથી નીકળી જાય છે, શબ્દો નીકળી જાય છે એ વાત ઉપરથી કહીએ છીએ. પણ એની પાછળ જાગૃતિ, આપણું જ્ઞાન હોય એટલે તરત માફી માંગી લઈએ. એટલે એને ઘા ના લાગે.

**પ્રશ્નકર્તા :** હા. દાદાની હાજરીમાં ક્ષમા માંગું છું.

**દાદાશ્રી :** બસ, તારું કામ થઈ ગયું. બસ.

## બાપનો 'દી' અજવાળે એ દીકરો; ઝંઝટ છોડાવે બધી એ ખરો!

તમારે છોકરાં છે કે નથી ? કેટલાં છે ?

**પ્રશ્નકર્તા :** ત્રણ દીકરીઓ અને બે દીકરા.

**દાદાશ્રી :** દીકરા ના કહેશો. દીકરા આ વખતમાં કહેવાય નહીં બનતાં સુધી. છોકરા કહીએ એટલે પછી ભાંજગડ તો નહીં !

**પ્રશ્નકર્તા :** કેમ ?

**દાદાશ્રી :** દીકરા કોને કહેવાય ? જે દીવો કરે, 'દી' અજવાળે આપણો. આપણો 'દી' અજવાળે અગર દીવો કરે. એ દીકરા અને છોકરા એટલે છોય વાળે.

**પ્રશ્નકર્તા :** દાદાનું ભાષાંતર જુદી જાતનું છે. દાદાની ભાષાનું જ્ઞાન તદ્દન જૂદું છે.

**દાદાશ્રી :** એટલે એનાં કરતાં છોકરા કહેવા સારું. સત્યુગમાં દીકરા કહેવાતા હતા. અત્યારે કળિયુગમાં દીકરા કહીએ તો આપણે મૂર્ખ બનીએ કો'ક દા'ડો. એટલે છોકરા કહેવા બહાર કે બે છોકરા છે અને દીકરીઓએ ના કહેવી, છોકરીઓ કહેવી.

## મા-બાપના કહ્યામાં જે રહે; સ્વાધીનતાનું સુખ અંતે લહે!

**પ્રશ્નકર્તા :** આ બધાંયના મા-બાપો ભેગા છે ને છોકરાઓ છે, તો આ સામાજીક જીવન એમને જીવવું કેવી રીતે ? મા-બાપે કેવી રીતે જીવવાનું, છોકરાએ કેવી રીતે જીવવાનું, આ એક મોટો કોયડો થઈ ગયો છે, તો આ એવો કંઈ રસ્તો નીકળવો જોઈએ કે એમને સમજાય કે સામાજીક જીવન કેવી રીતે જીવે ?

**દાદાશ્રી :** પરસ્પર બધાને સુખ આપવાનો પ્રયત્ન કરે. ને દુઃખ તો આપવું જ નહીં. સુખ જ આપવાનો પ્રયત્ન કરે.

**પ્રશ્નકર્તા :** સુખની વ્યાખ્યા ? કેવી રીતે આપવું ?

**દાદાશ્રી :** એ મા-બાપને ગમે એ રીતે પોતે વર્તે, પોતે એમના આધીન જ રહેવું પડે. આ જ્ઞાન હોયને, તો આત્મા છૂટો પડતો જાય એનો. છોકરાઓ બાપના આધીન વર્ત્યા કરે, બાપના કહ્યા પ્રમાણે, ના ગમે તો ય બાપના આધીન વર્ત્યા કરે, પછી વિચાર કરે, તો એને શાંતિ વળે, સુખ થાય મહીં, અવળો જો ના ચાલે તો. એ સુખ ક્યાંથી આવ્યું ? ત્યારે કહે, આ પરાધીન હતું. તે દુઃખ જ હતું. સ્વાધીનપણાનું પછી સુખ ઉત્પન્ન થાય મહીં.

**પ્રશ્નકર્તા :** એ સ્વાધીનપણાનું સુખ કેવી રીતે ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** બાપના કહ્યા પ્રમાણે ચાલે. તો પરવશતા તો પોતાને લાગે કે આ પરવશતા છે, પણ પછી સુખ લાગે એમાં.

**પ્રશ્નકર્તા :** એટલે મા-બાપના કહ્યા પ્રમાણે ચાલવું જોઈએ. એ નક્કી વાત થઈ.

**દાદાશ્રી :** ચાલવું જ જોઈએ ને ! સંસાર એનું નામ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે મા-બાપનો રાજીપો મેળવવો જોઈએ ?

**દાદાશ્રી :** ત્યાં તો મા-બાપનો રાજીપો મેળવવો જોઈએ, બધું ય કરવું પડે.

**પ્રશ્નકર્તા :** સંસારમાં પહેલી ફરજ તો આ જ કહેવાયને, મા-બાપને કિંચિત્ માત્ર દુઃખ ન થાય, મન-વચન-કાયાથી કોઈપણ રીતે, એ પહેલી વાત.

**દાદાશ્રી :** દરેકની, મા-બાપ એકલાની નહીં. કાકો, મામો, ફૂવો બધાની, દરેકની. અને બાપે છોકરાંની, છોકરાની વહુની, છોકરાં-વહુની જોડે 'કેવી રીતે ફરજ રાખવી' એ બાપે સમજવું જોઈએ. બધાં જોડે ફરજ બજાવવાની છે.

## છોકરાનું કેરીયર કર્મ પ્રમાણે; છોકરાંનું ન ચાલે મા-બાપના દબાણે!

**પ્રશ્નકર્તા :** હવે કોઈ વિચાર કરે કે નહીં, મારે તો આ જગતકલ્યાણ માટે જ જવું છે, જગતકલ્યાણ કરવું છે, તો મા-બાપનું મારે ક્યાં જોવા જરૂર છે ?

**દાદાશ્રી :** એવું છે ને, મારે ડૉક્ટર થવું છે એમ કહેને તો બાપ શું કહે ? 'ના, આપણી દુકાને જ બેસવાનું તારે.' ત્યારે પેલો કહે, 'મારે ડૉક્ટર થવું છે.' હવે એના કર્મ ઉદય ડૉક્ટર થવાના છે અને બાપ છે તો દુકાને બેસાડવા ફરે, અનાજ-કરીયાણાની. એ ત્યાં આગળ આપણે એને છોકરાંને જોયા કરવું જોઈએ કે આનામાં શું શું ઈચ્છાઓ છે આની, જે ઈચ્છાઓ થશે ને તે કર્મના ઉદય બોલે છે. 'કમીંગ ઈવેન્ટસ્ કાસ્ટ ધેર શેડોઝ બીફોર.' તે આપણે સમજી લેવું જોઈએ. તે એણે ના સમજવું જોઈએ ? એને ના સમજે તો ઊલટું પઝલ ઊભાં થશે બધાં ! કર્મના ઉદય આગળ તો કોઈનું ચાલે નહીં, દશરથ રાજાની ઈચ્છા ન્હોતી એવી કે રામચંદ્રજી વનમાં જાય. આ વનવાસ જવાનો પ્રશ્ન ઊભો થયો. પણ છૂટકો જ નથી ને !

**પ્રશ્નકર્તા :** રામનો મા-બાપ પ્રત્યેનો પરમ વિનય ને ભક્તિ તે જુદી જ હતી.

**દાદાશ્રી :** હા, પણ જુદી હતી તો ય પણ એમાં તો ચાલે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** છતાં એમાં મા-બાપને દુઃખ આપવાનો જરા ય ભાવ નહોતો.

**દાદાશ્રી :** અને બાપની ઈચ્છા ન્હોતી એવું દુઃખ કરવાની ! બધું કર્મના ઉદયને આપણે 'એક્સેપ્ટ' કરવું પડશે, 'કમીંગ ઈવેન્ટસ્ કાસ્ટ ધેર શેડોઝ બીફોર.'

એટલે એ ગ્રેજ્યુએટ થવાનો હોય, તેને વિચાર આવ્યા કરતો હોય, આપણે પૂછીએ વારે ઘડીએ. એ જ વિચાર તને આયા કરે, બીજા કોઈ નહીં ? અલ્યા, વકીલ થવું નથી ? ત્યારે કહે, ના, મારે ડૉક્ટર થવું છે. એટલે આપણે જાણી જઈએ કે આ કૉઝ છે, ઈવેન્ટસ છે આ બધું. એટલે આપણે એને કરીયાણાની દુકાને બેસવાનું કહેવાનું બંધ કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે મા-બાપે છોકરાંને માટે સમજવું જોઈએ કે છોકરાંઓને કઈ લાઈન જોઈએ છે ? ડૉક્ટરની લેવી છે, એન્જીનીયરીંગ લેવી છે. એને સમજવાની કોશિષ કરવી જોઈએ.

**દાદાશ્રી :** ના, એનામાં શું છે તે, 'કમીંગ ઈવેન્ટસ કયા છે' એ જોવું જોઈએ અને અહીં તો કરીયાણાની દુકાને બેસાડી દે, તો એમાં ભલીવાર ના આવે, ના આમાં ભલીવાર આવે !'

તમારામાં, જૈનોમાં કહે છે ને, છોકરી ૧૮ વર્ષની થાય છે, બહુ શ્રીમંત હોય તે કહે છે, મને આ સંસાર ગમતો નથી. એટલે એના મા-બાપ કહેશે કે બેન, એમાં તો બહુ દુઃખ પડે. એમાં તો મહાન ઉપાધિઓ, આ તો બધું, બાપ કહેવાનું બધું કહી ચૂકે. પણ દ્વેષપૂર્વક નહીં અને છોકરીને શી રીતે સુખ થાય અને એના કર્મના ઉદય છે, છૂટવાના નથી. આપણાં પેલા ભાઈ છે, તેમની છોકરી મારી પાસે બે-ત્રણ વખત તેડી લાવ્યા, દીક્ષા ના લે એટલે માટે. પણ છતાં ય એ છોકરી કહે છે, 'મારે દીક્ષા જ લેવી છે, મેં દાદાનું જ્ઞાન લીધું ખરું, પણ મને તો દીક્ષા જ લેવી છે.' એટલે એમના કર્મના ઉદય એવા છે એટલે એ પ્રમાણે કર્યું અને કર્મના ઉદયની બહાર થવાનું જ નથી, એવું છે.

**પ્રશ્નકર્તા :** નહીં પણ, સામાજીક જીવનની વાત જ્યારે આવે ને ત્યારે વર્તન તો એવું હોવું જોઈએ ને આપણું ! ભલે એ ધ્યેય, અલબત્ત જે જગતકલ્યાણનો ધ્યેય હોય કે જે ઊંચામાં ઊંચો ધ્યેય હોય, દાદાનું ધ્યેય બધાં કરતાં ઊંચું છે, પણ છતાં

ય વર્તન કોઈ કહી શકે નહીં કે દાદાના વર્તનમાં જ્યાં કિંચિંત્માત્ર પણ કોઈ ભૂલ હોય. કોઈ જીવને પણ કિંચિંત્માત્ર દુઃખ આપી શકે એ દાદા નહીં.

**દાદાશ્રી :** વર્તન ઊંચું જોઈએ, ઊંચામાં ઊંચું જોઈએ. તેથી લખ્યું ને પેલા વાણી, વર્તન ને વિનય મનોહર હોય !

**પ્રશ્નકર્તા :** હા, પ્રેમથી જીતીને જે કંઈ કરવું હોય તે કરી શકાય.

**દાદાશ્રી :** હા પ્રેમથી જીતીને, પ્રેમથી જીતીને.

**પ્રશ્નકર્તા :** એને વિશ્વાસમાં લેવા પડે. એ નક્કી વાત છે કે મારે કંઈ નથી આ. મારે ભાવ નથી આ, મને સંસારનો ભાવ નથી, મને આ પ્રમાણે નથી રહેવું, મને પ્રેમથી રજા આપો ને મને આ પ્રમાણે કરવું છે, એમ તો કરવું જ જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, એ લઢીને કરે એનો અર્થ જ નહીં, જેનાથી મા-બાપના મનમાં દુઃખ થયું. એવું છેને, આંકડો તોડી નાખવો અને આંકડો છોડી નાખવો, એ બેમાં ફેર બહુ છે. એ આંકડો ના તોડાય. કોઈ પણ સંજોગોમાં આંકડો તોડાય નહીં.

**પ્રશ્નકર્તા :** જો કે આ બધાનો ધ્યેય બહુ ઊંચામાં ઊંચો, બહુ ઊંચો ભોગ આપી દેવાનો છે. કુરબાની આપી દેવાની હોય, એટલો ઊંચો ધ્યેય છે. છતાં ય આ એક ફરજ કર્તવ્ય આવી જાય છે.

**દાદાશ્રી :** હા, આંકડો આમ ખેંચીને તોડી નાખીએ, એ કંઈ રીત નથી, સામાને અસર થઈ જાય. એટલે દુઃખ ના થાય, એટલું જોવું જોઈએ અને મા-બાપ તો છોકરાંને દુઃખ કરવાનો પ્રયત્ન કરે જ નહીં, કોઈ દહાડો ય ! એ એમના હિતમાં જ હોય.

અને મા-બાપે જોડે જોડે જોવું જોઈએ કે કમીંગ ઈવેન્ટસ્ કયા પ્રકારના છે, એ પણ ના જોવું જોઈએ ? આપણે ઝૂડઝૂડ કરીએ, એમાં શું સ્વાદ કાઢવાનો ? ઝૂડઝૂડ કરે તો છોકરો બળવાખોર થઈ જાય. છોકરાને બળવાખોર બનાવવો એ ગુનો છે.

બાકી બાપા તો એવી છોકરી ખોળી લાવે કે એને દેખાડતાંની સાથે પેલો પૈણવાનું ના કહેતો હોય તો ય પૈણી જાય. આ ભગવાં પહેરી પહેરીને જ સંસારી થાય છે પાછાં. એક-બે-ચાર અવતાર ભગવાં, ને પાછું આ સંસારમાં પેસે ! એટલે આમને બધાને અભ્યાસ જ છે અને આ છોકરાં એમનો અભ્યાસ જ બોલી રહ્યા છે એનો અને આ સાહેબ છેને તે હઉ ભગવાં પહેરી લે એવો છે !!

## 'પોતાનું' સુધર્યું તે જ અન્યનું સુધારે; કષાયોથી મૂંઝાયેલો અન્યનું શું ધોળે?

**પ્રશ્નકર્તા :** કોઈ યુવાન ડૉક્ટર કે એન્જીનીયર હોય એને ઘણો ખર્ચો ને ઘણો ભોગ આપીને, સામાજીક પણ, બધા એનાથી એ ડૉક્ટર-એન્જીનીયર થયો પછી અહીં સત્સંગમાં આવ્યો. સમજો કે એ બીજું છોડીને આમાં લાગી જાય, એ જસ્ટીફાઈડ થઈ શકે, એ વ્યાજબી ખરું ?

**દાદાશ્રી :** એ જ વ્યાજબી છે થઈ શકે તે જ વ્યાજબી. ન થાય તે ગેરવ્યાજબી. અહીં એકલું જ, આ એકલું જ છે. બાકી બીજે બધે ગેરવ્યાજબી. બીજે બધે તો અવતાર બગાડ્યો, વખતે બગાડ્યો, ને કાળે ય બગાડ્યો.

**પ્રશ્નકર્તા :** પણ, આ તો ગુનો ના કહેવાય.

**દાદાશ્રી :** નહીં. આ 'જ્ઞાની પુરુષ' મળ્યા પછી બહાર જવું એનું નામ ગુનો.

**પ્રશ્નકર્તા :** સમાજનો ?

**દાદાશ્રી :** સમાજના ગુનેગાર કોણ ? સમાજના ગુનેગાર જે સમાજને હેલ્પર દેખાય છે ને તે ગુનેગાર છે ! હેલ્પર તો આ લોકો છે.

**પ્રશ્નકર્તા :** આવું થાય, તેનાં કરતાં કન્સ્ટ્રકટીવ સામાજીક કામ કરે, અહીં આવી જગ્યાએ બેસી રહે એનાં કરતાં અમુક જગ્યાએ...

**દાદાશ્રી :** ના. એ પછી જાનવરમાં જવું, એનાં કરતાં આ તો લોકોનું કલ્યાણ કરશે.

**પ્રશ્નકર્તા :** આવું પોતાનું કર્યે જાય તો સ્વાર્થીપણું કહેવાય !

**દાદાશ્રી :** આ સ્વાર્થી ખાસ થવાનું છે. આપણે આને માટે સ્વાર્થી ખાસ થવાનું છે અને આ જગત તો પરાર્થી એટલે પારકાંને માટે બેફામપણે જીવે છે !

મોટા મશીનમાં બહુ બધું કામ કરે છે બોલ્ટ-નટ, એટલું આ ડૉક્ટરો કરી શકતા નથી, વકીલો કરી શકતા નથી. બોલ્ટ, નટ જે સર્વિસ આપે છે મોટા મશીનમાં જબરદસ્ત, એના વગર ફરે નહીં. એટલે આને શું તમે સમજો છો ? મશીનરી છે આ તો બધી. મિકેનીકલ એડજસ્ટમેન્ટ અને પછી પોતાનું ઠેકાણું નહીં. કોઈ ડૉક્ટર, સેવા કરનારો ડૉક્ટર ખોળી લાવો. થોડાક હશે બે-ચાર-પાંચ જણા હશે, હિન્દુસ્તાનમાં. બાકી બધાં પૈસા કમાવા માટે.

**પ્રશ્નકર્તા :** મિશનરીઓ હોય છે (ક્રિશ્ચિયનમાં), તેમાં આમ બધું રચનાત્મક બધું કરે છે એવું કરવું જોઈએને.

**દાદાશ્રી :** હા. હા. ક્રિશ્ચિયનોને માટે બરોબર છે. એ રીતે બરોબર છે. આપણે અહીં આ મિશનો બધા બરોબર છે. આપણે અહીંને માટે જ આ વાત છે. બહારને માટે અહીં વાત નથી. અહીં જો ગ્રેજ્યુએટ થયેલો હોય અને બીજું ગમે તે ભણેલો હોય પણ અહીં આવીને પડી રહે તો કલ્યાણ છે અને બીજે બધે બહાર તો એમને કામ જ કરવું જોઈએ. ડૉક્ટર હોય એ ડૉક્ટરની લાઈન કરવી જોઈએ. ડૉક્ટર અને હજામત કરનાર એમાં ડીફરન્સ કશું કોઈ જાતનો હોતો નથી. ડૉક્ટરની અછત છે અને પેલાની છત છે. એટલો જ ફેરફાર છે એક કલાકના ત્રણ ડોલર આપે છે અને સેવીંગ કરનારને ફોરેનમાં છ ડોલર અડધા કલાકના આપે છે, અછત છે. વકીલ હોય, ડોક્ટર હોય, મોટા માણસ કહેવાયને ? એમાં શક્તિ હોય ખરી ? આ તો નિર્બળ થતો જાય છે. પછી બૈરી ટૈડકાવે છે. ડૉક્ટરને, વકીલોને, જજોને, બધાને બૈરીઓ ટૈડકાવે છે. મને હઉ !! જય સચ્ચિદાનંદ ! બહુ થઈ ગયું ! આપણી શક્તિ હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** મારો સોસાયટીને લાભ નહીં કંઈ, આટલો હું ભણ્યો, તો સોસાયટીને નકામું જશે ખરું. હું અહીંયા આવી જઉં. દાદા પાસે જ રહું. પણ મેં જે આટલું એ કર્યું. એમાં સોસાયટીને શું મળ્યું ?

**દાદાશ્રી :** સોસાયટીને લાભ તો, તમે શું આપનારાં ?

**પ્રશ્નકર્તા :** ના. એ જનરલ પૂછે છે.

**દાદાશ્રી :** એટલે કોઈ માણસ આપી શકેલો નહીં. હું આ લોકોને શું કહું છું, બહાર કહેશો નહીં, આખા વર્લ્ડને. પુસ્તકમાં લખ્યું છે કે આખું વર્લ્ડ ટોપ્સ છે. ટી.ઓ.પી.એસ.

**પ્રશ્નકર્તા :** ભમરડો.

**દાદાશ્રી :** તો શું સેવા કરવાનાં છો તે ? કેમ ટોપ છે ? શાથી? પ્રકૃતિ નચાવે છે તેમ નાચે છે અને પોતાને આ સત્તા નથી. આ 'જ્ઞાન' લીધેલા તો સત્તા પોતાની ધરાવે છે ! 'હું શુદ્ધાત્મા છું', તે શુદ્ધાત્માને આધારે આ કહે છે. એટલે આ 'ટોપ' શું સેવા કરે ? પણ છતાં ય એ આપણે અહીં આને માટે જ છે આ વાત ? આ બાઉન્ડ્રી માટે છે. બહાર તો અમે કહીએ કે તમારે સેવા જ કરવી. બહાર તો અમે શું કહીએ કે સારી સેવા કરજો, માનવ સેવા. એટલું કહીએ. એ મોટામાં મોટી ફરજ છે. આ તો અહીંને માટે છે. દશ-દશ હજાર માણસોને સુધારી શક્યા.

**પ્રશ્નકર્તા :** અમારું બધું ચિત્ત ને માઈન્ડ અહીંયા હોય, અને બહાર રહીને કોઈને કામમાં લાગી શકેને ?

**દાદાશ્રી :** કામમાં ? પોતાની બૈરીને કામ લાગતો નથી, તો બીજાને શું કામ લાગવાનો છે તે ?

**પ્રશ્નકર્તા :** અન્મેરીડ છે.

**દાદાશ્રી :** પૈણ્યા પછી મને કહેજે તું. તારી વાઈફને જ તું કામ લાગે એવો નથી. આ અત્યારે આ કળિયુગમાં શું કામ લાગશે ? કો'ક સેવાભાવી હોય ત્યારે વહુ પજવતી હોય ઘેર ! એવિડન્સ એવા ને બધા ! આ મને અત્યારે આ હિરાબાએ મોકલ્યો ત્યારે છૂટા થયા.

**પ્રશ્નકર્તા :** એક એવો વખત આવી જાય કે બધા જ આમાં લાગી જાય તો બધા કામ કરનાર કોણ રહેશે ?

**દાદાશ્રી :** હા... કામ કરવાની જરૂર જ નથી. એ જ્યાં આત્મા છે ત્યાં હરેક ચીજ છે. આત્મા જો થઈ ગયો તો અનંત શક્તિ છે ! આ તો અજ્ઞાન છે, અને અજ્ઞાન છે એટલે મહેનત કરવી પડે છે. કોઈ ડૉક્ટરને આપણે અપમાન કરીએ. તો ડૉક્ટરને ઊંઘ આવશે ?

**પ્રશ્નકર્તા :** નહીં આવે.

**દાદાશ્રી :** નિર્બળતા ! નિર્બળ માણસ શું કરવાનો છે ? શું સેવા કરવાના છે ? આ સબળ માણસોને તમે ધોલ મારો તો ય ઊંઘી જાય. ઈન્કમટેક્ષનો કાગળ આવ્યો હોય અજ્ઞાનીને તો આખી રાત રહે અને તમને (મહાત્માઓને) આવ્યો હોય તો 'વ્યવસ્થિત' કહીને સૂઈ જાવ ! ફેર પડી જાય કે ના પડી જાય ?! જેને કંઈ જ્ઞાન છે એનું એડજસ્ટમેન્ટ લઈ શકે ને. એટલે આ પોતાની નબળાઈ જતી રહે બધી. પણ નબળો માણસ શું સેવા કરી શકે આ જગતની ?

## મા-બાપની કરવી સેવા ખૂબ; એ અવળું બોલે તો ય રહે ચૂપ!

**પ્રશ્નકર્તા :** આ જે બેનો છે, એમને અત્યારે આપ એવું કંઈક કહો કે જેથી કરીને એમને પોતાને લાભ થાય અને સમાજને પણ લાભ થાય.

**દાદાશ્રી :** આ બેનોના બધાં પ્રતિક્રમણ વાંચ્યા, બહુ ભાંજગડો હોતી નથી એમને. બહુ ત્યારે મા-બાપની જોડે કે ભાઈ જોડે ભાંજગડ થયા કરે છે, મા-બાપ બોલે ને એટલે આ ગુસ્સે થયા કરે. ને આ આવડું બોલે એટલે મા-બાપ પછી પાછું બીજે દા'ડે ટાઢાં પડી જાય. તે રાગ-દ્વેષથી ઊભું રહ્યું છે. તે મા-બાપનો જો ગુણ માને આ લોકો કે મા-બાપે આપણને અવતાર આપ્યો છે ને એ અવતાર મોક્ષને માટે લાયક છે. તો આવો ઉપકાર ભૂલે નહીં. મા-બાપનો ઉપકાર જો ભૂલે તો આવું એમના સામું થાય. નહીં તો એ ગમે તે કહે, પણ એ ઉપકારી છે. ઉપકારી બોલે

તેનું 'લેટ ગો' કરવું પડે. એવું જો સમજવામાં આવે તો ઉકેલ આવે, નહીં તો આનો ઉકેલ જ નથી આવે એવો. જો મારું અસ્તિત્વ હું જાહેર કર્યા કરું, એનો અર્થ જ નથી. મા-બાપ પોતે મોટાં કરે છે એ કંઈ ગમે તે ફરજીયાત હશે, ભલે ફરજીયાત હશે, તમારા પુણ્યના આધારે છે એ પણ વ્યવહારમાં દેખાય છે. પણ છતાં ઉપકારી છે એ. એટલે ઉપકારીનો ઉપકાર ઓળંગવો ના જોઈએ.

એમના તરફે કંઈ પણ ભાવ ના બગડે અને બગડે તો પશ્ચાતાપ કર્યા જ કરવો પડે.

જે માણસ મા-બાપનો દોષ જુએ, એમનામાં કોઈ દા'ડો ભલીવાર જ ના આવે. પૈસાવાળો થાય વખતે, પણ એની આધ્યાત્મિક ઉન્નતિ ક્યારે પણ ના થાય. મા-બાપનો દોષ જોવાય નહીં. ઉપકાર તો ભૂલાય જ શી રીતે ? કોઈએ ચા પાઈ હોય તો ઉપકાર ભૂલાય નહીં. આપણે તો મા-બાપનો ઉપકાર તો ભૂલાય જ શી રીતે ?

તું સમજી ગયો ? હં... એટલે બહુ ઉપકાર માનવો જોઈએ. સેવા બહુ કરવી. ફાધર-મધરની બહુ સેવા કરવી જોઈએ. એ અવળું બોલે તો આપણે એને શું કરવાનું ? ઈગ્નોર કરવાનું એ અવળું બોલે તો, કારણ કે મોટા છે ને ! કે તારે અવળું બોલવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ના બોલવું જોઈએ. પણ બોલી જવાય તેનું શું ? મિસ્ટેક થઈ જાય તો શું ?

**દાદાશ્રી :** હા, કેમ લપસી નહીં પડાતું ? ત્યાં પાકો રહું છું અને એવું લપસી પડ્યું તો તે ફાધરે ય સમજી જશે કે આ લપસી પડ્યો બિચારો. આ તો જાણી જોઈને તું એ કરવા જઉં, તો 'તું અહીં કેમ લપસી પડ્યો ?' તે હું જવાબ માંગું. ખરું-ખોટું ? એટલે એઝ ફાર એઝ પોસિબલ આપણને હોવું ના ઘટે અને તેમ છતાં ય તારાથી, તારી શક્તિ બહાર થઈ ગયું હશે તો તો એ બધાં સમજી જશે, કે આવું કરે નહીં આ.

એમને ખુશ રાખવા. એ તને ખુશ રાખવા ફરે કે નહીં ? તને સુખી રાખવાની ઈચ્છા ખરી કે નહીં એમને !

**પ્રશ્નકર્તા :** હા.

**પ્રશ્નકર્તા :** દાદા ઘણીવાર એવું થાય કે મારી કંઈ ભૂલ જ નથી. કો'ક વાર ભૂલ મારી મને ખબર પણ પડે અને ઘણીવાર મારી કંઈ ભૂલ થતી જ નથી, એમનો જ વાંક છે એવું લાગે.

**દાદાશ્રી :** એવું લાગે તને પણ પછી પ્રતિક્રમણ કરવું ત્યારે !

**પ્રશ્નકર્તા :** હં. પછી એમને પણ જરા કઢાપો-અજંપો વધારે થઈ જાય ત્યારે થાય કે હવે આપણા નિમિત્તે આવું ના થવું જોઈએ. એવું થાય પછી.

**દાદાશ્રી :** ના, પણ એવું નહીં. 'મારી ભૂલ થઈ' એમ કરીને પ્રતિક્રમણ કરવું પડે, તું અવળું બોલી તેનાં.

**પ્રશ્નકર્તા :** મને અમુક વાર ભૂલ લાગતી નથી મારી પોતાની, તેમની જ ભૂલ છે.

**દાદાશ્રી :** ભૂલ થયા વગર કોઈને દુઃખ અપાય જ નહીં ને આપણી ભૂલ થાય તો કો'કને દુઃખ થાય.

**પ્રશ્નકર્તા :** મને તો એવું લાગે કે એમની પ્રકૃતિ જ એવી છે એવું લાગ્યા કરે.

**દાદાશ્રી :** આ બધા લોક સારી પ્રકૃતિ કહે છે ને તું એકલી કહું, એટલે ઋણાનુબંધ છે, હિસાબ છે.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા એમ થાય કે એમને કચકચ કરવાની ટેવ જ પડી ગઈ છે.

**દાદાશ્રી :** હા, તો એથી કરીને એ તારી ભૂલ છે એમાં, ભૂલ તારી છે. એટલે મા-બાપને કેમ દુઃખ થયું એનું પ્રતિક્રમણ કરવું જોઈએ. દુઃખ થવું તો ના જોઈએ, હવે 'સુખ આપવા આવી છું' એવું મનમાં હોવું જોઈએ. 'મારી એવી શી ભૂલ થઈ' કે મા-બાપને દુઃખ થયું.

## મા ગમે તેટલી હોય કાળી; છોકરાંને લાગે સદા રૂપાળી!

બાપા ખરાબ લાગતા નથી ?! એ લાગશે ત્યારે શું કરીશ ? એટલે ખરાબ એવું દુનિયામાં કશું હોતું નથી, આપણને ભેગું થયું એ બધું સારી ચીજ હોય છે. કારણ કે આપણા પ્રારબ્ધનું છે. મા મળી તે ય સારી. ગમે તેવી કાળી હોય, તો ય આપણી મા એ સારી. કારણ કે આપણને પ્રારબ્ધમાં મળી એ સારી. એવી બીજી બદલી લેવાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** બજારમાં મળે નહીં મા બીજી, નહીં ? અને મળે તો કામની ય નહીં. ગોરી ગમતી હોય તો ય આપણને શું કામની ? હમણાં છે એ સારી. બીજાની ગોરી જોઈને 'આપણે ખરાબ છે' એવું ના બોલવું જોઈએ. 'મારી મા તો બહુ સરસ છે' એવું કહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ભઈ પૂછે છે કે પપ્પાનું શું માનવાનું ?

**દાદાશ્રી :** પપ્પાનું ? એ શેમાં રાજી રહે એવું રાખજેને એમને. રાજી રાખતાં ના આવડે ? એ રાજી રહે એવું કરજે.

**પ્રશ્નકર્તા :** હા, કરીશ.

## પગ, માથું દબાવી દે તે સેવા; પૈણ્યા પછી છોડી દે તે કેવા?

મા–બાપ એટલે મા–બાપ. આ દુનિયામાં પહેલામાં પહેલી સેવા કરવા જેવું સાધન હોય તો મા–બાપ. સેવા કરીશ એમની ?

**પ્રશ્નકર્તા :** હા, ચાલુ જ છે સેવા. ઘરકામમાં મદદ કરું છું.

**દાદાશ્રી :** લ્યો, એ તો બધું નોકર રાખ્યો હોત તો તે ય કરે.

**પ્રશ્નકર્તા :** એમાં પૈસા જાય ને !

**દાદાશ્રી :** તે તારી પાછળ નથી આપતા પૈસા. કપડાં પહેરાવાનું કરવાનું, જમાડે ને એ બધું. તેમાં તેં શું કર્યું ? સેવા તો ક્યારે કહેવાય? એમને દુઃખ થતું હોય, પગ ફાટતા હોય અને આપણે પગ એમને દબાવી આપીએ એવું તેવું બધું....

**પ્રશ્નકર્તા :** હા, એ હું કરું છું ને !

**દાદાશ્રી :** કરું છું ?! એમ ! મોટો થઈશ ત્યારે પપ્પા–મમ્મીને શું કરીશ ?

**પ્રશ્નકર્તા :** સેવા કરીશ.

**દાદાશ્રી :** લાકડી લઈને ! શી રીતે સેવા કરીશ ? તું તો નોકરી કરીશ કે સેવા કરીશ ? જો બહાર કરીશ નોકરી અને ઘેર આવું તો વહુની ભાંજગડમાં પડવું પડશે, તો એમની ક્યારે સેવા કરીશ તું ? બહારનું ડિપાર્ટમેન્ટ રચાઈ ગયું, અંદર ઘરનું ડિપાર્ટમેન્ટ રચાઈ ગયું. એમનું ડિપાર્ટમેન્ટ કયું આવશે ? તને કેમ લાગે છે ? કે પૈણ્યા વગર રહેવાનો છું ?

## વડીલોની સેવાથી ખીલે વિજ્ઞાન; શાંતિ અચૂક મળે જીવનમાં પ્રધાન!

શું કરશો શાંતિનું ? લાવવી છે કે નથી લાવવી ?

**પ્રશ્નકર્તા :** લાવવી છે.

**દાદાશ્રી :** લાવી આપીએ પણ મા-બાપની સેવા કરી છે કોઈ દહાડો ? મા-બાપની સેવા કરે તો શાંતિ ના જતી રહે. પણ આજ સાચા દિલથી મા-બાપની સેવા નથી કરતા. ત્રીસ વર્ષનો થયો ને 'ગુરુ'(પત્ની) આવ્યા. તો કહે છે, મને નવે ઘેર લઈ જાવ. ગુરુ જોયેલા તમે ? પચીસ-ત્રીસ વર્ષે 'ગુરુ' મળી આવે અને 'ગુરુ' મળ્યા એટલે બદલાઈ જાય. ગુરુ કહે કે, બાને તમે ઓળખતા જ નથી. એ એક ફેરો ના ગાંઠે. પહેલી વખત તો ના ગાંઠે પણ બે-ત્રણ વખત કહે, તો પછી પાટો વાળી લે.

બાકી મા-બાપની શુદ્ધ સેવા કરે ને, એને અશાંતિ થાય નહીં એવું આ જગત છે. આ કંઈ જગત કાઢી નાખવા જેવું નથી. ત્યારે લોક પૂછે ને, છોકરાનો જ દોષ ને.... છોકરા સેવા નથી કરતાં મા-બાપની, એમાં મા-બાપનો શો દોષ ? મેં કહ્યું કે એમણે મા-બાપની સેવા નહીં કરેલી, એટલે એમને પ્રાપ્ત થતી નથી. એટલે આ વારસો જ ખોટો છે. હવે નવેસરથી વારસાની જગ્યાએ ચાલે તો સરસ થાય.

એટલે હું એ બનાવડાવું છું. એકેએક ઘેર, છોકરા બધા ઓલરાઈટ થઈ ગયા છે. મા-બાપે ઓલરાઈટ ને છોકરાએ ઓલરાઈટ !

વડીલોની સેવા કરવાથી આપણું વિજ્ઞાન ખીલે છે. કંઈ મૂર્તિઓની સેવા થાય છે ? મૂર્તિઓનાં કંઈ પગ દુઃખે છે ! સેવા તો વાલી, વડીલો કે ગુરુ હોય તેમની કરવાની હોય.

# મા-બાપની સેવાથી સુખસંપત્તિ; મળે ગુરુસેવાથી કાયમી મુક્તિ!

**પ્રશ્નકર્તા :** ગુરુની સેવા સાથે મા-બાપની સેવા કરવી જોઈએ આ યુવા પેઢીએ. તો જો મા-બાપની સેવા ન કરે તો કઈ ગતિ થાય ?

**દાદાશ્રી :** પહેલી મા-બાપની સેવા, જેણે જન્મ આપ્યો તે. પછી ગુરુની સેવા. ગુરુની સેવા ને મા-બાપની સેવા તો ચોક્કસ રહેવી જોઈએ. વખતે ગુરુ સારાં ના હોય તો સેવા છોડી દેવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** અત્યારે મા-બાપની સેવા કરતાં નથી ને, તેનું શું ? તો કઈ ગતિ થાય ?

**દાદાશ્રી :** મા-બાપની સેવા ના કરે એ આ ભવમાં સુખી થાય નહીં. મા-બાપની સેવા કરવાનો પ્રત્યક્ષ દાખલો શું ? ત્યારે કહે છે કે આખી જિંદગી સુધી દુઃખ ના આવે. અડચણો ય ના આવે, મા-બાપની સેવાથી !

આપણા હિન્દુસ્તાનનું વિજ્ઞાન તો બહુ સુંદર હતું. તેથી તો શાસ્ત્રકારોએ ગોઠવી દીધેલું ને કે મા-બાપની સેવા કરજો, જેથી કરીને તમને જિંદગીમાં ય ધનનું દુઃખ નહીં પડે. હવે એ કાયદેસર હશે કે નહીં હોય એ વાત જુદી છે, પણ મા-બાપની સેવા અવશ્ય કરવા જેવી છે. કારણ કે જો તમે સેવા નહીં કરો તો તમે કોની સેવા પામશો ? તમારી પાછળની પ્રજા શી રીતે શીખશે કે તમે સેવા કરવા લાયક છો. છોકરાંઓ બધું જોતા હોય છે. એ જુએ કે આપણા ફાધરે જ કોઈ દહાડો એમના બાપની સેવા કરી નથી ને ! પછી સંસ્કાર તો ના જ પડે ને !

**પ્રશ્નકર્તા :** મારું કહેવાનું એમ હતું કે પુત્રની પિતા પ્રત્યે ફરજ શું છે ?

**દાદાશ્રી :** છોકરાઓએ પિતા પ્રત્યે ફરજ બજાવવી જોઈએ અને છોકરાં જો ફરજ બજાવે ને તો છોકરાને ફાયદો શું મળે ? મા-બાપની જે છોકરાઓ સેવા કરે, તેને કોઈ દહાડો ય પૈસાની ખોટ આવે નહીં, એની જરૂરિયાત બધી મળી આવે અને ગુરુની સેવા કરે એ મોક્ષે જાય. પણ આજના લોકો મા-બાપની કે ગુરુની સેવા જ કરતાં નથી ને ? તે બધા લોકો દુઃખી થવાના.

છતાં મા-બાપથી એમ ના કહેવાય કે મેં તને દેવું કરીને ભણાવ્યો. કારણ કે આ ભણાવવું એ ફરજિયાત હતું. ફરજ બજાવવાની હતી, એમાં છૂટકો જ નહોતો. જેટલી ફરજો છે ને એ બધી ફરજિયાત છે. મરજિયાત આમાં એકું ય નથી. કશું ય મરજિયાત નથી.

## કર્મો પર ન છોડાય કદિ; કરી છૂટવી મદદ બનતી!

**પ્રશ્નકર્તા :** બધા પોતપોતાનાં કર્મો ભોગવે છે, તો આપણાં મા-બાપ બિમાર થયા હોય તો આપણે એમને એમનાં કર્મો ભોગવવા દેવાનાં, કઈ કરવાનું નહીં ?

**દાદાશ્રી :** ના, નહીં. આપણે કાં તો ત્યાં જવું, ચાકરી કરવી. ચાકરી ના કરવી હોય તો વગર કામનાં બોલબોલ કરવાનો અર્થ નહીં, છેટે રહીને તાલીઓ પાડવાની જરૂર નથી. તમે જો લાગણીવાળા હોય તો પહોંચી જાવ. લાગણીવાળાએ મા-બાપની સેવા કરવી જોઈએ અને લાગણી નથી તો અમથા અમથા બુમો પાડવી, એનો અર્થ નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પહોંચી જવાથી થોડા કંઈ એ લોકોના કર્મો ને પીડામાં ફેર થવાનો છે ?

**દાદાશ્રી :** એ ગપ્પું કહેવાય. ત્યાં પહોંચી જાવ એટલે કંઈ ત્યાં હેલ્પ થયા વગર રહે નહીં. એ તો ગપ્પું માર્યું કહેવાય ! એ તો ગુનો કહેવાય. લાગણી થતી હોય તો ત્યાં પહોંચી જવું જોઈએ. લાગણી થાય ને કરવું નહી, અહીંથી બુમાબુમ કરવી એનો અર્થ નહીં અને લાગણીવાળા કોઈએ પૈસા મોકલ્યા ? એ લોકોના હેલ્પ માટે ઘણાં લોકો ગયા છે ત્યાં આગળ. એમના માટે પૈસા ખર્ચે. તેં મોકલ્યા છે પૈસા ?

**પ્રશ્નકર્તા :** હા, મોકલ્યા છે દાદા.

**દાદાશ્રી :** આપણે જો જાતે ના જવાય, જાતે જવાય નહીં તો પૈસા મોકલીને પણ હેલ્પ કરવી. આપણે હેલ્પ તો કરવી જ જોઈએ, એવું છોડી ના દેવાય એના કર્મ ઉપર.

## ભગવાન દેખાય ક્યાં? થાય મા-બાપની સેવા જ્યાં!

મા-બાપની સેવા કરવી એ ધર્મ છે. એ તો ગમે તેવો હિસાબ હોય પણ આ સેવા કરવી એ આપણો ધર્મ છે. અને જેટલો આપણો ધર્મ પાળીએ એટલું સુખ આપણને ઉત્પન્ન થાય. વડીલોની સેવા તો થાય એ થાય, જોડે જોડે સુખ ઉત્પન્ન થાય. મા-બાપને સુખ આપીએ તો આપણને સુખ ઉત્પન્ન થાય. મા-બાપને સુખી કરે એ માણસો કાયમ કોઈ દહાડો દુઃખી હોતા જ નથી.

એક ભાઈ મને એક મોટા આશ્રમમાં ભેગા થયા. મેં તેમને પૂછ્યું કે, 'અહીં ક્યાંથી તમે ?' ત્યારે તેમણે કહ્યું કે, 'હું આ આશ્રમમાં છેલ્લા દસ વર્ષથી રહું છું.' ત્યારે મેં તેમને કહ્યું કે 'તમારાં મા-બાપ ગામમાં બહુ જ ગરીબીમાં છેલ્લી અવસ્થામાં દુઃખી થાય છે.' ત્યારે તેમણે કહ્યું કે, 'એમાં હું શું કરું ? હું એમનું કરવા જાઉં તો મારો ધર્મ કરવાનો રહી જાય.' આને ધર્મ કેમ કહેવાય ? ધર્મ તો તેનું નામ કે મા-બાપને બોલાવે, ભાઈને બોલાવે. બધાને બોલાવે. વ્યવહાર આદર્શ હોવો જોઈએ. જે વ્યવહાર પોતાના ધર્મને તરછોડે, મા-બાપના સંબંધને પણ તરછોડે, તેને ધર્મ કેમ કહેવાય ?

તમારે મા-બાપ છે કે નથી ?

**પ્રશ્નકર્તા :** મા છે.

**દાદાશ્રી :** હવે સેવા કરજો, બરાબર. ફરી ફરી લાભ નહીં મળે અને કોઈ માણસ કહેશે, 'હું દુઃખી છું.' તો હું કહું કે તારા મા-બાપની સેવા કરને, સારી રીતે.

તો સંસારના દુઃખ તને ન પડે. ભલે પૈસાવાળો ન થાય, પણ દુઃખ તો ન પડે. પછી ધર્મ હોવો જોઈએ. આનું નામ ધર્મ જ કેમ કહેવાય ?

મેં ય બાની સેવા કરેલી. વીસ વર્ષની ઉંમર હતી, એટલે જુવાનજોધ ઉંમર હતી. એટલે માજીની સેવા થઈ. બાપુજીને ખભે ચઢાવીને લઈ ગયેલા, એટલી સેવા થયેલી. પછી હિસાબ જડ્યો, આવાં તો કેટલાય બાપુજી થયા. હવે શું કરીશું ? ત્યારે કહે, જે છે એમની સેવા કર. પછી ગયા એ ગોન. પણ અત્યારે તું એમની સેવા કર હોય તો, ના હોય તો ચિંતા ના કરીશ. બધા બહુ થઈ ગયા. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. મા-બાપની સેવા, એ પ્રત્યક્ષ રોકડું છે. ભગવાન દેખાતો નથી, આ તો દેખાય છે. ભગવાન ક્યાં દેખાય છે ? અને આ મા-બાપ તો દેખાય છે.

## આદર્શ ઘરડાં ઘરની જરૂરિયાત; જ્ઞાન સાથે બાકીનું રહે શાંત!

અત્યારે તો વધુમાં વધુ દુઃખી હોયને તો એક તો ૬૫ વર્ષની ઊંમરના માણસો બહુ દુઃખી છે અત્યારે. પણ કોને કહે એ ? છોકરાંઓ ગાંઠતા નથી. સાંધા બહુ પડી ગયેલાં, જૂનો જમાનો ને નવો જમાનો. ડોસો જૂનો જમાનો છોડતો નથી. માર ખાય તો ય ના છોડે.

**પ્રશ્નકર્તા :** દરેક પાંસઠે એની એ જ હાલત રહેને.

**દાદાશ્રી :** હા. એવી ને એવી જ હાલત. આની આ જ હાલત. એટલે ખરી રીતે કરવા જેવું શું છે આ જમાનામાં ? કે કોઈ જગ્યાએ આવા વડીલ લોકોને માટે જો રહેવાનું સ્થાન રાખ્યું હોય ને તો બહુ સારું. એટલે અમે વિચાર કર્યો હતો. મેં કહ્યું, એવું કંઈક કર્યું હોય ને તો પહેલું આ જ્ઞાન આપી દેવું. પછી એમને જમવા-કરવાની વ્યવસ્થા તો આપણે અહીં પબ્લિકને બીજા સામાજીકતામાં સોંપી દઈએ તો ચાલે. પણ જ્ઞાન આપ્યું હોય તો દર્શન કર્યા કરે તો ય કામ તો ચાલે. ને આ 'જ્ઞાન' આપ્યું હોય તો શાંતિ રહે બિચારાને, નહીં તો શા આધારે શાંતિ રહે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** ગમે એવી વાત છે કે નહીં ?

ઘરડાપણું અને પાંસઠ વર્ષની ઊંમરનો માણસ હોય ને, ઘરમાં રહેતો હોય ને, તે એને કોઈ ગણકારે નહીં એટલે શું થાય ? મોઢે બોલાય નહીં

ને મહીં ઊંધાં કર્મ બાંધે. એટલે આ લોકોએ જે ઘરડાંઘરની વ્યવસ્થા કરી છે તે એ વ્યવસ્થા ખોટી નથી. હેલ્પીંગ કરે છે. પણ એને ઘરડાંઘર તરીકે નહીં, પણ બહુ માનભેર એવો શબ્દ મૂકવો જોઈએ કે માનભેર લાગે.

**પ્રશ્નકર્તા :** ફોરેનમાં પણ ઘરડાં જે હોય છે ને એ પ્રેમના ભૂખ્યા હોય છે એટલે મુશ્કેલી છે.

**દાદાશ્રી :** ત્યાં તો ૧૮ વર્ષથી છોકરાં જુદાં રહેવાનાં. એટલે ૧૮ વર્ષનો છોકરો જુદો થઈ જાય. પછી મળવા જ ના આવેને. ફોન ઉપર વાત કરે. એમને પ્રેમ જ નથી હોતો. આપણે અહીં તો ઠેઠ સુધી.

**પ્રશ્નકર્તા :** એટલે અહીંયા તો સારું છે.

**દાદાશ્રી :** અહીંયા તો બહુ સારું છે. પણ અહીંયા ય હવે બગડ્યું છે. બધા માણસોને નથી બગડ્યું પણ અમુક એવા પરસેન્ટ છે કે જે પાછલું હજુ છોડતાં જ નથી. તેથી મારે બોલવું પડે છે ને 'એડજસ્ટ એવરીવ્હેર'. હા, એડજસ્ટમેન્ટ નહીં લો તો માર ખાઈને મરી જશો. આ જમાનો બહુ જુદી જાતનો આવે છે.

જૂનું તો એક જાતની ઘરેડ એવી બેસી જાય છે એ છૂટતી જ નથી પછી. આ ભઈ છે એમની જાતમાં એ બળવાખોર જ ગણાય છે. જૂના રીવાજો બધા ફગાવી દીધા છે નવા વિચારો ધરાવે છે. એમનું કહેવું છે કે નવાનું ધ્યાન કરો. તે લોકોએ એમને બળવાખોર કહ્યા.

**પ્રશ્નકર્તા :** એમની જ્ઞાતિમાં હજુ સંકુચિતતા છોડતા નથી.

**દાદાશ્રી :** હવે બધે આ સંકુચિતતા છોડતા નથી.

હા, મૂળ આપણી ક્વૉલિટી જ છે ને, મૂળ ક્વૉલિટી ઉપર જતું રહેવાનું ને !

# જમાના પ્રમાણે ઘૈડાંએ ચાલવું; તો થવાય સુખી નહિ તો દાઝવું!

**પ્રશ્નકર્તા :** છોકરાંઓનું બીજી બધી રીતે સારું છે, પણ જે નાના-મોટાનો વિનય હોય તે બરાબર નથી. નાના-મોટાંનો વિવેકમાં આવે એવું કંઈક કરો.

**દાદાશ્રી :** મા-બાપ મોડર્ન થાય તો તો વાંધો ના આવે. પણ મોર્ડન થતાં નથી ને ? અગર છોકરાંઓ જૂનું સ્વીકાર કરે તો વાંધો ના આવે. એ સ્વીકાર કરવા તૈયાર નથી.

ખરો કાયદો શું કહે છે, કે જેવો કાળ આવે તેવું લોકોએ થવું જોઈએ. એટલે ફાધરે ફરવું જોઈએ. હા, અમે તો ફરી ગયાં છીએ, તદ્દન. ગમે તેવી હોટલમાં મુંબઈ તમે ગયાં હો, પણ અમે એમ ના કહીએ તમને કે આવું ના હોય આપણે. એવો વખત આવ્યો ત્યારે બદલ્યું. એ ક્યાં મતભેદ કરું હું રોજ ? વખત બદલાયો તે પ્રમાણે ચાલો. જે ભાષા હોય તે પ્રમાણે બોલાય. અત્યારે આ નાણું છે, તે આપણે કહીએ કે આ નાણું અમે લેવા આવ્યા નથી. કલદાર હોય તો આપ, નહીં તો નહીં. તો તે આપણને કહેશે, આ ગાંડો છે, આ મૂરખ છે. જે નાણું જે વખતે ચાલતું હોય તે નાણાંને એક્સેપ્ટ કરવું જોઈએ. અત્યારે કલદાર માંગવા જઈએ તો શું થાય ? ગાંડો કહે કે ના કહે ? અને ત્યારે અમે કહીએ કે ના, બે રતલ જ આપો, તો ગાંડો કહે. એટલે આપણે છે તે જૂનવાણીમાંથી નીકળી અને મોર્ડનમાં આવી જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, મોર્ડનમાં તો આવીએ છીએ, પણ નાના-મોટાંનો જે વિવેક ને વિનય જોઈએ, તે નથી. આમ તો હું ય છોકરાં જેવડો જ થઈ જાઉં છું.

**દાદાશ્રી :** એ વિનય-વિવેક તો જૈનનાં છોકરાંઓ સાચવ્યા વગર રહે જ નહીં. તમને જૈનને કંઈ સામો ના થાય એકું ય છોકરો !

**પ્રશ્નકર્તા :** ના, સામા ના થાય.

## તમે રોજ દંડવત્ કરો મા–બાપને; છોકરાં શીખીને ઊઠાવશે લાભને!

તમારે ઘેર છોકરાંઓને કેવા સંસ્કાર પડે હવે ? તમે તમારા ફાધર–મધરને નમસ્કાર કરો. આટલાં વર્ષે, ધોળાં આવ્યાં તો ય, તો છોકરાંના મનમાં વિચાર ના આવે કે બાપા તો લાભ ઉઠાવે છે, તો હું કેમ ન લાભ ઉઠાવું ? તો તમને પગે લાગે કે ના લાગે ?

**પ્રશ્નકર્તા :** લાગે છે.

**દાદાશ્રી :** અને પેલું તો આપણે જ આપણા ફાધર–મધરને પગે ન્હોતાં લાગતાં અને જોડે જોડે આપણે આપણી આબરૂ ખોતાં હતાં કે ન્હોતાં ખોતાં ?

**પ્રશ્નકર્તા :** આપણું જ ખોતાં હતાં.

**દાદાશ્રી :** એટલે કયું સારું ? તમારા મા–બાપની તમે સેવા ના કરો તો પછી એને સરવાળે તમે શું જોશો ? એટલે પછી પોતાની જ ઘોર ખોદી છે ને ?

**પ્રશ્નકર્તા :** પણ આ તો ઘરની વાત છે કે ઘરમાં એકબીજાને પગે પડતાં હોય, કોઈ મોટા આપણા વડીલ આવે ને આપણે એને પગે પડીએ તો એનો લાભ થાય કે ના થાય ?

**દાદાશ્રી :** બહુ સારું, બહુ લાભ થાય. એટલે વિનય મોટામાં મોટો. 'અક્રમજ્ઞાન' લીધા પછી બધે ઘણાંખરાં ઘરમાં આવું થઈ ગયું.

એક ભઈ તે વધારે ભણતર તો ભણેલો, પણ જોડે જોડે પુસ્તક બધાં ખૂબ વાંચેલાં અને લેખક પાછો. એના ફાધરે ય ગ્રેજ્યુએટ થયેલા ! પણ એ ભઈ એના ફાધર માટે શું જાણે કે આમનામાં અક્કલ નથી. તે બેને રોજ કચકચ ટકટક થાય. અહંકાર લડે બેઉનો ય. પેલો ફાધર અહંકાર છોડે નહીં અને આ અહંકાર જામી ગયેલો. તે ખૂબ જામી ગયેલો બધો અહંકાર.

પછી આ ભાઈએ એણે જ્ઞાન લીધું આપણી પાસેથી. આપણે બોલાવીએ 'નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં' તો બધા બોલે, પણ એ બોલે નહીં. પછી મેં એમને કહ્યું, બધાંની રૂબરૂ, 'તમે નથી બોલતાં, તે તમે જાતે બોલતાં નથી કે કોઈ બોલવા દેતું નથી ?' તો કહે, 'બોલવામાં શું ફાયદો ? ત્યારે મેં કહ્યું, 'હું શું કરવા બોલું, મારે બોલવાની જરૂર નથી. હું તો બધું લઈને બેઠો છું. આ બોલો એ શીખવાડું છું. આ વિજ્ઞાન છે, આ સાયન્સ છે.' એકે એક શબ્દ સાયન્સ રૂપ છે. પછી જે એને સારું એવું સમજાવ્યું ને સમજી ગયો. બોલવા માંડ્યો.

હવે એને ફાધર-મધર જોડે શું થતું, ફાધર જોડે ટક્કર રોજ ચાલ્યા કરે, તો ફાધરે એક ફેરો મને કહ્યું કે 'આણે જ્ઞાન લીધું પણ ઘેર લઢવાડ પાર વગરની કરે છે.' એટલે મેં ભઈને શું કહ્યું કે, 'તમે એક અમારી આજ્ઞા પાળો.' તે કહે, 'હા દાદાજી આપ જે કહો તે.' આજથી તમારા ફાધરને રોજ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી અને ઊઠવું. પછી આખા દિવસનું કામ ત્યાર પછી કાર્ય કરવાં. એણે ચાલુ કર્યું. પછી એના ફાધર આવીને કહે છે, 'મારું ઘર સ્વર્ગ થઈ ગયું હવે તો. નર્ક જેવું થઈ ગયું'તું, તો સ્વર્ગ થઈ ગયું.' હવે પેલા ભઈને શું ફાયદો થયો એ જાણો છો તમે ? એના છોકરાં હતા પંદર-પંદર વર્ષનાં, બાર-બાર વર્ષનાં એ બધા એને પગે લાગવા માંડ્યાં. ત્યારે આને કહ્યું, 'કેમ પગે લાગો છો ?' ત્યારે કહે, 'તમે તમારા ફાધરને કેમ લાગો છો ? તમે લાભ ઉઠાવો અને અમે ના લાભ ઉઠાવીએ ?!' ત્યાં ઘણાં ખરાં ઘરે ચાલુ છે. અંદર અંદર બધા સંકેલવામાં બહુ લાભ થાય. બહારના માણસોને ના કરવા જોઈએ. તે ટાઈટ થાય. અહીં તો વડીલ ખરાંને, વડીલ તો ઉપકારી કહેવાય આ તો! એના આશીર્વાદ હોય જ ! હવે એ પચાસ વર્ષનાં માણસ દર્શન કરે સવારથી, દંડ શરૂ કર્યા. આજ્ઞા પાળવામાં બહુ શૂરો પણ. એટલે બરાબર દાદાજી આપ જે કહો એ મારે કરવાનું. એને ફાધરની શરમે ય ના આવી ને ત્યાં સીધો જઈને પેલો ફાધરને પગે લાગ્યો. એનો ફાધર ઊંચોનીચો થઈ ગયો કે આ શું ? દુનિયામાં ના બને એવું બન્યું !

## છોકરાં નથી લાગતાં મા-બાપને પગે; ન ભૂલ ઋણ મા-બાપ ગુરુનું જગે!

**પ્રશ્નકર્તા :** આજના છોકરાંઓ મા-બાપને પગે લાગતાં નથી. સંકોચ અનુભવે છે.

**દાદાશ્રી :** એવું છે, મા-બાપને પગે લાગતાં નથી. મા-બાપના દૂષણ જોઈ લે છે છોકરાઓ. એટલે પગે લાગવા જેવાં નથી એવું એમના મનમાં માને છે, એટલે નથી લાગતાં. જો એમનામાં કંઈક એનાં પોતાનાં આચાર-વિચારો ઊંચા બેસ્ટ લાગે તો હંમેશાં પગે લાગે જ. પણ આજના મા-બાપ તો બેઉ છોકરા ઊભાં હોય ને મા-બાપ લઢતાં હોય, મા-બાપ લઢે કે ના લઢે ?

**પ્રશ્નકર્તા :** લઢે.

**દાદાશ્રી :** હવે એ છોકરાના મનમાં કંઈ રહે એમના માટે જે માન હોય તે ?

**પ્રશ્નકર્તા :** સંત-મહાત્માઓને પણ હાથ જોડી ઉપરથી માથું નામનું નમાવે છે.

**દાદાશ્રી :** હા, પણ સંત-મહાત્મામાં ભલીવાર ના હોય તો નામનું જ નમાવે પછી. છોકરા ખોટાં નથી, મા-બાપની ભૂલ છે. સંત-મહાત્માની ભૂલ છે.

**પ્રશ્નકર્તા :** આપની પાસે ચરણમાં પડતાં આપના ચરણ છોડવાની ઈચ્છા પણ કરતાં નથી.

**દાદાશ્રી :** એ અહીં સાચું છે એટલે છોકરો શું, નાનું છોકરું પાંચ વર્ષનું ખસે નહિ. સાચું છે એટલે ! પોતાને તરત સુખ ઉત્પન્ન થાય છે. મા-બાપને શી રીતે પગે લાગે ? મા-બાપને તો લગ્ન કરે તે દહાડે જરા આમ આમ કર્યા કરે, પૈણાવ્યો તે બદલ ! બાકી કશું ના લાગે. એના માટે ચારિત્રબળ જોઈએ. ચારિત્રબળ હોય તો સામો માણસ પગે લાગે, નહિ તો પગે લાગે નહિ.

આ દુનિયામાં ત્રણનો મહાન ઉપકાર છે. એ ઉપકાર છોડવાનો જ નથી. ફાધર, મધર અને ગુરુનો ! આપણને જેમણે રસ્તે ચઢાવ્યા હોય, તે આ ત્રણનો ઉપકાર ભૂલાય એવો નથી.



## વઢીને નહીં, પ્રેમથી સુધારો

મા-બાપ છોકરાંને સુધારવા માટે બધું ફ્રેકચર કરી નાખે છે. આપણે છોકરાંઓ માટે ભાવ કર્યા કરવા કે છોકરાંની બુદ્ધિ સવળી કરો. એમ કરતાં કરતાં બહુ દહાડા થાય ને, અસર પડ્યા વગર રહેતી નથી. એ તો ધીમે ધીમે સમજશે, તમારે ભાવના કર્યા કરવી. એમની ખેંચ કરશો તો અવળાં ચાલશે. અને છોકરાને તો મારશો જ નહીં. કોઈ ભૂલચૂક થાયને, તો ધીમે રહીને માથે હાથ ફેરવીને સમજણ પાડવાની જરૂર છે. પ્રેમ આપે ત્યારે છોકરું ડાહ્યું થાય. બાકી આ સંસાર જેમ તેમ કરીને નભાવી લેવા જેવો છે.

\- દાદાશ્રી



ISBN 978-81-89725-58-7
9 788189 725587

₹ 75

Printed in India